# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૧ કારતક : ૨૦૦૨ અંક ૧


## આજ સવારે —


ઉમાશંકર જોષી


આજ સવારે મનડું મારું ઊડુંઊડું થાય,
ફૂટતાં કિરણોને ભેટવાને સામું દોડવા જાય.

ઓ રે ઓ અધીર પંખી! પ્રાચી–દ્વારે વધાઈ તું ગાશે?
મારા આ આટલા ગીતને તારી પાંખે તું લેતું જાશે?

રંગની ટશરે મલકી ઊઠી ગગને હે મેઘમાલા!
હૈયાના રંગનાં પુષ્પોની મારી લેતી જાને આ માલા.

હવા, તારા મઘમઘતા અર્ઘ્યે પૂર કૈં મારો સુવાસ;
આકાશ, છાઈ દે વિતાને તારે આ રે હૈયાનું હાસ.

આજ જોઈ સરસાઈ ધરતી આ, પ્રાચીનું મુખ શું હસે!
ઊડુંઊડું થતું મન એ સ્મિતના ઉછાળ ઝીલવા ધસે.
પાંખ પસારીને લેતું સેલારા સ્વર્ગ વરેણ્યમાં વસે.

આજ સવારે —

૧૨-૧૦-૧૯૪૫

# મનુ અને માર્ક્સ

રસિકલાલ માણેકલાલ વકીલ બી. એ.

[ આજના હિંદના જ નહીં પણ જગત ભરનાં રાષ્ટ્રોની સામાજિક, આર્થિક અને રાજકીય અસ્તવ્યસ્ત સ્થિતિમાં વ્યવસ્થા લાવવા અર્થે મનુની, સમાજભાવનાના અને માર્ક્સના દ્વંદ્વાત્મક ભૌતિકવાદના સમન્વયની આવશ્યકતા ઉપર આ લેખ આગ્રહ કરે છે, તે વિચારણીય છે. આ બન્નેનો આપણાં જીવનમાં સાચો સમન્વય થાય અને પરિણામે તેમાંથી પૂર્ણ માનવધર્મ વિકસે એવી લેખકની ઝંખના છે. –સંપાદક ]

**મનુ અને માર્ક્સ**, એ બે મહાન સમાજવેત્તાઓએ માનવસમાજશાસ્ત્રની ઇમારતનો યોજનાપુરઃસર ઘાટ ઘડ્યો છે. એક બાજુથી પ્રકૃતિના નિયમો માનવને પોતાની નિયતિના પરિપાક તરફ સંચાલન કરી રહ્યા છે, બીજી બાજુથી મહામાનવોની વિચારણા, તેમના પ્રવાસો અને પ્રયોગો માનવજાતિની પ્રગતિને સહાયક કે અવરોધક બની રહ્યા છે.

વિશ્વના અસ્તિત્વથી અને ગતિશીલતાથી પ્રેરાઈને મહાન વિચારકોએ દ્વંદ્વાત્મક અદ્વૈતવાદની સ્થાપના કરી છે. સર રાધાકૃષ્ણન કહે છે: " 'હું' (अहम्) કહ્યું કે તરત તેના પ્રતિદ્વંદ્વીરૂપે 'તું' કે 'તે' (अनहम्) હોવાં જ જોઇએ પ્રથમ અને દ્વિતીય ( હું અને, તું અથવા તે ) વચ્ચેનો ભેદ સૃષ્ટિના આદિકાળથી ચાલતો આવેલો છે, सत्-सदेव, असत् असदेव (ગીતા–શંકર ભાષ્ય)" આ વાદની અંદર સૂક્ષ્મ વિરોધાભાસ, અનેક દ્વંદ્વ અને એક પ્રકારની ઊર્ધ્વવર્તી વર્તુલાકાર ગતિનો (spiral motion) સમાવેશ હોય છે. એમ જણાય છે કે પ્રકૃતિ ક્રમમુક્તિને માર્ગે માનવને મોક્ષ અને સચ્ચિદાનંદ તરફ દોરે છે, જ્યારે મહામાનવોના જાગ્રત, અજાગ્રત, અર્ધજાગ્રત કે અતિજાગ્રત અનુભવો અને પ્રયોગોને લઇને આ દિશા તરફની ગતિ કાં તો વેગ પકડે છે કાં તો શિથિલ બને છે. આવા મહાન પુરુષોના નભોમંડળમાં બે તેજસ્વી તારાઓ ઝગમગતા જણાય છે — મનુ અને માર્ક્સ.

આ બન્ને મહાપુરુષોએ સમાન ઉદ્દેશથી પ્રેરાઈને સમાજની હિતકારક પ્રગતિને માટે નિયમો ઘડ્યા છે. મનુના વર્ણાશ્રમધર્મ અને માર્ક્સના સામ્યવાદના વચગાળામાં કેટલાય વાદો અને સમાજનાં રૂપાન્તરો આવી જાય છે—જેમકે રાષ્ટ્રવાદ, પ્રજાતંત્ર, સામંતશાહી, મૂડીવાદ, ફાસીવાદ, નાઝીવાદ, ક્ષાત્રોદ્રેક ( militarism ), સમાજવાદ અને ગાંધીજીનો સર્વોદયવાદ.

મનુ અને માર્ક્સના સિદ્ધાંતોમાં જે ફરક છે તેનાં બે પ્રકારનાં કારણો છે: ભાવગત અને વસ્તુગત. એક બાજુથી મનુનું આધ્યાત્મિક આદર્શવાદી માનસ તેમના યુગબળની સૌમ્યતા સાથે રજુ થાય છે; અને બીજી બાજુથી આથી વિરોધી માર્ક્સનું દ્વંદ્વાત્મક ભૌતિકવાદી ( Dialectical Materialism ) માનસ તેમના યુગબળની મૂડીવાદી અસ્તવ્યસ્ત વ્યવસ્થાને અનુલક્ષીને આવિર્ભાવ પામે છે.

મનુના સમયમાં સમાજની અંદર આટલા વર્ગભેદ નહોતા તેથી તેમનો ઝોક મુખ્યત્વે વ્યક્તિનાં કર્તવ્યો અને ચરિતને સંયત કરીને યોગ્ય વલણ આપવાનો હતો. પરિણામે તેમની સમાજરચનામાં આશ્રમધર્મ અને વર્ણધર્મનું મિશ્રણ જોવામાં આવે છે. હજી વર્ગ-વર્ગનું શોષણ વિકસ્યું નહોતું. તે સમયે ફક્ત ભિન્ન ભિન્ન ધંધાદારી સમુદાયો હતા. આથી કરીને મનુના ધર્મશાસ્ત્રમાં વર્ગ-વર્ગની અનુસંકલના ઉપર ભાર મુકાયો છે અને તેની વિશેષતા વ્યક્તિગત કર્તવ્યપરાયણતા અને મુમુક્ષુત્વ છે.

પરંતુ સમય વહેતાં મનુષ્ય અનેક અનુભવો કરતો કરતો આગળ વધ્યો છે. તેની બુદ્ધિશક્તિ, નિરીક્ષણશક્તિ અને વિવેકશક્તિ વિકાસ પામતાં જાય છે. સાથેસાથે વ્યક્તિની સ્વાભાવિક વિકૃતિઓને પરિણામે અનિષ્ટ વર્ગો પણ વધ્યા છે. લોભ, આક્રમણકારક મનોવૃત્તિ અને આધ્યાત્મિક શિથિલતાને લીધે શોષક વર્ગ ઊભો થવા પામ્યો. આજે તેમાંથી જ મૂડીવાદીઓ, શાહીવાદીઓ અને શોષણ કરનારા જન્મ્યા છે. સમાજની આવી અવનતિના મધ્યમાં માર્ક્સનું અવતરણ થયું. મનુના યુગની શાન્તિને સ્થાને આધુનિક યુગની ભૌતિક આગેકૂચની ગડમથલ અને ધમાલ આવ્યાં છે. આથી વર્ગોની આ અનિષ્ટતાનો સામનો કરવાનું કાર્ય માર્ક્સને માથે આવી પડ્યું.

અત્યંત શ્રમ અને આંતરિક પ્રેરણાને પરિણામે માર્ક્સે વર્ગવિગ્રહના, દ્વંદ્વાત્મક ભૌતિકવાદના અને વર્ગહીન સમાજના સિદ્ધાન્તો અપનાવ્યા. આ રીતે ધંધાદારી સમુદાયોની મનુની સુસંવાદી યોજનાને બદલે આપણને માર્ક્સની વર્ગવિગ્રહની અને વર્ગવિહીન સમાજની નવી વિચારણા સાંપડી.

મનુ એક ધર્મવિધાયક સંત હતા. પરંતુ માર્ક્સની સામે નક્કર વસ્તુઓ પડી હતી. આથી માર્ક્સ એકલા સિદ્ધાંતવાદી ન રહ્યા, પરંતુ પોતે જનતાની, ખાસ કરીને શ્રમજીવીની ક્રાંતિકારી કૂચમાં ભાગીદાર બન્યા. માર્ક્સની વિચારણાનાં મૂળ ત્રણ છે: આર્થિક પરિસ્થિતિ, સામાજિક સંબંધો અને ઉત્પાદનનાં ભૌતિક સાધનો. મનુની વિચારણાની પાછળ માનવનું નૈતિક અને આધ્યાત્મિક ઘડતરનું પ્રેરક બળ હતું. અત્રે કહેવાનો આશય એવો નથી કે આ બંને વિચારસરણીઓ અને પદ્ધતિઓ પરસ્પર વિરોધી છે. કદાચ એ બંને એકબીજાના પૂરક પણ થઈ શકે. માત્ર સમાજની ભિન્ન ભિન્ન બાજુ તરફ તેમાંના દરેકનો વિશેષ ઝોક જણાય છે. માનવસમાજની બધી યાતનાઓ માર્ક્સને અને તેના મહાન શિષ્ય લેનિનને અસહ્ય લાગતી. તેથી જ લેનિનને વિષે મેક્સિમ ગોર્કી આ પ્રમાણે જણાવે છે:

"મારે મતે લેનિન સૌથી શ્રેષ્ઠ વ્યક્તિ હતી, કારણ કે તેનામાં માનવોનાં દુઃખો પ્રતિ અસમાધેય, અતૃપ્ત વિરોધની વૃત્તિ હતી. જીવનમાં દુઃખ કે યાતના કોઈ અનિવાર્ય તત્ત્વ નથી પરંતુ એવી ઘૃણા ઉપજાવનારી ઘટના છે કે જેને જનસમાજ દૂર કરી શકે છે અને કરવી જ જોઈએ."

માર્ક્સ કાંઈ વર્ગવિગ્રહ ઉપર મોહિત ન હતા. તેમણે જોયું કે વર્ગવિગ્રહ એક ઐતિહાસિક ઘટના છે, જે નિયમિત રીતે બને છે અને જેનું નિરીક્ષણ કરી શકાય છે. જ્યાં સુધી અત્યારની વર્ગવાળી સામાજિક રચના રહેશે ત્યાંસુધી એ પરંપરા ચાલુ રહેવાની જ. તેમનો ખાસ ઝોક હિંસાત્મક ક્રાંતિની અનિવાર્યતા તરફ હતો.

સર્વોદયવાદ એ એક નિષ્પાપ અને નૈતિક આદર્શથી પ્રેરાયેલી ભાવના છે, ને હવે

ભાવના છે; પરંતુ જ્યાંસુધી તે મનુવાદના મૂલ્યાંકનનો અતિરેક અને માર્ક્સવાદના મૂલ્યાંકનની ઉપેક્ષા કરે છે ત્યાંસુધી, કોઈ વાસ્તવિક નિકાલ આવવાનો સંભવ નથી. એટલે જો વાદ આપણને મુક્ત બનાવી શકે તેમાં મનુના આદર્શવાદનો અને માર્ક્સના દ્વંદ્વાત્મક ભૌતિકવાદનો સુમેળ સધાવવો જોઈશે. પ્રથમ માર્ગ એ છે કે મનુના આશ્રમધર્મની અને માર્ક્સના વર્ણધર્મની વચ્ચે એવી એક સંકલના કરવી જે પરિપક્વ રીતે પૂર્ણ માનવ-ધર્મમાં પરિણમે

ઈશ્વર અને તેમની કહેવાતી કામનાઓ પર વારંવાર આરોપણ કરવાની આપણી દૃઢ ટેવને લીધે આપણું દર્શન ક્લિષ્ટ બની ગયું છે. આ પ્રકારની ટેવ શ્રીકૃષ્ણના શિક્ષણનો ભંગ કરનારી છે. તેઓ ગીતામાં કહે છે :

> न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
> न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ गीता अ. ५–१४
> नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
> अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ गीता अ. ५–१५

જો આપણે આપણા વેદાન્તના ગૂઢ શિક્ષણરૂપી ધાર્મિક વારસાને વફાદાર રહેવા ઇચ્છતા હોઈએ તો પ્રથમ આપણે ઈશ્વરના કહેવાતા સર્જનાત્મક અને કામાત્મક હેતુ વિષેનો મોહ છોડી દેવો જોઈએ. આ મોહ અજ્ઞાનથી આવરાયેલો છે. મોહત્યાગ કર્યા પછી આપણે શ્રીકૃષ્ણનું વાસ્તવિક રહસ્ય સમજી શકીશું કે :

> प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
> अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ गीता अ. ३–२

તેમજ

> इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्ते ॥ गी. अ. ५–९
> गुणाः गुणेषु वर्तन्ते ॥ गीता अ. ३–२८

આપણા ધર્મની સત્યતાની મહાન ઉજ્જવલ ભાવના વિષે સંશય ધારણ કરવાની કોઈ જરૂર નથી; પરંતુ સામાજિક વિકાસ હમેશાં પ્રકૃતિને આધારે ઊર્ધ્વવર્તી ગતિ કરી રહ્યો છે અને તેની ઉત્પત્તિ તેમજ ક્રિયાપ્રક્રિયા ભૌતિક પ્રકારનાં છે તે સમજવાની વિશેષ જરૂર છે. આપણી વ્યક્તિગત ભાવનાઓથી આ સામાજિક વિકાસના દૃષ્ટિબિંદુને અલગ રાખવાનું ખાસ જરૂરી છે. વ્યક્તિના સામાજિક ધર્મ વિષે ભાગવત તેમજ વસ્તુગત બાબતો પર મનુએ તેમજ વેદાન્તે સમાલોચના કરી છે. ગીતાએ આનો તદ્દન વ્યવહારુ અને ઉદાત્ત ઉકેલ આપ્યો છે :

> कायेन मनसा बुद्धया केवलैरिन्द्रियैरपि ।
> योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वात्मशुद्धये ॥ गीता अ. ५–११

આ વિચારણામાં સિદ્ધાંત તેમજ આચાર, વ્યક્તિ તેમજ સમાજ, બેઉનો સુમેળ સધાયો છે. શ્રીકૃષ્ણ વારંવાર આગ્રહપૂર્વક જણાવે છે કે વિશ્વનો આવિર્ભાવ પ્રકૃતિમાંથી

ઉદ્‌ભવેલ ગુણોથી થાય છે. પુરુષ અને પ્રકૃતિના કાર્યપ્રતિકાર્યથી વ્યવસ્થાના ભિન્ન ભિન્ન પરો ઉત્પન્ન થાય છે. વિશ્વના ગુણાત્મક પરિવર્તનનું દર્શન ગીતાને મોખરે છેઃ

> कार्यकरणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते।
> पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ गीता अ. १३-२०

આપણી પ્રાચીન પરિભાષામાં રજૂ થયેલી આ વિચારણાને માર્ક્સે આધુનિક વૈજ્ઞાનિક પરિભાષામાં નીચેના સિદ્ધાન્તોમાં દર્શાવી છેઃ

૧. પ્રકૃતિની ઘટનાનું દ્વંદ્વાત્મક ભૌતિક સ્વરૂપ;

૨. ઇતિહાસનું ભૌતિક દષ્ટિબિંદુ.

આ રીતે સામાન્યપણે ગીતાના દ્વંદ્વમાં અને માર્ક્સના દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં કંઈક સમાનતા જણાય છે. અલબત્ત, વેદાંત તેની 'દ્વંદ્વાતીત' ભાવનામાં માર્ક્સને અનેરી રીતે ટપી જાય છે. પરંતુ અહીં જ ખાસ ધ્યાન રાખવાની આવશ્યકતા છે કે આ દ્વંદ્વાતીતની ભાવના વ્યક્તિ માટે, આધ્યાત્મિક સાધક માટે જ લાગુ પડનારી છે — નહિ કે માનવસમાજ કે જનતા માટે. જનતાને દ્વંદ્વને માર્ગે આગળ વધવાનું છે. માર્ક્સનો વિરોધવિકાસ ભૌતિકવાદ સમાજ અને રાષ્ટ્રના ઐતિહાસિક વિકાસને અનુલક્ષીને પ્રતિપાદિત કરાયેલો છે. ગીતાની દ્વંદ્વાતીતની ભાવના મનુષ્યની અંગત અને આંતરિક તેમજ વ્યક્તિગત હકીકત છે. જીવન તથા જીવનદર્શન માટે આપણે આ વિવેક સમજવો અને આચરવો તે અત્યંત જરૂરી છે.

આધુનિક સભ્યતાની ભૂમિકા પર આપણી રાષ્ટ્રીય તથા સામાજિક જટિલ સમસ્યાઓના નિરાકરણ માટે મનુવાદ અને માર્ક્સવાદનો સૂક્ષ્મ યથાર્થભાવી સમન્વય આવશ્યક છે. રાષ્ટ્રને અને જનસમાજને અને વ્યક્તિને યોગ્ય પંથે દોરવા માટે પોતાના સિદ્ધાન્તોમાં અને પ્રયોગોમાં આ સમન્વય મૂર્તિમંત કરીને અખિલ માનવસમાજનું હિત સાધવાની અનેરી તક આપણા નેતાઓને લાધી છે અને તે તકનો પૂર્ણ લાભ તેમણે સર્વને આપવો ઘટે છે. કારણ કે આખરે:

> यद्यदाचरति श्रेष्ठः तत्तदेवेतरो जनः।
> स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ गीता ३-२१.

卐

# યુદ્ધોત્તર સમયના તાત્કાળિક પ્રશ્નો

પ્રો. જશવંતરાય જ. અંજારીઆ

આ વિગ્રહ દરમ્યાન યુદ્ધોત્તર પુનર્રચનાની વાતો એટલી બધી થઈ ગઈ છે કે સામાન્ય જન કદાચ એમ જ માને કે લડાઈ પૂરી થતાં કોઈ નવો સુવર્ણયુગ મંડાશે અને માનવજાતની આર્થિક વિટંબણાઓનો અંત આવશે. ખરું જોતાં, યુદ્ધોત્તર સમયના આર્થિક પ્રશ્નો—તાત્કાળિક તેમજ લાંબા ગાળાના—બહુ અટપટા છે અને તે સંબંધે શું ધ્યેય હોવું જોઈએ અને એ ધ્યેયને પહોંચી વળવા શા ઉપાયો યોજવા જોઈએ તે વિષે મતભેદને સ્થાન છે. લાંબા ગાળાનો પ્રશ્ન આર્થિક ઉન્નતિ અને વિકાસનો છે, જ્યારે તાત્કાળિક પ્રશ્ન લડાઈ પૂરી થતાં જે નવી આર્થિક પરિસ્થિતિ ઊભી થઈ છે તેને સત્વર પહોંચી વળવાનો, અર્થતંત્રમાં યોગ્ય ફેરફારો કરી શાંતિના સમયની જરૂરિયાતો પૂરી પાડવા માટે તેને કામ કરતું કરી દેવાનો છે. આ લેખમાં આપણે આ તાત્કાળિક પ્રશ્નોની જ ચર્ચા કરીશું.

## ૧

વિગ્રહનો અંત આવવાથી સૌથી મોટો પ્રશ્ન લશ્કરના વિસર્જનનો, યુદ્ધપ્રયાસને અંગેની ઉત્પાદક પ્રવૃત્તિઓ અને સામગ્રીઓને વિખેરવાનો અને તેમાંથી પરિણમતી બેકારીનો છે. ૧૯૩૯ પહેલાંનું હિંદનું લશ્કર ૧ લાખ ૮૦ હજારનું હતું તે અત્યારે ૨૦ લાખે પહોંચ્યું છે. જો શાંતિના સમયમાં પણ ૫ લાખ જેટલું લશ્કર રાખવું પડે એમ માનીએ, તો પણ આવતા છ–આઠ મહિનાની અંદર ૧૫ લાખ લશ્કરી સિપાહીઓને રજા મળે અને તેમને માટે કોઈ નવી ઉત્પાદક પ્રવૃત્તિ શોધી કાઢવાની રહે. તે ઉપરાંત, છેલ્લાં પાંચ–છ વર્ષ દરમ્યાન મધ્યસ્થ તેમ જ પ્રાંતિક સરકારી ખાતાઓમાં પુષ્કળ માણસો રોકાયા છે, સરકાર તરફથી નાનામોટા ઉદ્યોગોને સારા જથ્થામાં કામ મળ્યું છે, ખાનગી ઉદ્યોગોમાં પણ વિકાસ થયો છે અને એકંદરે કામદાર વર્ગ તેમ જ મધ્યમ વર્ગના લોકો ધંધો–રોજગાર કે નોકરી મેળવી શક્યા છે એટલું જ નહિ, પણ તેમની કમાણીમાં પણ સારો ઉમેરો થાય છે. લડાઈને માટે ઉત્પાદન બંધ થતાં આવાં બીજાં ક્ષેત્રોમાં પણ કામ ઓછું થઈ જાય એ દેખીતું છે. અને એમ થાય તો એકંદરે ૫૦ થી ૬૦ લાખ જેટલા માણસોની બેકારીનો પ્રશ્ન આપણે ઉકેલવાનો રહે. બીજા દેશોમાં પણ લડાઈને અંગેનાં કામોમાંથી શાંતિના સમયને અનુકૂળ વેપારઉદ્યોગમાં કામદારોને લઈ લેવાનો પ્રશ્ન ઊભો થયો છે. પણ એ દેશોમાં સામાન્ય રીતે ચાલુ બેકારી કે અર્ધબેકારી ઓછી હોય છે એટલે એમને માટે આ મુશ્કેલી આપણા દેશમાં છે એટલી નહિ જણાય. આપણે ત્યાં લશ્કરમાં લેવાયેલા કેટલા ય માણસોને પહેલાં કશું કહેવા જેવું કામ ન હતું, એટલે તેમને માટે જૂના ધંધામાં સ્થાન નથી, એમને માટે કશું ન કરવામાં આવે તો ઘણાખરા ફરી ખેતીમાં રોકાય અને ગામડાંમાં જે નજીવું કામ મળે તેના પર ગુજરાન ચલાવવાનો પ્રયત્ન કરે. પણ ખરું જોતાં, ખેતીમાં પણ તેમની જરૂર નથી, એટલે યુદ્ધોત્તર વ્યવસ્થામાં તેમને માટે નવા

ધંધાઓ શોધી કાઢવાની આવશ્યકતા રહે છે. હિંદના બધા મોટા પાયાના ઉદ્યોગોમાં આજે માત્ર ૨૦ લાખ કામદારો બસ થાય છે એ ધ્યાનમાં રાખીશું તો તરત સમજાશે કે છ–આઠ મહિનાની અંદર ૫૦ થી ૬૦ લાખ માણસોને આ રીતે રોકી લેવાની શક્તિ આપણા અત્યારના અર્થતંત્રમાં નથી. લડાઇ દરમ્યાન આટલા લોકોને કામ મળે તે શાંતિના સમયમાં કેમ ન મળે એ કોયડો જરા વિચિત્ર તો લાગે છે, પણ તેની પાછળ ચૂંટણવાદી વ્યવસ્થા અને નફાનું ધોરણ છે એ વાત જાણીતી છે. લડાઇ દરમ્યાન નફાતોટાનો હિસાબ રહેતો નથી, સરકાર જોઈએ ત્યારે નવી નોટો છાપે છે. શાંતિના સમયમાં એમ ન ચાલે. હા, લડાઈનાં વર્ષોમાં જે નીતિ અખત્યાર કરી તે સરકાર ચાલુ રાખે તો બેકારીનો પ્રશ્ન ઊભો ન થાય; પણ મુશ્કેલી એ છે કે એવી નીતિ લાંબો વખત ટકી શકે નહિ, અને ટકે તેટલો વખત પણ તેનાથી બીજું નુકસાન થાય જે પ્રજાએ સહન કરવું પડે. દાખલા તરીકે, ફુગાવો ચાલુ રહે, ભાવો વધે, લોકોને તંગી ભોગવવી પડે, આપણો નિકાસ-વેપાર ઓછો થાય, વગેરે.

લડાઈ પૂરી થતાં, એટલે કે લડાઈને અંગેની પ્રવૃત્તિઓ સમાપ્ત થતાં આ બેકારીના પ્રશ્નનો સામનો કરી શકવા માટે સૌથી પહેલાં તો ચોક્કસ માહિતીની જરૂર છે. લડાઈ દરમ્યાન લશ્કર ઉપરાંત બીજાં ક્ષેત્રોમાં કેટલો વિકાસ થયો, આ ઉદ્યોગો કે રોજગારો પછી કેટલાનું ભાવિ ઉજ્જવળ છે અને કેટલા બંધ થશે અથવા કરવા પડશે, આ ફાજલ પડેલા માણસો પહેલાં શો ધંધો કરતા હતા, તેમણે લશ્કરમાં કેવી તાલીમ લીધેલી છે, તેમને કેવા પ્રકારનું કામ પસંદ પડે અને કેવા પ્રકારનું કામ તેમને આપવાથી દેશને લાભ થાય વગેરે મુદ્દાઓ પર ચોક્કસ માહિતી મેળવી લેવી જોઈએ. સરકાર પોતા પાસે પણ આવી માહિતી છે કે કેમ તે કોણ જાણે, પણ પ્રજા પાસે તો તે નથી જ. વળી, ખાનગી ઉદ્યોગોમાં કેટલે અંશે નવા માણસો માટે અવકાશ છે અથવા કરી શકાય તેની પણ તપાસ થવી જોઈએ. સરકાર તો માત્ર લશ્કરમાંથી છૂટા થનારાઓને બીજે ક્યાં રોકી શકાય તેની ચિંતા કરતી લાગે છે, પણ બેકારીનો પ્રશ્ન આના કરતાં ઘણો વિશાળ છે અને તેને માટે સમગ્રપણે યોજના થવી જોઈએ. રસ્તા બાંધવાની કે નહેરો ખોદવાની વાતોમાં કશી હરકત નથી, પણ યુદ્ધોત્તર બેકારીનો પ્રશ્ન કોઈ પણ ધંધા કોઈ પણ જગાએ ઊભા કરવાનો નથી. પણ જુદાં જુદાં ક્ષેત્રોમાંથી, જુદી જુદી જાતની કામગીરીમાંથી નિવૃત્ત થતા લોકોને પોતાની લાયકાત પ્રમાણે અને અમુક અંશે પસંદગી પ્રમાણે કામ મળે તેનો છે. નવા બેકાર થયેલા બધાને પાછા ગામડાંઓમાં મોકલવા છે, અથવા તેમના-માંના કેટલાને શહેરોમાં રોકી શકાય? વળી, પ્રાંતિક સરકારોની જે યોજનાઓ છે તેને માટે જે પ્રકારના કારીગરો જોઈએ તે જ પ્રકાર આ બેકારોમાંથી મળી શકશે? નહિ તો, તેમને કેળવણી આપવા માટે શી યોજનાઓ તૈયાર છે?

ટૂંકમાં, બેકારીને પહોંચી વળવા માટે સવિસ્તર અને ઝીણવટવાળી યોજનાની જરૂર છે. આવો પ્રશ્ન પણ આર્થિક આયોજન માગી લે છે. એવા આયોજનમાં રાજ્યનું ક્ષેત્ર, ખાનગી સાહસનું ક્ષેત્ર, નિયમનો વગેરે પરત્વે ચોક્કસ નિર્ણયો કરવાના રહેશે, અને એવા નિર્ણયો રાષ્ટ્રીય સરકાર જ કરી શકે.

૨

આવો જ બીજો તાત્કાલિક પ્રશ્ન હિંદની ઔદ્યોગિક નીતિનો છે. લડાઈને પરિણામે જૂના ઉદ્યોગોની હાલની પરિસ્થિતિ શી છે? તેમની મહત્ત્વની જરૂરિયાતો શી છે? ઇંગ્લંડમાં જૂના ઉદ્યોગોનું પુનર્વિધાન કરવાની યોજનાઓ ઝપાટાબંધ અમલમાં મૂકાશે એમ લાગે છે, કારણકે સર સ્ટેફર્ડ ક્રિપ્સ વારંવાર કહે છે તેમ, ઇંગ્લંડ જો માલ નિકાસ ન કરે તો તેને માટે ભૂખમરો છે. એ બધી નીતિને પરિણામે તેમ જ જર્મની અને જાપાનના પડી ભાંગવાથી હિંદના જૂના ઉદ્યોગો પર શી અસર થઈ છે અને તેના વિશેષ વિકાસ વિષે શા પગલાં લેવાં જોઈએ એ ખાનગી ઉદ્યોગપતિઓએ જ માત્ર નહિ, પણ સરકારે તેમ જ સમસ્ત પ્રજાએ રસ લેવાનો વિષય છે. લડાઈ દરમ્યાન, લોખંડ અને પોલાદના ઉત્પાદનમાં પુષ્કળ વધારો થયો છે, કાપડની મિલોનું ઉત્પન્ન પણ વધ્યું છે, પણ પાંચ—છ વર્ષથી નવા સંસ્થાઓ મળતા બંધ થયા છે, તેમ બીજી કેટલીક મુશ્કેલીઓને લીધે કેટલાક ઉદ્યોગોની હરીફ–શક્તિમાં ફેરફારો થયા છે. લોખંડ અને પોલાદ કે કાપડના ઉદ્યોગો માટે નજીકના ભવિષ્યમાં મંદીનો ભય નથી, છતાં આ ઉદ્યોગોનો વિકાસ સંગીન રીતે થાય એ જરૂરનું છે. ખાસ કરીને, કાપડના ઉદ્યોગમાં ગઈ લડાઈ પછીના ઇતિહાસનું પુનરાવર્તન ન થાય એમ ઇચ્છીએ. આ લડાઈ દરમ્યાન કાપડના ઉદ્યોગની 'રાષ્ટ્રીયતા' વિષે લોકોનો મોહ ભાગ્યો છે, કારણકે કાપડનું નિયમન કેવળ નિષ્ફળ ગયું છે, એ મુદ્દો પણ ભૂલાવો જોઈએ નહિ જ.

એટલો જ મહત્ત્વનો પ્રશ્ન નવા ઉદ્યોગોનો છે. વિગ્રહ દરમ્યાન જે ઉદ્યોગો હસ્તીમાં આવ્યા છે તેમાંના કેટલા ટકી શકશે અને કેટલાને ટકાવી રાખવા એ હિતકર છે? આ વિષય પર પણ ચોક્કસ માહિતી મળતી નથી, કારણકે આવા પ્રશ્નો વિષે સરકારે ચિંતા કરી જ નથી. હા, સરકાર તરફથી આવા ઉદ્યોગો માટે અમુક સંજોગોમાં અથવા અમુક શરતે સંરક્ષણ આપવાનું કહેવામાં આવ્યું છે, પણ એ સંરક્ષણની વાત પણ યુદ્ધપ્રયાસને ટેકો આપવાના હેતુથી કરવામાં આવેલી. હવે અત્યારે આવા ઉદ્યોગોને કેટલી મદદ મળશે તેની ચોખવટ થઇ નથી. આ સવાલ રાષ્ટ્રીય હિતનો છે અને તે નક્કી કરવા માટે એક કાયમી ટેરિફ બોર્ડની માગણી હિંદી પ્રજા ક્યારની કરી રહી છે પણ સંરક્ષણ માત્ર એક પ્રશ્ન નથી. ઉદ્યોગોના વિકાસ માટે ચલણનીતિ, નાણુંવ્યવસ્થા, વ્યાપારનીતિ વગેરે દરેક ક્ષેત્રમાં અમુક પ્રકારની યોજના જોઈએ, કે જેથી ધારેલી ઝડપથી ચોક્કસ ધ્યેયને પહોંચી શકાય. આવી યોજનામાં હિંદને ખાતે જમે થયેલી સ્ટર્લિંગ પુરાંત કેટલે અંશે મદદરૂપ થશે એ પણ મહત્ત્વનો સવાલ છે. પણ આ વિષયની વાતાઘાટ ઇંગ્લંડ અને અમેરિકા માંહોમાંહ્ય કરે છે અને ઇંગ્લંડનું કરજ—હિંદ તેમ જ બીજા દેશો પાસેનું—કેટલું ઓછું કરવું એ ચર્ચાનો વિષય થઇ પડ્યો છે. આ બાબતમાં મહાસભાએ સ્પષ્ટ કહ્યું છે કે હિંદનું સ્ટર્લિંગ લેણું બ્રિટને પૂરેપૂરું ચુકાવવું જોઈશે જ, પણ બ્રિટિશ છાપાંઓ તો એવો પ્રચાર કરે છે કે હિંદ ગરીબ દેશ છે માટે તેના પ્રત્યેનું બ્રિટનનું કરજ બીજા દેશોના પ્રમાણમાં ઓછું કમી કરી ગરીબ લેણદારને રાહત આપવી જોઈએ! આ બધું જોતાં, એમ લાગે છે કે સરકારની ઉદ્યોગો પરત્વેની નીતિ કેવળ અચોક્કસ છે, અને

પોતાની જરૂરિયાતો કે માગણી ઈંગ્લંડ કે બીજા દેશો સમક્ષ મૂકવાની તેનામાં શક્તિ જ નથી, તો એ જરૂરિયાતો કે માગણી માટે લડવાની તો ક્યાંથી જ હોય! લડાઈ દરમ્યાન બીજા દેશોની માફક આપણે ત્યાં ઔદ્યોગિક વિકાસ થઈ શક્યો નહિ એ વાત તો હવે જતી કરીએ તો પણ, જે થોડોઘણો વિકાસ થયો તે જળવાઈ રહેશે કે કેમ એટલું તો આપણે જરૂર પૂછવું જોઈએ, કારણકે અમુક ઉદ્યોગો ભાંગી પડતાં બીજા ઉદ્યોગોને પણ નુકસાન થઈ એક પ્રકારની સાર્વત્રિક મંદી પ્રસરે એવો પૂરો ભય રહે છે. જો તેમ થાય તો બેકારીનો પ્રશ્ન વિશેષ ગંભીર થઈ પડે, આયોજનની વાતો લંબાયા જ કરે, અને અમલમાં તો કશું આવી શકે જ નહિ.

૩

આ વિષયની ચર્ચા કરતાં ત્રીજો મહત્ત્વનો મુદ્દો ઊભો થાય છે આર્થિક નિયમનોના ભાવિનો. આ વિષે બહુ મતભેદને સ્થાન નથી. લડાઈ પૂરી થતાંની સાથે નિયમનોની આવશ્યકતાનો અંત આવતો નથી, એટલું જ નહિ પણ લડાઈને પરિણામે પ્રજામાં જે નવી અપેક્ષાઓ જાગી છે તેને પૂરી પાડવા માટે આર્થિક વ્યવસ્થાને નવી દિશામાં વાળવા માટે આર્થિક નિયમનોની જરૂર રહેશે. અત્યારે આર્થિક ક્ષેત્રનો લગભગ દરેકેદરેક વિભાગ રાજ્યના અંકુશ કે નિયમન નીચે આવ્યો છે. ભાવો, ઉત્પાદન, વ્યવહારનાં સાધનો, માલનું વેચાણ, મૂડીનું રોકાણ, પરદેશ જોડે વેપાર—દરેક પ્રકારની આર્થિક પ્રવૃત્તિ પર સીધી કે આડકતરી રીતે સરકારનો અંકુશ રહ્યો છે. એક બાજુથી ચલણનીતિ અને નાણાંવ્યવસ્થા દ્વારા અને બીજી બાજુથી આ પ્રકારના માલ પરના અંકુશો દ્વારા સરકારે યુદ્ધપ્રયાસ માટે જોઈતાં સાધનો મેળવ્યાં છે. આ અંકુશોનો મુખ્ય ઉદ્દેશ આ પ્રમાણે અમુક માલ કે ઉત્પાદનનાં સાધનોને લડાઈ માટે આવશ્યક કામમાં વાળી લેવાનો છે, પણ સાથેસાથે પ્રજાની જરૂરિયાતો પર પણ અતિશય કાપ ન પડે અથવા પ્રજાનો અમુક વર્ગ બીજા વર્ગોની પરવશતાનો લાભ લઈ તેનું શોષણ ન કરે એ ઉદ્દેશ પણ ખ્યાલમાં રાખવાનો હોય છે. લડાઈની જરૂરિયાતો પૂરી થયા છતાં પ્રજાની જરૂરિયાતો સંતોષાય એવી ખાત્રી ન હોય ત્યાં નિયમનો ચાલુ રહેવાં જોઈએ. તે ઉપરાંત, જ્યાં એમ જણાય કે ખાનગી સાહસ નીચે ધારેલો વિકાસ નહિ થાય અથવા બીજી દિશામાં નુકસાન પણ થશે ત્યાં ત્યાં પણ નિયમનો જોઈએ. ખોરાકીનો જ પ્રશ્ન લઈએ. હિંદના તેમ જ દુનિયાના નિષ્ણાતોનો અભિપ્રાય છે કે આવતાં ચાર–પાંચ વર્ષ સુધી જ ખોરાકની તંગી રહેવાની. માટે દરેક દેશે પોતાનું ઉત્પાદન વધારવાની જરૂર છે. હિંદમાં સામાન્ય પ્રજાનું જીવનધોરણ એટલું નીચું છે અને પોષક ખોરાકની એટલી અછત છે કે હવે આ બાબતમાં વિશેષ મુશ્કેલી પ્રજા સહન કરી શકશે નહિ. બંગાળમાં આ વરસ પણ પરિસ્થિતિ ઠીક સંતોષકારક નથી. આ બધું જોતાં માપબંધીની યોજના ચાલુ રહે એ વ્યાજબી જ છે, અને માપબંધીને માટે ખેડૂત પાસેનાં વધારેનાં અનાજની ખરીદી સરકારે કરવી જ જોઈએ. આ રીતે અનાજનું ઉત્પન્ન, વેચાણ, દેશના જુદા જુદા ભાગો વચ્ચે વહેંચણી, ભાવો વગેરેનું નિયમન અનિવાર્ય છે. કાપડનાં નિયમનનો પ્રશ્ન પણ તત્ત્વતઃ એવો જ છે, પણ અનુભવે જણાયું છે કે અત્યારે જે પ્રકારનું નિયમન છે તેથી પ્રજાની જરૂરિયાતો પૂરી પડશે નહિ. અનાજને અંગેનાં નિયમનો સમય જતાં સુધરતાં ગયાં છે અને

તેની ઉપયોગિતા વધતી રહી છે, જ્યારે કાપડના નિયામક બોર્ડે એક ભૂલ પર બીજી કર્યે જ રાખી છે અને તેમની આ છેલ્લી 'યુટિલિટી સ્કીમ' પણ નિષ્ફળ ગઈ જણાય છે. કાપડની મિલોએ નફો સારો કર્યો છે, સરકારને નિયમિત ભાવે પ્રમાણે માલ આપ્યો છે, પણ જાહેર-જનતાના હિતની કોઈએ ચિંતા કરી નથી. લડાઈ પૂરી થતાં બહારનો માલ આવવા માંડશે તેની અસર આપણાં બજારો પર અવશ્ય થશે, પણ એટલેથી વસ્તુસ્થિતિ સુધરે એમ નથી. તેથી કાપડનું નિયમન ચાલુ રાખવું પણ તેનાં તંત્રમાં જોઈતા ફેરફારો કરવા એ જ માર્ગ છે.

બીજાં કેટલાંક નિયમનો, જેવાં કે પરદેશો જોડેના વેપારને અંગેનાં, અથવા મૂડીનાં રોકાણ પરનો અંકુશ વગેરેનો ઉપયોગ પણ દેશના હિતાર્થે આયોજિત અર્થવ્યવસ્થાને પોષવા માટે કરી શકાય. જ્યારે કેટલાંક નિયમનો, દાખલા તરીકે બાંધકામ પરનાં, સત્વર ઉઠાવી લેવાવાં જોઈએ. ખરું જોતાં, લડાઈ દરમ્યાન અમલમાં આવેલાં બધાં નિયમનોની સમગ્ર દૃષ્ટિએ તપાસ થવાની જરૂર છે કે જેથી તેમાંનાં કેટલાં જરૂરી છે, કેટલા સમય માટે અને તેમાં કેવા પ્રકારના ફેરફારોની જરૂર છે વગેરેનો નિર્ણય થઈ શકે. સિદ્ધાંતની દૃષ્ટિએ કહેવાનું જ છે કે જે નિયમનો રાષ્ટ્રીય હિતની નજરે આવશ્યક ગણાય તે ચાલુ રાખવાં જોઈએ; અનિયન્ત્રિત મૂડી કે સાહસનો જમાનો હવે ગયો તે ગયો જ. પણ એકંદરે, નિયમનો અપવાદરૂપ રહેશે કે આર્થિક વ્યવસ્થાનાં આવશ્યક અંગ તરીકે, તેનો આધાર સરકાર પોતા પર કેટલી જવાબદારી લેવા તૈયાર છે અને પ્રજા સરકાર પર કેટલો બોજો નાખવા તૈયાર છે તેના પર છે. જો સરકાર પાસે ચોક્કસ નીતિ ન હોય તો અત્યારે જે નિયમનો ખાનગી ઉદ્યોગ કે સાહસને અંતરાયરૂપ છે તે ઉઠાવી લેવાં જોઈએ. અત્યારની છે તેવી સરકાર નીચે નિયમનો ઓછાં હોય તેમ સારું એ દલીલ છેક ખોટી નથી. નિયમનોનો પ્રશ્ન છેવટે priorities નો છે, પ્રજાની જરૂરિયાતો તેમજ દેશની શક્યતાઓના વધારે ઓછા મહત્ત્વનો છે, તાત્કાલિક સંજોગો જોતાં પ્રજા માટે શું અત્યંત જરૂરી છે, શું ઓછું જરૂરી છે, પ્રજા શાનો ભોગ આપી શકે અને કેટલે અંશે, વગેરેનો છે. આવી priorities નક્કી કરવાનું કામ પ્રજાના ખરા પ્રતિનિધિઓ જ કરી શકે.

## ૪

આટલા પરથી સમજાશે કે સંક્રાન્તિના પ્રશ્નો—problems of transition—પણ ચોક્કસ પ્રકારનું આર્થિક આયોજન માગી લે છે, અને એ આયોજન સર્વાંગીણ હોવું જોઈએ. આ અનુસંધાનમાં છેલ્લો, પણ અત્યંત મહત્ત્વનો, મુદ્દો આપણી ચલણનીતિનો છે, અને તે વિષે સવિસ્તર ચર્ચામાં ઊતર્યા સિવાય અહીં બે શબ્દો તો કહેવા જોઈએ, કારણ કે ચલણનીતિ એ માત્ર નાણાંવ્યવસ્થાનો પ્રશ્ન નથી, પણ સમસ્ત આર્થિક ક્ષેત્રનો પ્રશ્ન છે. આજના જમાનામાં બધી આર્થિક પ્રવૃત્તિઓનો આધાર ચલણનીતિ, ભાવોના દર, વસ્તુની ઉત્પાદન કિંમત અને લોકોની કમાણી તથા ખરીદશક્તિ પર છે. એ રીતે યોગ્ય ચલણનીતિ એ આર્થિક પુનર્રચનાનું મુખ્ય સાધન છે. લડાઈ પૂરી થતાં હવે મિત્રરાજ્યો માટે જે ખર્ચ હિંદી સરકાર કરતી હતી તે તરતમાં બંધ થશે, એટલે એક બાજુથી જાહેર ખર્ચમાં એટલો ઘટાડો અનિવાર્ય છે, અને બીજી બાજુથી એટલે અંશે ચલણના ફુગાવાની જરૂર પણ નહિ રહે. આ રીતે ચલણનું સંકોચન થાય અને સરકારી ખર્ચ એકાએક ઓછું થાય તો તેની અસર ભાવો પર અને આર્થિક પ્રવૃત્તિઓ પર થાય જ. કેટલાકનું એમ માનવું છે કે અત્યા-

રના સંજોગો જોતાં સરકારે પોતાનું ખર્ચ ટકાવી રાખવું જોઈએ, અથવા સરકાર અને પ્રજા મળીને એકંદર ખર્ચ ટકાવી રાખવા પગલાં લેવાં જોઈએ અને એ રીતે પૂર્ણ ઉદ્યુક્તિ–full employment–ના ધ્યેયને સાધવા પ્રયત્ન કરવો જોઈએ. આ વિષય બહુ અટપટો છે અને તેની પાછળના સિદ્ધાંત પરત્વે પણ ચર્ચાને સ્થાન છે. છતાં, એટલું કહીએ કે આ પ્રમાણે એકંદર ખર્ચ–total expenditure–ટકાવી રાખવાથી સંક્રાંતિ–કાળની—transitional stage–બેકારી નાબૂદ કરી શકાય એ માન્યતા ભૂલભરેલી છે. પહેલી તો મુશ્કેલી એ છે કે હમણાં હમણાં વાર્ષિક રૂપિયા ૧૨૦૦ કરોડ જેટલો જે ખર્ચ મધ્યસ્થ અને પ્રાંતિક સરકારો તરફથી થતો હતો તેટલા માટે તો અવકાશ નથી જ, કારણકે કેટલોક ખર્ચ, ઉપર કહ્યું તેમ, બીજા દેશો માટે હતો, કેટલીક લશ્કરની જરૂરિયાતો ઓછી થતાં ઓછો થવાનો જ, અને કેટલોક જે લડાઈને અંગેનાં ખાતાંઓ પર કરવામાં આવ્યો છે તે પ્રજા પર ભારરૂપ છે માટે તે ઓછો થવો જોઈએ. ખર્ચ ટકાવી રાખવાથી ભાવો સારા રહે અને ખાનગી સાહસને ઉત્તેજન મળે એ વાત ખરી, પણ આપણા દેશની બેકારી પશ્ચિમના દેશો કરતાં જુદા પ્રકારની છે, બેકારી અટકાવવાને નામે નાણાંનો વ્યર્થ વ્યય પ્રજા સહન નહિ કરે. બીજી રીતે કહીએ તો, ધ્યેય ખર્ચ ટકાવી રાખવાનું નહિ પણ ઉદ્યોગોનો વિકાસ સાધવાનું, ખેતીને રસ્તાસર લાવવાનું અને એકંદરે આર્થિક પ્રગતિને અનુકૂળ સંજોગો ઊભા કરવાનું હોવું જોઈએ. તેમ કરતાં ખાનગી મૂડીદારોએ વિશેષ મૂડી રોકવી પડશે, તેમ રાજ્યના ખર્ચમાં વધારો થશે, પણ આ વસ્તુસ્થિતિ ચોક્કસ નીતિનાં પરિણામરૂપે છે, એ ધ્યેય કે ધોરણ તરીકે ન સ્વીકારી શકાય. હિંદના ઔદ્યોગિક વિકાસમાં ખરો અંતરાય છે મૂડીની તંગીનો, એ તંગી માત્ર નાણાંકીય નથી. ચલણનો જથ્થો અને અત્યારના અથવા લગભગ એવા જ ભાવો ટકાવી રાખવાથી દેશની આબાદી સાધી શકાય એ માન્યતાની પાછળ સત્યાંશ એટલો જ છે કે લડાઈ દરમ્યાનના નાણાંવિષયક અને બીજા આર્થિક અંકુશોના અનુભવ પરથી આપણે કહી શકીએ કે નાણાંનો અભાવ એ આપણે ભૂતકાળમાં માનતા હતા તેવડી મોટી મુશ્કેલી નથી, પણ તેથી વિશેષ અનુમાન બાંધવાની જરાય જરૂર નથી. ખાસ કરીને, ચલણનો વધારો એ કોઈ 'ઈલમકી લકડી' છે અને તેની મદદથી ચાલુ વપરાશની તેમ જ ઉત્પાદન માટે આવશ્યક વસ્તુઓ એકી સાથે બનાવી શકાય અને લોકોને ચાલુ પૂરો વ્યવસાય આપી શકાય એ માન્યતામાં કેવળ ભ્રમ જ છે. એટલે એકંદર અત્યારના સંજોગોમાં હિંદની ચલણનીતિ એવી હોવી જોઈએ કે જેથી લડાઈ દરમ્યાન જે વર્ગોએ બહુ સહન કર્યું છે તેને રાહત મળે તેમ બીજી બાજુથી ધંધારોજગાર ટકાવી રાખવામાં તે મદદરૂપ થાય. આ રીતે જોતાં, વસ્તુઓના ભાવ અત્યારે છે તેના કરતાં સારી રીતે ઉતારવા જોઈએ, પણ તેમ કરતાં ખેતી તેમ જ બીજા ધંધાઓમાં નફો રહે જ નહિ અથવા તદ્દન ઓછો થઈ જાય તેમ પણ ન બનવું જોઈએ. ફુગાવાની અસર ઓછી કરવા તેમ જ આપણા ભાવોના ધોરણને બહારના દેશોનાં ધોરણ સાથે મેળમાં લાવવા માટે અમુક અંશે ચલણનું સંકોચન અને ભાવોનો ઘટાડો આવશ્યક છે, પણ એ સંકોચનથી અથવા ભાવના ઘટાડાથી ઉત્પાદન ઘટે અને બેકારી થાય તે અનિષ્ટ છે. આ પ્રકારની વિવેકબુદ્ધિથી અત્યારની આપણી ચલણનીતિ તેમ જ જાહેરખર્ચની નીતિ ઘડવાની જરૂર છે. એકાંતિક સૂત્રોથી દોરવાઈ જવામાં કશો લાભ નથી. જગતના બધા દેશોમાં આ ક્ષેત્રમાં અત્યારે અનિશ્ચિતતા છે, અને આ પ્રશ્ન કેવળ આંતરિક પરિસ્થિતિની નજરે નહિ પણ આંતરરાષ્ટ્રીય

બળોનો ક્યાસ કાઢી વિચારવાનો છે. અત્યાર સુધી આંતરરાષ્ટ્રીય પરિષદોમાં હિંદનું સ્થાન ગૌણ રહ્યું છે અને સ્ટર્લિંગ પુરાંત જેવી બાબતમાં હિંદનો અવાજ કોઈએ સાંભળ્યો નથી. વળી આપણું ચલણધોરણ સ્ટર્લિંગ જોડે સંકળાયેલું છે એટલું જ નહિ પણ રૂપિયાનો દર પણ ૧૮ પેન્સ તરીકે ચાલતો આવેલો છે. આ દર ટકાવી રાખવો કે કેમ અને ફુગાવાને પરિણામે ઓછી થયેલી રૂપિયાની આંતરિક કિંમત જોતાં તેમ જ ફુગાવાનું ઓછુંવત્તું પ્રમાણ બીજા દેશોનું પણ ધ્યાનમાં લેતાં, એ દરમાં શો ફેર કરવો એ ઝીણી તપાસનો વિષય છે. પણ અહીં એટલું સ્પષ્ટ કરવું જોઈએ કે ભૂતકાળની પ્રથાને નામે અથવા આંતરરાષ્ટ્રીય કરારોને બહાને હિંદી સરકારે ચલણની બાબતમાં એવી જવાબદારી કે બંધન ન જ સ્વીકારવાં જોઈએ કે જેથી હિંદની સ્વાયત્તતાને અને આર્થિક વિકાસની યોજનાને કશી બાધ આવે. આ ધોરણ નકારાત્મક લાગે છે, પણ આ પણ આ વિષયનો સહેજ પણ અભ્યાસી તરત સમજી શકશે કે આ પ્રમાણે અમુક પ્રકારની નીતિ નાબૂદ કર્યા પછી જ નવી નીતિ ગ્રહણ કરવા માટે માર્ગ ખુલ્લો થઈ શકે એમ છે. એ નવી નીતિ ઘડી કાઢવાનું કામ નિષ્ણાતોનું છે પણ તેને માટે પ્રજાની પીઠબળવાળી સરકારની પણ આવશ્યકતા છે.



## વૈભવનો ઉન્માદ

શિવલાલ જેસલપુરા

પહાડના ઉન્નત આભચુંબતા
શૃંગે મળ્યો જન્મ, સ્વપોષણાર્થે
નિતાન્ત ન્હેતાં મળી નિર્ઝરો ગર્યા,
ને જાતકુંજો મળી રક્ષણાર્થે.
પોષાઈ પામ્યાં અતિ તુંગ કાય,
ચોપાસ ફેલી સુવિશાળ ડાળ,
શિરે ઝૂક્યાં છત્ર સુરમ્ય પર્ણનાં,
મ્હેકી રહ્યા સૌરભ પુંજ પુષ્પના.
વીંટાઈ વેલી કંઈ પ્રેમઘેલી,
ચોદિશથી પંખીગણો ય આવી
રહ્યા ઘટામાં મધુ ગાન રેલી;
ઘડે ઘસે ને વળી કાય કેસરી.
ગિરિનાં વૃક્ષો આ અઢળક મળી વૈભવ જતાં
રહ્યાં વાયુલ્હેરે અતીવ ઝૂકી, શા મત્ત બનિયાં,
પરંતુ એથી તો નિજનિજ થયું ઘર્ષણ મહા,
દાવાગ્નિ જાગ્યો ને ભરખી લીધ સૌને પલકમાં.

# ત્રણ ઉપસ્તંભો

બાપાલાલ ગ૦ વૈદ્ય

"त्रयः उपस्तम्भाः—आहारः स्वप्नः ब्रह्मचर्यमिति ॥" चरक सू. ११-३५

આહાર, નિદ્રા અને બ્રહ્મચર્ય—આ ત્રણ જીવનના ત્રણ ઉપસ્તંભો છે. મુખ્ય થાંભલાની આજુબાજુ ઘરના નિભાવ માટે ટેકારૂપ થએલા હોય તે ઉપસ્તંભ કહેવાય છે. ખરા થાંભલા-મૂળ સ્તંભો તો વાત પિત્ત અને કફ છે. "वातपित्तश्लेष्माण एव देहसंभवहेतवः। तैः एव अव्यापन्नैः अधोमध्योर्ध्वसन्निविष्टैः शरीरमिदं धार्यते आगारमिव स्थूणाभिःतिसृभिः अतश्च त्रिस्थूणमाहुः एके ॥" સુશ્રુત સૂ. સ્થા. ૨૧-૩

શરીરની ઉત્પત્તિનું કારણ તો વાત પિત્ત અને કફ જ છે. આ ત્રણ અવ્યાપન્ન સ્થિતિમાં, શરીરમાં નીચે (વાયુ), વચમાં (પિત્ત) અને ઉપર (કફ) યથાક્રમ સન્નિવિષ્ટ થએલા હોય તો તે વડે શરીરનું ધારણ થાય છે—જેમ ત્રણ પણ થાંભલાથી મકાનનું ધારણ થાય છે. એ જ પ્રમાણે, કેટલાક આચાર્યો આ શરીરને ત્રિસ્થૂણ-ત્રણ થાંભલાવાળા મકાનની ઉપમા આપે છે.

અર્થાત્, વાત પિત્ત અને કફ—આ ત્રણ શરીરના મૂળ સ્તંભો છે ત્યારે આહાર, સ્વપ્ન અને બ્રહ્મચર્ય—આ ત્રણ ઉપસ્તંભો છે. મૂળ સ્તંભોનાં જીવનને આ ઉપસ્તંભો ખૂબ સારો ટેકો આપે છે. આ બન્ને જાતના સ્તંભોના સહકાર ઉપર જ દેહરૂપી ઈમારતનો આધાર અવલંબેલો છે.

## આહાર

"प्राणिनां मूलमाहारो बलवर्णौजसां च; स षट्सु रसेषु आयत्तः॥ સુશ્રુત સૂ. ૧-૨૯.

પ્રાણીઓની ઉત્પત્તિ તથા બલ, વર્ણ અને ઓજ—આ બધાંનું પ્રધાન કારણ આહાર જ[1] છે. આ આહાર છ રસોના આશ્રયે રહેલ છે.

પ્રાણિઓની ઉત્પત્તિનું કારણ માતાપિતાનાં શોણિત અને શુક્ર છે. પરંતુ આ શોણિત-શુક્રની ઉત્પત્તિનો આધાર અન્ન છે. શુક્રશોણિતસંયોગ પછી ગર્ભની વૃદ્ધિ પણ માતાના આહારરસથી જ થયા કરે છે.

"देहो हि आहारसम्भवः (चरक सू. २८) આપણો દેહ એ આહારમાંથી જ જન્મેલો છે.

તૈત્તિરીય ઉપનિષદમાં અન્નની યોગ્ય સ્તુતિ કરવામાં આવી છે:

"अन्नं ब्रह्मेति व्यजानात्। अन्नात् हि एव खलु इमानि भूतानि जायन्ते। अन्नेन जातानि जीवन्ति। अन्नं प्रयन्ति अभिसंविशंति॥" અનુવાક ૨ : વલ્લી ૩

"अन्नं न निन्द्यात्। तद्व्रतम्। प्राणो वा अन्नम्। शरीरम् अन्नादम्। प्राणे शरीरं प्रतिष्ठितम्। शरीरे प्राणः प्रतिष्ठितः ॥" સપ્તમ અનુવાક

[1] बलायुषी आहारायत्ते ॥ चरक चि. ८। १२० બલ અને આયુષ—આહાર ઉપર જ નિર્ભર છે.

" अन्नात् भूतानि जायन्ते । जातानि अन्नेन वर्धन्ते । अन्नं भूतानां ज्येष्टम् । "-બ્રહ્માનંદવલ્લી.

અન્ન એ જ સાક્ષાત્ બ્રહ્મ છે. ભૂતમાત્રની ઉત્પત્તિ અન્નમાંથી થએલી છે: જન્મ્યા પછી પણ અન્નથી જ પ્રાણિઓની વૃદ્ધિ થાય છે. અન્ન એ જ પ્રાણ છે. પ્રાણમાં જ શરીરની પ્રતિષ્ઠા છે અને શરીરમાં પ્રાણની પ્રતિષ્ઠા છે. માટે અન્નની કદી નિંદા ન કરો. અન્ન એ મહાવ્રત છે.

આથી જ અન્નની અનેક સુંદર સ્તુતિઓ વેદોમાં પણ ગાવામાં આવેલી છે. " ऊर्ज जिगातु मेपजम् ( पुरुषसूक्त ) અમારાં અનાજ ઢગલાબંધ વધો.

" माध्वीर्नः सन्तु ओषधीः " ऋग्वेद. ઔષધિ એટલે અન્ન. અમારું અન્ન રસમય થાઓ.

" शांतिरोषधयः शांतिर्वनस्पतयः ॥ યજુર્વેદ. અમારી ઔષધિઓ અને વનસ્પતિઓ નિરાબાદ હો !

यो देवोऽग्नौ योऽप्सु यो विश्वं भुवनमाविवेश ।

य ओषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमोनमः ॥ કૃષ્ણ૦ યજુર્વેદ ॥

જે દેવ અગ્નિમાં છે, પાણીમાં છે, જે આપણી પૃથ્વીના પ્રદેશમાં પણ પ્રવેશેલો છે; જે ઔષધિઓમાં છે, વનસ્પતિઓમાં છે—તે દેવને અમારા કોટિશઃ નમસ્કાર હો.

આપણા યુવાન કવિ ઉમાશંકર જોષીએ 'અન્નબ્રહ્મ' ઉપર ઘણું સુંદર કાવ્ય લખ્યું છે, એમાં

નમું નમું આદિમ અન્નબ્રહ્મને<br>
જેને લીધે આ નમવાની શક્તિ,<br>
જેને પ્રતાપે સહુ જીવ કેરી<br>
ખીલેલ શી પ્રાણકળી ખીલી, હસી<br>
ને વ્યક્ત થૈ રૂપપરાગ પામતી;<br>
જે આશરો એક જ જીતમાત્રનો<br>
અનન્ય જે જીવિતહેતુ સત્ય;<br>
જેને બળે પ્રાણીની પ્રાણધારણા<br>
સર્વૌષધિ જે પૃથિવીશ્રયોની.<br>
પૃથ્વીનાં પ્રાણીઓ માત્ર અન્ન નિર્ભર અન્ન જ<br>
અન્નથી સૃષ્ટિનો તંતુ અન્નથી ઋત યજ્ઞ જ.<br>
જે કૈ જીવો જીવતા અન્નપોષ્યા<br>
જે કૈં જન્મે સર્વ તે અન્નજાયાં,<br>
અન્ને અન્ને પ્રાણ કેરી પ્રતિષ્ઠા<br>
મહાર્ઘ એ દૈવત ભૂતમાત્રનું.

*

અન્ને નર વીર્યવંતો, અન્ને નારી રજસ્વલા,<br>
અન્ને પ્રજાતનેચ્છા ને વરદા સિદ્ધિ અન્નથી.<br>
સદા ધર્તા જગત્ કેરા નમું એ અન્નબ્રહ્મને.

× × ×

इष्टवर्णगन्धरसस्पर्शं विधिविहितमन्नपानं प्राणिनां प्राणि-संज्ञकानां प्राणमाचक्षते कुशलाः, तदिन्धना ह्यन्तरग्नेः स्थितिः तत् सत्त्वमूर्जयति, तच्छरीरधातुव्यूह बलवर्णेन्द्रियप्रसादकरं यथोक्तमुपसेव्यमानं, विपरीतमहिताय संपद्यते ॥"

चरक.सू. २७-३

આહારરહસ્ય જાણનારા વિદ્વાનો ઇષ્ટવર્ણ, ગન્ધ, રસ અને સ્પર્શવાળા અન્નપાનને પ્રાણિમાત્રના પ્રાણ તરીકે ઓળખાવે છે. અંતરગ્નિની સ્થિતિ આ આહારરૂપી ઇંધનો ઉપર જ નિર્ભર છે. પ્રાણનો આધાર અંતરગ્નિ છે અર્થાત્ પ્રાણનો આધાર અન્નરૂપી ઇંધનો ઉપર જ છે. યોગ્ય જ કહ્યું છે કે બલ, આરોગ્ય, આયુષ્ય અને પ્રાણ—આ બધાં અંતરગ્નિ ઉપર જ નિર્ભર છે. માનસિક બલ-મનોબલ-પણ અન્ન ઉપર જ નિર્ભર છે. રસરક્તાદિ ધાતુઓનો સંઘાત બલ, વર્ણ અને ઇન્દ્રિયોનો પ્રસાદ—આ બધાનો આધાર યોગ્ય રીતે સેવન કરાતા અન્ન ઉપર જ છે. અવિધિસર સેવેલું અન્ન આથી વિપરીત પરિણામો લાવે છે.

*ચરકસંહિતા'માં અન્નમાહાત્મ્ય દર્શાવતા ઘણા સુંદર શ્લોકો અહીંતહીં વેરાયલા જણાય છે :

प्राणाः प्राणभृतामन्नमन्नं लोकोऽभिधावति
वर्णः प्रसादः सौस्वर्यं जीवितं प्रतिभा सुखम् ॥ ३४९
तुष्टिः पुष्टिर्बलं मेधा सर्वमन्ने प्रतिष्ठितम्
लौकिकं कर्म यद्वृत्तौ स्वर्गतौ यच्च वैदिकम् ॥ ३५०
.............................तच्चाप्यन्ने प्रतिष्ठितम् ॥
(चरक सू. २७)

સકલ પ્રાણિમાત્રના પ્રાણ અન્ન ઉપર નિર્ભર છે. પ્રત્યેક પ્રાણી, અન્નની પ્રાર્થના કરે છે. શરીરનો વર્ણ, મનનો ઉલ્લાસ, સુંદર સ્વર, જીવન, પ્રતિભા (પ્રજ્ઞા), સુખ, તુષ્ટિ, પુષ્ટિ, બલ, મેધા—આ બધાં અન્ન ઉપર જ નિર્ભર છે. આલોક અને પરલોકનો આધાર, વર્તમાન જીવનમાં કરાતાં ખેતી વગેરે કર્મો, સ્વર્ગગમન માટે આવશ્યક યજ્ઞયાગાદિ, મોક્ષ—આ બધાંનો આધાર અન્ન ઉપર છે.

હું ધારું છું અન્નની આટલી ઉચ્ચ પ્રતિષ્ઠા જગતના અન્ય સાહિત્યમાં નહિ જ કરાયેલી હોય. આધુનિક આહારશાસ્ત્રનો વિકાસ છેલ્લાં ૩૫-૪૦ વર્ષોનો કહી શકાય એમ

* आयुर्वर्णो बलं स्वास्थ्यं उत्साहोपचयौ प्रभा ।
ओजस्तेजोऽग्नयः प्राणाश्चोक्ता देहाग्निहेतुकाः ॥ चरक चि. १५-३.

આયુષ, વર્ણ, બલ, સ્વાસ્થ્ય, ઉત્સાહ, ઉપચય, પ્રભા, ઓજ, તેજ, પ્રાણ—આ બધું દેહાગ્નિ ઉપર નિર્ભર છે.

यदन्नं देहधात्वोजो बलवर्णादिपोषकम् ।
तत्राग्निः हेतुः आहारान्न ह्यपक्वाद्रसादयः ॥
चरक चि. १५-५

છે. હજારો વર્ષ અગાઉ અન્નની આટલી સર્વગ્રાહી સમીક્ષા કરનાર આપણા ઋષિમુનિઓની આર્ષદૃષ્ટિનો આથી આપણને સરસ પરિચય મળે છે. ઉપનિષદોની વાણીનો જ આ વિસ્તાર મને તો લાગે છે.

न रागात् नाप्यविज्ञानात् आहारानुपयोजयेन् ।
परीक्ष्य हितमश्नीयात् देहो ह्याहारसंभवः ॥

चरक सू. २८-४१

આહારનું અનોખું વિજ્ઞાન છે. શરીર માટે કયો આહાર હિતકર છે અને કયો અહિતકર છે એ પ્રત્યેક વ્યક્તિએ જાણવું જરૂરી છે. આહાર કેવળ જિહ્વાની લોલુપતાથી ન લેવો જોઈએ. અહિત જાણવા છતાં, રુચિને વશ થઈને મૂર્ખ લોકો જ આહાર લે છે. અહિત છે કે હિતકર છે એ જ્ઞાન સિવાય આહારની યોજના ન જ થઈ શકે. આહાર હિતકર છે કે અહિતકર—એનો બરાબર નિર્ણય કર્યા બાદ જ તેનું સેવન કરવું જોઈએ. આપણો દેહ આહારથી પોષાયેલો છે અને સર્જાયેલો છે. માટે આહારની શુદ્ધિ ઉપર ખાસ ધ્યાન દેવું જરૂરી છે. આજે આપણે રાગવશ થઈને ગમે તે ખાઈને આનંદ માનીએ છીએ અને એનાં પરિણામો પણ ભોગવી રહ્યા છીએ.[1]

મહર્ષિ ચરકે આ વિષે અતિશય સુંદર, માર્મિક વિવેચન કર્યું છે:

"સદસદ્વિવેકબુદ્ધિસંપન્ન મનુષ્યો—પરીક્ષકો—બરાબર વિચાર કરીને કેવળ હિત હોય તેની જ કામના કરે છે; જે અપરીક્ષકો છે—લૌકિકો છે તેઓ તો રજોગુણ અને મોહને વશ થઈને કેવળ પ્રિયને જ પસંદ કરે છે. જ્ઞાન, બુદ્ધિ, સ્મૃતિ, દાક્ષ્ય, ધૃતિ, હિતનું સેવન, વાગ્વિશુદ્ધિ, શમ, ધૈર્ય—આ બધાં પરીક્ષકોને જ વરે છે; મોહરજઃશ્રિત લૌકિકોને નથી વરતા. સકલ શારીર અને માનસ રોગો રજોમોહાવૃતાત્મા લૌકિકોને જ લાગુ પડે છે. રજોગુણ અને મોહ અર્થાત્ તમોગુણ—એ બે જ સકલ શારીર માનસ રોગોના જનક છે. સત્ત્વગુણ અને આરોગ્ય સાથે જ હોય છે. ઉપનિષદોમાં શ્રેય અને પ્રેય છે તેને જ ચરકે હિત અને પ્રિય દ્વારા વ્યક્ત કર્યું છે. પરીક્ષકો અને લૌકિકો—આવા મનુષ્યોના બે મહાવર્ગો ચરકે પાડ્યા છે. પરીક્ષકો એટલે સત્ત્વગુણસંપન્ન, સદસદ્વિવેકબુદ્ધિવાળા, ધીધૃતિ બુદ્ધિ-સંપન્ન, ધૈર્યવાન, શમપરાયણ મનુષ્યો. લૌકિકો એટલે રજોગુણ અને તમોગુણયુક્ત પૃથક્જનો. ચરકે આથી જ સકલ રોગમાત્રનું કારણ પ્રજ્ઞાપરાધને માનેલું છે. પ્રજ્ઞાપરાધ એ ખરી રીતે રજસ્તમોભિભૂત બુદ્ધિનો અપરાધ છે. અને રજોમોહાવૃતાત્માઓ જ પ્રજ્ઞાપરાધ કરે છે અને શારીરમાનસ રોગોને નોતરે છે.

આ એક શ્લોકમાં આહારનું માહાત્મ્ય તેમજ જીવન એ કેવળ ખાવા પીવા માટે જ નથી પણ કોઈ ઉચ્ચ ધ્યેય માટે પરમાત્માએ આપણને આપેલું છે એટલે સત્ત્વસંશુદ્ધિ અને સત્ત્વગુણાતિરેકનું મહત્ત્વ દર્શાવેલું છે:

हितमेवानुरुध्यन्ते प्रपरीक्ष्य परीक्षकाः ।
रजोमोहावृतात्मनः प्रियमेव तु लौकिकाः ॥ चरक सू. २८-३५

---

[1] लौल्यं क्लेशकराणाम् ॥ चरक

કેવલ આહારમાં જ હિતાહિતનો વિચાર કરવો એમ નહિ, પણ વિહારમાં–પ્રત્યેક કાર્યમાં હિતાહિતનો વિચાર આવશ્યક છે. આરોગ્ય, આયુષ્ય, બુદ્ધિ, શ્રી, મેધા, કાંતિ, વાગ્વિશુદ્ધિ—વગેરેનો આધાર સત્ત્વગુણ ઉપર જ અવલંબેલો છે અને શુદ્ધ હિત અને પરીક્ષાપૂર્વક લીધેલો આહાર આ બધાનો જનક છે એમ કહેવાનો ઉપર્યુક્ત શ્લોકનો ભાવ છે. અને ચરકે આ વાત અન્યત્ર ( સૂત્રસ્થાન. અ ૭ શ્લો. ૬૦ ) કહેલી છે:

आहाराचारचेष्टासु सुखार्थी प्रेत्य चेह च ।
परं प्रयत्नमातिष्ठेत् बुद्धिमान् हितसेवने ॥

સુખની ઇચ્છા રાખનાર બુદ્ધિમાન મનુષ્યોએ આલોક અને પરલોકમાં આહાર, આચાર અને ચેષ્ટા[1]—ક્રિયામાં હિતસેવન માટે જ પરમ પ્રયત્નવાન રહેવું જોઇએ.

આજકાલ આહારશાસ્ત્રમાં ' કેલોરીઝ ' અને ખાદ્યદ્રવ્યોના પૃથક્કરણ ઉપર ખૂબ જ લખાય છે અને આ પૃથક્કરણપ્રિય યુગને અનુરૂપ જ છે. પરંતુ આપણા પ્રાચીનોએ આહારનો સમગ્રદૃષ્ટિએ વિચાર કરેલો છે. આહારમાં મુખ્ય વાત તૃપ્તિ—satisfaction–છે. જે અન્ન ખાઈએ તેથી આપણને સંતોષ-તૃપ્તિ થવી જોઈએ. तृप्तिः आहारगुणानाम् ( चरक सू. ૨૫ ). આહારના વિવિધ ગુણોમાં તૃપ્તિ વિશિષ્ટસ્થાન ભોગવે છે. આધુનિકો પણ હવે આ વાત સમજતા થયા છે. હચિન્સન અને મોટરામ પોતાના સરસ પુસ્તક *Food and the Principles of Dietetics*માં આ વાત ઉપર ઠીક ઠીક ભાર મૂક્યો છે. " Another physiologios—psychological quality in which foods differ, is their satisfying power or Satiety value." પૃ. ૧૦. રાસાયણિક, ભૌતિક, શારીરિક અને આર્થિક—આ ચાર દૃષ્ટિ સાથે જ તૃપ્તિ ગુણનો વિચાર કરવો આવશ્યક છે.[2] રાસાયણિક રીતે ખોરાક સંપૂર્ણ હોય પણ તે ખાવાથી સંતોષ—તૃપ્તિ ન થતી હોય તો એટલે અંશે આહારફલસૌષ્ટવ ઓછું રહે. આવી જ રીતે બીજા ગુણો સાથે તૃપ્તિનો વિચાર આવશ્યક છે. સુમધુર વાનીઓ ખાવાથી જે તૃપ્તિ થાય છે તે જ તૃપ્તિ આહારસેવન પછી થવી જોઇએ. આ તૃપ્તિનો વિચાર કરતી વખતે આહારનું રસાયણશાસ્ત્ર, આર્થિક દૃષ્ટિ, અભિરોચણ, સુપાચ્ય વગેરેનો વિચાર પણ આવશ્યક છે.

मात्राशी स्यात् । आहारमात्रा पुनः अग्निबलापेक्षिणी ॥
चरक सू. ५ ( मात्रा अनपायिपरिमाणम्— च. द. )

પ્રત્યેક મનુષ્યે માત્રાસર ખાવું જોઈએ: પ્રત્યેક મનુષ્ય માટે આહારની માત્રા પોતાની જઠરાગ્નિના બલની અપેક્ષા રાખે છે. જેમ જઠરાગ્નિ સૌની એકસરખી નથી હોતી, તેમ અન્નની માત્રા પણ સૌ માટે એકસરખી નથી હોતી. વળી અગ્નિબલની માત્રા પણ સર્વકાલ માટે સરખી નથી હોતી. ઋતુઅનુસાર તેમજ વયભેદાનુસાર અગ્નિબળ પણ ભિન્ન ભિન્ન હોય છે. હેમંત ઋતુમાં ( શિયાળામાં ) અને યૌવનમાં જઠરાગ્નિનું બલ સારું હોય છે જ્યારે વર્ષામાં ( ચોમાસામાં ) અને વૃદ્ધાવસ્થામાં જઠરાગ્નિનું બલ મંદ હોય છે. આથી ચરકે એક સામાન્ય વ્યાખ્યા 'માત્રા પ્રમાણ'ની નીચે મુજબ આપેલી છે:

---

૧. " यथासात्म्यं चेष्टाभ्यवहारौ " ऐक्यानाम् ( चरक सू. २५ )

૨ આ વિદ્વાન લેખકોએ માંસ, દૂધ, માખણ, ઘી, બટાટા, ઇંડાં, સ્નેહ, મચ્છી, ઘણાખરા સ્નેહયુક્ત, ખાદ્યપદાર્થો અને સાકર—આમાં તૃપ્તિજનક શક્તિ ઘણી સારી (high satiety value) છે જ્યારે શ્વેતમચ્છી, બ્રેડ, બિસ્કિટસ, ફળ, આઇસક્રીમ્સ, લીલાં શાકભાજી,—આમાં નીચા પ્રકારની તૃપ્તિજનક શક્તિ છે, એમ જણાવેલું છે. પૃ. ૧૦

मात्रवस्याशनमशितमनुपहत्य प्रकृतिं यथाकालं जरां गच्छति तावदस्य मात्राप्रमाणं वेदितव्यं भवति ॥ चरक सू ५-४

પ્રકૃતિ ( વાત પિત્ત કફ વગેરેની તેમજ રસાદિધાતુઓની સામ્યાવસ્થા ) માં જરા પણ વિકાર નિપજાવ્યા સિવાય ખાધેલું અન્ન યથાસમયમાં સારી રીતે પચી જાય તેટલી તેને માટે આહારમાત્રા અથવા માત્રાનું પ્રમાણ જાણવું. માત્રાસર ખાધેલું ક્યારે જાણવું એ પણ 'ચરકસંહિતા'માં જણાવેલું છે. જુઓઃ

૧ ખાધા પછી પેટમાં જરાપણ ભાર ન જણાવો જોઈએ. પેટ ટસ–ટસ થાય તે અતિમાત્રા કહેવાય.

૨ હૃદયનો અવરોધ થાય એટલું ન ખાવું જોઈએ. અર્થાત્ પેટમાં ખૂબ વજન થવાથી તેને લીધે વચલો પડદો ઊંચકાય અને તેના લીધે હૃદય ઉપર દબાણ આવે–એવું ન થવું જોઈએ.

૩ બન્ને પડખાં ઉપર જરા પણ અસર ન જણાવી જોઈએ.

૪ પેટ જરા પણ ભારે ન લાગવું જોઈએ.

૫ પ્રત્યેક ઇન્દ્રિય પ્રસન્ન રહેવી જોઈએ.

૬ ભૂખ અને તરસ–બન્નેની શાંતિ થવી જોઈએ.

૭ ફરતાં હરતાં, બેસતાં, સૂઈ રહેતાં, ચાલતાં, શ્વાસોચ્છ્વાસ લેતાં થૂકતાં, હસતાં, બોલતાં—જરા પણ કષ્ટ ન જણાવું જોઈએ.

૮ સવાર સાંજ બે ટંક સુખેથી અન્ન પચી જઈ ભૂખ લાગે.

૯ બલ વર્ણ અને ઉપચય થાય.

—આ બધાં માત્રાસર આહારનાં લક્ષણો છે. ( વિમાન ૨–૬ )

પરંતુ કેવલ માત્રા–માફકસર ખાવાથી જ આહાર–ફલ સૌષ્ઠવ પ્રાપ્ત–થતું નથી. " न केवलं मात्रा—वत्त्वादेवाहारस्य कृत्स्नमाहारफलसौष्ठवमवाप्तुंशक्यं, प्रकृत्यादीनामष्टानामाहारविधिविशेषायतनानां प्रविभक्तफलत्वात् ॥ चरक वि. २

આહારફલ સૌષ્ઠવ કેવળ આહારની માત્રા પર જ અવલંબતું નથી, પરંતુ અષ્ટવિધ આહારવિધિવિશેષ ઉપર અવલંબે છે. અષ્ટવિધ આહારવિધિવિશેષઆયતનો નીચે મુજબ છે:

(૧) પ્રકૃતિ (૨) કરણ (૩) સંયોગ (૪) રાશિ (૫) દેશ (૬) કાલ (૭) ઉપયોગ સંસ્થા અને (૮) ઉપયોક્તા.

૧ પ્રકૃતિ—પ્રકૃતિ એટલે સ્વભાવ. કેટલાંક દ્રવ્યો સ્વભાવથી જ લઘુ–હલકાં હોય છે. જ્યારે કેટલાંક સ્વભાવથી જ ગુરુ–ભારે હોય છે. મગ સ્વભાવથી જ લઘુ જ્યારે અડદ સ્વભાવથી જ ગુરુ છે. મૃગનું માંસ સ્વભાવથી જ લઘુ જ્યારે ડુક્કરનું સ્વભાવથી જ ભારે છે. આ દૃષ્ટિએ આયુર્વેદમાં હિતતમ (અત્યંત હિતકર) અને અહિતતમ (અત્યંત અહિતકર) દ્રવ્યોની યાદીઓ પણ આપવામાં આવેલી છે. લંબાણભયને લઈને તે અહીં આપવામાં નથી આવી.

૨ કરણ—સ્વાભાવિક દ્રવ્યોનો અભિસંસ્કાર એનું નામ કરણ. સંસ્કાર એટલે ગુણાન્તરાધાન. એક ગુણનું બીજા ગુણમાં રૂપાન્તર એનું નામ સંસ્કાર. ચોખા સ્વભાવથી ગુરુ હોવા છતાંય જલ, અગ્નિના સંનિકર્ષથી, ધોવાથી, ઓસાવવાથી તે હલકા કરી શકાય છે. રક્તશાલિ સ્વભાવે લઘુ હોવા છતાંય અગ્નિજલસંયોગથી તે વિશેષ લઘુ બને છે. દહીં

ખાવાથી સોજા વધે છે પરંતુ તે જ દહીંને સારી રીતે રવૈયા વડે વલોવવાથી અને જવના સંયોગથી તે સોજામાં પણ આપી શકાય છે—સોજાને મટાડી શકે છે.

નવાં ધાન્ય ખાવામાં ભારે ગણાય છે જ્યારે એક વર્ષ રાખ્યા પછી તે ખાવામાં હલકાં થાય છે.

૩ સંયોગ—બે દ્રવ્યો ખાવામાં તદ્દન નિર્દોષ હોવા છતાંય એનો સંયોગ-બન્નેને ભેગાં કરીને ખાવાથી-નુકસાનકારક બને છે. ઘી અને મધ બન્ને સુંદર ખાદ્ય પદાર્થો હોવા છતાંય તે બન્નેનો સમપ્રમાણમાં સંયોગ મારક ગણાય છે; દૂધ અને માછલાં-એમ સારાં છે પરંતુ તેનો સંયોગ અત્યંત અહિતકર મનાય છે.

ક્ષાર અત્યંત ઉષ્ણ હોવા છતાંય, અમ્લરસના સંયોગથી મધુર થાય છે. તલ એમ કુષ્ઠકર છે—વર્ણદીપકર છે-પરંતુ ભલ્લાતક (ભીલામાં) સંયોગથી તે કુષ્ઠઘ્ન થાય છે. ગોળ (નવો ગોળ) જઠરાગ્નિનો સાદ કરનાર છે પરંતુ સુંઠ અને હરડે સાથે યોજવાથી જઠરાગ્નિની મંદતાનો નાશ કરે છે. દૂધ જીવનીય છે છતાંય જો શરીરમાં વિષનો અવશેષ હોય તો તે મારક બને છે. સ્થાવર જંગમ વિષ બન્ને મારક છે પરંતુ શરીરમાં તે બન્ને સાથે રહેવાથી, પરસ્પરનો નાશ કરે છે. સક્તુ (સાથવો) એમ તો રુક્ષ અને વાતલ છે પરંતુ તેને પાણી સાથે પીવાથી શરીરનું તર્પણ કરે છે. (અ. સં. સૂ. ૭)

૪ રાશિ—રાશિ એટલે માત્રા અને અમાત્રાનો ફલવિનિશ્ચય. માત્રા બે પ્રકારની છે: (૧) સર્વગ્રહ અને (૨) પરિગ્રહ. દાળભાત શાક દૂધ રોટલી વગેરે એકસામટાં ખાવાં તે સર્વગ્રહ અને પરિગ્રહ એટલે આહારાવયવનું માપ કરીને તેને આહારમાં લેવાં તે; જેમકે, ૧૦ તોલા લોટ, ૨॥ તોલા દાળ, ૧ તોલો ઘી-આમ તોલ કરી પછી તે ઉપયોગમાં લેવું તે. સર્વગ્રહમાં માત્રાનું પ્રમાણ નથી હોતું જ્યારે પરિગ્રહમાં પ્રત્યેક ખાદ્યનું પ્રમાણ રહે છે.

૫ દેશ—અન્ન ક્યાં-ક્યા સ્થળમાં પાકેલું છે તે તેમજ દેશસાત્મ્ય બન્નેનો વિચાર આવશ્યક છે. હિમાલયમાં થએલાં દ્રવ્યો અન્ય સ્થાનનાં દ્રવ્યો કરતાં ગુણમાં વધુ શક્તિશાળી હોય છે. આનૂપદેશનાં દ્રવ્યો ગુરુ જ્યારે મરુભૂમિમાં જન્મેલાં દ્રવ્યો લઘુ હોય છે. ખૂબ ફરનારાં અને પરિશ્રમ કરનારાં પશુપંખીનાં માંસ હલકાં હોય છે જ્યારે બેસી રહેનાર ભેંસ જેવાં પશુઓનાં માંસ ભારે હોય છે. દેશસાત્મ્ય-એટલે દેશવિપરીત ગુણવાળું સાત્મ્ય. દા. ત.-આનૂપ દેશમાં ઉષ્ણ રુક્ષાદિ ગુણોવાળો આહાર જ્યારે મરુભૂમિમાં શીત, સ્નિગ્ધ એવો આહાર માફક આવે છે. અનાજ ક્યા ખેતરમાં થએલું છે, ખાતર શાનું હતું, પાણી એ ખેતરને મળતું કે નહિ—આ બધાનો વિચાર અન્નગ્રહણ વખતે કરવો જોઇએ.

૬ કાલ—નિત્યગ અને આવસ્થિકઃ આમ કાલના બે વિભાગો પાડી શકાય. નિત્યગ એટલે અહોરાત્રાદિરૂપી અને આવસ્થિક એટલે રોગિત્વ બાલ્યાદિ અવસ્થાવિશેષવાળો. નિત્યગ એ ઋતુસાત્મ્યની અપેક્ષા રાખનાર છે જ્યારે આવસ્થિક એ આહારનિયમની અપેક્ષા રાખનાર છે. બાલ્યાદિ અવસ્થામાં કફના રોગો થાય છે એટલે એ વખતે કફઘ્નદ્રવ્યો યોજવાં જોઇએ. વાર્ધક્યમાં વાતના રોગો થાય છે એટલે એ વખતે સ્નિગ્ધ અને વાતઘ્ન પદાર્થોની યોજના કરવી જોઈએ. વસંત ઋતુમાં કફપ્રકોપ થાય છે માટે તે વખતે લઘુ, કટુતિક્તકષાય રસવાળાં અન્નપાન સારાં. શરદમાં પિત્ત થાય છે માટે તે વખતે ખાટાં ખારાં દ્રવ્યો ન ખાતાં મધુર દ્રવ્યો વિશેષ ખાવાં હિતાવહ છે.

૭ ઉપયોગ સંસ્થા—ઉપયોગ નિયમઃ અન્ન જલદી પચી જાય એ હેતુથી જ આવાં

નિયમો દર્શાવવામાં આવ્યા છે. 'उष्णं अश्नीयात्, स्निग्धमश्नीयात्, नातिद्रुतमश्नीयात्, नातिविलम्बितमश्नीयात्" ઇત્યાદિ ઉપયોગ-નિયમો છે. અન્ન ગરમ લો; સ્નિગ્ધ ભોજન કરો; બહુ ઉતાવળે તેમજ બહુ વિલંબે ન ખાઓ. ઇત્યાદિ નિયમો.

૮ ઉપયોક્તા—જે ખોરાક ખાતા હોય અને તે માફક આવી ગયો હોય તે એને માટે સારો ગણાય છે દહીં શરદ, ગ્રીષ્મ અને વસંતઋતુમાં ન ખાવાનું કહેલું છે પરંતુ કેટલાકને દહીં ખૂબ જ સાત્મ્ય થઈ ગએલું જણાય છે. એટલે દહીં એવા માટે સાત્મ્ય ગણાય. આમ ભિન્ન ભિન્ન મનુષ્યોમાં ભિન્ન ભિન્ન 'ઓકસાત્મ્ય' નજરે ચડે છે.

પરંતુ આહારનો વિચાર આટલાથી જ અટકેલો નથી. ખોરાકને મનના આવેગો—આવેશો સાથે નિકટનો સંબંધ છે એટલે ગમે તેવો યુક્તાહાર, સર્વગુણસંપન્ન આહાર લેવા છતાંય જો કામ, ક્રોધ, લોભ, શોક આદિ ભાવોથી મન ઉપતપ્ત રહેતું હશે તો તે અન્નનો કંઈ પણ લાભ નહિ થાય. એટલે કેવળ અતિમાત્રાથી જ રોગો જન્મે છે એમ નથી. ગુરુ, રૂક્ષ, શીત, શુષ્ક, દ્વિષ્ટ, વિષ્ટમ્ભિ (પેટમાં ગડગડાટ ઉત્પન્ન કરે એવું), વિદાહિ (પેટમાં અને છાતીમાં બળતરા જન્માવનાર) અશુચિ, વિરુદ્ધ—આવાં અન્નપાનના અકાલ અને અતિસેવનથી આમદોષ થાય છે એ જેટલું સાચું છે તેટલું જ સાચું કામ, ક્રોધ, લોભ, મોહ, ઈર્ષ્યા, શોક, માન, ઉદ્વેગ, ભય વગેરેથી ઉપતપ્ત ગનથી જે જમે છે તેને પણ આમપ્રદોષ થાય છે. (ચરક વિ ૨–૮) અને આમ—અપક્વ આહારરસ—એ સકલ દોષોને કોપાવનાર હોઈ રોગજનક મનાય છે. આ જ વાત નીચેના શ્લોકમાં કહેલી છે:

मात्रयाऽप्यभ्यवहृतं पथ्यं चान्नं न जीर्यति ।
चिन्ताशोकभयक्रोधदुःखशय्या प्रजागरैः ॥

બહુ જ માફકસર—માપસર—પથ્ય અન્ન ખાધું હોય, પરંતુ ચિંતા, શોક, ભય, ક્રોધ, દુ:ખ, અતિનિદ્રા, અતિજાગરણ વગેરે કારણો હોય તો તે પણ પચતું નથી.

આજે હોજરીમાં અને ગ્રહણીમાં જે ચાંદાં (gastric & Duodenal ulcers) પડવાના કેસો જોવામાં આવે છે તે ઉપરોક્ત કારણોને લઈને જ છે એમ કહેવામાં કશો જ વાંધો નથી. ખાતી વખતે પણ જેનું મન ભોજનનો આસ્વાદ અનુભવવામાં તલ્લીન નથી હોતું, પરંતુ સટ્ટાના કે સોદાના વિચારોમાં જ પરોવાયેલું હોય છે; ખાધા પછી જેને આરામ લેવાનું સૂઝતું નથી, પરંતુ મોટર લઈને અહીંતહીં ધનના લોભમાં ભટકવાનું હોય છે, એવા માણસોને આમદોષ લાગુ પડે છે અને આમમાંથી આવાં ચાંદાં પડે છે. ચરકાચાર્ય કહે છે કે तन्मना भुञ्जीत ખાતી વખતે બીજા કશા વિચારો કર્યા વિના તન્મયતાથી જમવું જોઈએ. જમતી વખતે તન્મયતાથી જમવું અને જમ્યા પછી અર્ધો કે એકાદ કલાક રાજવત્—સુખેથી—મોજથી આડા પડવું—આ બન્નેની આજના જમાનાને ખૂબ જ જરૂર છે.

આહારશાસ્ત્રનો વિચાર કરતાં આહારનો ગુણ (ગુરુ લઘુ વગેરે) ભેદથી, દ્રવ્યભેદથી ('આ આગ્નેય છે, આ આપ્ય છે'), કર્મથી (આ દ્રવ્ય જીવનીય છે, આ બૃંહણીય છે), સર્વાવયવથી અર્થાત્ દ્રવ્યના રસવીર્યવિપાકપ્રભાવથી—આ તમામ દૃષ્ટિથી વિચાર કરવો ઘટે છે. અર્થાત્ આ બધાનો વિચાર કરતાં ભલભલા મેધાવી વૈદ્યો પણ મોહમાં પડી જાય છે એવું આહારશાસ્ત્ર ગહન બની જાય છે. પ્રત્યેક ચિકિત્સકે આહારશાસ્ત્રનો તલસ્પર્શી અભ્યાસ કરવો ઘટે છે. સુશ્રુતે યોગ્ય જ કહ્યું છે કે "न हि अनवबुद्धस्वभावा भिषजः।"

આહુ ]

卐

# ગાંધીયુગ વિષે પુરાતત્ત્વ

'ભવિષ્યતત'

**વિક્રમની** એકોતેરમી સદી બેસી ગઈ છે. નવજીવન કાર્યાલયે પ્રસિદ્ધ કરેલું એક પણ પુસ્તક જીવતું રહ્યું નથી. એ નામની કોઈ પુસ્તક પ્રકાશન સંસ્થા હતી એમ કોઈ પુરાતત્ત્વવેત્તા યે જાણતા નથી. લોકો ગાંધી નામના કોઈ દેવની કથા જાણે છે ખરા. પણ તે ગાંધીજીનાં કે આ જમાનાના કોઈ લેખકનાં પુસ્તકો દ્વારા નહીં, પણ વિક્રમની બત્રીસમી સદીમાં (એટલે આજથી બારસો વર્ષ પછી) ઉદ્દભવેલા મહાયુદ્ધ વિષે જાપાનમાં લખાયેલા ત્યાંના એક મહાકવિના મહાભારત જેવા એક મહાગ્રંથના એક પર્વમાં લખાયેલી વાત પરથી. અર્થાત્, જેમ રામ, કૃષ્ણ, પ્રહ્લાદ વગેરે વિષે જે કાંઈ આપણે જાણીએ છીએ, તે પરથી સાચા રામ, કૃષ્ણ કે પ્રહ્લાદનાં જીવન કેવાં હશે તે આપણે ચોક્કસપણે જાણી શકતા નથી, તેમ વિ. સં. ૭૦૦૦માં સાચા ગાંધીજી વિષે લોકો કશી જ કલ્પના કરી શકતા નહોતાં. એ ચરિત્ર આપણે વાંચીએ તો તે આપણા ગાંધીજીનું હશે એમ ભાગ્યે જ લાગે.

ખેર, બધા જમાનાઓમાં જેમ મોટા પુરાતત્ત્વ સંશોધકો નીપજે છે તેમ વિક્રમની એકોતેરમી સદીમાં યે એક સમર્થ સંશોધક નીપજ્યા છે. વિક્રમની એકવીસમી સદીનું ગુજરાતનું સંશોધન એમનો ખાસ વિષય છે. બહુ મુશ્કેલીથી એમણે ગુજરાતી લિપિના અક્ષરો ઉકેલ્યા છે.

એક દિવસ અચાનક હાથના ખાડીઆ આગળ ચાલતાં ખોદકામમાંથી નવજીવન કાર્યાલયના સૂચિપત્રનું એક પાનિયું તેમને હાથ લાગ્યું છે. તેમાં ગાંધીજીનું નવજીવન, જીવન ભારતી, જીવન સંસ્કૃતિ, જીવનનો વિકાસ, જીવનનો આનંદ, જીવનશોધન વગેરે શબ્દો સ્પષ્ટ વર્તાય છે. 'કાલેલકર' શબ્દ પણ વાંચી શકાય છે. અને પૃષ્ઠસંખ્યા તથા કિંમતના આંકડા પણ જોઈ શકાય છે.

આ પાનું હાથ લાગ્યા પહેલાં જ આ આચાર્યે ગાંધીયુગ વિષે જે શોધો કરી હતી અને જે માન્યતાઓ રજૂ કરી હતી તે જાણી લેવી જરૂરની છે.

તે માનતા હતા કે જે ગાંધીની તેમના કાળમાં એક દેવ તરીકે પૂજા ચાલતી હતી, તે હકીકતે એક પ્રખ્યાત વૈદ્ય હતા. આ મતલબનું એક જૂનું લોકગીત પણ એમણે ખોળી કાઢ્યું હતું. માટીનાં પૂતળામાં યે જીવન મૂકી દે એવી એમની અદ્ભુત શક્તિ હતી. કુદરતના સત્ય-સનાતન કાયદાઓ ઉપર પણ તે પ્રયોગો કરવાનો આગ્રહ રાખતા હોવાથી તે સત્યાગ્રહી કહેવાતા, અને નિસર્ગ ઉપર પણ ઉપચાર કરતા હોવાથી નિસર્ગોપચારક તરીકે તેમની ખ્યાતિ હતી. અહિંસા નામે એક અદ્ભુત વસ્તુ તેમણે શોધી હતી. તે કોઈ રસાયન હતું કે શસ્ત્ર હતું તે સમજવું મુશ્કેલ છે. પણ તેનો સંબંધ એક સળીઆને એક દોરીથી ચક્ર સાથે સાંધેલા એક યંત્ર સાથે હતો એ વિષે શંકા નથી. કોઈક અજાણી રીતે એ અહિંસા નામના રસાયન કે શસ્ત્રને મડદાંના હૃદય પર છોડવામાં આવતું. આથી થોડા વખતમાં તે મડદું હાલચાલ કરવા માંડતું, અને તેને નવજીવન પ્રાપ્ત થતું. પછી તો

મરવા જ ઝોખા પડવા લાગ્યાં, ત્યારે તેમણે માટીનાં પૂતળાંમાં જીવન ભરવાનું કામ શરૂ કર્યું. આ માટે તેમણે એક ગંજાવર કારખાનું ઊભું કર્યું હતું. તેનું નામ નવજીવન કાર્યાલય. સદરહુ કાર્યાલયમાં કોઇ 'કાકા' નામની વ્યક્તિ હોવી જોઇએ એવી ઘણા સંશોધકોને શંકા હતી. ૨૦મી સદીના ગાંધી ચરિત્રમાં 'કાકા'નું નામ આવ્યું હતું ખરું. પણ તે કોઇક ઠેકાણે 'કા. કા' અને કોઇક ઠેકાણે 'કા. કા.' એવી રીતે લખાયેલું હોવાથી એ એક મોટા વિવાદનો વિષય થઇ પડ્યો હતો.

સંશોધન જગતની આવી કટોકટીની પળે પેલું પાનિયું આપણા પુરાતત્ત્વ અધ્યાપકના હાથમાં આવ્યું છે, અને તેથી તેમના હર્ષનો પાર નથી.

પાનાનો સૂક્ષ્મ અભ્યાસ કરી, તેમણે જે લેખ લખ્યો તેનો સાર નીચે મુજબ છે:

આ અમૂલ્ય પાનું ગાંધીયુગ વિષેની અનેક ખોવાતી કડીઓ જોડી આપવામાં મહત્ત્વનો ફાળો આપે છે. બહુ ખેદની વાત છે કે એ આખું પાનું તો મળ્યું જ નથી. પણ જે મળ્યું છે તે એટલું બધું ઉપયોગી છે કે તેની તુલના યુરેનિયમ જોડે પણ કરી શકાય નહીં. નવજીવન કાર્યાલય એક મોટું દવા બનાવવાનું કારખાનું હતું એ વિષે આ પાનું જોયા પછી રસ્તે ચાલનારને યે શંકા રહેશે નહીં. જીવન શોધન, જીવન ભારતી વગેરે તે કારખાનાની જુદી જુદી દવાઓનાં નામો સિવાય બીજું શું હોય? તેમાં 'પૃષ્ઠ' શબ્દ ધ્યાન ખેંચે છે. સંદર્ભ પરથી તેનો અર્થ ચપટી ટીકડી થતો હોય એમ મારું અનુમાન છે. બહુ ઝીણી ચપટી ટીકડી માટે આ શબ્દ આપણી ભાષામાં દાખલ કરવા જેવો લાગે છે.

પણ આ પાનાનું ખાસ મહત્ત્વ તો 'કાકા' શબ્દ વિષેના વાદનો અંતિમ ફેંસલો લાવવા માટે છે. 'કાકા' કે 'કા. કા.'માંથી શું સાચું એ વિષે હવે શંકા જ રહેતી નથી. કાકા એટલે કાલેલકર એ વિષે મને શંકા હતી જ નહીં. અહીં કાલેલકર શબ્દ ચોખ્ખો વંચાય છે. આ પરથી જણાય છે કે 'કાકા' અને 'કા. કા.' બન્ને ખોટાં લેખનો છે. સાચું લેખન 'કા–કા' હોવું જોઇએ. એમાં પહેલો 'કા–' 'કાલેલ'નો અને બીજો 'કા' 'કર'નો સંક્ષેપ છે. બીજા 'કા'નો કાનો આકારસૂચક નથી, પણ પૂર્ણવિરામ સૂચક છે. સંભવ છે કે આજના કેટલાક જુવાનિયા જેમ પૂર્ણ વિરામને માટે '×' બદલે '–' પસંદ કરે છે, તેમ એ કાળમાં કેટલાક 'કાનો' પસંદ કરતા હશે. બાકી રહ્યો સવાલ 'કાલેલકર' શબ્દના અર્થનો. આ મહત્ત્વના પાના પરથી એનો સ્પષ્ટ નિર્ણય થઇ શકતો નથી. પણ 'કાલેલ' શબ્દ 'કાલવવું' પરથી થયેલું ક્રિયાવાચક નામ છે, એ વિષે મારા મનમાં જરા યે શંકા નથી. મળવું, ગળવું, તળવું, વગેરે પરથી મેળ, ગેલ, તેલ વગેરે શબ્દો ૨૧મી સદીના ગુજરાતી સાહિત્યમાં હતા એ તો જાણીતી વાત છે. એટલે કે, 'કાલેલ' અર્થાત્ 'મિશ્રણ' અને 'કર' એટલે બનાવેલું, બનાવટ. મતલબ કે નવજીવન માટે કારખાનાએ બનાવેલી મિશ્રણની જે જુદી જુદી બનાવટો, તે જ જીવન ભારતી, જીવન સંસ્કૃતિ, જીવન શોધન, વગેરે.

તાત્પર્ય કે, ઘણા માને છે તેમ, કાલેલકર કોઇ વ્યક્તિનું નામ નથી, પણ તેનો અર્થ 'રસાયની બનાવટો' થાય છે.

આ રીતે એક લાંબા વખતથી ચાલતી ચર્ચાનો નિર્ણય થઇ જાય છે એ મોટા હર્ષની વાત છે.

☆

# " નારીજીવન અને શ્રીકૃષ્ણ "

[ પ્રાચીન સાહિત્યનું અધ્યયન ]

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

શ્રીયુત દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર ગૂજરાતી સાહિત્યના એક પ્રતિષ્ઠિત લેખક અને ઊંચી કક્ષાના વિદ્વાન તરીકે સાહિત્યના સર્વ અભ્યાસીઓને જાણીતા છે. એમની વર્ણનશક્તિની મનોહરતા અને સાહિત્યશૈલી વાચકને મુગ્ધ કરે છે. એમનો જ્ઞાનના વિવિધ વિષયોમાં સંગીન રસ અભ્યાસકોમાં જ્ઞાન પ્રત્યે અભિરુચિ ઉત્પન્ન કરે છે. એમની વિગતો ઉપરની પ્રભુતા વસ્તુવાદી મગજમાં સંખ્યાબંધ હકીકતો ઉમેરે છે. પ્રકૃતિનું એમનું સૂક્ષ્મ અવલોકન, પ્રાણિજીવનનું એમનું નિરીક્ષણ અને મનુષ્યહૃદયના ભાવોનું એમનું પૃથક્કરણ આપણા સાહિત્યના વિકાસમાં એમનો કિંમતી ફાળો છે.

એક સમર્થ સાહિત્યકાર ઉપરાંત આપણા સામાજિક જીવનમાં શ્રીયુત કાલેલકરનું સ્થાન બહુ ઊંચું છે. એ સુવિખ્યાત લોકસેવક અનેક મનુષ્યોનાં હૃદય પોતા પ્રત્યે આકર્ષી શક્યા છે. ઘણા જુવાનોના એ આદર્શ શિક્ષા-ગુરુ છે અને એમના વિચારો એમાંના અનેકનાં હૃદયને હલાવે છે અને મગજને પ્રકાશ આપે છે, એટલું જ નહિ પરંતુ એમનાં વચનો અને લેખો ઉદ્ધરણના પ્રમાણ તરીકે સંખ્યાબંધ શ્રોતાઓ અને વાચકો સ્વીકારે છે. આવી વિશાળ પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરનાર પુરુષ જે કાંઈ બોલે અને લખે તે પ્રત્યે વાચકોનું ધ્યાન સ્વાભાવિક રીતે જ જાય. હમણાં 'ઊર્મિ અને નવરચના'ના 'ઑક્ટોબર'ના અંકમાં "નારીજીવન અને શ્રીકૃષ્ણ" ઉપર એમનો લેખ મારા વાંચવામાં આવ્યો. આમાં શ્રીકૃષ્ણના જીવનના પ્રસંગો એમણે સમઝવાનો યત્ન કર્યો છે તે કરતાં મારી સમઝણ જુદી હોવાથી અત્રે એ વિષે બે શબ્દો લખું છું.

પ્રાચીન સાહિત્યના અધ્યયનમાં એક હકીકત એ સ્મરણમાં રાખવી ઘટે છે કે આપણા પ્રાચીન સાહિત્યકારોના ગ્રન્થો કલ્પના અને બુદ્ધિ–બન્ને–ના વિરલ સમન્વયનાં મહાન કીર્તિમંદિરો છે. આ વિશાળ મંદિરોના અનેક ખંડોની ચાવીઓ આપણા પ્રાચીનો પોતાની સાથે લઈ ગયા નથી પરંતુ ઘણે ભાગે મંદિરોની અંદર અથવા એની આસપાસ મૂકતા ગયા છે જેથી કરીને સત્યનો જિજ્ઞાસુ આત્મપ્રયાસથી એ શોધી શકે. આ રીતે રામાયણ, મહાભારત, ભાગવત આદિ ગ્રન્થો આધ્યાત્મિક સંસ્કારની ચઢતી ઊતરતી સર્વ શ્રેણિના મનુષ્યોને ઉપયોગી થતા અને પ્રત્યેક જિજ્ઞાસુ પોતપોતાના અધિકાર પ્રમાણે એમાંથી અર્થદર્શન કરી શકતો.

પરંતુ અર્થદર્શનની આપણી આધ્યાત્મિક પદ્ધતિની સાથે ઐતિહાસિક પદ્ધતિ પણ આજ ભળેલી છે. જેમ શ્રીકૃષ્ણના જીવનનાં આધ્યાત્મિક તત્ત્વો તારવવાને માટે પ્રયત્નો થયા છે તેમ એમના જીવનના ઐતિહાસિક અંશો તારવી કાઢવા માટે પણ યત્નો થયા છે. આચાર્યશ્રી આનન્દશંકરભાઈ કહે છે તેમ, "કૃષ્ણ એ ઐતિહાસિક મહાન પુરુષ હતા – જે મહાભારતના યુદ્ધના સમયમાં વિદ્યમાન હતા – એ એક એવી સંગીન ઐતિહાસિક બિના છે કે એને કોઈ ખોટી ગણી શકે તેમ નથી. તે સાથે એ પણ ખરું છે કે મહાભારતના કર્તા

આ પ્રમાણે ગોપી યશોદાને પરમ તત્ત્વ સમજાયું કે સર્વવ્યાપક પરમેશ્વરે પુત્રનો સ્નેહ કરાવનારી પોતાની " વૈષ્ણવી માયા "નો તેના ઉપર વિસ્તાર કર્યો. સત્ અને ચિત્ બન્નેનું પરમ અદ્વૈત છે એ પહેલા બે પ્રસંગોનું રહસ્યાર્થ છે. આમાંથી રૂપક ખસેડી લઈએ તો ' અપરિચ્છિન્ન 'ને " પરિચ્છિન્ન " કલ્પીને એનું દર્શન કરવાનો તત્ત્વજ્ઞાનનો પ્રયત્ન કેવો નિષ્ફળ છે એ દર્શાવવાનો ભાગવતકારનો હેતુ છે. " દામોદરલીલા "નો પ્રસંગ પણ રૂપક જ છે. એમાં પણ " અનન્ત "ને " સાન્ત " કલ્પીને એને બાંધવાનો તત્ત્વજ્ઞાનનો પ્રયાસ મિથ્યા છે એ અર્થ રહેલો છે. ' દામબન્ધન'ના વર્ણનના અન્તે આપેલા નીચેના શ્લોકમાં આ રહસ્યાર્થ પ્રકટ થાય છેઃ

एवं स्वगेहदामानि यशोदा संदधत्यपि ।
गोपीनां सुस्मयन्तीनां स्मयन्ती विस्मिता भवत् ॥ ×

આ રીતે યશોદાએ પોતાના ઘરમાંનાં બધાં દોરડાં એક બીજાંની સાથે બાંધ્યાં (તો પણ નાનાં પડ્યાં ) એટલે ગોપીઓની વચમાં હસતાં હસતાં એ વિસ્મય પામ્યાં.

આમ આચાર્યશ્રી આનન્દશંકરભાઈના શબ્દોમાં કહીએ તો " મનુષ્યબુદ્ધિનાં દોરડાં પરમાત્માની વિશાળતાને વીંટી બાંધી શકતાં નથી. "+ ' અપરિચ્છિન્ન 'ને ' પરિચ્છિન્ન ' કરવાના પ્રયત્નમાં તત્ત્વજ્ઞાનનો આરંભ થાય છે અને આખરે એનો પાર ન પામવાથી આશ્ચર્યમાં એનો અન્ત આવે છે. અલબત્ત, જે મનુષ્યબુદ્ધિ કરી શક્તી નથી તે પ્રભુ પ્રત્યે ઉછળતો પ્રેમ કરી શકે છે. માતાના પ્રેમને વશ થઇ એ ' અનન્ત પુરુષે ' પોતાને બંધાવા દીધો.

આ ત્રણે પ્રસંગોમાં પૂર્વોક્ત આધ્યાત્મિક દર્શન એ જ આગળ તરતું નથી ?

શ્રીયુત કાલેલકરે કૃષ્ણજીવનમાં દર્શાવેલી ત્રીજી સ્ત્રી પૂતના છે. શ્રીયુત કાલેલકર લખે છેઃ " સ્ત્રીજાતિ વિશ્વજનની છે માટે જ એ નિઃસંશય પૂજ્યપાત્ર છે. પણ સ્ત્રી કોઈ જન્મે દેવી નથી હોતી. એનામાં આસુરી વૃત્તિ પણ પ્રગટ થઇ શકે છે અને પછી પોતાની જ વિકૃત મનોવૃત્તિને કારણે અથવા કોઈના કહેવાથી એ પૂતના પણ થઈ શકે છે. સ્ત્રી પણ ઝેર પાઇ શકે છે " ઇત્યાદિ. પૂતનાની કથામાં પણ રૂપક રહેલું છે. ભાગવતકારે એ કથામાં બાળકોને પીડા કરનારા રોગનો ઉલ્લેખ કર્યો હોય એમ ચોખ્ખું જણાય છે. આ રોગ ' पुरग्रामव्रजादिषु ' * એટલે ગામમાં અને વ્રજમાં ફેલાયો હતો.

× આ સંબંધમાં નીચે આપેલો શ્લોક ઇત્યાદિ વર્ણન આધ્યાત્મિક અર્થદર્શન માટે જરૂરનું છેઃ—

न चान्तर्न बहिर्यस्य न पूर्वं नापि चापरम् । पूर्वापरं बहिश्चान्तर्जगतो यो जगच्च यः ॥

+ સરખાવો ટેનિસનની પંક્તિઓ:

"Our little systems have their day
They have their day and cease to be :
They are but broken lights of thee
And thou, O Lord, art more than they."

* कंसेन प्रहिता घोरा पूतना बालघातिनी ।
शिशूंश्चचार निघ्नन्ती पुरग्रामव्रजादिषु ॥

१०, ६, २.

'પૂતનાવધ'માં શ્રીકૃષ્ણના જીવનનો "પહેલો ચમત્કાર" કવિએ વર્ણવ્યો છે. આ કથામાંથી રૂપક લઈ લઈએ તો ભયંકર વિનાશકારી રોગને નિયમમાં લાવનાર પરમાત્માની કલ્યાણકારી શક્તિનો વિજય એ પૂતનાની કથાનો રહસ્યાર્થ છે. આ વિશ્વમાં પ્રભુની મંગલકારી શક્તિ કરતાં કોઇપણ ચઢિયાતી શક્તિ નથી. એની ઈચ્છા સિવાય કંઈ જ પ્રવર્તતું નથી. એ જ સર્વનો નિયામક છે. શ્રીકૃષ્ણને પરમાત્મા રૂપે ભાગવતકાર વારંવાર નિહાળે છે.

શ્રીયુત કાલેલકરે શ્રીકૃષ્ણના સમાગમમાં આવનાર ચોથી સ્ત્રી રાધાને મૂકેલ છે. એઓ લખે છેઃ "જેમ પૂતનાએ શ્રીકૃષ્ણને ઝેર પાયું તેમ એને અમૃત પાનાર નીવડી એની સખી રાધા. પ્રેમધારા, જે ઘણીવાર નીચી વહે છે તેને ઊર્ધ્વગામી કરનાર તરીકે એ ધારાને રાધાનું નામ મળ્યું." વગેરે. આ વર્ણનમાં જે આધ્યાત્મિક સત્ય કહ્યું છે તે આપણે સ્વીકારી લઇએ પરંતુ "રાધા એ શ્રીકૃષ્ણની બાલસખી" "શ્રીકૃષ્ણના જીવનમાં એનું સ્થાન અનેરું" "જેમ રામ સાથે સીતાનું નામ અવિભાજ્ય તેમ કૃષ્ણ સાથે રાધાનું" વગેરે વચનોમાં ઐતિહાસિક હકીકત નોંધેલી હોય તો તે બરાબર નથી કારણકે મહાભારત-અને ભાગવતમાં રાધાનો ક્યાંયએ ઉલ્લેખ નથી; પાછળથી જયદેવ-સૂરદાસ આદિ ભક્તોએ એનું વર્ણન કર્યું છે.

હવે 'કુબ્જા'નો એક છેલ્લો પ્રસંગ વિચારી આ ધાર્યા કરતાં લાંબું વિવેચન સંકેલી લઈએ. શ્રીયુત કાલેલકર 'કુબ્જા' વિષે લખે છેઃ "સ્ત્રીજાતિ માટે શ્રીકૃષ્ણે શું શું કર્યું તેનું તારણ કાઢતી વખતે શ્રીકૃષ્ણની વૃત્તિનો પરમ ઉત્કર્ષ બતાવવા માટે છેલ્લો કુબ્જાનો દાખલો લેવો જોઇએ. અહીં આપણે ભાગવતકારને પણ પ્રમાણ ગણી શકતા નથી. કુબ્જા ન્યાતે શૂદ્ર, પ્રતિષ્ઠામાં કેવળ દાસી. તેનું ચિત્ર ઉજ્જવળ રીતે કોણ રંગે! ભાગવતકારે એ ચિત્ર જેમતેમ પતાવી દીધું છે."

આથી પણ વિશેષ શ્રીયુત કાલેલકર આગળ વધીને કહે છે: "ખરું છે કે એ શૂદ્રા હતી, દાસી હતી, એટલું જ નહિ પણ કુરૂપ, ત્રિવક્રા કુબ્જા હતી. એનો પ્રેમ પાર્થિવ હતો. કુબ્જા હોવાને કારણે કોઇ એનો સ્વીકાર કરે એમ નહોતું. સ્ત્રીહૃદય અને સ્ત્રીશરીર અતૃપ્ત સ્થિતિમાં કેટલું ભૂખ્યું રહી શકે છે એની એ પ્રતિનિધિ હતી. શ્રીકૃષ્ણે એને ઓળખી પોતાના સર્વગ્રાહી સર્વસ્વીકારકારી પ્રેમથી અપનાવી એની વક્રતા દૂર કરી" વગેરે.

ઉપરના પરિચ્છેદમાં કેટલાક શબ્દો હેતુપુરઃસર ઉપસાવ્યા છે. જ્યાં આધ્યાત્મિક અર્થ ખુલ્લો છે ત્યાં ઐતિહાસિક હકીકતો જ તારવવા માટે યત્ન કરવો અને એમાં અસંગતિ જણાય તો "ભાગવતકારને પણ પ્રમાણ ગણી શકતા નથી" અને "ભાગવતકારે એ ચિત્ર જેમતેમ પતાવી દીધું છે" એવાં વચનો ઉચ્ચારવાં પડે એમાં ભાગવતકારને ન્યાય નથી થતો. આ સ્થિતિ પરિહરવા માટે ગ્રન્થકારને અનુકૂળ એવું અર્થદર્શન કરવું ઘટે છે; ભાગવતના દશમસ્કંધના બેતાલીશમા અધ્યાયમાં 'કુબ્જા'નું નીચે પ્રમાણે વર્ણન છેઃ—

प्रसन्नो भगवान्कुब्जां त्रिवक्रां रुचिराननाम् ।
ऋज्वीं कर्तुं मनश्चक्रे दर्शयन्दर्शने फलम् ॥
सा तदर्जुसमानाङ्गी बृहच्छ्रोणिपयोधरा ।
मुकुन्दस्पर्शनात् सद्यो बभूव प्रमदोत्तमा ॥

આ 'ત્રિવક્રા' કુબ્જા એ સત્ત્વ, રજસ્ અને તમોગુણની બનેલી સાંખ્યશાસ્ત્રની પ્રકૃતિ છે. એને વિષ્ણુના અવતાર-રૂપ શ્રીકૃષ્ણ ભગવાન સિવાય 'સમાનાંગી'—સીધી—કોણ કરી શકે?

હિન્દની પ્રતિભા કલાનિષ્ઠ છે—Indian genius is artistic. એના ગ્રન્થો કલાની ભાષામાં લખાએલા છે. એમાં રજુ થએલી ઐતિહાસિક હકીકતો સાથે એના કર્તાઓએ ધર્મ અને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ જોડ્યો છે અને કલાની આકૃતિઓ દ્વારા પ્રકટ કર્યો છે. આથી કરીને મહાભારત, રામાયણ અને પુરાણોમાં પ્રતીકો, રૂપકો, રૂપકકથાઓ ઈત્યાદિ કલાની વાણીમાં ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં અનેક સત્યો છુપાએલાં છે. એ સર્વને દૂર ખસેડીએ તો જ એમાં રહેલો સત્યનો પ્રકાશ જોઈ શકાય તેમ છે.

શ્રીયુત કાલેલકર લેખને અંતે કહે છેઃ "શ્રીકૃષ્ણને પૂર્ણપણે ઓળખતાં આપણે કેટલા યુગો વિતાડીશું તેની ખબર નથી. તેથી દર વર્ષે આપણી સ્થિતિ પ્રમાણે એમને ક્રમશઃ ઓળખવા પ્રયત્ન કરીએ." અત્રે શ્રીકૃષ્ણનું પરમાત્મ સ્વરૂપ ઓળખવા માટે આપણે પ્રયત્ન કરવો જોઈએ એમ લેખકને વિવક્ષિત હોય તો તે યથાર્થ છે. મહાભારત અને ભાગવત બંને મહાન ગ્રન્થો એ 'भगवान्वासुदेवश्च कीर्त्यतेऽत्र सनातनः'—સનાતન ભગવાન વાસુદેવનું સંકીર્તન છે—કૃષ્ણરૂપ પરમાત્માનું સ્તવન છે. એને ઓળખવા માટે મનુષ્યજાતિ એના આદિકાળથી આજસુધી પ્રયત્ન કરી રહી છે અને એનો ક્યારે પાર પામશે એ કોઈ કહી શકે તેમ નથી. પરંતુ એની અનન્તલીલાનું સંકીર્તન અને આ સંસારમાં એનું નિત્ય નિરંતર દર્શન એ જ મનુષ્યજીવનનો પરમ ઉદ્દેશ છે.

પરંતુ "આપણી સ્થિતિ પ્રમાણે"નો અર્થ માત્ર રાજકીય કે એવી સ્થિતિ કરીશું તો આપણે શ્રીકૃષ્ણના જીવનનું સર્વવ્યાપક તત્ત્વ સમજવામાં પાછળ રહીશું. સત્ય એ નિત્ય નિરંતર વિકસતું પરમ વિશાળતાનું તત્ત્વ છે. એને સંકુચિત કર્યા સિવાય એની અનંત વિશાળતામાં જોવાની દૃષ્ટિનો અનુગ્રહ શ્રીકૃષ્ણ ભગવાન પાસે આપણે માગીએ. આ વિશ્વમાં કૃષ્ણ સિવાય કોઈ પરમ તત્ત્વ નથી. મધુસૂદન સરસ્વતી સાથે આપણે પણ ઉચ્ચારીએ:—

'कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने'

એ પરમ તત્ત્વને સમજવામાં આપણી આધ્યાત્મિક અર્થદર્શનની પદ્ધતિનો આપણે યથાર્થ ઉપયોગ કરીએ. પ્રાચીન સાહિત્યના પરિશીલનનું ઉત્કૃષ્ટ ફળ આપણે એ પ્રમાણે પ્રાપ્ત કરીએ.

☆

## ૪ ચલ–

સુન્દરમ્

ચલ, ગાગર લે, ઝટ જઈએ રે,
ચલ, ઝટઝટ પનઘટ જઈએ.

સાંજ પડી અને જાગ્યા સમીરણ,
જાગી અંતરમાં કો આંધી,
સાજસજાવટ રાખ પરી, એક
ગઠરીમાં હૈયું લે બાંધી રે.
ચલ ગાગર લે, ઝટ જઈએ રે,
ચલ ઝટઝટ પનઘટ જઈએ.

નીરભર્યાં ઘટ ઠલવી દીજે અને
સાસુની આણ ન સુણીએ,
છોરુ વછોરુને છૂટાં મૂકી હવે,
મીઠું સીધું નહિ ગણીએ રે,
ચલ ગાગર લે, ઝટ જઈએ રે,
ચલ ઝટઝટ પનઘટ જઈએ.

સૂને ઘાટ બેઠો ગોકુલ સાંવરો,
આપણી વાટ નિહાળે,
અમ સરિખાં એને ઝાઝાં મળે નહિ,
બીજાં કોને એ પાર ઉતારે રે.
ચલ ગાગર લે ઝટ જઈએ રે,
ચલ ઝટઝટ પનઘટ જઈએ.

★

# પરમાણુ શક્તિ અને જગતનું ભવિષ્ય

ડૉ. યશવંત ગુ. નાયક એમ.એસસી., પીએચ. ડી.

દરેક જાતનાં કાર્ય કરવાને માટે શક્તિની આવશ્યકતા છે. આજ પર્યંત મનુષ્યને મળતી શક્તિનું મૂળ સૂર્યમાંથી આવતી ઉષ્માશક્તિ છે. દરેક જીવંત પ્રાણીની શક્તિનો આધાર તેનો ખોરાક છે, અને ખોરાક મોટે ભાગે વનસ્પતિજન્ય છે. વનસ્પતિ તેનાં પાંદડાં વાટે સૂર્યની શક્તિનો સંગ્રહ કરે છે અને એ શક્તિના બળે વનસ્પતિમાં લાકડા રૂપે કાર્બન તત્ત્વ (કોલસાના દ્રવ્ય)નો સંગ્રહ થાય છે. એ લાકડાને બાળવાથી ફરીથી ઉષ્માશક્તિ પેદા થઈ શકે છે. કેટલાક જૂના કાળમાં ભૂગર્ભમાં દટાએલાં જંગલોનાં લાકડાં ખનિજ કોલસા રૂપે પરિવર્તન થયાં છે. એ ખનિજ કોલસો આજે મોટાં કારખાનાંના યંત્રો ચલાવવામાં અને ગાડીનાં એંજિનો દોડાવવામાં વપરાય છે. કેટલીક જગાએ પેટ્રોલ, કેરોસિન ક્રુડ ઑઈલ વગેરે તેલો નીકળે છે તે પણ વનસ્પતિજન્ય છે. એ દરેક વનસ્પતિએ સૂર્યના પ્રકાશ અને ઉષ્માશક્તિનો સંગ્રહ કરેલો છે. એ જૂના કાળમાં સંગ્રહાયેલી શક્તિ આજે આપણને ખનિજ તેલરૂપે પણ મળે છે. એ ખનિજ તેલો આપણી મોટરો, એરોપ્લેનો, ટ્રેનો, સ્ટીમરો, ડિઝલ એંજિનો, વગેરે ચલાવી સૂર્યની શક્તિને પાછી આપે છે. કેરોસિન તેલ વડે આપણે ફાનસ, સ્ટવ વગેરે ચલાવી પ્રકાશ અને ઉષ્મા મેળવીએ છીએ.

વીજળિક શક્તિ પેદા કરવા પણ આપણને કોલસાથી ચાલતાં, ક્રુડ ઑઈલથી ચાલતાં અથવા પાણીના બળથી ચાલતાં યંત્રો વાપરવાં પડે છે. પાણીના બળનો આધાર પણ અંતે સૂર્યને જ આભારી છે. સમુદ્રના વિશાળ પટ ઉપર સૂર્યનાં કિરણો પડે છે અને તેનાથી તપ્ત થતાં પાણીનાં અણુ વરાળરૂપે હવામાં ભળે છે અને હવાથી હલકા હોવાથી તે ઊંચે ચડે છે. ઊંચે એ વરાળના કણો ભેગા થઈ વરાળનાં બિંદુ બંધાય છે. એ વાદળમાંથી વરસાદ પડીને કેટલેક ઊંચે સ્થળે ભેગું થાય છે. આમ પાણી સમુદ્રની સપાટીથી ઊંચી સપાટીએ સૂર્યમાંથી આવતી શક્તિના બળે જ જાય છે. એ પાણી ધોધ વાટે અથવા બંધો મારફતે જ્યારે નીચે પડે છે ત્યારે તેના બળથી મોટાં યંત્રોનાં ચક્રો ગતિમાન થઈ શકે છે અને તેની શક્તિથી અમાપ વીજળિક શક્તિ પેદા થઈ શકે છે. મુંબઈ જેવાં મોટાં શહેરોને મળતી વિદ્યુત્‌શક્તિ ખપોલી આગળ પાણીના બળથી ચાલતાં કારખાનાંમાંથી પેદા થાય છે. નાયગરાના ધોધમાં પડતા પાણીની શક્તિ પણ એ પ્રમાણે વિશાળ પાયા ઉપર વીજળિક શક્તિ પેદા કરવામાં વપરાય છે. આમ આજે આપણે વીજળીનો પંખો ચલાવી પવન ખાઈએ, ચાંપ દબાવી વીજળીનો દીવો સળગાવી પ્રકાશ મેળવીએ, રેડિયો સાંભળીએ અથવા વીજળીની ભઠ્ઠી ઉપર રસોઈ કરીએ—એ પ્રત્યેક ક્રિયામાં આપણે આડકતરી રીતે સૂર્યની શક્તિનો ઉપયોગ કરતા આવ્યા છીએ.

ઉપરનાં સર્વ દૃષ્ટાંતો ઉપરથી આપણી ખાતરી થાય છે કે જો કોઈ પ્રકારે સૂર્યની શક્તિ મળતી ન હોત તો આપણાં જીવનને માટે જરૂરી તેમજ ઉદ્યોગ, વાહનવ્યવહાર અને સુખસગવડને માટે જરૂરી શક્તિ આપણે ભાગ્યે જ મેળવી શક્યા હોત.

ઉપર દર્શાવેલી ઘટના ઉપરાંત બીજી કેટલીક રીતે આપણે શક્તિ પેદા કરી શકીએ છીએ અને તેમાં સૂર્યની શક્તિની જરૂર રહેતી નથી. દાખલા તરીકે, કળિચૂનાને પાણીમાં પલાળીએ તો તેમાં ગરમી પેદા થાય છે. ગંધક અને સુરાખારને સળગાવીએ તો પણ ગરમી અને પુષ્કળ શક્તિ પેદા થાય છે. ડાઈનેમાઈટ અને બોમ્બમાં પેદા થતી શક્તિ પણ આ પ્રકારની છે. આ શક્તિ રાસાયણિક ક્રિયાથી પેદા થાય છે. આમ છતાં આ પ્રકારે પેદા થતી શક્તિનો ઉપયોગ મોટે ભાગે દારૂગોળામાં જ થતો આવ્યો છે. એવી શક્તિનો ઉપયોગ પહાડોમાં ટનલ ખોદવામાં, રસ્તાઓ સમારવામાં, જૂનાં બાંધકામો તોડી નાખવામાં વગેરે કાર્યમાં થતો આવ્યો છે. આમ વીસમી સદીના પા સૈકા સુધી આપણી પાસે સૂર્યની શક્તિ અને રાસાયણિક શક્તિ એમ બે જ શક્તિનાં સાધનો હતાં.

સૂર્યની શક્તિનો ઉપયોગ સામાન્ય રીતે મનુષ્યની એક અથવા બીજી જરૂરિયાતો અને સુખસગવડ વધારવામાં થયો છે. જો આપણી પાસે રાસાયણિક શક્તિ ન હોત તો માનવજાતને તોપબંદૂક, બોમ્બ, ટોર્પેડો અને સુરંગથી થતો વિનાશ અને સંહાર કરવાનું સાધન મળત નહિ.

વિમાન સંહારનું સાધન બન્યું છે તે બોમ્બની રાસાયણિક શક્તિને કારણે. એ જ પ્રમાણે સબમરિન અને દારૂગોળાથી થતો સંહાર પણ રાસાયણિક શક્તિને આભારી છે. રસાયણ વિજ્ઞાનના અભ્યાસે મનુષ્યને અનેકરીતેય લાભ કર્યો છે પરંતુ તે સાથે રાસાયણિક શક્તિએ મનુષ્યના વિનાશનું એક મોટું સાધન આપ્યું છે. આ વખતના વિશ્વયુદ્ધે એ રસાયણ શક્તિનો ઉપયોગ કરી કેટલાં જાનમાલનો વિનાશ કર્યો છે તે કોઈને પણ અજાણ્યું નથી. પહેલા વિશ્વયુદ્ધમાં યુદ્ધક્ષેત્ર માત્ર લશ્કરના ક્ષેત્ર પૂરતું જ મર્યાદિત હતું, પરંતુ આજનું યુદ્ધ નાગરિક પ્રજાના ઘરેઘરને ઘેરી વળ્યું છે.

આ વખતનું યુદ્ધ શરૂ થયું તે અરસામાં ભૌતિક વિજ્ઞાને એક નવી શક્તિની શક્યતા તરફ જગતનું ધ્યાન દોર્યું હતું. એ શક્તિ તે દ્રવ્યની રચનામાં રહેલી શક્તિ હતી. આ શક્તિનો ઉપયોગ આજસુધી પરમાણુની રચના વગેરે ભૌતિક ઘટના સમજવામાં બહુ સૂક્ષ્મ પ્રમાણમાં છેલ્લાં પચ્ચીસ વર્ષથી થતો આવ્યો છે. આ શક્તિને યોગ્ય સ્વરૂપમાં સંયોજિત કરીને એક વિરાટ સ્વરૂપે વિનાશનું સાધન આટલી ઝડપે પેદા થશે એમ વૈજ્ઞાનિકોને પણ ખ્યાલ નહતો. એ પરમાણુ–બોમ્બરૂપી નવાં સાધને ઊડતા બોમ્બ અને રૉકેટ બોમ્બ જેવાં શસ્ત્રોને પણ તુચ્છ જેવાં કરી મૂક્યાં છે. એક જ પરમાણુ–બોમ્બથી આજે અમદાવાદથી પણ મોટા વિસ્તારના જાપાની શહેરનાં બધાં મકાનો જમીનદોસ્ત થઈ ગયાં છે અને તેની સાથે લગભગ નેવું ટકા વસતી પણ મૃત્યુ પામી છે. આવા પ્રકારનો આશ્ચર્ય અને મહાભયંકર સંહાર કોઈકવાર કુદરતના કોપથી થતા ધરતીકંપ, જ્વાળામુખી કે જળપ્રલય જેવી ઘટના વખતે જ મનુષ્યના અનુભવમાં આવ્યો છે. પરમાણુ–બોમ્બે આ સંહાર સહજ બનાવી દીધો છે.

બર્નાર્ડ શૉના શબ્દોમાં કહીએ તો, વાનરના હાથમાં અસ્ત્રો આવે અને જે પરિણામ આવે તેવું જ પરિણામ આજે પરમાણુ–બોમ્બ મનુષ્યના હાથમાં આવવાથી પણ આવશે એમ

દેખાય છે. જગતની કોઈપણ મહાન શોધે પેદા કરેલા કુતૂહલ કરતાં પરમાણુ–બોમ્બે આજે સૌથી વધુ કુતૂહલ અને સાથે ભય-સંચાર કર્યો છે. પરમાણુ–બોમ્બની શોધ કરનાર દેશો પણ એમના મારા બોમ્બની રચનાની ગુપ્તતા જાળવવા માટે ભારે વિમાસણમાં પડ્યા છે.

પરમાણુ–બોમ્બની શોધથી જગતમાં લશ્કરી બળની મહત્તાને ભારે ફટકો પડ્યો છે. જો પરમાણુ–બોમ્બની રચના દરેક દેશ જાણતાં થઈ જાય તો યુદ્ધમાં કયો દેશ સરસાઈ ભોગવે એ કહેવું મુશ્કેલ છે. ખાસ કરીને જે દેશમાં શહેરોનું પ્રમાણ વધુ છે તેને વિશેષ ભય રહેવાનો.

આ સાથે પરમાણુ–બોમ્બે યુદ્ધની નીતિ ઉપર પણ ભારે અસર કરી છે અને હજી વધુ કરશે તેમાં પણ શંકા નથી. પરમાણુ બોમ્બની રચના લાંબો વખત ગુપ્ત રહે તે પણ શક્ય નથી. આથી ભવિષ્યમાં પરમાણુ–બોમ્બ દરેક રાષ્ટ્રને એક સરખો ભયજનક રહેશે અને યુદ્ધે ચઢવા પહેલાં બહુ વિચાર કરવો પડશે. એવું બને કે જેમ આ યુદ્ધમાં આંતરરાષ્ટ્રીય કરારને અનુસરીને (અને તે પણ અરસપરસના સરખા વિનાશની શક્યતાને કારણે) કોઈપણ દેશે ઝેરી ગેસ વાપર્યો ન હતો, તેમ ભવિષ્યમાં પરમાણુ–બોમ્બનો ઉપયોગ આંતરરાષ્ટ્રીય કરારથી ન પણ થાય. જો મનુષ્યજાતને પૃથ્વીના પટ ઉપરથી અકાળે અદશ્ય થવા ન દેવી હોય તો દરેક રાષ્ટ્રે પરમાણુ–બોમ્બને દફનાવી દેવો પડશે.

અમોઘ શક્તિના ઉત્પાદનમાં પરમાણુ–બોમ્બ એ છેલ્લું શસ્ત્ર છે એમ પણ માની લેવાની જરૂર નથી. સાપેક્ષવાદના સિદ્ધાંતે એમ પુરવાર કર્યું છે કે દ્રવ્યમાત્ર શક્તિનું એક સ્વરૂપ છે. કેટલાક પ્રયોગો દ્વારા આ સિદ્ધાંત સાબિત પણ થયો છે, અને દ્રવ્યના મૂળભૂત બે કણો ઇલેક્ટ્રોન અને પોઝિટ્રોન અથડાતાં એકમેકને નષ્ટ કરી પ્રચંડશક્તિ પેદા કરતા વૈજ્ઞાનિકોએ નિહાળ્યા છે. આ ઘટનાનું કોઈ પ્રકારે વધુ પ્રમાણમાં પુનરાવર્તન કરી શકાય તો તેમાંથી પેદા થતી શક્તિ પરમાણુ–બોમ્બની શક્તિને પણ તુચ્છ કરી મૂકશે.

આજે મનુષ્ય ભૌતિક વિજ્ઞાનની આ ઘટના તરફ ભારે આશંકાથી જોઈ રહ્યો છે. મનુષ્યનું અસ્તિત્વ અને એનું ભવિષ્ય પરમાણુ અને દ્રવ્યની શક્તિના બળની તુલા ઉપર તોળાઈ રહ્યું છે. તુલાના એક ત્રાજવા ઉપર પરમાણુ અને દ્રવ્યની શક્તિના ભૂતો યમરાજની લીલાનાં તાંડવ કરી રહ્યાં છે. તુલાના બીજા પલ્લામાં માનવજાતનો ન્યાય અને નીતિનાં સત્રો તુલાની દાંડી સમતોલ રાખવા પ્રયત્ન કરી રહ્યાં છે. જો આ પલ્લું મનુષ્ય પોતાની શિથિલતાથી ઊંચે જવા દેશે અને શક્તિનું પલ્લું નીચે જશે તો માનવજાત અને તેનું આધારસ્થાન પૃથ્વી પણ વિશ્વના અફાટ અવકાશમાં છિન્નભિન્ન થઈ જવાની શક્યતા છે એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. મને લાગે છે કે મનુષ્ય પોતાની વિનાશની શક્તિનો દુરુપયોગ તો ન જ કરશે. અને માનવતાનો વિજય થશે અને યુદ્ધનું સ્વરૂપ 'અહિંસક સત્યાગ્રહ' રૂપે નવેસરથી યોજવું પડશે.

☆

# પાણીમાંથી દારૂ

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા એમ. એ.

**પ્ર**ભુ ખ્રિસ્તના આ જગત ઉપરના ટૂંકા જીવનમાં એમણે ફક્ત ત્રણ વર્ષ ઉપદેશક તરીકે, ગુરુ તરીકે, ધાર્મિક અને સાંસારિક ઉદ્ધારક તરીકે ગાળ્યાં હતાં. એ ટૂંકી મુદતમાં જેને નવા કરારમાં *New Testament Miracles* તરીકે ઉલ્લેખવામાં આવ્યા હતા એવા ચમત્કારો કર્યા હતા. પક્ષઘાતવાળાં મનુષ્યોને બિછાનામાંથી ઉઠાડવાં, રક્તપીતિયાઓને એમના ભયંકર રોગમાંથી મુક્તિ આપવી, આંધળાઓને દેખતા કરવાં અને મૃતદેહમાં પણ અમૃત રેડી એને જીવંત જાગૃત બનાવવો—આ બધા ચમત્કારો ખ્રિસ્તે કર્યા હતા. આ બધા ચમત્કારોની સાથે જીવનના દુઃખદ પ્રસંગો જોડાએલા હતા. રોગ અને મૃત્યુનો પડછાયો આ બધાં ભાઈબહેનો ઉપર પડેલો હતો, અને પ્રભુના આશીર્વાદથી તે પડછાયો દૂર થયો હતો. પ્રભુના જીવનમાં લગ્નનો પ્રસંગ એવો હતો કે જ્યારે આનંદ અને ઉલ્લાસના વાતાવરણમાં તેમણે એક ચમત્કાર કર્યો હતો. ગેલીલીના Cana (કાના) નામના ગામડામાં એમના એક સગાનાં કુટુંબમાં લગ્ન હતાં અને તેમાં એમને અને એમનાં કુટુંબને આમંત્રણ હતું. એમના શિષ્યો પણ હતા અને એમની માતા પણ ત્યાં હતાં. એમાં થએલાં મહેમાનોમાંથી કેટલાકને એ સમયની રીત પ્રમાણે દારૂ પીવાને જોઈતો હતો. જીસસની માતાએ કહ્યું કે એમની પાસે દારૂ તો ખૂટી ગયો છે. પ્રભુએ પોતાની માને ઉદ્દેશીને કહ્યું : "મા, તારી સાથે મારે શો સંબંધ છે? હજી મારો વખત આવ્યો નથી." આ પ્રશ્ન પર ઘણી ટીકાઓ થએલી છે. પણ એ વિષય પર વિવેચન કરવાનું આ સ્થળ નથી. એ સવાલની પાછળ ટૂંકામાં રહસ્ય એ હતું કે જગત જેને સંબંધીઓ કહે છે એ સંબંધીઓ સાથે એમના પોતાના આત્મામાં તો ત્યાગ થઈ ચૂક્યો હતો. એમ લાગે છે કે એમની મા પણ એમણે પૂછેલા પ્રશ્ન પાછળ રહેલું રહસ્ય સમજી ગયાં અને નોકરોને કહ્યું કે પ્રભુ જે કહે તે કરો. પ્રભુએ પથ્થરનાં મોટાં છ પીપમાં પાણી ભરાવ્યું અને ત્યાર પછી નોકરોને કહ્યું કે આમાંથી દારૂ ઘરધણી પાસે લઈ જાઓ. બધાંનાં આશ્ચર્ય અને અચંબા વચ્ચે તે પાણીમાંથી ખરે જ દારૂ બન્યો હતો, અને તે પણ એટલે સુધી કે આવેલાં મહેમાનોએ જોયું અને તે ઘરધણીને કહ્યું કે ઘણીખરી વાર તો મીજબાનીમાં સારી ચીજ પ્રથમ આવે છે પણ તમે તો સારી ચીજને છેવટે પીરસવામાં રાખી છે—એટલે કે તે એટલો ઉત્તમ દારૂ હતો કે બધાં મહેમાનોને તે અમૃત જેવો લાગ્યો.

ક્યાં આ આનંદ અને ઉલ્લાસનું વાતાવરણ અને ક્યાં થોડાં જ વખત પછી કાલવેરીના ડુંગર ઉપર ભયંકર અંધારામાં ઊભો થનારો ક્રુસ! જે ઘટના રજુ કરવામાં આવી છે તે સુંદર ઘટનામાંથી જે જે બોધ આપણને મળે છે તેમાંથી એટલું તો આપણે જોઈ શકીએ છીએ કે જીવનના નાના ગણાતા પ્રસંગોએ પણ પ્રભુ પોતાના શિષ્યોને ખાતર આવી શકે છે. એકલા મોટા પ્રસંગોએ જ પ્રભુ હાજર નથી રહેતા, પણ જ્યારે જ્યારે આપણને પ્રભુની જરૂર પડે છે, પ્રભુને યાદ કરીએ છીએ, પ્રાર્થના કરી બોલાવીએ છીએ ત્યારે પ્રભુ આવી શકે છે. મહાભારતનો ચિરસ્મરણીય બનાવ સતી દ્રૌપદીના ચીર દુઃશાસ-

નના હાથે ખેંચાવાનો—તે પ્રસંગે આર્તનાદ સુણીને પ્રભુ આવ્યા અને પોતાના એક ભક્તને દુઃખમાંથી ઉગારી લીધા. ઉપર જણાવેલા પ્રસંગમાંથી સૂચન થાય છે કે એકલા આવા પ્રસંગોમાં નહિ પણ સાધારણ જગતના વાતાવરણમાં પણ, આપણે પ્રભુને યાદ કરીએ તો, તે આવીને ઊભો રહે છે. "Knock and it shall be opened unto you," સ્વ. મણિશંકર ભટ્ટે આનું સુંદર કાવ્ય રજૂ કર્યું છેઃ 'ઠોકો તો, વ્હાલાઓ મારા, દ્વારો ઊઘડશે.' પ્રભુ ખ્રિસ્ત લગ્નમાં જાય છે. મહેમાનોની સાથે ભેળાય છે અને ઘરધણીને એની ઊભી થએલી મુશ્કેલીમાં રાહત આપે છે. કેટલાક લોકોને કદાચ એમ લાગતું હોય કે પ્રભુ તો જગતમાં અવતરે ત્યારે બહુ જ ગંભીર પ્રશ્નોનો ઉકેલ કરવામાં એમનું જીવન જાય. દાખલા તરીકે, લગ્નમાં ગયા ત્યારે ત્યાં બધાને બોધ આપવા માંડે, આનંદનું વાતાવરણ ગંભીર વાતાવરણ બનાવી દે, નાચ, રંગ અને સંગીતને બદલે આ જીવનની ક્ષણતાઇ, જીવનનાં દુઃખો, મનુષ્યોની આગળ આવી ઊભેલી ભયંકર ફરજો વગેરે ઉપર વિવેચન કરી એ પ્રસંગનું આખું સ્વરૂપ જ બદલાવી દે. પણ ખ્રિસ્તે તેમ ન કર્યું. એમણે તો એ વખતના આનંદના વાતાવરણમાં વધારે આનંદ ઉમેર્યો અને નવજીવનમાં પગલાં ભરતાં દંપતીયુગલને પોતાના સ્નેહભર્યા આશીર્વાદથી પૂર્ણ જીવન બક્ષ્યું.

આ જીવન અનન્ત નથી પણ અંતવાળું છે, જીવનમાં સુખ નથી પણ દુઃખ છે, વગેરે ઘણા ઘણુ બોધો અને ઉપદેશો ઉપદેશકો આપણને આપે છે અને તેથી જીવનના સાદા, સરળ અને સુખી પ્રસંગોને પણ કેટલીક વાર દુઃખી બનાવી દેવાય છે. ખ્રિસ્તને ડેકર (Dekker) નામના લેખકે first true gentleman that ever breathed, એટલે કે તે પહેલા ગૃહસ્થ હતા એમ કહ્યું હતું. પોતે એ લગ્નની મિજલસમાં જે બધાં સ્ત્રી-પુરુષો ભેગાં મળ્યાં હતાં તેમની લાગણી દુખાવીને તેમને અસ્થાને બોધ દીધો નહિ, તેમની આગળ પોતાનો જીવન કાર્યક્રમ આલેખ્યો નહિ, પરંતુ તેમના આનંદમાં પોતે ભાગ લીધો અને તે આનંદ વધારવા પોતે બનતો પ્રયાસ કર્યો. બાળકોના જેવું નિર્દોષપણું આપણામાં હોય તો જ આપણે બાળકો સાથે રમી શકીએ. જીસસે આ બધા આનંદમાં ભાગ લીધો અને ત્યાર પછી થોડી જ વારે પોતે પર્વતની ગુફામાં જઈ પ્રભુની પ્રાર્થના કરી અને ક્રુસના એ વખતે પણ પડતા પડછાયા ઉપર મનન અને ધ્યાન કરી અંતરતેજની સાથે એક થવાનો પ્રયત્ન કર્યો.

પ્રભુ ખ્રિસ્ત જીવનના ગંભીર પ્રસંગો વખતે જ તથા તીવ્ર દુઃખદ પ્રસંગો વખતે આવીને ઊભા રહે છે એમ ધારવું એ ઉપર લખ્યા પ્રમાણે ખોટું છે. આપણા જીવનના કાર્યક્રમમાં કોઈ પણ પળ એવી નથી તેમજ આપણા જીવનમાં અનંત નાનામાં નાના પ્રસંગો એવા નથી કે જ્યારે પ્રભુ આપણી પાસે આવી ઊભા રહેતા ન હોય. ધર્મની બાબતમાં એમ માનવું એ ખોટું છે કે ધર્મનું સ્વરૂપ એ તો રવિવારની પ્રાર્થના છે અથવા તો માંદગી વખતે અથવા તો વૃદ્ધાવસ્થામાં પ્રભુને યાદ કરવાનો ક્રમ છે. પણ એની હાજરી તો હરહંમેશ છે. આપણા કામમાં, આપણી રમતમાં, આપણા આનંદમાં, આપણા શોખીન જીવનમાં એની હાજરી આવીને ઊભી રહે છે. આ શરીરને મંદિર તરીકે આલેખવામાં આવ્યું છે કે જે મંદિરમાં અંતરતેજ—inner-light—રહે છે તે મંદિરમાં પ્રભુની હાજરી

હરહંમેશ હોય છે, કારણકે એ પ્રતિમાશૂન્ય મંદિર નથી. જો પ્રભુ આપણા દરેક જાતના કામ વખતે અને દરેક જાતની મીઠી કે કડવી પળો વખતે આવીને ઊભા રહેલા કલ્પી શકીએ તો આપણી જવાબદારી ભયંકર રીતે વધી જાય છે. હૃદયની અંદર થતાં મન્થનો, મનની અંદર ઘડાતાં પાપો, પાપકર્મો થયાં પહેલાં થતા પાપી વિચારો, જગતને છેતરવાના થતા પ્રયાસો એ બધાંથી પ્રભુ અનજાણ નથી કારણકે જ્યારે જ્યારે હૃદયમાંથી પાપનાં વિચારો છૂટે છે, પાપની લાગણીઓ પ્રકાશિત થાય છે, વેરઝેર ફૂટી નીકળે છે ત્યારે ત્યારે તે આપણી પાસે ઉભેલો જ હોય છે. જગતની અંદર હમણાં ભીષણ યુદ્ધ પૂરું થયું અને કરોડો પુરુષોની કત્લેઆમ થઈ. એ ભીષણ કતલ અને રક્તની નદીઓ, એની શરૂઆત એ હૃદયમાં રહેલા પાપના ઝરણમાંથી થએલી છે. જેવી રીતે ગંગા, જમના, બ્રહ્મપુત્રા જેવી પ્રખર અને મોટી નદીઓનો હજારો માઈલ લંબાતો ધોધ નાનાં નાનાં ઝરણાંથી શરૂઆત થાય છે તે પ્રમાણે આપણા વ્યક્તિગત હૃદયમાંથી નીકળતાં વેરઝેર બધાં એકઠાં થઈને એ ભીષણ અને ભયંકર બોમ્બ અને અણુબોમ્બમાં પરિણમે છે.

કોલોનમાં જગવિખ્યાત પવિત્ર અને સ્થાપત્યકળામાં જગતના ઇતિહાસમાં એક મોટામાં મોટા નમૂનારૂપ ત્યાંનું દેવળ હતું. તે દેવળ આસપાસ વર્ષો થયાં ખ્રિસ્તી ધર્મના આશિકનો વસ્યાં હતાં, અને તે જ દેવળનું ખ્રિસ્તી ધર્મને મોઢેથી માનનારી પ્રજાઓએ નિકંદન કર્યું હતું. તે દેવળના એક ખૂણામાં કેટલાક યાહુદી લોકોને સંતાડી રાખી એમને જીવનદાન કોઈ દયાળુ સેમેરીટન તરફથી આપવામાં આવ્યું હતું. તે ઠેકાણે નીચેની તખ્તી કેટલાક અમેરિકન સોલ્જરોને હાથ લાગી હતી :

"(૧) મારી સૂર્યદેવમાં આસ્થા છે...જ્યારે તેનો પ્રકાશ ન પડતો હોય ત્યારે પણ—(૨) પ્રભુમાં મારી શ્રદ્ધા છે—જ્યારે પ્રભુ શાંત અને મૂંગા રહે છે ત્યારે પણ—(૩) મને પ્રેમમાં શ્રદ્ધા છે જ્યારે તે ન દેખાતો હોય ત્યારે પણ—"

શ્રદ્ધા અને દયા જગતમાંથી હજુ નાશ નથી પામ્યાં તે આ ઉપરથી સિદ્ધ થાય છે.

જાણીતા ફિલસૂફ શોપનહોરે કહ્યું હતું કે એવો કોઈ પ્રભુ હોય કે જેણે આ જગત બનાવેલું છે તો તેવા પ્રભુ થવાની મારી ઈચ્છા નથી!

સૂર્યને માટે મારી એમ શ્રદ્ધા છે, એમ વિશ્વાસ છે કે કાલે પ્રભાતમાં એના નિયમિત વખતે ઊગશે અને નિયમિત વખતે અસ્ત પામશે. તેના ઉપર અઢળક કાળાં વાદળાં ધસી આવે, સૂર્યગ્રહણ વખતે ચંદ્ર ભલે ખગ્રાસ ગ્રહણમાં સૂર્યને પકડતો હોય અને જગત અંધકારમાં આવી રહ્યું હોય તો પણ સૂર્યનાં પ્રકાશ અને ગતિ નિશ્ચિત છે. એટલે સૂર્યપ્રકાશ પામતો હોય કે ન હોય તો પણ એનામાં મનુષ્યજાતિની શ્રદ્ધા અવિચળ છે.

તે જ પ્રમાણે પ્રભુ શાંત હોય, જનતાને એમ લાગતું હોય કે પ્રભુ નિષ્ઠુર બની ગયેલ છે, બોમ્બ અને અણુબોમ્બની ઝડી વરસી રહી હોય, લાખો ઓપુરુષો ત્રાસદાયક

 નૂતન વર્ષાભિનંદન 



 

મનુષ્યને ધારણે થતાં હોય ત્યારે આપણે બૂમ પાડીએ છીએ કે "હે પ્રભુ! તું ક્યાં છે? તેં તો કહેલ હતું કે જ્યારે જ્યારે પાપનો પુંજ જગતમાં વધી જાય છે ત્યારે ત્યારે હું અવતાર લઉં છું." આપણા એક અંધકવિએ એ જ ભાવનાથી કહ્યું હતું કે "પ્રભુજી! અવતરશો ક્યારે?" આટલું છતાં પ્રભુમાં આપણી અવિચળ શ્રદ્ધા છે. અવિરત ભક્તિ છે કે પ્રભુ તો છે, આ વિશ્વની પાછળ અનંત તેજ છે, આ હૃદયની અંદર Inner-light (અંતરાત્મા કહો કે જીવાત્મા કહો કે અંતરતેજ કહો) છે.

એવી અવિચળ શ્રદ્ધા આપણને પ્રેમમાં છે અને હોવી જોઈએ. સંત પોલે કહ્યું હતું કે "Faith, Hope and Charity—શ્રદ્ધા, આશા અને પ્રેમ એ ત્રણ ગુણો જગતમાં સૌથી મોટા છે, અને તેમાં પણ પ્રેમ સૌથી મોટો છે. પ્રેમ કેટલીયે વાર આપણને દેખાતો નથી, આપણને એમ લાગે છે કે માબાપે આપણને છોડી દીધાં, ભાઈબહેનોએ છોડી દીધાં, સગાંસંબંધીઓએ છોડી દીધાં, મિત્રોએ છોડી દીધાં, પત્નીએ કે પતિએ છોડી દીધાં, તે છતાં પ્રેમ નષ્ટ થતો નથી. પ્રેમ તો ચિરંજીવ છે. એ તો પ્રભુનું રૂપ છે. જગતના દુઃખમાં દુઃખ સમજનાર સાધુ-પુરુષને પ્રેમ ક્યાં વંચિત કરી શકે એમ છે. આસપાસ ગોળીઓ છૂટતી હોય, લોહીની નદીઓ વહેતી હોય, યુદ્ધના ભયંકર અવાજો થતા હોય ત્યારે પણ પોતાની ફરજ સમજી, પોતાનું કાર્ય અને કર્તવ્ય સમજી, પ્રભુની સેવામાં જેણે પોતાનું જીવન અર્પણ કરેલું છે તેવી દયાની બહેનો (Sisters of Mercy) તો પ્રેમની મૂર્તિમંત પ્રતિમાઓ છે, અને તેઓ છે ત્યાં સુધી જગતમાંથી પ્રેમ ગયેલો કેમ કહેવાય?

ઉપર લખ્યું છે કે પ્રભુ આપણી પાસે સતત હોય છે. એક કેદીને જ્યારે ગેરેટાપોએ મારવા લીધો ત્યારનું વર્ણન આપતાં તે લખે છે કે "ખ્રિસ્ત મારી પાસે હતા, તે જ ખ્રિસ્ત કે જેણે પાઇલટને બેધડકપણે કહ્યું હતું કે 'પ્રભુ જે સત્યમાં છે તે મારો અવાજ સાંભળે છે.' મારા હૃદયમાં ખાતરી થઈ કે તે ભયંકર ઓરડામાં હું એકલો નહોતો, અને અંધકારના આ ગુલામો જે ખ્રિસ્ત કરતા હશે એટલું જ મને કરી શકશે. એનું છેવટ શું? એનું છેવટ તો જે પ્રમાણે ક્રુસને બીજે દિવસે વસંત પ્રકાશમાન ઈસ્ટરનું પ્રભાત ઊગ્યું તે જ પ્રમાણે મારે માટે પણ પરિણામ આવે."

આ આંખો કાળો માર્ગ સત્ય અને જીવનના પ્રતીકરૂપ ખ્રિસ્તની પાસે લઈ જશે. એક આખી પ્રજા પ્રભુના પરોઢની રાહ જુએ છે. "જ્યારે આખું જગત મને ત્યજી દે છે ત્યારે પ્રભુ મારો સ્વીકાર કરે છે."

# ભક્ત અભાગી

સુન્દરજી ગો. બેટાઇ

પ્હેલાં, રાણી, મધરાતના લાખ દીપ ચેતાવ્યા,
મારાં અંતરબ્હારનાં તમ શાં વીજલાવ્યાં!

દૂરનજીકનાં લ્હેરતાં ઘેરતાં ગીત સુણાવ્યાં,
સૂતેલ મારા મૌનતારો કેવા રણઝણાવ્યા!

એ રે નવી નિત્યરમ્ય કૃપાકેરી ધાર અજસ્ર
દીધી ફરી હવે બંધ? સુકોમળાં, શું બન્યાં વજ્ર?

કઈ રે અગોચર ભોમમાં ગૂઢ વાસ છે કીધા?
આવાં, રાણી, રીસામણાં? મેં તો માન્યાં'તાં સીધાં.

આજ પૂનમ થી રાજતી વ્યોમભોમની રાણી!
આપણાં મંગલ પર્વની પ્હેલી એ જ એંધાણી.

આભ, પાતાળ, દશે દિશે થાકું નજરું તાણી;
કેમે કળાતાં એ નથી, મારાં મૌનની વાણી!

જીવનવીથી જગાડતાં જાતાં વીજની પેરે;
અંતરમાં વળી ઊગતાં આશાબીજને મ્હેરે.

દીપ મારા ચેતાવતાં જ્યોત રૂપ જ થાતાં,
આજ સામું ન શે ન્યાળતાં રે એ દીપ ઝંખાતાં?

"રાણી! રાણી!" ઝંખતો ચૌદ લોક વિલોકું;
રાજા હું તમ ના ભલે; તમે રાણી નહીં શું?

આપ-પતાકા પ્રતાપની લોકલોકમાં લ્હેરે,
આપ-દુકાળ શું એકલા રંક ભક્તના ઘેરે?

એક અખંડ સંજીવની વ્હેતાં ગૂપત સેરે;
એનાં માદક સોણલાં મારો આતમ ઘેરે.

આજ આહ્લાદ સંજીવની! જાગો અંતરબ્હારે!
ભક્ત અભાગી આ આપનો ઝૂરે મૌન-આગારે.

☆

# અબરખ

પ્રવીણકુમાર ભટ્ટ એમ. એ.

મૂળ સંસ્કૃત અભ્ર-એટલે વાદળું, કનિષ્ઠવાચક ક પ્રત્યય લાગી અભ્રક (નાનું વાદળું)-એ ઉપરથી અબરખ શબ્દ બન્યો. લેટિન નામ mico-I shine પરથી અંગ્રેજી નામ mica થયું. બન્ને નામ દેખાવ પરથી જ સુચિત થયેલાં છે. એવી કલ્પના કરવી કે કાળા અબરખ પરથી મૂળ સંસ્કૃત નામ પડેલ હશે, એ ઠીક લાગે છે.

હિંદમાં ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષથી અબરખની ઉત્પત્તિ વિશે નોંધ મળી આવે છે. કલ્પના તો એમ પણ કરાય છે કે મયદાનવે યુધિષ્ઠિર માટે જે માયા-મહેલ બનાવેલો તેમાં અબરખનો ઉપયોગ કરેલો. પૌરાણિક કાળમાં દવા, મૂર્તિની સજાવટ, ઘરેણાં વગેરેમાં અબરખ ઠીક કામમાં લેવાતો. આયુર્વેદમાં અષ્ટ રસોમાંની એક ગણાઈ, દવા તરીકે શક્તિના રાજા જેવી ગણાતી અભ્રક ભસ્મ તો એક અદ્ભુત વસ્તુ છે.

અબરખ સ્થિતિસ્થાપક, સખ્ત પારદર્શક, કંઈક અંશે અગ્નિરોધક, વિદ્યુદ્રોધક હોય છે. તેનાં પાતળાં પાતળાં પડો ઉપડે છે. તેનાં આવાં ભૌતિક તત્ત્વોને લીધે તેનો અનેકવિધ ઉપયોગ થઈ શકે છે.

અબરખના પ્રકારો નીચે પ્રમાણે છે:

| | |
|---|---|
| ૧ મસ્કોવાઈટ- | સફેદ પોટાશ તત્ત્વવાળો. |
| ૨ બાયોટાઈટ- | કાળો, લોહ-મેગ્નેશિયમયુક્ત. |
| ૩ લેપિડોલાઈટ- | લિથિયમ યુક્ત. |
| ૪ ફ્લોગોપાઈટ- | મેગ્નેશિયમ યુક્ત. |
| ૫ ઝીન્વલડાઈટ- | ( લિથિયમ બાયોટાઈટ ) |
| ૬ રોસકોવાઈટ- | (વેનેડિયમ ) |

આમાં પહેલો અને બીજો પ્રકાર મુખ્ય અને સામાન્ય છે.

સામાન્ય રીતે અબરખ નાના પ્રકારના ખડક સાથે વત્તાઓછા પ્રમાણમાં મિશ્રિત મળી આવે છે. પણ ખાસ કરીને પેગ્મેટાઈટ નામના જ ખડકો સાથે ઔદ્યોગિક વપરાશમાં આવી શકે તેવા પ્રમાણમાં મળી આવે છે. આવા ખડકોને "કુદરતી ખનિજનો ખજાનો" કહેવામાં આવે છે, કારણકે અબરખ ઉપરાંત ક્વાર્ટ્ઝ, ફેલ્સ્પાર, ટૂર્મેલીન, ગાર્નેટ, એપેટાઈટ, બેરીલ, પીચબ્લેન્ડ વગેરે તેમાંથી મળી આવે છે.

અબરખના વિવિધ સ્ફટિકોના પડોને ગ્રન્થ-Book-કહેવામાં આવે છે. આવા ગ્રન્થો કેટલીક વખત સારી એવી લંબાઈના હોય છે. જે શેર ( Vein ) માં અબરખ મળી આવે છે તેની પહોળાઈ લગભગ ૧૦૦'-૨૦૦' અને લંબાઈ સતત ૧૨૦૦' જેટલી હોય છે.

આપણા દેશની અબરખની પેદાશ દુનિયાભરની પેદાશના ૮૦ ટકા જેટલી છે, એ આપણે ગૌરવ લેવા લાયક હકીકત છે. હિંદની વણખેડેલી ખનિજાત્મક શક્યતાઓ વિપુલ

છે. તેમાંથી જે થોડી ખેદાઈ છે તેમાં અબરખ પૂરતો જગતની અબરખસંપત્તિના પ્રમાણમાં હિંદનો હિસ્સો મોટો છે. હિંદમાં અનેક સ્થળે અબરખ મળી આવે છે, ખાસ કરીને તો બિહાર, મદ્રાસ, ત્રાવણકોર, મહિસૂર, રજપુતાના વગેરે સ્થળે. સમસ્ત હિંદના અબરખની પેદાશના ૯૬ ટકા તો બિહાર અને મદ્રાસમાંથી જ નીકળે છે.

બિહારમાં હઝારીબાગ, ગયા અને મોંઘીર તાલુકામાં બધા મળી ૭૨૦ ચોરસ માઈલમાં અબરખ નીકળે છે. હઝારીબાગની વિશ્વવિખ્યાત કોડર્માની અબરખની ખાણો દુનિયામાં સૌથી મોટી અબરખની ખાણ છે. બિહારનો અબરખ "માણેકરૂપ" ( Ruby Mica ) કહેવાય છે તે કદાચ અબરખની રાતી ઝાંયને લીધે હશે.

મદ્રાસમાં નેલૂર તાલુકામાં લગભગ બિહાર જેટલા જ વિસ્તારમાં અબરખ મળી આવે છે અને તે અબરખનો રંગ લીલી ઝાંયવાળો હોય છે.

જગતની જરૂરિયાતના ૮૦ ટકા જેટલા ઊંચા પ્રકારના અબરખનાં પતરાં બિહાર આપે છે. જગતની જરૂરિયાતનો ૯૦ ટકા જેટલો સાધારણ જાતનો-ટુકડાઓ વગેરે-અબરખ હિંદ આપે છે. બિહારમાં ૭૦ વર્ષથી અબરખનો ઉદ્યોગ ચાલે છે, ૧૯૧૯થી વિશેષ. અબરખ ઉત્પન્ન કરનાર ક્ષેત્રમાં વર્ષાઋતુ સિવાયના એટલે કે 'સુક્કા' મહિનાઓમાં અંદાજે ૨૫૦૦૦ માણસો જમીનની અંદર કામ કરે છે, ખાણ તથા કારખાનાંમાં ૫૦,૦૦૦ થી ૬૦,૦૦૦ અને અબરખને અન્ય વસ્તુથી જુદો પાડવા ( dressing ) માટે એક લાખ જેટલાં માણસો કામ કરે છે. આ ઉદ્યોગની પ્રગતિનાં કારણોમાં અબરખની વિપુલતા ઉપરાંત અતિસસ્તી કામગીરી પણ છે.

અબરખના ઔદ્યોગિક ઉપયોગો આજને તબક્કે પણ પુષ્કળ છે અને જમાનાની પ્રગતિ સાથે તે વધતા જ જવાના. એ પરત્વે નીચેની હકીકતો સ્પષ્ટ થઈ પડશે:

૧ અબરખ જેવી હાલતમાં મળી આવે છે લગભગ તેવી જ હાલતમાં તેનો ઉપયોગ થઈ શકે છે-તેને સંસ્કરણ-વિશુદ્ધિ-(refining)ની, ઔષધ સિવાય, જરૂર નથી પડતી. આ બાબતમાં તે અન્ય ખનિજોથી જુદો પડે છે.

૨ તેની વિદ્યુદ્રોધકતાને લીધે વીજળિક સાધનોમાં તેનો એટલો બધો બહોળો ઉપયોગ થાય છે કે તેના વગર ચાલે જ નહિ અબરખની વપરાશના ૮૦ ટકા કેવળ આને માટે જ વપરાય છે. વીજળિક ઉદ્યોગની થતી જતી અપૂર્વ પ્રગતિને લીધે અબરખના ઉદ્યોગની પણ પુષ્કળ પ્રગતિ થઈ છે—અને થતી જાય છે.

૩ રેડિયો, વાયરલેસ ટેલીગ્રાફ, એરોપ્લેનને લગતી મશીનરી અને મોટરવ્યવહાર માટે અબરખ એટલો બધો ઉપયોગમાં આવે છે કે તેના વિના આ ઉદ્યોગો અશક્યવત્ થયા હોત એમ કહેવું એ જરાય અતિશયોક્તિ ભરેલું નથી.

૪ આવશ્યક લશ્કરી સાધનોમાં પણ તેનો બહોળો ઉપયોગ થાય છે.

૫ અગ્નિનિવારણ માટે અબરખનાં પતરાંનો ઉપયોગ થાય છે. દા. ત. દીવામાં, સ્ટવમાં, પડદા તરીકે, આંખસંરક્ષણ માટેના ચશ્મા બનાવવામાં, લડાયક જહાજના મિનારાઓની બારીનાં બારણાં વગેરે માટે તેનો બહોળો ઉપયોગ થાય છે.

૬ અબરખની શાસ્ત્રોક્ત રીતે બનતી અભ્રક ભસ્મ એ શક્તિદાયક ઔષધિઓનો રાજા ગણાય છે.

૭ અબરખના ટુકડા તથા ભૂકો, અદાહ્ય–અગ્નિરોધક ( fire–proof ) રોગાન, રંગીન કાગળો, સુશોભનો વગેરે માટે વપરાય છે. સૌથી નવાઈ ભરેલી વાત તો એ છે કે ઘર્ષણ-રક્ષક સ્નેહ–પ્રવાહી ( lubricant ) તરીકે પણ ઉપયોગ થાય છે.

૮ માઇકેનાઇટ—ઉદ્યોગોમાં કુદરતી અબરખ કરતાં આની ઉપયોગિતા વિશેષ છે. લાંબાં લાંબાં પતરાં મળવાં પણ મુશ્કેલ અને કિંમત પણ વધારે હોય, એટલે નાના ટુકડાઓને યોગ્ય રીતે ચોટાડીને આ પદાર્થ બનાવવામાં આવે છે.

અબરખના હિંદના ઉત્પાદનનો ખ્યાલ ૧૯૩૮ના મળી શકેલ આંકડા પરથી સહેજ ખ્યાલ આવી શકશે:

| | |
|---|---|
| પતરાં | ૧૨૫૦ ટન લગભગ |
| નાના ટુકડાઓ | ૪૪૫૦ ટન ,, |
| ભૈરો | ૩૧૫૪ ટન ,, |
| મળી કુલ | ૮૮૯૪ ટન |

દુનિયાભરના ઉત્પાદનના ૮૦ ટકા અબરખ હિંદમાંથી નીકળે છે. પણ કેનેડા, રશિયા, બ્રાઝીલ, પૂર્વ આફ્રિકા અને ઑસ્ટ્રેલિયા પોતાનું ઉત્પાદન વધારવા તનતોડ પ્રયાસ કરી રહ્યા છે. ખરેખર શોચનીય વસ્તુ તો એ છે કે દુનિયાનો ૮૦ ટકા અબરખ ઉત્પન્ન કરનાર દેશ કેવળ ૫ ટકા અબરખનો જ ઉપયોગ કરે છે! અને બાકીનો પરદેશ, ને ખાસ કરીને યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા અને ઇંગ્લેન્ડ નિકાસ કરે છે! અત્યારે દેશના ઔદ્યોગીકરણના પ્રભાત સમયે આ ઉદ્યોગ અહીં ખીલવવાનો અપૂર્વ સુયોગ છે. સમભાવી સરકાર અને દેશના સાહસપ્રિય હિંદી ઉદ્યોગપતિઓ એ બે મળે તો આ ઉદ્યોગ માટે કેટકેટલી સોનેરી શક્યતાઓ ઊઘડી જાય !*

---

* શ્રી રાજરત્ન પ્રતાપરાય મહેતાની પ્રેરણા પરથી અને શ્રી. યુગલકિશોર અગ્રવાલ પાસેથી મળેલી નોંધ પરથી સૂચિત.

# નારીત્વના નમૂના

સરોજિની મહેતા એમ. એ.

હિમાચ્છાદિત ગિરિમાળાથી વિંટાયેલાં નોર્વેનાં ફ્યોર્ડ્સ (મહા સરોવરો) પર પરિભ્રમણ કરતાં એક આનંદી અમેરિકન ટોળીનો અમને સંગાથ થયો. આ ટોળીમાં એક સિત્તેર–ઓતેર વરસનાં ડોસીમા હતાં. અમેરિકન લોકોના મિલનસાર સ્વભાવ પ્રમાણે અમારી સાથે તે વાતો કરવા મંડ્યાં. વાત કરતાં જણાયું કે ટોળીમાંનાં કોઈ એમનાં સગાં સંબંધી નહોતાં. અકસ્માત જ એમનો નોર્વેમાં જ સંગાથ થયો હતો. ડોસીને એકલાં મુસાફરી કરતાં જોઈ અમને નવાઈ લાગી. ડોસી બોલ્યાં: "તમને નવાઈ લાગતી જ હશે કે અમેરિકાથી આટલે દૂર સુધી હું આટલી ઉંમરે એકલી આવી છું. અમેરિકામાં પણ ઘણાં સગાંસંબંધીઓએ આવું સાહસ ન કરવા સલાહ આપી હતી. પણ મારે હવે જિંદગીમાં કશું મેળવવાનું, ભોગવવાનું બાકી રહ્યું નથી. હું હવે કાંઠે આવેલી છું. કોઈ ફરજ પણ મારે હવે બાકી રહી નથી. તો પછી ઘરના ખૂણે સડ્યા કરવું તે કરતાં જે જોઈ લીધું તે ખરું. મુસાફરીમાં મરી જઈશ તો પણ શું! મરી ગયા પછી કાંઈ ખબર પડવાની છે કે દેશમાં દટાઈ કે પરદેશમાં?"

સાધારણ રીતે "હવે તો ભગવાન મોત આપે તો સારું" એવું મ્હોઢેથી કહેનારાં વૃદ્ધ સ્ત્રીપુરુષો પોતાની તબિયત ખૂબ પંપાળે છે. પણ 'જીવ્યા કરતાં જોયું ભલું' કહેવતને વૃદ્ધાવસ્થામાં જીવનમાં ઉતારનાર આ નારીને મેં મનમાં ધન્યવાદ આપ્યો.

એક મિત્રે કહ્યું: "સાંભળ્યું કે? પેલો ...સન (અંગ્રેજ ગૃહસ્થ) પચાસ વરસનો ને આઠ છોકરાંનો બાપ છે તોયે બૈરી મરી ગઈ એટલે ફરી એક ડોસી જોડે પરણ્યો." સ્વાભાવિક રીતે મનમાં ...સન માટે તિરસ્કાર ઊપજ્યો. પણ એ ખાસ સંબંધી ન હોવાથી વાત થોડે વખતે વિસારે પડી. જબલપુરમાં રહેવાનું થયું ત્યારે ...સન ત્યાં જ હોવાથી એનો ખૂબ પરિચય થયો, ત્યારે એનાં બીજાં લગ્નનું રહસ્ય સમજાયું.

...સન અને એની બાલ્યાવસ્થામાં સાથે રમેલાં. બન્નેનાં કુટુંબ પડોશી હોઈ, ગાઢ સંબંધ હતો. યુવાવસ્થાએ પહોંચતાં સ્વાભાવિક રીતે બન્ને પ્રેમમાં પડ્યાં. પણ એનીનાં માબાપ લગ્નની ખૂબ વિરુદ્ધ હતાં. કારણ કે ...સનની કમાણી ટૂંકી હતી. પોતાની લાડકોડમાં ઉછરેલી દીકરીને ગરીબાઈનાં દુઃખ વેઠવા મોકલવા માબાપ તૈયાર નહોતાં. ...સનની કમાણી ઝટ વધી જાય એવો પણ કોઈ રસ્તો નહોતો. બન્ને પ્રેમીઓની બધી આજીજી, વિનંતિ નકામી ગઈ. એનીને માબાપે અમેરિકા મોકલી દીધી અને ત્યાં નર્સનું શિક્ષણ લઈ એ ધંધો કરવા મંડી.

પચીસેક વરસ પછી અમેરિકામાં રજા ગાળવા આવેલા એક અમલદારનો એનીને અકસ્માત ભેટો થયો. હિંદુસ્તાનમાં એ ...સનની ઑફિસમાં જ કામ કરતો હતો. એનીએ સહજ પૂછ્યું: "...સનની શી ખબર છે?" પેલાએ કહ્યું: "બહુ જ ખરાબ ખબર છે. એની સ્ત્રી આઠ છોકરાં મૂકી મરી ગઈ છે. સૌથી નાનું બાળક તો બેત્રણ વરસનું જ છે. એ તે બિચારો ઑફિસનું કામ કરે, ઘર ચલાવે કે છોકરાં સંભાળે? એ તો ગાંડા જેવો

થઈ ગયો છે ને દુઃખ ભૂલવા ખૂબ દારૂ પીએ છે. દાક્તરે છેલ્લી ચેતવણી આપી, અમે બધા કહીએ છીએ કે છોકરાં નમાયાં તો છે ને હાથે કરી નબાપાં કરવાનો ધંધો શું કામ માંડયો છે, પણ કશાની અસર થતી નથી. થોડા વખતમાં સાંભળીશું કે દારૂ પીને સ્મશાન ભેગો થઈ ગયો.

એનીએ તરત જ નિશ્ચય કરી લીધો. ઘેર જતાં પહેલાં રસ્તામાં જ તાર ઑફિસે જઈ હિંદુસ્તાન ...સનને તાર કર્યો કે "દુઃખની કહાણી સાંભળી છે ને પહેલી તકે આવી પહોંચું છું."

હિંદુસ્તાન આવી જોયું તો ...સનની તબિયતનું સત્યાનાશ વળ્યું હતું. છોકરાં નિસ્તેજ, માંદલાં હતાં. એમનું ભણતર પણ અટક્યું હતું. ઘર અસ્તવ્યસ્ત હતું. એનીએ તરત જ ...સન જોડે લગ્ન કરી દીધું! ઘરનાં દિદાર ફરી ગયાં. છોકરાં તંદુરસ્ત, ચાલાક થઈ નિશાળે જવા લાગ્યાં. અને સૌથી વધારે તો સમજાવટ અને સખ્તાઈ બન્ને વાપરી...સનની દારૂની લત છોડાવી એને એનીએ શરીર અને મનના સ્વાસ્થ્યને માર્ગે વાળ્યો.. ઑફિસમાંથી ઘેર આવી વ્હીસ્કીની બાટલી લઈ બેસતો ...સન, એનીએ પાળેલાં અનેક પશુપક્ષીઓને રમાડતો, એણે વાવેલા બગીચાનાં ફૂલફૂલ ને શાકભાજી તપાસતો થઈ ગયો.

માથે પળિયાં આવ્યા પછી લગ્ન કરનાર આ સ્ત્રીને હું તો ધન્યવાદ જ આપું છું.

ઌ

બ્યુડાપેસ્ટમાં એક પ્રૌઢ સ્ત્રી અમને ભોમિયા તરીકે મળી હતી. એક દિવસે શહેરમાં ફરીને થાક્યાં કરતાં વહેલાં અમે આવ્યાં. હોટેલમાં જમવાના વખતને હજી વાર હોવાથી જે કંપની મારફત મોટરબસમાં શહેર જોવા ગયેલાં તેની ઑફિસમાં જ બીજા મુસાફરો સાથે વાતો કરતાં અમે બેઠાં. પેલી ભોમિયણ પણ અમારી વાતોમાં સામેલ થઈ. વાત કરતાં જણાયું કે એ મૂળ હંગેરીના એક શ્રીમંત ઉમરાવ કુટુંબની હતી. પણ વરસાઈના કરારમાં થયેલી વહેંચણી પ્રમાણે હંગેરીના ઘણાએક પ્રાંતો ઝેકોસ્લોવેકિયાએ પચાવી પાડ્યા. આ બાઈની જમીન જાગીર પણ બધી એમાં ચસડાઈ ગઈ. એટલે વૃદ્ધાવસ્થાને આરે પહોંચેલી છતાં એને આજીવિકા માટે આ ધંધો કરવો પડતો હતો. કોઈને આશરે પડી ઓશિયાળો રોટલો ખાવો એનો તો એને સ્વપ્ને પણ વિચાર નહોતો આવ્યો. એણે યુરોપની મુસાફરી ખૂબ કરેલી હોવાથી અમે પૂછ્યું કે ઝેકોસ્લોવેકિયાની રાજધાનીનું શહેર પ્રાગ જોવા જેવું છે કે નહિ? ત્યારે એણે જે જવાબ દીધો તે હજી, મને બરાબર યાદ છે. "તમારે જોવા જવું હોય તો જાઓ. પણ અમને અન્યાય કરનાર દેશમાં જવાનું હું મારે મ્હોંએ નહિ કહું. એ દેશની બદદાનતથી અમારા દેશનાં હજારો લોકો રખડી ગયાં. એક વખત કેટલાક મિત્રો સાથે હું મોટરમાં લાંબી મુસાફરી કરતી હતી ત્યારે ઝેકોસ્લોવેકિયાના એક ગામમાં રાતવાસો રહેવાની જરૂર પડી. મારાં બધાં મિત્રો હોટેલમાં રાત ગાળવા ગયાં. પણ મેં તો દૃઢતાથી કહી દીધું કે 'એ દેશનો એક રાત પૂરતો આશ્રય કે પાણીનો છાંટો પણ મને ન ખપે. ગામ બહાર મોટરમાં જ હું સૂઈ રહીશ. અને એક રાત ભૂખી રહીશ તો મરી નહિ જાઉં.' એમણે ઘણોયે આગ્રહ કર્યો પણ હું તો મક્કમ જ રહી અને ગામ બહાર મોટરમાં જ ભૂખી તરસી સૂઈ રહી. બીજે દિવસે સવારે થોડી મુસાફરી કર્યા પછી ઝેકોસ્લોવેકિયાની હદ પૂરી થઈ ત્યારે મેં ઉપવાસ છોડ્યો."

સ્વમાન અને સ્વદેશપ્રીતિના ઉજ્જવલ દૃષ્ટાંતરૂપ આ નારીને મેં ધન્યવાદ આપ્યો.

✱

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૧ પોષ : ૨૦૦૨ અંક ૩

## ચિત્રહીનતા

'સુન્દરમ્'

હું ઉદાસ બેઠો હતો.
આકાશનો વિસ્તીર્ણ પટ
ચિત્રહીણા ફલક શો
સામે અફાટ પડ્યો હતો.

વાદળ ન્હતાં, ન્હોતો પવન,
ન્હોતી રમત કો રૂપની કો રંગની,
અવકાશમયતા હા હતી કેવળ ત્યહીં.

જીવનતણાં ચિત્રો થયાં 'તાં લુપ્ત સૌ :
ભૂતના રંગો ભુંસાઈ ગયા હતા,
ભાવિના ચંચલ તરંગો પણ લુછાઈ ગયા હતા,
વર્તમાન સમસ્ત નરદમ રિક્તતાના રણ સમો
કણકણ કરીને કાળની બેખડ રહ્યો 'તો કોતરી;
સ્તબ્ધતાના પટ સમું વ્યાપ્યું હતું જીવન બધું.

એ સ્તબ્ધતા – એ રિક્તતાને,
વિષયહીન વિમૂઢતાને
આંગળી મુજ કેશ ગૂંથતી હું રહ્યો અવલોકતો,
ચિત્રહીણા ફલક શો.

ત્યાં ચિત્રની રચના બની :
દૂરથી કો પદતણી આહટ મીઠી કાને પડી,
કો મુગ્ધ મનની ચોરને આરૂઢ તાજા પુષ્પ શી
આવતી ’તી રમ્ય રમણી,
સાવ નમણી.

એ હસી જોઈ મને :
જાણી ન્હતી, જોઈ ન્હતી, પ્હેલાં કદી
તો યે હસી જોઈ મને.
છલકત શરાબે જામ શું એનું બદન આખું લઈ
આવી રહી આવી રહી પાસે, વધુ પાસે.

એનાં નયન હસતાં રહ્યાં મંડાઈ મારા પર ઢળી —
જાણે અકારણ — કે અકારણતા જ એ કારણ બન્યું ?
આહરામાં એ મળી જાવા દિસી તત્પર, દિસી
જળબિંદુ શી વીંધાઈ જાવા દર્ભના અગ્રે ઠરી.

પાસે સરી એ આવતી ’તી.
એહ એ એકાન્તને નિર્જન પથે,
એ રમ્ય નિર્ભય અવસરે
હું આંગુલી ઊંચી કરું આમંત્રવા
વાર બસ તેની હતી.

હું ઉદાસ ખડો હતો
તેવો ઉદાસ ખડો રહ્યો.
પાસે થઈ —
એના અકારણ સ્મિતતણું મોજું પ્રછાળી મુજ પરે
એ પસાર થઈ — થવા દીધી જ મેં.

હું અને મારી ઉદાસી —
માત્ર ત્યાં બે જણાં રહ્યાં.

'રે હાય !' એ ચિત્કાર મૂક કરી રહી,
જાણે ચિરાઇ હૃદયથી એ ભીંય પર જાશે ઢળી.

ધીર રહી,
એની ચિબુક મેં ઊચકી,
એનાં ગહન રમણીય નેત્રોમાં નિહાળી માહરી પ્રતિમા કહ્યું :
"શો અર્થ છે?
આવી ઘણીક સુહબ્બતો પી પી ચુકી બાજૂ દિધી,
એમાં વધારો એકનો
શો અર્થ છે?
આવે હયાત ન હાથ આવ્યું ત્યાં સુધી
આ ઘૂંટડા—આવાં જહેરના
રાતદિન પીધે જવામાં અર્થ છે?"

ને ઉદાસી વધુ ઉદાસ થઈ રહી.
હું દ્રવ્યો—
મારી સનાતન સહચરીનું વદન એ દેખી દ્રવ્યો,
એને લિધી મેં સોડમાં, મુજ બર્ફ જેવી હૂંફમાં,
ને આંખમાં એકેક આંસુ સાથ મેં અવકાશ ગમ
આંખ માંહી આરજૂ ત્યાં માહરી ઉચ્ચારી મેં :

"જો આપવાની, જિન્દગી ! તાકત કદી હો તાહરી,
ને આપવાની, કૃપણ ઓ ! દાનત કદી જો તાહરી,
તો આપજે બસ આટલું :
એક ના કરમાય એવું પુષ્પ કો સૌન્દર્યનું."

ને આંખને ઢાળી વળી,
હું ઉદાસ ખડો રહ્યો;
આકાશનો વિસ્તીર્ણ પટ
ચિત્રહીણા ફલક શો
સામે અફાટ પડ્યો રહ્યો

卐

# હવે શું?

પ્રિન્સિપાલ સુરેન્દ્ર વી દેસાઇ

**આ** યુદ્ધ પૂરું થયું એટલે 'હવે પછી શું?' એ પ્રશ્ન જરૂર ઊભો થાય છે. વળી યુદ્ધમાં જે રીતે આપણું આર્થિક તંત્ર ચાલતું હતું તે રીતે શાંતિના સમયમાં પણ તે ચલાવી નજ શકાય એ પણ ખુલ્લું છે. યુદ્ધમાં પરદેશી માલ આવતો બંધ થયો હોવાથી ઘણા નવા ઉદ્યોગો શરૂ થયા છે તે બધા હજી એવી સ્થિતિમાં નથી કે જગતની હરીફાઈમાં પગભર ઊભા રહી શકે. તેથી સરકારે એ ઉદ્યોગોની તપાસ કરવા માટે ને તેમને જરૂર હોય તો રક્ષણ આપવા માટે ટેરીફ બૉર્ડ નીમ્યું છે. પણ આમાં જે ઉદ્યોગો ઇંગ્લન્ડના કોઇપણ ઉદ્યોગની હરીફાઈમાં હોય તેને રક્ષણ મળશે કે કેમ એ જોવાનું છે. એટલું જ નહિ પણ હિંદમાં બ્રિટીશ મૂડીથી કોઈ ઉદ્યોગ સ્થપાયેલો હોય તેની હરીફાઈમાં આવી શકે એવા આ નવા સ્થાપિત થયેલા ઉદ્યોગોમાંથી કોઇ હોય તો તેને સંરક્ષણ મળશે કે કેમ એ પણ જોવાનું રહ્યું.

બીજું, ઇંગ્લન્ડની આર્થિક સ્થિતિ નબળી પડી છે. ઇંગ્લન્ડે કયાં તો પોતાનો નિકાસ વેપાર વધારવો રહ્યો કે પોતાનું જીવનધોરણ નીચું કરવું રહ્યું. ઇંગ્લન્ડ પોતાનું જીવન-ધોરણ નીચું કરવાને તૈયાર નથી તો ઇંગ્લન્ડે પોતાનો માલ મોટા પ્રમાણમાં વેચવો રહ્યો. કારણકે ઇંગ્લન્ડને પોતાની ખોરાકીનો ઘણો ભાગ તેમજ પોતાના ઉદ્યોગો માટેનો કાચો માલ પરદેશથી લાવવા માટે પોતાનો માલ પરદેશ વેચવો રહ્યો. એટલે હિંદમાં પોતાનો માલ ખૂબ વેચવા માટે ઇંગ્લન્ડ તનતોડ મહેનત કરશે જ. આથી ઇંગ્લન્ડને જે જાતનો માલ વેચવો હોય તેવો માલ ઉત્પન્ન કરતા ઉદ્યોગોને હાલની સરકાર સંરક્ષણ કે ઉત્તેજન આપે એમ બની શકે?

પણ જો ભવિષ્યમાં યુદ્ધ થાય,—ને તે નહિ થાય એની કોઇને ખાતરી નથી,—ને હિંદ ઉપર બીજી કોઇ સત્તા આક્રમણ કરી ઇંગ્લન્ડની સત્તા હઠાવી દે એવો ભય ખરો. ને એવા આક્રમણ સામે ઇંગ્લન્ડ સામનો કરી શકે તેને માટે જેટલા ઉદ્યોગો જરૂરી છે તે આ દેશમાં ટકાવી રાખવા કે ઊભા કરવા સરકાર જરૂર મદદ કરશે એટલે કે જેટલે અંશે હિંદનું ઉદ્યોગીકરણ હિંદી સરકારનું હિંદમાં અસ્તિત્વ ચાલુ રાખવા માટે જરૂરી છે તેટલા જ ઉદ્યોગોને રક્ષણ મળશે એમ આપણે માનીએ તો ખોટું છે?

વળી યુદ્ધને લીધે સરકારે જાતજાતનાં નિયંત્રણો દાખલ કર્યાં છે. એ બધાં બિનજરૂરી હતાં એમ કહેવાનો આશય નથી. બધાં જ નિયંત્રણો સરકારે દક્ષતાથી ચલાવ્યાં છે એમ પણ કોઇ કહી શકે એમ નથી. વળી ભવિષ્યના યુદ્ધમાંથી બચાવ માટે ઉદ્યોગોનું થોડાક સ્થળોમાં કેન્દ્રીકરણ થયું છે તે દૂર કરી દેશભરમાં જુદે જુદે સ્થળે તેમને વ્યાપક બનાવવા એવી સરકારની નીતિ જાહેર થઇ છે, ને આ નીતિ ઉપર ટપકે જોતાં સારી લાગે છે, પણ આ નીતિ અમુક પ્રાન્તોને અમુક પ્રાન્તોના હિત વિરુદ્ધ ફાયદો આપવામાં વપરાય એવું ન બને? દા. ત., મુંબાઇ પ્રાન્તમાં નવી કાપડની મિલો ન કાઢવામાં દેવામાં આવે

ને નવી મિલો પંજાબ કે આસામ કે બંગાળમાં જ કાઢવા દેવામાં આવે તો આમાં દેશભરમાં મિલઉદ્યોગનો ન્યાજબી વિસ્તાર સિવાય સરકારનો બીજો હેતુ ન હોઈ શકે! અમુક ઉદ્યોગોનું કેન્દ્રીકરણ અમુક સ્થળે થયું છે તે અકસ્માત જ થયું છે? કે એમાં પણ કોઈ મૂળભૂત આર્થિક પ્રવાહો હતા?

તે જ પ્રમાણે બીજો દાખલો લઈએ. આજે મોટાં શહેરોમાં માપબંધીને લીધે અનાજનો વેપાર પૂરો સરકારી કાબૂ હેઠળ છે. સરકારે માન્ય કરેલા દુકાનદારો જ અનાજ વેચી શકે છે. સરકારે આ દુકાનો માન્ય કરી ત્યારે અમુક લત્તામાં પાંચ ઘણા વાડામાંથી અમુકને માપબંધીની દુકાન માટે નક્કી કર્યો તેની પાછળ વખતે ઘરાકીનું ધોરણ હશે. પણ હવે આ સત્તા અમુક કોમના કે અમુક પક્ષના માણસોને ઉત્તેજન આપવા ન વપરાય? તે જ પ્રમાણે થોડેઘણે અંશે બધી જાતનાં નિયંત્રણો માટે. બીજા દેશોમાં જ્યાં નિયંત્રણો આ યુદ્ધને લીધે દાખલ થયાં ત્યાં સરકાર પ્રજાકીય હતી ને પ્રજામત ને તે આધીન હતી એટલે આ જોખમો ત્યાં અસ્તિત્વમાં ન આવે, પણ આપણા દેશમાં એમ નથી થયું કે એમ નહિ થાય એમ કોઈ બેધડક કહી શકે?

યુદ્ધ દરમિયાન આપણા ઘણા ઉદ્યોગો પૂરજોશથી કામ કરતા હતા. એટલે સંચાનો ઘસારો અસાધારણ થયો છે. એટલે ઉદ્યોગોની દક્ષતા કાયમ રાખવી હોય તો નવા સંચા વગેરે લાવવા પડશે. આવા સંચા વગેરે (capital goods) આયાત કરવા માટે તો અમેરિકા ને ઇંગ્લન્ડ બે દેશ છે. અમેરિકાનો માલ લાવવા માટે તો ડૉલર જોઈએ. યુદ્ધ દરમિયાન હિંદી લોકોના હાથમાંની ડૉલરથાપણ સરકારે લઈ લીધી. પછી અમેરિકાનો માલ વેચી જે ડૉલર આપણને મળ્યા તેનો મોટો ભાગ સામ્રાજ્ય ડૉલર ભંડોળમાં ભેળવી દેવામાં આવ્યો. એમાંનો થોડોક ભાગ આપણને મળશે એમ કહેવામાં આવે છે પણ તે આપણી માલની જરૂરિયાતને પહોંચી વળવા માટે પૂરતો નથી. એટલે અમેરિકાથી આપણે ઉત્પાદક સાધનો મોટા જથ્થામાં લાવી શકીએ એવી આશા અત્યારે નથી.×
ઘણા એમ માને છે કે ઇંગ્લન્ડમાં આપણી ૧૪૦૦-૧૫૦૦ કરોડની થાપણ છે તે વડે આપણે ઇંગ્લન્ડમાંથી ઉત્પાદક સાધનો લાવીશું. આ મૂડીમાંથી થોડોક ભાગ માંડી વાળવાના ભણકારા તો સંભળાય છે. પણ ધારો કે ૯૦૦-૧૦૦૦ કરોડ બાકી રહે. પણ આ યુદ્ધને લીધે ઇંગ્લન્ડના ઉદ્યોગોને હવાઈ હુમલાઓ વગેરેથી નુકસાન થયું હશે તે તથા કારખાનાંઓને યુદ્ધકામ માટે ચલાવ્યાં હશે ને જે સખત ઘસારો થયો હશે તે બધું ઠીક કરવામાં ઇંગ્લન્ડ પહેલાં ઉત્પાદક સાધનો વાપરશે કે આપણને આપશે? એ તો ચોક્કસ છે કે આ બધી બાબતમાં ઇંગ્લન્ડ પોતાની જરૂરિયાતો પહેલાં પૂરી પાડશે ને પછી જ આપણને માલ વેચશે. એટલે કે ઇંગ્લન્ડનાં બધાં કારખાનાંની પુનર્રચના કર્યા પછી જ આપણને સંચા વગેરે વેચવા માંડશે. એમ થાય તો ઇંગ્લન્ડ એકબે વર્ષ સુધી ઉત્પાદક સાધનો આપણને પૂરાં નહિ જ પાડે. ને જ્યારે ઉત્પાદક સાધનો મળવા

× હમણાં અમેરિકાએ ઇંગ્લંડને જે મોટી રકમની લોન આપી છે, તેને લીધે થોડેક અંશે આપણને અમેરિકાથી ઉત્પાદક સાધનો લાવવા માટે સુગમતા થશે.

આવશે ત્યારે ઈંગ્લન્ડનાં કારખાનાંઓમાં બનેલો માલ આપણા બજારમાં આવી પણ ગયો હશે!!! ઈંગ્લન્ડે અમેરિકા પાસેથી મોટી રકમની લોન મેળવી છે એટલે ઈંગ્લન્ડ અમેરિકન યંત્રો વગેરે ખરીદી પોતાના ઉદ્યોગોની નવરચના કરી જ્યારે કારખાનાંઓમાં બનેલો માલ આપણને વેચવા માટે સારે જ આપણને નવા સંચા વગેરે આપે. આથી આ મૂડી ઉપર આપણે દેશના ઉદ્યોગીકરણ માટે મોટી મોટી આશા બાંધીએ છીએ તે વ્યાજબી છે?

સાથે સાથે દેશનું રાજકીય ભવિષ્ય તો તદ્દન જ અનિશ્ચિત છે. ઈંગ્લન્ડ જો દેશના ભાગલા પાડે તો આપણી આર્થિક સ્થિતિ બહુ જ ભયંકર થઈ જાય. એટલું જ નહિ પણ બે ભાગો વચ્ચે નિરંતર ઝગડો રહેવાનો જ. ને બન્ને પક્ષો સંમત થાય નહિ ત્યાં સુધી સ્વરાજ મળશે નહિ એમ આપણને કહેવામાં આવે છે. ને જ્યાં સુધી પરદેશી સત્તા છે ત્યાં સુધી ઐક્ય થાય એમ પણ નથી. આમ જ્યારે અનેક અટપટા આર્થિક પ્રશ્નો આપણી વિચારણાને શક્તિ માગે છે ત્યારે આંતરિક વિગ્રહ માટે તૈયારી થઈ રહી છે એ પણ આપણું એક દુર્દૈવ છે.

## મધુઅંશ

રામપ્રસાદ શુક્લ

[ પૃથ્વી ]

મને નવ ગમે, પ્રિયે કેયમ ગમે તમારી પ્રથા,
ક્ષણેક સ્મિત ના ધરાય વહતી શી એવી વ્યથા?
અહો! અજબ એવડી દરદની હશે શી કથા?

ધડાધડ પડે જ આ સ્હુજનો પરે સર્વદા,
અનેકવિધ ઊતરે ચહુદિશેથી રે! આપદા,
કળાય કયમ કેટલું કકળતું હશે કો કદા?
અનેકવિધ ઝંખના મહીજ રાખતાં અંતરે,
ફળે દશ, પચાસ તો અફળ જાય, વસ્તુ ફરે
પડે નવ પડે જ ત્યાં સકળ હાથમાંથી સરે.
પ્રિયે, જટિલ ગૂંચ જીવનતણી, સુખે દુઃખનાં
અને દુખવિષેય છે સુખતણાં સદા છાંટણાં,
ગ્રહાય મધુઅંશ તો સુખતણી પછી શી મણા?

પડે, બહુ પડે જ છો હૃદયચિત્ત રોઈ રહે,
હજાર કડવાશમાં સબળ જિન્દગાની વહે.

卐

# વિવેકશક્તિ

હેમંતકુમાર નીલકંઠ

પ્રભુ આપણી પાસેથી જે જાતની દિવ્ય જીવનની અપેક્ષા રાખે છે તેવું જીવન પ્રાપ્ત કરવા માટે વિવેકશક્તિ અનિવાર્ય છે. જુદી જુદી ચીજો કે જુદાજુદા વિચારો લાગણીઓ વગેરેનાં લક્ષણો પારખીને તેમની વચ્ચેનો ભેદ ને તેમની વિશિષ્ટતા જોઈ શકવાની શક્તિ એ એક જ લક્ષણ કંઈ વિવેકશક્તિનું નથી. અલબત્ત આ શક્તિનું એ એક મુખ્ય કાર્ય છે. પણ એનો વિકાસ કરતાં એ શક્તિ વડે વધારે ઉચ્ચ, વધારે જટિલ અને વધારે સૂક્ષ્મ સ્વરૂપોનાં દર્શન થઈ શકે છે, તેમની પ્રત્યે સાચું વલણ ધરાવી શકાય છે અને તે દ્વારા તેમનું યોગ્ય વર્ગીકરણ કરીને તેમનું સાચું મૂલ્યાંકન કરી શકાય છે. બુદ્ધિની આ શક્તિનો યોગ્ય રીતે વિકાસ થયો હોય અને તેનો સદુપયોગ કરવાની ટેવ પડી હોય તો એથી સત્યની સૂઝ પણ પડતી જાય છે તથા કયી બાબતને કેટલું મહત્ત્વ આપવું તે પણ માલૂમ પડે છે. આની સમજણ વિના સાચું જીવન અશક્ય છે.

માણસ ચતુર હોય, હોશિયાર હોય પણ તેનામાં ડહાપણ–જ્ઞાન ન પણ હોય. સાચા જ્ઞાનનું એક મુખ્ય લક્ષણ વિવેક છે. વિવેક ન હોય ત્યાં જ્ઞાન સંભવે જ નહિ. કેટલાક માણસો ખૂબ લાગણીપ્રધાન હોય છે અને તેમનામાં વિવેકશક્તિ ઘણી ઓછી હોય છે. આનું પરિણામ ઘણું હાનિકારક નીપજે છે. કેવળ બુદ્ધિથી કે કેવળ લાગણીથી કે બન્નેમાંથી એકના વધારે પડતા જોરથી જે જીવન જીવાય છે તે વિવેકશક્તિ ત્યાં ન હોવાથી અપૂર્ણ જ છે.

વિવેકશક્તિ તો એક ન્યાયાધીશની અને પછી શ્રીકૃષ્ણ જેવા સારથીની ગરજ સારે છે. અમુક વિચાર કે વૃત્તિ, લાગણી કે ભાવ, કે અમુક વર્તન યોગ્ય છે કે નહિ એવો પ્રશ્ન જ્યારે ઊઠે છે અને એની ગડમથલ જ્યારે માણસના અંતરમાં થાય છે ત્યારે, વિવેકશક્તિ તેની વહારે ધાય છે. તે તે પ્રશ્નને લગતી બધી બાજુઓનો વિચાર કરે છે, એ પ્રશ્નની તરફેણનાં ને વિરુદ્ધનાં લક્ષણો કે તત્ત્વો શોધીને તેની તુલના કરે છે અને જેવી રીતે જાણે પોતે કોઈ ત્રીજી જ વ્યક્તિ હોય અને ગડમથલ ઉપજાવનાર પ્રશ્નની સાથે જાણે પોતાને કંઈ જ નિસ્બત ન હોય તેવી તટસ્થતા ધારણ કરીને પછી પોતાનો ચુકાદો જાહેર કરે છે. આવી તટસ્થતાના પરિણામે જે નિર્ણય થાય છે તેથી જ માણસ ભગવાને નિર્દિષ્ટ કરેલા માર્ગે ભટકતો અટકી જાય છે અથવા ભટકેલો પાછો વળે છે. વિવેકશક્તિ ન હોય તો જીવનનો કોઈ હેતુ, કોઈ કારણ કે ધ્યેય રહેતું નથી. જીવનમાં જે કંઈ ભવ્યતા છે, પ્રશંસાપાત્ર લક્ષણ છે, આનંદ છે, તે એ શક્તિને આભારી છે. એ શક્તિ જેટલી ઓછી તેટલી આપણી જીવન-પથમાં પડી જવાની ને ઠોકરો ખાવાની સંભવિતતા વધારે.

વિવેકયુક્ત મનોદશા ને વર્તન માટે જે તટસ્થતાની જરૂર છે તે તટસ્થતા અનાસક્તિ વગર અસંભવિત છે. તટસ્થતા અને અનાસક્તિ લગભગ પર્યાયવાચક શબ્દો છે, છતાં તેમાં ભેદ પણ છે. તટસ્થતાને એક રીતે અનાસક્તિનું

પરિણામ પણ ગણી શકાય. એ અનાસક્તિ મેળવવા માટે આપણા મનના વળાંકો પ્રમાણે ચાલવાનું મૂકી દેવું પડશે અને દરેક પ્રશ્ન, પ્રસંગ, કે વ્યક્તિ પરત્વે તે અંગેની જે સાચી મૂળભૂત હકીકતો હોય તે જ, કેવળ તે જ, જોતાં શીખવું પડશે અને ફક્ત એના આધાર ઉપર જ આપણું વર્તન રાખવાનું સાહસ, હિંમત અને શક્તિ મેળવવાં પડશે.

જીવનમાં એવા અનેક પ્રસંગો આવે છે. ખાસ કરીને આજના સામાજિક, રાજકીય, ધાર્મિક, આર્થિક વગેરે જાતની ઉથલપાથલના જમાનામાં કે જ્યારે આપણે લાગણીના પૂરમાં એક લાકડાની માફક તણાયા જઈએ છીએ. આવાં પ્રલયનાં પૂર એવાં પ્રચંડ હોય છે કે તેમાંથી બચવા વિવેકરૂપી નોઆની નૌકા ( Noahs Ark )ની જરૂર રહે છે. અથવા હિંદુધર્મનું દષ્ટાંત લઈએ તો, આપણામાં પ્રભુના કુર્માવતારની જરૂર રહે છે. એના વિના આપણી લાગણીઓ આપણી ચેતનાને વધતા જતા બળથી વળગતી જાય છે ને ઘેરી લે છે. પરિણામે વિવેકશક્તિ ગૂંગળાઇ જાય છે અને લાગણીઓએ સર્જેલા, દેખીતી રીતે સ્વર્ગના જેવા પણ ખરી રીતે પરિણામે વિષમય એવા સુખમાં મહાલ્યા કરીએ છીએ. આમ ધીમે ધીમે, આપણને કલ્પના પણ ન હોય એવી રીતે, આવી લાગણીઓ આપણને પોતાની માયાજાળમાં ફસાવે છે અને આપણો સર્વનાશ કરે છે. તેમ છતાં જો કોઈ આપણને આપણી આ મોહનિદ્રામાંથી જગાડવાનો પ્રયત્ન કરે છે અથવા કોઈ એવો પ્રસંગ બને છે કે જેથી આપણું એ મનોરાજ્ય રમવાનાં પાનાંના મહેલની માફક એકદમ ભાંગી પડશે એવો સંભવ ઊભો થાય છે, તો આપણે આવાં આપણાં સાચાં હિતેચ્છુ સ્વજનો કે પ્રસંગો સામે તડૂકી ઊઠીએ છીએ અને વાઘની જેમ એના ઉપર તરાપ મારવા તત્પર થઈ જઈએ છીએ; અને એક પ્રત્યાઘાત તરીકે સવિશેષ જોરથી આપણે એ વિનાશક પણ મોહક લાગણીના આવેગને વળગીએ છીએ. છેવટે આપણે આપણું પૌરુષ, આપણું સાચું ઝીર, વ્યક્તિત્વ, ગુમાવી બેસીએ છીએ એટલું જ નહીં પણ એ ગુમાવીએ છીએ એવું ભાન પણ આપણને રહેતું નથી. આપણે તો પ્રામાણિક નિષ્ઠાથી, ખરા દિલથી, એ આવેગને જ આપણું સ્વત્વ, આપણું જીવન, માની બેસીએ છીએ. આપણે જ સાચા છીએ, આપણે લીધેલો રાહ જ સાચો છે અને તે જ એક સાચો છે, બીજાઓ નથી આપણને સમજતાં, નથી આપણા સંજોગોને જોતાં, નથી આપણી લાગણીઓ કે ભાવ કે વિચારોને માન આપતાં અને નકામી દખલ કર્યા કરે છે તથા કડવાશ ઊભી કરે છે એમ આપણને લાગ્યાં કરે છે. આવી આપણી દષ્ટિ ને વૃત્તિ થઈ જવાથી આપણાં સાચાં સ્વજનો આપણને આંખની કણી સમાં ખૂંચે છે. આપણને એમજ દેખાય છે કે આખી દુનિયાએ આપણી સામે કાવતરું કર્યું છે અને આપણી મુરાદો બર ન લાવવા માટે જ કટિબદ્ધ થયું છે. આવી દશાએ પહોંચ્યા પછી, આપણું જીવન નિરસત્વ કે દ્વેષમય અને ખારું બની જાય છે. ખરી રીતે જોતાં આવા લાગણીથી વિવશ બનવું એ માનવીના વિકૃત સ્વરૂપની નિશાની છે. જ્યારે જ્યારે કોઈ માનવીના કે વાતાવરણના કે તેથી નીચી કક્ષાના બળના પંજામાં આપણે સપડાયા છીએ એવું આપણને સૂઝે ત્યારે ત્યારે એ દશામાંથી આપણો ઉદ્ધાર કરવા માટે, આપણું સમગ્ર બળ કેંદ્રિત કરવા માટે, આપણે અંતરના ઊંડાણથી પ્રભુની પ્રાર્થના કરવી જોઈએ કે તે તેમાંથી આપણને મુક્ત કરે. વિવેકસૂર્યનાં કિરણો લાગણીના અંધ કરી દેતા ધુમ્મસને વિખેરી નાંખે તે માટે તે સૂર્યનું આવાહન કરવા પ્રચંડ પુરુષાર્થ આપણે કરવો જોઈએ.

મનુષ્યમાં અંતર્ગત રહેલા પરમાત્મ તત્ત્વનો પૂર્ણ આવિષ્કાર થવામાં લાગણીનું આવરણ અવરોધ કરે છે. પણ કદાચ વિશેષ અવરોધ તો બુદ્ધિનું આવરણ કરે છે. બુદ્ધિ લાગણી કરતાં પણ વધારે આગ્રહી અને વધારે લાંબો કાળ પોતાનું જીવન ટકાવવાની શક્તિવાળી છે. બુદ્ધિની પકડ લાગણીની પકડ કરતાં વધારે મજબૂત છે. બુદ્ધિથી દોરાતા મનુષ્યો ઘણીવાર પોતે સેવેલી કોઈ માન્યતાને એવા સજ્જડ વળગી રહે છે કે તેથી તેમનો વિકાસ થતો અટકે છે. વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન કે ધર્મજ્ઞાનમાં નિષ્ણાત એવા કેટલા યે પંડિતો વિષે આપણે જાણીએ છીએ કે તેઓ પોતાના વાદમાં જ એટલા બધા ગુંથાયેલા રહે છે કે એ વાદની વિરુદ્ધની કોઈપણ વિચારસરણીમાંનું તથ્ય તેઓ જોઈ શકતા નથી.

આપણા જીવનપથમાં અનેક જટિલ અને નાજુક પ્રશ્નો ઉદ્‌ભવ્યા કરે છે. આપણે ઘણીવાર મૂંઝાઈએ છીએ કે અમુક પ્રશ્નનો નિકાલ કેમ આણવો-તે પ્રશ્નને અંગે ઉદ્‌ભવેલા અનેક જાતના મનનાં, લાગણીનાં, પ્રાણતત્ત્વનાં બળો આપણને જુદી જુદી દિશાએ ઘસડી જવા મથે છે. આવે વખતે આપણું સમતોલપણું સાચવનાર વિવેકશક્તિ છે. એ શક્તિ તો બળવાન છે અને દઢતા એનું એક લક્ષણ છે. હેમ્લેટના જેવા 'આ કરવું કે તે કરવું' એવા સંશયમાં જ રચ્યાપચ્યા રહેવાની વૃત્તિ કંઈ વિવેકશક્તિ નથી. કેવળ તર્કશક્તિ શંકા જ ઉપજાવે કે ખાલી દિવાસ્વપ્નો રચે. કેવળ બુદ્ધિપ્રભાવ આપણને આંજી નાખે. કેવળ લાગણીઓ આપણને ક્યાં ના ક્યાં ઘસડી જાય. પણ વિવેકશક્તિ આપણી વહારે આવીને એ ત્રણે શક્તિઓનું યોગ્ય પ્રમાણમાં સંમિલન કરે છે. અને તે દ્વારા આપણાં કૂટ પ્રશ્નોનો ઉકેલ સુઝાડે છે તથા કુશળ વર્તન કરવાનું સરળ કરી મૂકે છે.

વિવેક એટલે સમ્યક્ દર્શન કરાવનારી આપણી દૃષ્ટિ, યોગ્ય ભાવ રખાવનાર આપણું હૃદય, યોગ્ય કર્મ સુઝાડનાર સદ્‌બુદ્ધિ. ભગવાનને પંથે ધપતા, અથડાતા-કૂટાતા અજ્ઞાન પ્રવાસીને તો તે આંધળાની લાકડી સમાન છે. માનવીનો સાચો સુહૃદ્ આ શક્તિ છે. આ શક્તિ જ તેની શ્રદ્ધા ટકાવી રાખે છે, તેનામાં નવા પ્રાણ રેડે છે અને અનેક મુસીબતોનો સફળ સામનો કરવાની યુક્તિ બતાવે છે. આપણા આંતર્માનસનું પૃથક્કરણ કરતાં કરતાં તે શક્તિ આપણને આત્મચિંતન સુધી લઈ જાય છે. અરે! એને પ્રાર્થના કહીએ તોપણ ચાલે. એક આદર્શનું ખૂબ ભાવપૂર્ણ ચિંતન એ પણ પ્રાર્થના જ છે ને! આમ તે બલપ્રદ અને ઊર્ધ્વગામી છે.

પણ આ શક્તિનો વિકાસ ઢંગી, આત્મવંચના કરનાર વ્યક્તિથી કદી થઈ શકે નહિ. સ્ફટિક જેવા સ્વચ્છ એટલે કે નિખાલસ અંતઃકરણના પાયા ઉપર જ પૂર્ણજીવનનો ભવ્ય મહેલ રચી શકાય. મનની સ્થિરતા વિવેકશક્તિના વિકાસ માટે આવશ્યક છે, પરંતુ અંતરની તીવ્ર અભિલાષા હોય તો એ સ્થિરતા અને વિવેકશક્તિ બન્ને પ્રાપ્ત થઈ શકે.

વિવેકશક્તિ કેટલીક વાર આપણામાં વિષાદની છાયા પણ ઉપજાવે. આપણી અનીતાઓની અયોગ્યતા, આજસુધીના આપણા પ્રયત્નોની દિશાભૂલ તથા આપણા માની લીધેલા વિજયોની પોકળતા ઉઘાડી પાડીને કેટલીક વાર વિવેકશક્તિ આપણને દુઃખી દુઃખી કરી મૂકે છે. પણ આપણો આધ્યાત્મિક પ્રગતિ કરવાનો પ્રયત્ન જોરદાર હશે અને આપણામાં ખરી જિજ્ઞાસા જાગી હશે તો એ વિષાદ ક્ષણજીવી જ નીવડે છે, અને નિરાશા આણનાર

એ વિવેકશક્તિ આપણામાં સાહસ અને નિર્ભયતાનો સંચાર કરે છે, આપણી આત્મશ્રદ્ધા અને આત્મવિશ્વાસ વધારે છે અને દૈવીશક્તિના ઓજસથી આપણું આખું વ્યક્તિત્વ ભરી દે છે.

દરેકે દરેક વિચાર, લાગણી, ભાવ, વર્તનનું સત્યના જેવી કઠોરતાથી અને ન્યાયના જેવા નિર્દય નિષ્પક્ષપાતથી નિરીક્ષણ કરાવનાર સૂક્ષ્મદર્શક યંત્ર આ વિવેકશક્તિ છે. દરેક વૃત્તિ લાગણી આદિનું રહસ્ય જોયા વગર એનો કેડો તે મૂકતી નથી. તેથી જ તે પ્રત્યેકનું સારાખોટાપણું કે તેના સારાખોટાપણાનો અંશ આપણી નજર સમક્ષ ખડો કરે છે. સાધારણ માણસને તો જેનો સ્વપ્ને પણ ખ્યાલ ન આવે એવા; પાતાળના ગર્ભમાં પેઠેલા હેતુઓને તે બહાર ખેંચી કાઢે છે અને એ દ્વારા યોગ્ય માર્ગદર્શન કરે છે.

વિવેકશક્તિ બહારના દેખાવોથી છેતરાતાં આપણને બચાવે છે. "પીળું એટલું સોનું નથી" એ કહેવતની યથાર્થતા એ જ સિદ્ધ કરે છે. સત્ય અને સત્યનો આભાસ એ એની વચ્ચે તો આસમાન જમીનનો ફરક છે. મોહક દેખાવ અને સાચું હીર એ બે જુદાં જ તત્ત્વો છે એવું શીખવનાર વિવેકશક્તિ છે. તેવી જ રીતે કુરૂપ અરુચિકર દેખાવથી ઉત્પન્ન થતી ઘૃણામાંથી પણ તે જ બચાવે છે. એ જ સમજાવે છે કે ખાતરમાંનું ખાતર ગમે તેટલું દુર્ગંધ ફેલાવતું હોય તો પણ એને સૃષ્ટિમાં સ્થાન છે જ અને ત્યાં એનો ઉપયોગ પણ છે જ. આવી રીતે આપણામાં માનસ ઉદારતા તે પ્રગટાવે છે. કઠોર દિલના માણસો કે પ્રસંગો પાછળ પણ અમુક હિતકારક કલ્યાણકારક ઉદ્દેશ છે એમ સમજાવીને કેટલું ધૈર્ય અને આશ્વાસન તથા બળ તે આપે છે! એ શક્તિ વડે જ આપણને ખ્યાલ રહે છે કે મધમાખ ડંખ દે છે પણ મધ જેવું સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ખાદ્ય આપનાર પણ મધમાખ જ છે. કોયલ છે તો કાળી પણ તેના કંઠે કોને મુગ્ધ નથી કર્યા?

પરમ હિતકારી અને આનંદદાયી આ ગુણ કેળવવો એ દરેકના પોતાના હાથની વાત છે. વિદ્યાની માફક તે પણ વપરાશથી વિકસે છે. જીવનના મહાન કોયડા વખતે જ નહિ પણ ઝીણા ઝીણા દેખાતા રોજે રોજના પ્રસંગોએ પણ તે વાપરવાની ટેવ આપણે પાડવી જોઈએ. આમ થતાં જ તે ગુણને લીધે આપણું દિવ્ય રૂપાંતર થતું જાય છે. આપણું જીવન વ્યષ્ટિમાંથી સમષ્ટિ સુધી પથરાયેલું થતું જાય છે. પછી તો એ શક્તિ દૈવી પ્રેરણા કે આંતર્નાદમાં પરિણમે છે. ત્યારે સત્ય-તારવી કાઢતાં આંખના પલકારા જેટલી પણ વાર લાગતી નથી. સ્થૂળ ચીજોની માફક પ્રત્યેકનું હાર્દ આપણી અંતરની આંખની આગળ તરત જ ખડું થાય છે. ઊલટે નિર્ભ્રાન્ત માર્ગદર્શક તે શક્તિ થઈ જાય છે.

કોઈ પણ વિચાર કે લાગણી કે વૃત્તિ ગમે તેટલી જોરદાર હોય, આમંત્રી હોય, આવરી લેનાર હોય તોપણ તેની સામે વિવેકબુદ્ધિએ આપેલા શસ્ત્ર વડે આપણે લડવું જ પડશે. એને આપણા હૃદયમાં કાયમનું સ્થાન તો ન જ આપી દઈ શકાય. એમ કરી શકવામાં વિવેકશક્તિનો વિકાસ અત્યંત આવશ્યક છે.

આવા અનેકવિધ દિવ્ય આયુધોવાળા અને બળવાન યોદ્ધાને આપણે સતત પોતાની સહાયે રાખવા પ્રયત્ન કર્યા જ કરવો જોઈએ. વિવેકશક્તિની અનિવાર્યતા તથા ઉત્તમતાનું સત્ય આપણને જેટલું વહેલું સમજે અને તેનો જ્ઞાનપૂર્વક ઉપયોગ જેટલો વધારે કરતા થઈ શકીશું તેટલો વિશેષ લાભ આપણને થશે.

卐

અર્થ: હે સુશ્રુત ! પ્રાણીઓનાં શરીરમાં ચેતનાનું સ્થાન હૃદય છે એ પહેલાં કહેવાઇ ગયું છે. આ હૃદય તમોગુણદ્વારા અભિભૂત થાય છે ત્યારે નિદ્રા આવે છે—નિદ્રા પ્રાણીઓમાં પ્રવેશ કરે છે. નિદ્રાનું કારણ તમ છે અને ઊંઘમાંથી ઊઠવાનું કારણ સત્ત્વ છે. અથવા સ્વભાવ જ અધિક મહત્ત્વનું કારણ (ઊંઘનું) ગણવામાં આવે છે.

" सा स्वभावत एव सर्वप्राणिनोऽभिस्पृशति " (સુશ્રુત)

નિદ્રા સ્વભાવથી જ (રાત્રી વખતે) સર્વ પ્રાણીઓને પોતાના વશમાં લાવે છે.

નિદ્રાને વિષ્ણુની વિભૂતિ–માયા–કહેવામાં આવી છે છતાં ય તેને પાપી–તામસી–કહેવામાં આવે છે. " निद्रां तु वैष्णवीं पाप्मानमुपदिशन्ति " સુશ્રુત. નિદ્રા તમથી જ આવે છે અને તમને પાપ ગણવામાં આવે છે. ગીતામાં કહ્યું છે કે " तमस्तु अज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् । प्रमादालस्यनिद्राभिः तन्निबध्नाति भारत ।।" તમ અજ્ઞાનજન્ય છે; સર્વ પ્રાણીઓને મોહમાં નાખનાર તમ જ છે. તમથી જ પ્રમાદ, આલસ્ય અને નિદ્રા આવે છે. અહીં કહેવાનું તાત્પર્ય એ છે કે નિદ્રા ગમે તેટલી શરીર માટે ઉપયોગી કાં ન હો, છતાં ય તે તમોજન્ય હોઈ પાપમૂલક છે.

સુશ્રુતે યોગ્ય જ કહ્યું છેઃ " तमोभूयिष्ठानाम् अहःसु निशासु च भवति, रजोभूयिष्ठानाम् अनिमित्तं, सत्त्वभूयिष्ठानाम् अर्धरात्रे ।। " તમઃપ્રધાન લોકોને દિવસે તેમ જ રાત્રે–બન્ને વખત ઊંઘ આવે છે. રજોપ્રધાન મનુષ્યોને નિમિત્ત સિવાય અનિયમિત રીતે ઊંઘ આવે છે. સત્ત્વપ્રધાન મનુષ્યોને અર્ધી રાત્રે ઊંઘ આવે છે.

सत्त्वौदार्यं तमोजयः । निद्राप्रसंगमहितं वारयन्ति । (चरक)

તમોગુણનો જય અને ઉદાર સત્ત્વપ્રધાન સ્વભાવ—આ બન્ને ઊંઘ ઓછાં કરનારાં ચરકે ગણાવ્યાં છે.

યોગીઓ ઓછું ઊંઘે છે એના કારણમાં એમનું સત્ત્વૌદાર્ય અને તમોજય જ છે.

ખરી રીતે નિદ્રા સ્વાભાવિક હોવા છતાં ય એક જાતનો રોગ છે. અને તે તામસી સ્વભાવના લોકોમાં વિશેષ જોવામાં આવે છે. સત્ત્વપ્રધાન મનુષ્યો અર્ધો કલાક સુખાસન પર બેસીને પણ શરીરનો તમામ થાક દૂર કરી શકે છે. અતિશય નિદ્રા એ ઇચ્છવાયોગ્ય સ્થિતિ તો નથી જ. યોગીઓ નિદ્રાને એક જાતનો રોગ જ માને છે અને તમોગુણના જય માટે નિદ્રા ઉપર કાબૂ મેળવવો એ નિતાન્ત આવશ્યક છે. અર્જુનને "ગુડાકેશ" કહેવામાં આવે છે કારણકે તેણે નિદ્રા ઉપર જય મેળવ્યો હતો. નેપોલિયન માટે પણ કહેવાય છે કે તે ઘોડા ઉપર બેસીને થોડું ઊંઘી લઈને પોતાનો થાક દૂર કરી શકતો. બધા માટે આ શક્ય નથી. ખોરાક જેટલી જ ઊંઘ પ્રાણીમાત્રને માટે આવશ્યક છે. ઊંઘને બળજબરીથી વશ કરવાના પ્રયત્નો ખોટા છે. શ્રી. અરવિંદ એમના સાધકોને કહે છે કે, "The right way is to transform sleep and not suppress it." યોગ્ય ઊંઘ જરૂર લેવી જ જોઈએ પરંતુ તે તામસિક ન હોવી જોઈએ.

---

'રાત્રિસ્વભાવપ્રભવા' નિદ્રા સ્વાભાવિક છે. બાકીની બધી નિદ્રાઓનો સમાવેશ વ્યાધિઓમાં જ થાય છે. ચરક. સ. ૨૧–૫૯.

ચરકે સાત જાતની નિદ્રા વર્ણવી છે: (૧) तमोभवा+ (૨) श्लेष्मसमुद्भवा (૩) मनःश्रमसंभवा (૪) शरीरश्रमसंभवा (૫) आगन्तुकी (૬) व्याध्यनुवर्तिनी અને (૭) रात्रिस्वभावप्रभवा.

**૧ तमोभवा**—તમોગુણના અતિરેકથી આવતી નિદ્રા મોટે ભાગે ખાઈપીને એશઆરામ કરવામાં જ જીવનની કૃતકૃત્યતા માનનારા પામર મનુષ્યોમાં આ જ જાતની નિદ્રા હોય છે. ચરકે આ "તમોભવા નિદ્રાને" પાપનું મૂલ કહ્યું છે. અને ટીકાકાર ચક્રપાણિદત્તે યોગ્ય જ કહ્યું છે કે તમોગૃહીત મનુષ્યો સદ્‌વૃત્તનું યથોચિત પાલન કરી શકતા નથી અને એમાંથી જ અધર્મ વગેરે જન્મે છે. શ્રી શિવદાસ સેન કહે છે કે તમોભવા નિદ્રા એ ખરી રીતે રોગ જ છે પરંતુ માનમહોત્જન્ય છે એટલે તેનો સમાવેશ શારીરિક રોગોમાં કરવામાં નથી આવતો.

સુશ્રુતે આ 'તમોભવા' નિદ્રાને પ્રલયકાલીન નિદ્રા[1] અથવા શરીરનો નાશ થતી વખતે—મૃત્યુ વખતે—જે બેભાનપણું રહે છે તેને 'તમોભવા' નિદ્રા ગણાવેલી છે. "तत्र यदा संज्ञावहानि स्रोतांसि तमोभूयिष्ठः श्लेष्मा प्रतिपद्यते, तदा तामसी नाम निद्रा भवति अनवबोधिनी, सा प्रलयकाले" ॥ સુશ્રુત. શારીર. ૪ અર્થાત્, જ્યારે તમોભૂયિષ્ટ કફ સંજ્ઞાવહ સ્રોતોમાં પહોંચે છે ત્યારે બોધનો નાશ કરવાવાળી તામસી નિદ્રા આવે છે. આ જાતની ઊંઘ મૃત્યુ વખતે આવે છે.

સુશ્રુતોક્ત, તામસી નિદ્રા એ જ ચરકોક્ત સંન્યાસરોગ (coma) છે એમ ડો. ઘાણેકર માને છે. (પૃ. ૧૨૫. બીજો ભાગ)

**૨ श्लेष्मसमुद्भवा**—"तमोभूयिष्ठः श्लेष्मा" (સુશ્રુત) જ્યારે સંજ્ઞાવહ સ્રોતોમાં પ્રવેશ પામે છે ત્યારે ઊંઘ આવે છે આવી નિદ્રાની સંપ્રાપ્તિ સુશ્રુતે આપેલી છે. ૨૦ શ્લેષ્મ-વિકારોમાં ચરકે 'निद्राधिक्यम्' (ચરક સૂ. સ્થા. ૨૦–૧૭)ને ગણાવેલ છે. કફજ્વરનાં લક્ષણોમાં પણ નિદ્રાધિક્ય દર્શાવવામાં આવ્યું છે (ચરક. નિદાન. અ. ૧) તેમજ જ્વરના પૂર્વરૂપ તરીકે પણ 'નિદ્રાધિક્ય' જણાવેલું છે. કફ પ્રકૃતિના માણસને અધિક ઊંઘ આવે છે. નાનાં બાળકોની કફની પ્રકૃતિ હોવાથી જ તેઓ ખૂબ ઊંઘે છે. કફ તમોરૂપ હોઈ નિદ્રા સાથે શ્લેષ્મા જોડાયેલો જ છે.

**૩-૪ मनःशरीरश्रमसंभवा**—મન અને શરીરના શ્રમથી એમની ક્રિયાઓનો ઉપરમ થાય છે અને એથી ઇંદ્રિયો વા મન વિષયોમાં પ્રવૃત્ત થતાં નથી. એટલે ઊંઘ આવે છે. માનસિક અને શારીરિક શ્રમ કર્યા પછી સારી ઊંઘ આવે છે એ ઘણાનો અનુભવ છે જ.

**૫ आगन्तुकी**—અરિષ્ટસૂચક નિદ્રા. "मनोवहस्रोतो" (ચરક ઇં: સ્થા. ૫-૪૧) અતિ બળવાન ત્રણ દોષોથી જ્યારે પરિપૂર્ણ થઈ જાય છે ત્યારે ઊંઘમાં, દારુણ સ્વપ્નો આવે

+ शोकादि सर्वप्रभवा तमोमूला तमोमयी ।
· बाहुल्यात्तमसो रात्रौ निद्रा प्राय जायते ॥" અ. સંગ્રહ. સૂ. ૯.

[1] જન્મ અને મૃત્યુ—બન્ને વખત જ્વર હોય છે. આ જ્વરમોહઃ હોય છે અને આ મહામોહથી અભિભૂત થવાથી પ્રાગ્દૈહિક કર્મોનું સ્મરણ મનુષ્યોને થતું નથી એમ ચરક કહે છે. (નિ. ૧) તમોભવા નિદ્રા અને આ 'મહામોહ'—બન્ને એક જ લાગે છે.

છે." ચરક. મનોવહસ્રોતનો ચરકમાં અન્યત્ર (સ્રોતોવિમાનમાં) પૃથક્ ઉલ્લેખ નથી કારણ કે મન સર્વશરીરવ્યાપી હોઇ સર્વશરીરના સ્રોતો એવો જ અર્થ મનોવહસ્રોતનો થાય છે. હૃદયમાં આશ્રિત કરીને રહેલ ૧૦ મહાધમનીઓ ખરી રીતે મનોવહસ્રોતોમાં જ આવી જાય. સંન્યાસ, મૂર્છા ઇત્યાદિ ભયંકર રોગોમાં આ જાતની નિદ્રા આવે છે જે મોટે ભાગે પ્રાણહર જ નીવડે છે.

> यदा तु रक्तवाहीनि रससंज्ञावहानि च
> पृथक् पृथक् समस्ता वा स्रोतांसि कुपिता मलाः ।
> मलिनाहारशीलस्य रजोमोहावृतात्मनः
> प्रतिहत्य प्रतिष्ठन्ते जायन्ते व्याधयस्तदा ॥
> मदमूर्च्छायसंन्यासाः तेषां विद्याद्विचक्षणः ॥ चरक सू. २४-श्लो. २५-२६.

સંજ્ઞાવાહિ સ્રોતો એટલે મનોવહ સ્રોતો. "सत्त्वादीनां पुनः केवलं शरीरमयनभूतम्" (ચરક વિ. અ. ૫) અર્થાત્ મન સર્વ શરીરવ્યાપી હોઇ મનોવહ સ્રોતો--એટલે શરીરના સર્વ સ્રોતો દુષ્ટ થવાથી સંન્યાસ, મૂર્છા વગેરે દારુણ રોગો થાય છે જેમાં આ જાતની નિદ્રા જોવામાં આવે છે. મરણની સૂચક--રિષ્ટભૂતા--નિદ્રા એ જ આગન્તુકી.

૬ **व्याधिअनुवर्तिनी**--સન્નિપાત જ્વરમાં જે ભેભાનીયતપણું જોવામાં આવે છે તેને વ્યાધિઅનુવર્તિની નિદ્રા તરીકે ઓળખી શકાય. ઘણા યે રોગોમાં નિદ્રા જોવામાં આવે છે.

૭ **रात्रिस्वभावप्रभवा**--'रात्रिः स्वभाव भूतानाम्' (મનુ) અર્થાત્ પ્રાણીઓના સૂવા માટે જ રાત્રી છે. રાત્રી ન હોત તો ઊંઘ પણ ન હોત. ઊંઘ સિવાય મનુષ્યો ન જ જીવી શકે. ઊંઘ એ તો પ્રાણી માત્રની 'ધાત્રી' છે-માતા છે. ચરકે આ નિદ્રાને 'ભૂતધાત્રી' કહીને વાસ્તવિક જ સંબોધેલી છે.

સુશ્રુતના મત પ્રમાણે સ્વાભાવિક, વૈકારિક અને તામસી-આવી ત્રણ જાતની નિદ્રા છે. રાત્રિસ્વભાવપ્રભવા એટલે સ્વાભાવિકી નિદ્રા. 'सा स्वभावत एव सर्वप्राणिनोऽभिस्पृशति (सुश्रुत). સ્વભાવથી જ ઊંઘ રાત પડે છે એટલે આવે છે. રાત પડે એટલે મનુષ્ય માત્રની પ્રવૃત્તિ બંધ પડે, અને મન નિષ્ક્રિય થઇ જાય, ઇન્દ્રિયોના વ્યાપાર બંધ પડે અને ઊંઘ આવે. ચરકે ઊંઘની સંપ્રાપ્તિ નીચે મુજબ દર્શાવેલી છેઃ—

> यदा तु मनसि क्लान्ते कर्मात्मानः क्लमान्विताः
> विषयेभ्यो निवर्तन्ते तदा स्वपिति मानवः ॥ चरक सू. २१

"कर्मात्मानः इन्द्रियाणि । क्लान्ते निष्क्रिये । क्लमान्विताः क्रियारहिताः विषयेभ्यः रूपादिभ्यश्च. (ચ. દ.) "જ્યારે મન નિષ્ક્રિય થાય છે અને ઇંદ્રિયો વિષયોમાંથી નિવૃત્ત થાય છે ત્યારે માણસને ઊંઘ આવે છે.

પ્રથમ આપણે જોઇ ગયા કે તમથી ઊંઘ આવે છે, કફથી ઊંઘ આવે છે, તમ અને કફ બન્નેથી ઊંઘ આવે છે અને ઉપર મુજબ વિષયોમાંથી મનની ઉપરતિ થતાં પણ ઊંઘ આવે છે. આમ નિદ્રા ચાર કારણોથી આવે છે. વાગ્ભટે 'અષ્ટાંગસંગ્રહ'માં આ વાત સ્પષ્ટ રીતે કહેલી છેઃ—

श्लेष्मावृतेषु स्रोतस्सु, श्रमादुपरतेषु च ।
इन्द्रियेषु स्वकर्मभ्यो निद्रा विशति देहिनम् ॥

આધુનિક વિજ્ઞાન પણ હજી સુધી ઊંઘ શી રીતે આવે છે તે સ્પષ્ટ બતાવી શક્યું નથી. સારખાંસ ભિન્ન ભિન્ન મતો ઊંઘ સંબંધી પ્રચલિત છે. સૌથી વધુ જાણીતો મત એ છે કે જ્યારે મસ્તિષ્કમાં રક્તની કમી થાય છે અને અન્ય ભાગોમાં રક્તની અધિકતા થાય છે ત્યારે નિદ્રા આવે છે. ભોજન કર્યા પછી વિશ્રાંતિ લેવાનું મન થાય છે તેનું કારણ આ જ છે. એ વખતે મગજમાંથી લોહી ઓછું થઈને જઠર વગેરે અવયવોમાં વધુ આવે છે એથી ઊંઘ આવે છે. આધુનિકો માને છે કે મજ્જાગુહા (થર્ડ વેન્ટ્રીકલ)ને તળિયે જે ગ્રે મેટર છે તે તથા થેલેમસ (           ) ના નિમ્ન ભાગમાં નિદ્રા સાથે સંબંધ ધરાવનાર કંઈક છે જેમાં બિગાડ થવાથી ઊંઘ આવે છે. આ બધા મતોમાં કંઈ તથ્ય લાગતું નથી. નિદ્રા એ શરીરનો સ્વાભાવિક ધર્મ છે અને એ શરીરના ધારણ અને પોષણમાં અગત્યનો ભાગ ભજવે છે એ તદ્દન સાચું છે. આથી જ એકાન્ત 'પથ્યતમ' વસ્તુઓમાં સુશ્રુતે "નિશા-સ્વપ્ન" (સૂ. ૨૦)–રાત વખતની ઊંઘને–ગણાવેલી છે. મનુ મહારાજે પણ 'रात्रिः स्वप्नाय भूतानां चेष्टायै कर्मणाम् अहः' રાત્રી ઊંઘ માટે અને દિવસ કામકાજ માટે છે એમ જણાવેલું છે.

## નિદ્રાનાશનાં કારણો

निद्रानाशोऽनिलात् पित्तान्मनस्तापात् क्षयादपि ।
संभवत्यभिघाताच्च प्रत्यनीकैः प्रशाम्यति ॥ સુશ્રુત શા. સ્થા. ૪

-વાતવૃદ્ધિથી, પિત્તવૃદ્ધિથી, માનસિક સંતાપથી, ક્ષયથી, અભિઘાતથી (કંઈ વાગવાને લીધે પીડા થતી હોય તેથી) નિદ્રાનો નાશ થાય છે. વિરુદ્ધ ચિકિત્સા કરવાથી ઊંઘ આવે છે. કફવૃદ્ધિ નિદ્રાધિક્યને જન્માવનાર છે તેમ વાતવૃદ્ધિ નિદ્રાનો નાશ કરનાર છે. વાતવૃદ્ધિમાં હમેશાં વેદના હોય જ. "यत्र यत्र वातः तत्र तत्र वेदना" એ સૂત્ર સુપ્રસિદ્ધ છે. પગમાં તોડ થતી હોય, કમર ઝલાયેલી હોય, અંગ ઝલાઈ ગયેલું હોય, ગૃધ્રસી (સાયાટિકા), કર્ણશૂલ, અક્ષિશૂલ, શિરોવેદના, આંકડીઓ (convulsions) આ બધા વાતવિકારો છે અને આવા વિકારોમાં વેદનાને લઈને ઊંઘ ન જ આવે.

પિત્તવૃદ્ધિમાં હમેશાં દાહ હોય છે. ગૂમડું પાક ઉપર ચડ્યું હોય, સોજો બહુ આવ્યો હોય, અંદર સટકા ભરાતા હોય, તાવમાં સખત ગરમી હોય, શરીરમાં અગન બળતી હોય–આ બધા પિત્તવિકારો છે. માનસિક સંતાપમાં ચિંતા, શોક, વિચારમગ્નતા, ભય, વિષાદ વગેરે.

ક્ષય એટલે શરીરનો એકંદર ક્ષય વા રાજ યક્ષ્મા.

વિરુદ્ધ ચિકિત્સા એટલે વાતહર, પિત્તહર, (વેદનાહર દાહહર), મનઃશાન્તિકર તથા રોગનિવારક ચિકિત્સા કરવાથી ઊંઘ આવે છે.

ચરક નિદ્રાનાશના હેતુઓ નીચે પ્રમાણે ગણાવે છેઃ રેચ લીધો હોય, શિરોવિરેચન લીધું હોય, ઊલટીઓ થતી હોય, ભય, ચિંતા, ક્રોધ, ધૂમ, વ્યાયામ, રક્તમોક્ષણ, ઉપવાસ, ખરાબ પથારી; સત્ત્વગુણની અતિવૃદ્ધિ (સત્ત્વૌદાર્ય), તમોગુણનો જય (તમોજય) અમુક કાર્યસ

ચિત્ત ખૂબ જ પરોવાયેલું રહેતું હોય—આ બધાં કારણોથી નિદ્રા નથી આવતી. વૃદ્ધા-વસ્થામાં બરાબર ઊંઘ નથી આવતી ( वृद्धा स्वभावत एव जागरूका भवन्ति ), શરીરમાં વેદના-શૂલ-થતી હોય તો પણ ઊંઘ નથી આવતી. કેટલાક સ્વભાવથી જ ઓછું ઊંઘનારા હોય છે. કોઈની અનિદ્રા એ જ પ્રકૃતિ હોય છે. વાયુના વિકારોમાં ઊંઘ નથી આવતી.

(સૂત્રસ્થાન અ. ૨૧)

## ઊંઘ લાવવા શું કરવું જોઈએ ?

અભ્યંગ[1] ( શરીરે તેલ ચોળાવવું ), સ્નાન (स्नानं श्रमहराणाम् ॥ चरक ), ગ્રામ્ય (જંગલ), આનૂપ જલજ પશુપંખીઓના માંસનું સેવન; સાઠી ક્મોદના ચોખા, દહીં, દૂધ, ઘી વગેરેનું સેવન; મનને હર્ષ આપનાર મદ્યપાન, મનને પ્રિય એવા સુગંધી પદાર્થો અને મનને ગમે એવા મધુર શબ્દોનું શ્રવણ, પગચંપી, આંખોમાં તર્પણ, શિર ઉપર સુખદ વગેરેના લેપો લગાવવા, સ્વાસ્તીર્ણ શયન (સુંદર મોટી પથારી. "पयःफेननिभा शय्या" ॥ યોગવાસિષ્ઠ ), સુંદર ઓરડો, હવા દૂરથી આવતી હોય તેવું સ્થાન—આ બધાંથી ઊંઘ જલદી આવે છે. સુશ્રુત કહે છે કે રાત્રી વખતે દ્રાક્ષ, સાકર તથા શેરડીના અન્ય વિકારોનો ઉપયોગ કરવાથી સારી ઊંઘ આવે છે.

વાગ્ભટ 'કાન્તાબાહુ લતાશ્લેષ—પ્રિય પત્નીનો આશ્લેષ-, "નિર્વૃત્તિ", "કૃતકૃત્યતા", મનોનુકૂલ વિષયો, નિદ્રાના સુખને આપનારાં છે (અ. સંગ્રહ ) એમ જણાવે છે.

> ब्रह्मचर्ये रतेः ग्राम्यसुखनिःस्पृह चेतसः ।
> निद्रा सन्तोषतृप्तस्य स्वं कालं नातिवर्तते ॥ अ. सं. सू. ૮. ૪૫

બ્રહ્મ-ચર્યમાં જેની રતિ છે અર્થાત્ ઉચ્ચ જીવનની જેને આકાંક્ષા છે-સુવિચારો-સદ્વર્તન, સદાચાર-આ બધું જેના જીવનમાં ઓતપ્રોત થઈ ગયું હોય-એવા બ્રહ્મમાં રત રહેતા પુરુષને ઊંઘમાં કદી વાંધો નથી આવતો.

ગ્રામ્યસુખ—મૈથુન. મૈથુનમાં જેને જરા પણ આસક્તિ નથી એવાને પણ સારી ઊંઘ આવે છે.

સંતોષ જેના જીવનમાં હોય છે: 'यदृच्छालाभ संतुष्टः' જે કંઈ આવી મળે છે તેનાથી સંતોષ માનનારને, અને જીવનમાં સારાં કાર્યો કરવાથી ઉત્પન્ન થતા સંતોષથી, ઊંઘ સારી આવે છે. નિદ્રા માટે નિર્વૃત્તિ, કૃતકૃત્યતા અને સંતોષતૃપ્તિ-આ ત્રણ અગત્યની વાતો ધ્યાનમાં રાખવા લાયક છે.

---

[1] પગને તળિયે મૃદુ હાથે તેલ ઘસવાથી તુરત જ ઊંઘ આવી જાય છે. માથામાં તેલ ઘસવાથી પણ સુંદર ઊંઘ આવે છે. "निद्रालाभः सुखं च स्यान्मूर्ध्नि तैलनिषेवणात्" ( चरक સૂ. ૫-૮૩ ). ટૂંકમાં, પગથી તે માથા સુધી તેલાભ્યંગ કરાવવાથી ઊંઘ સારી આવે છે. અભ્યંગ પરમ ત્વચ્ય ( ચામડીને હિતકારક ) છે અને ચામડીમાં વાયુ વિશેષ રહે છે. (स्पर्शनेऽभ्याधिको वायुः स्पर्शनं च त्वगाश्रितम्-चरक.) તૈલાભ્યંગથી વાયુનો હ્રાસ થઈ કફની વૃદ્ધિ થઈ ઊંઘ આવે છે. આ ઉપરાંત અભ્યંગથી ત્વચાની રક્તવાહિનીઓ વિસ્ફારિત થાય છે એટલે એ તરફ રક્તનો પ્રવાહ વધુ આવે છે, ( सिरामुखविवृतत्वं त्वक्स्थस्य अग्नेश्च तेजनम् ) સુશ્રુત, ચિ ૨૪ ) એટલે પણ ઊંઘ આવે છે.

જે માણસ દિવસે કાળાંધોળાં કરે છે, અનેકોનાં ગળાં રહેંસે છે, જે યેન કેન ઉપાયેન ધન મેળવવા પશુતુલ્ય જીવન જીવે છે–આવા માણસને ઊંઘ સારી ન જ આવે. રાત્રે કાન પાસે રેડિયો રાખીને સર્વ જનારા શ્રીઆમ લોકોનાં જીવન શિથિલ હોય ત્યાં ઊંઘ-દેવી કેમ પાસે આવે? કૃતકૃત્યતા—આજે મારો દિવસ સારો ગયો, આજે આ કાર્ય મારાથી સારું થયું–એવો આત્મસંતોષ એ નિદ્રા માટે ખૂબ જ જરૂરી છે.

"प्रत्यहं प्रत्यवेक्षेत नरश्चरितमात्मनः ।
किं नु मे पशुभिः तुल्यं किंवा सत्पुरुषैरिति ॥ (મ. ભા.)

### નિદ્રાનાશથી થનારા રોગો

અંગમર્દ (અંગ ભાંગવું તે), શિરોગૌરવ (માથું ભારે રહેવું), જૃમ્ભિકા (બગાસાં ઉપર બગાસાં આવવાં), જડતા, ગ્લાનિ, ભ્રમ, અપક્તિ (અજીર્ણ), તંદ્રા તેમજ અન્ય વાતજન્ય વિકારો થાય છે. (અ. સંગ્રહ)

### દિવાસ્વપ્ન

સુશ્રુત કહે છે કે,

"दिवास्वापः सर्वर्तुषु प्रतिषिद्धोऽन्यत्र ग्रीष्मात् ।...
विकृतिर्हि दिवास्वप्नो नाम; तत्र स्वपतामधर्मः सर्वदोषप्रकोपश्च ॥"

(સુશ્રુત શા. અ. ૪)

સર્વ ઋતુઓમાં દિવસે સૂવાનો તો પ્રતિષેધ જ છે, સિવાય કે ગ્રીષ્મ ઋતુમાં... દિવસે સૂવું એ વિકૃતિ છે અને તેથી અધર્મ તેમજ સર્વ દોષો (વાત પિત્ત કફ) નો પ્રકોપ થાય છે.

દિવસે કામ અને રાત્રે ઊંઘ એ સ્વાભાવિક (પ્રકૃતિ) છે; જ્યારે રાતે ઉજાગરા અને દિવસે ઊંઘવું એ અસ્વાભાવિક (વિકૃતિ) છે. વાતાદિ ત્રણે દોષોનો પ્રકોપ થવાથી કાસ, શ્વાસ, સળેખમ, શિરોગૌરવ, અંગમર્દ, અરુચિ, જ્વર, અગ્નિમાંદ્ય વગેરે રોગો થાય છે એમ સુશ્રુત કહે છે.

સુશ્રુતે ગ્રીષ્મ સિવાય બીજી ઋતુઓમાં દિવાસ્વપ્નની છૂટ નથી આપી જ્યારે ચરકે દિવાસ્વપ્ન વિષે બહુ ઉદાર વલણ રાખ્યું છે. એમના મત પ્રમાણે તો લગભગ બધાને જ દિવસે સૂવાની રજા મળે છે. નીચેના માણસોને દિવસે સૂવાની રજા આપવામાં આવેલી છે:–

(૧) બહુ ગાનાર માણસ ગાવાના કામથી કૃશ થયો હોય.
(૨) બહુ અધ્યયન કરનારનું શરીર કૃશ થયું હોય.
(૩) મદ્યપાનથી કર્શિત થઈ ગએલ હોય.
(૪) સ્ત્રીસંભોગથી જે ક્ષીણ થઈ ગયો હોય.
(૫) લાંબો પંથ જે ચાલ્યો હોય—જેપિયો.
(૬) અજીર્ણ થયું હોય તે.*

---

*निद्रा हि स्रोतोऽवरोधेन अग्नि बलं कृत्वा शीघ्रमाहारं पचति. " (चक्रपाणिदत्त). ક્ષયના રોગીઓને જમતાં પહેલાં ૦॥ કલાક સૂવાની આજે ખાસ સલાહ આપવામાં આવે છે. અજીર્ણવાળાઓ માટે ખાતાં પહેલાં ૦॥ થી ૧ કલાક પહેલાં થોડી ઊંઘ લઈ લેવી એ સારું છે. "भोजनात् प्राक् दिवास्वप्नः पाषाणमपि जीर्यति ।" योगरत्नाकर.

(૭) ઘા પડયા હોય તેવાઓ.
(૮) અતિ ક્ષીણ થઈ ગયા હોય તેવાઓ.
(૯) વૃદ્ધો, બાળકો તેમજ સ્ત્રીઓ.
(૧૦) તૃષ્ણા રોગથી પીડાતા.
(૧૧) અતિસારથી પીડાતા.
(૧૨) શૂલથી પીડાતા.
(૧૩) શ્વાસ રોગીઓ.
(૧૪) હેડકીના રોગીઓ.
(૧૫) પડી જવાથી, માર વાગવાથી ઈજા થઈ હોય તેવાઓ.
(૧૬) ગાંડાઓ.
(૧૭) લાંબી મુસાફરીના શ્રમથી થાકેલા.
(૧૮) ઘણા ઉજાગરાવાળા.
(૧૯) ક્રોધ, શોક અને ભયથી વ્યગ્ર ચિત્તવાળા.
(૨૦) દિવસે સૂવાની જેને લાંબા વખતની ટેવ પડી ગઈ હોય (दिवास्वप्नोचिताः)[1].

આ બધા માણસોએ દિવસે સૂવું જોઈએ. આવા માણસોને દિવાસ્વપ્નથી ધાતુ સાત્મ્યસામ્ય થાય છે, બલ આવે છે, કફ અંગોને પોષે છે અને આયુષની સ્થિરતા થાય છે. (ચરક)

ગ્રીષ્મ ઋતુમાં સૌને માટે છૂટ છે જ. કારણ કે ઉનાળામાં રાતો ખૂબ ટૂંકી હોય છે, ગરમીથી દિવસે કામ કરાતું નથી એટલે સ્વાભાવિક રીતે જ ઊંઘ આવે છે.

## દિવાસ્વપ્નથી થતા રોગો

ગ્રીષ્મઋતુ સિવાય અન્ય ઋતુઓમાં દિવસે સૂવાથી કફ અને પિત્ત બન્નેનો કોપ થાય છે માટે કફ પિત્તના દરદીઓએ તો દિવસે કદી ન સૂવું જોઈએ. મેદસ્વી લોકો, હંમેશાં જે સ્નેહ ખાતા હોય, કફ પ્રકૃતિના તેમજ કફના રોગીઓ, દૂષીવિષથી પીડાતા,–આટલાઓએ તો કદી દિવસે સૂવું ન જ જોઈએ. કમળો, શિરઃશૂલ, શરીરની જડતા, ભારેપણું, અંગમર્દ, અગ્નિનાશ, હૃદયપ્રલેપ, સોજો, અરુચિ, મોળ આવવી, પીનસ, અર્ધાવભેદક, કોઢ, ચકરાં, કંડુ (ખુજલી), તંદ્રા, કાસ, ગળાના રોગો, સ્મૃતિબુદ્ધિપ્રમોહ, સ્રોતોવરોધ, જ્વર, ઈંદ્રિયોનું અસામર્થ્ય, વિષવેગ પ્રવર્તતો હોય ત્યારે–આ બધા રોગો દિવસે સૂનારને તેમજ અહિતનું સેવન કરનારને લાગુ પડે છે. (ચરક)

"भुक्त्वा स्वप्नं न सेवेत सुस्थोऽप्यसुस्थितो भवेत् ।" (હારીત સંહિતા). કોઈએ ખાઈને સૂઈ જવું ન જોઈએ. એથી તો ગમે તેવો સ્વસ્થ માણસ પણ રોગી બને છે.

ઉપર જણાવેલા મનુષ્યો સિવાય બીજાઓએ ખાઈને ન જ સૂવું જોઈએ. સુશ્રુતે દિવસે સૂવાને 'અધર્મ' લેખ્યો છે અને એ શબ્દમાં તેમણે પણ કહેવાનું સમાવી દીધું છે.

ચાલુ]

---

૧ " दिवास्वप्नसात्म्यानां सहसा तत्त्यागे दोष एव स्यात् " (ચક્રપાણિદત્ત). 'अपथ्यमपि हि निरन्तराभ्यासात् द्विषविषावोविषस्य नोपघातक भवतीति भावः " (ચ. દ.) અપથ્ય હોય તો પણ જો લાંબા વખતનો તેનો અભ્યાસ પડી ગયો હોય તો સર્પના ઝેરની પેઠે તે શરીરનો ઉપઘાત કરનાર નીવડતું નથી. અને સુશ્રુતે આ વાત ઠીક સ્પષ્ટ પણ કરી છેઃ—

निद्रा सात्म्यी कृता यैस्तु रात्रौ च यदि वा दिवा ।
न तेषां स्वपतां दोषो जाग्रतां चापि जायते ॥ શા. ૪–૪૦

# શ્રીમતી સરોજિની નાયડુનું કવન

કૃષ્ણવદન જેટલી
એમ એ., બી.ટી.

Like this alabaster box whose art
Is frail as a cassia-flower, is my heart,
Carven with delicate dreams and wrought
With many a subtle and exquisite thought.
Therein I treasure the spice and scent
*Of rich and passionate memories blent*
Like odours of cinnamon, sandal and clove,
Of song and sorrow and life and love.

*'Alabaster'*—Sarojini Naidu

"**મારું** હૃદય પોચા આરસની નાજુક ફૂલ જેવી કલાથી શણગારેલી પેટી જેવું છે. તેના પર મૃદુ સ્વપ્નો અને સૂક્ષ્મ અને સરસ વિચારો કોતરેલાં છે. તેમાં હું સમૃદ્ધ અને ઊર્મિના આવેગયુક્ત સંસ્મરણો રૂપી તેજાના અને ખુશબુ સ્નેહપૂર્વક સંઘરું છું. તે તજની, ચંદનની અને લવિંગની સુવાસોરૂપી સંસ્મરણો ગીત અને ગ્લાનિ, જીવન અને પ્રેમ જેમ મિશ્રિત છે." સરોજિની નાયડુના આ હૃદયમાંથી જે ગીતો સ્ફુરે છે તે 'ચળકતા વિવિધરંગી પતંગિયાંઓના પ્રકાશિત ફુવારા સમા, ગુંજારવ કરતી મધુમક્ષિકાઓના મૃદુ અવાજ સમા, નિઃશ્વાસ નાખતાં પર્ણો સમાં કે ઊર્મિમય વસંતના પ્રિય મિત્રો સમાં ઊડવાને આતુર પાંખો ફેલાવેલાં વનપંખીઓ જેવાં છે!' 'ભેટ' (*Guerdon*) નામના કાવ્યમાં તે પ્રભુ પાસે પ્રેમ, સત્ય અને ગીતના ત્રિવિધ આનંદની યાચના કરે છે. 'જંજીરાનો પરીદ્વીપ' નામના કાવ્યમાં તે કહે છે કે એ દ્વીપમાં હમેશાં વસંતનું રાજ્ય છે અને પોતે તેમાં ખુશીથી રહેત, પણ 'મારે જવું જ જોઈએ. દુનિયા મને પુકારે છે, ભાવિનું મૃદંગ મને નિમંત્રે છે'—ક્યાં?

Into the strife of the throng and the tumult,
The war of Sweet Love against folly and wrong;
Where brave hearts carry the sword of battle,
'Tis mine to carry the banner of song,
The solace of faith to the lips that falter,
The succour of hope to the hands that fail,
The tidings of joy when Peace shall triumph,
When Truth shall conquer and Love prevail.

'લોકોની મેદનીમાં જ્યાં મધુર પ્રેમ મૂર્ખતા અને અન્યાય સામે યુદ્ધ કરે છે ત્યાં, જ્યાં વીરહૃદયો યુદ્ધનું ખડ્ગ ખેંચશે ત્યાં, હું મારા ગીતનો ધ્વજ ફરકાવીશ. તે દ્વારા હું શંકાશીલના હોઠને શ્રદ્ધાનું આશ્વાસન આપીશ, નિષ્ફળતાથી હતોત્સાહ બનેલા હાથને આશાની સહાય આપીશ. જ્યારે સત્યનો જય થશે અને શાંતિની સ્થાપના થશે અને પ્રેમનું રાજ્ય થશે ત્યારે હું સૌને આનંદનો સંદેશ આપીશ.' તેમણે આ કાવ્યમાં વ્યક્ત કરેલ મહેચ્છાની

સિદ્ધિમાં તેમને સફળતા મળી છે ? આ પ્રશ્નનો જવાબ 'ના' તેમજ 'હા' બન્ને રીતે આપી શકાશે.

એક કાવ્યકાર તરીકે જ જો તેમની ગણના થાય તો કહેવું પડશે કે તેમની મહેચ્છા પાર પડી નથી. તેમનાં કાવ્યોમાં પ્રેમ, આશા, આનંદ, સંગીતના સૂરો અને રંગોની મિલાવટ હોવા છતાં, અને સ્વદેશ-પ્રેમ દર્શાવતી થોડીક પંક્તિઓ બાદ કરતાં, રાષ્ટ્રીય દૃષ્ટિએ 'મૂર્ખતા અને અન્યાય સામેના યુદ્ધમાં તે ગીતનો ધ્વજ ફરકાવી' શક્યાં નથી એમ કહેવું જોઈએ. શ્રીમતી લતિકા બસુના શબ્દોમાં કહીએ તો, 'શ્રીમતી નાયડુનું હિંદી વિષયોનું આલેખન હિંદનું વાસ્તવદર્શી ચિત્ર રજૂ કરતું નથી, તે ફક્ત આંગ્લ-હિંદી અને અંગ્રેજોએ ચિત્રેલ ચિત્રની પરંપરા જ ચાલુ રાખે છે—હિંદને બજારોનો, રંગીન અને અત્તરોની વાસવાળો, વિવિધરંગી ભિખારીઓથી અને ભટકતા ભાટચારણો અને મદારીઓથી છવાયેલો પ્રદેશ આલેખવામાં આવ્યો છે.'

તેમનો તો હિંદ જેવું છે તેવું આલેખવા કરતાં હિંદને રસિક રીતે આલેખવાનો ઇરાદો છે. આ જ વસ્તુ તેમનાં કાવ્યોને નિરાશાજનક બનાવે છે. બુદ્ધિમતી અને સાચા કાવ્યકારની બક્ષિસ હોવા છતાં તે પશ્ચિમના દેશો માટે હિંદના સાચા અર્થવાહક પ્રતિનિધિ થવામાં નિષ્ફળતા પામ્યાં છે. 'શ્રીમતી નાયડુએ તેમના ચાલીસમી મહાસભાની બેઠક વખતના ભાષણના અંતમાં જણાવ્યું હતું : 'એક સ્ત્રી તરીકે હું તમને શ્રદ્ધા, હિંમત અને ધીરજની ઢાલરૂપી હથિયારો આપું છું. કવિ તરીકે હું ગીતનો ધ્વજ ફરકાવી યુદ્ધનો શરણાઈસૂર ફૂંકું છું. તમને, પુરુષોને ગુલામીમાંથી જાગ્રત કરે એવી જ્યોત હું કેવી રીતે જગાવીશ ?'

તેમના આ ભાષણનો છેલ્લો પ્રશ્ન હજી અણુકેલ્યો જ રહ્યો છે. કાવ્યકાર તરીકે તો *The Gift of India*, *To India* અને *Awake* જેવાં આંગળીને વેઢે ગણાય એવાં કાવ્યોમાં તે શરણાઈનો સૂર સંભળાય છે. *To India*માં તે કહે છે:

'O young through all thy immemorial years!
Rise, Mother, rise, regenerate from thy gloom,
And, like a bride high-mated with the spheres,
Beget new glories from thine ageless womb!'

પણ આ જાતની પંક્તિઓ તેમનાં કાવ્યોમાં ગણીગાંઠી જ છે. પણ જો આપણે પદ્યનો વિચાર ન કરતાં તેમનાં ભાષણો રૂપી ગદ્યનો વિચાર કરીએ, તો તેમની 'જંજીરાના પરીદ્વીપ'માં આલેખેલી મહેચ્છા પાર પડી છે એમ બેશક કહી શકીએ. જે રાષ્ટ્રીય કાવ્યતત્ત્વનો તેમના પદ્યમાં અભાવ આપણને સાલે છે તે અપૂર્ણતા તેમના ગદ્ય ભાષણોનું કાવ્યતત્ત્વ સંપૂર્ણપણે દૂર કરે છે. અને તેથીય આગળ જઈએ તો, શ્રીમતી લતિકા બસુએ દર્શાવેલ તેમની કાવ્યકાર તરીકેની નિષ્ફળતા, તેમની આઝાદીપ્રિય રાષ્ટ્રસેવા અને તે અંગે તેમને વેઠવી પડેલી જેલસજાઓનો વિચાર કરતાં આપણને ખૂબ સાલતી નથી. જે કાર્ય તેમનાં ગદ્ય ભાષણોએ પદ્યની અપૂર્ણતા ટાળવા કર્યું છે તે કાર્ય તેમના જીવને કાવ્યકાર તરીકેની અપૂર્ણતા ટાળવા કર્યું છે. આમ તેમનાં પદ્ય અને ગદ્ય, કવિજીવન અને રાષ્ટ્રીય રાજકારણી જીવન એકમેકને પૂરક બન્યાં છે અને સરોજિનીને વધુ ગૌરવશાળી વ્યક્તિ બનાવે છે. હવે આપણે તેમનાં કાવ્યોનો કાવ્યતત્ત્વની દૃષ્ટિએ વિચાર કરીએ.

સરોજિનીની પ્રતિભા તત્ત્વતઃ ઊર્મિગીતમય છે અને તેની કવિતામાં સંગીતના સૂરો છે. એસ. નારાયણ કહે છે તેમ 'પોતાના માધુર્યથી જ ગાજી ઊઠે એવા શબ્દો વાપરવાની કલામાં સરોજિની નાયડુ અંગ્રેજી કવિતામાં શ્રેષ્ઠ સ્થાન ભોગવે છે.' સંગીતના આરોહ-અવરોહ પરનો કાબૂ, વિશેષણોનો યોગ્ય ઉપયોગ કરવાનું ચાતુર્ય, અનુપ્રાસાદિ અલંકારો વાપરવામાં કલાકારનો વિવેકાત્મક સંયમ તેનાં કાવ્યોમાં તરત દેખાઈ આવે છે. "Mrs. Naidu is not merely a talented melodist, charming us by the 'linked sweetness long drawn out' of her lines but a true lyricist who 'sings because she must' and pipes but as the linnets sing."

મુલ્કરાજ આનંદના શબ્દોમાં કહીએ તો 'બુલબુલ જેમ ગુલાબ માટે ગાય છે તેમ સરોજિની જીવન માટે ગાય છે. તેના સૌંદર્યની વિજયપતાકા ફરકાવે છે અને તેનાં અનેકરંગી સ્વરૂપોનું આત્મદર્શન કરવા મથે છે. જ્યારે મૃત્યુની ઠંડી, નગ્ન અને નિર્મળ પાશવતા જીવનમાંથી ચેતનની ચિનગારીનું તેજ હરી લે છે ત્યારે તે ગીતોમાં શોકના સૂરો વણે છે. પશ્ચિમની ભાષા અને પશ્ચિમના આયોજનને વ્યક્તત્વમાં સ્વીકારવા છતાં, મને તે ગાલીબ, ઝૌક, મીર, હાલી અને ઇકબાલ જેવા કવિઓની હિંદુસ્તાની પરંપરાના રાહે જનારી જ લાગે છે.'

આર્થર સાયમોન્સને લખેલા એક પત્રમાં પોતાની કવિ થવાની અભિલાષા વ્યક્ત કરતાં સરોજિનીએ વર્ષો પહેલાં લખ્યું હતું: 'હું ખરેખર કવિ નથી. મારી પાસે દર્શન અને વાંછા છે, પણ અવાજ નથી. જો હું સૌંદર્યભર્યું અને મહાન ચેતનવંતુ એક જ કાવ્ય લખી શકું, તો હું આનંદથી હંમેશ માટે મૌન સેવું. પણ હું તો પક્ષીઓ માફક માત્ર ગાઉં છું અને મારાં કાવ્યો અલ્પજીવી છે.' પણ આ પત્રમાં સ્વાભાવિક નમ્રતા અને સંકોચ છે. તેની બીજી બાજુ આપણે જોસેફ આરકેન્ડરના વિવેચનમાં જોઈએ છીએ. તે સરોજિની વિશે લખે છે:

> "She thinks with her nerves. She feels with her intellect First and last, she is the lyric poet, the singer of songs. Like Keats, she has suffered ill health almost all her life. We detect this in a certain strange feverishness of texture. Her poems flash. We touch heart ......
> "If she sings as the birds do, she sings out of a darker passion. She has more to say than the birds and her song is not ephemeral........ There is no artifice in her poetry. She sings from the heart."

"તે જ્ઞાનતંતુઓથી વિચારે છે અને બુદ્ધિથી અનુભવે છે. તે પ્રથમથી તે છેવટ સુધી ઊર્મિકવિ છે અને ગીતોની ગાનારી છે. કવિ કીટ્સ માફક તેણે આખી જિંદગી બિમારી વેઠી છે અને તેની અસર આપણે અમુક વિચિત્ર તાવના ઉષ્માભર્યા લેખનવણાટમાં જોઈએ છીએ. તાવથી તેનાં કાવ્યો લાલીભર્યાં છે અને આપણે ઉષ્માને સ્પર્શીએ છીએ. . .

"જો કે તે પક્ષીઓ માફક ગાય છે, છતાં તે ઊંડા સંવેદનથી ગાય છે. તેને પક્ષી કરતાં વધારે કહેવાનું છે અને તેનું ગાન અલ્પજીવી નથી. તેની કવિતામાં ચતુર યુક્તિ નથી, તે હૈયામાંથી ગાય છે."

સરોજિનીનો કાવ્યસંગ્રહ ઉઘાડતાં જ *Palanquin Bearers* "પાલખી ઊંચકનારનું કાવ્ય જાણે સરોજિનીની ઊર્મિને ઊંચકનારા શબ્દો જ એ ગીત ગાતાં હોય એવું લાગે છે. વિલિયમ મોરિસે કહ્યું છે કે કવિતા એવી હોવી જોઈએ કે એક માણસ શાળ પર વણતાં વણતાં બીજાઓને ગાઈને સંભળાવવા પ્રેરાય. આ કસોટીએ આ કાવ્ય પાર ઊતરે એવું છે એમ નીચેના શબ્દો કહી દેશેઃ

Lightly, O lightly, we bear her along,
She sways like a flower in the wind of our song:
She skims like a bird on the foam of a stream,
She floats like a laugh from the lips of a dream.
× × ×
She springs like a beam on the brow of the tide.
She falls like a tear from the eyes of a bride.

*Village Song* 'ગ્રામગીત'માં 'દૂરદૂરથી આવે સાદ, મને કોઈ બોલાવે' એવા અગમ્ય સાદનું કવિ યીટ્સના કાવ્યમાં રહેલું પરીતત્ત્વ આપણે જોઈએ છીએઃ

The bridal-songs and cradle-songs have cadences of sorrow,
The laughter of the sun to-day, the wind of death to-morrow.
Far sweeter sound the forest-notes where forest streams are falling;
O mother mine, I cannot stay, the fairy-folk are calling.

આમ કવિની કલ્પના કે ઊર્મિરૂપ બાળકપ્રેરણાના અગમ્ય સાદે જંગલની કુંજોમાં રોતાં કે હસતાં ઝરણાંનાં ગીતો સાંભળવા ચાલી જાય છે. એ જ બાળકને હાલરડું ગાતાં કવિએ ગાયું છે :

Dear eyes, good night,
In golden light
The stars around you gleam;
On you I press
With soft caress
A little lovely dream. (*Cradle-song*)

નિદ્રાના પ્રદેશમાં આવેલા જાદુઈ જંગલમાં ઊભા રહી કવિએ પ્રેમના તારાંથી છવાયેલ આકાશમાં સત્યરૂપી પંખીઓને ગાતાં સુણ્યાં છે અને શાંતિનાં ઝરણાંઓમાં પોતાના અંતરની તૃષા છિપાવી છે-(*Song of a Dream*). 'ગીતગોવિંદ'માં રાધાનો રિસામણાંમનામણાંવાળો, પ્રિય મિલનની ભાવનાવાળો, ઉત્કટ ભક્તિપૂર્ણ પ્રેમ સરોજિનીનું પ્રેમનું તત્ત્વજ્ઞાન મૂળ સ્વરૂપે દર્શાવે છે. 'સુવર્ણ આંગણું'—એ સંગ્રહમાંના *Ecstasy* નામના કાવ્યમાં તે પ્રિયતમને કહે છે:

O silence my lips with a kiss,
My lips that are weary of song!

'મારાં ગીતોથી કંટાળેલા હોઠોને ચુંબનથી મૂંગા કર! *Alone* — 'એકલી'માં કવિને એકલતા સાલે છે. કુદરતનાં રમ્ય દશ્યો પણ અકારાં લાગે છે. પ્રિયદર્શનની પ્યાસી અંખિયાંવાળી પ્રિયતમા પુકારી ઊઠે છેઃ

Alone, O Love, I breast the shimmering waves,
The changing tides of life's familiar streams,
Wide seas of hope, swift rivers of desire,
The moon-enchanted estuary of dreams.
But no compassionate wind or comforting star
Brings me sweet word of thine abiding place......
In what predestined hour of joy or tears
Shall I attain the sanctuary of thy face ?

'એક ઇરાની પ્રેમગીત'માં તે પ્રિયા અને પ્રિયતમના હૈયાં એક જ હોય છે તેથી તેઓ પરસ્પર એકબીજાની લાગણી અનુભવે છે એમ દર્શાવે છે. 'ફૂલોની ઋતુમાં (*In a Time of Flowers*) તે વસંતની બંસરીની અસર દર્શાવતાં કહે છેઃ 'ઓ પ્રિયતમ ! તું જાણે છે કે વસંત હવે તેની જાદુઈ બંસરી સાથે આવી છે ? એના ચરણના ચુંબનથી ઝર્યું ધરતી યૌવનમત્ત જેમ પ્રફુલ્લી ઊઠી છે. *Summer Woods*માં તે દુનિયાથી કંટાળી તે પ્રિયતમ સાથે વનની કુંજોમાં કૃષ્ણ અને રાધિકાના પ્રેમનો આનંદ અનુભવવા ઇચ્છી તેને કહે છેઃ 'ચાલ પ્રિયતમ ! જ્યાં ફૂલોથી સુશોભિત કુંજોમાંથી મને કોયલો બોલાવી રહી છે ત્યાં, આપણે શ્રમ અને કંટાળાથી, માણસોની પ્રશંસા અને વિનંતીઓથી દૂર જઈએ.'

You and I together, Love, in the deep blossoming woods,
Engirt with low-voiced silences and gleaming solitudes,
Companions of the lustrous dawn, gay comrades of the night,
*Like Krishna and like Radhika, encompassed with delight.*

*The Song of Radha the Milkmaid*'–ગોપી રાધિકાનું ગાન' રાધાની કૃષ્ણ પ્રત્યે પ્રેમભક્તિમાં લોકોને કેવી વિચિત્ર લાગતી તે દર્શાવે છે. રાધા મથુરામાં દહીં–છાશ વેચવા જતાં, 'દહીં લ્યો' એમ કહેવાને બદલે 'ગોવિંદ ગોવિંદ' કહેતી અને જ્યારે તેને સખીઓ કેસરી વસ્ત્રો પહેરી ફૂલો ચૂંટવા આમંત્રતી ત્યારે, તેમજ સોહા સંધ્યાકાળની મંદિરની આરતી વખતે પ્રેમમાં ભાન ભૂલેલી રાધા 'ગોવિંદ, ગોવિંદ' જ કર્યા કરતી ત્યારે, સખીઓની મશ્કરી અને લોકોના રોષને પાત્ર બની. સરોજિનીનું આ કાવ્ય સૌને ગમે તેવું છે. રાધાનો વિલાપનું કારણ *The Flute-player of Brindavan*–'વૃંદાવનનો વાંસળી વગાડનાર' કહાન છે. તેની વાંસળીના સૂરથી વીંધાયેલ હૈયું સર્વ દુન્યવી ફરજોનો ત્યાગ કરી તેના એકને જ શરણે શાંતિ ચાહે છેઃ

Still must I like a homeless bird
Wander, forsaking all;
The earthly loves and worldly lures
That held my life in thrall,
And follow, follow, answering
Thy magical flute call.

પ્રભુ પ્રેમની પુનિતપાવક જ્વાલામાં ઝુકાવતાં હૈયું કેમ ડરે ! એ હૈયું તો અશોકવૃક્ષ માફક પ્રેમની ઠોકરે ગાઈ ઊઠે છે. એ ભક્તિ તો મરીને જીવવાનો મંત્ર છે—જીવનામૃત છે.

No peril of the deep or height
Shall daunt my winged foot;
No fear of time-unconquered space,
Or light untravelled route,
Impede my heart that pants to drain
The nectar of thy flute !

જેના જીવનમાં આવી પ્રેમભક્તિ હોય તેને આધિ, વ્યાધિ કે ઉપાધિ નિરાશ ન જ કરી શકે. સરોજિનીનું જીવન પણ આ ત્રિવિધ તાપની અસરથી સાવ મુક્ત ન હતું. આશાવાદ એ હિંમતનું ભાથું છે. કવિ ગટેના શબ્દોમાં કહીએ તો, 'જો તમે ધન ગુમાવ્યું હોય તો કાંઈ ગુમાવ્યું નથી; જો આબરૂ ગુમાવી હોય તો કાંઈ ગુમાવ્યું છે; પણ જો હિંમત ગુમાવી તો બધું જ ગુમાવ્યું છે.' 'તમારા જેવા ગાયક પંખીની પાંખ શા માટે તૂટેલી હોય ?' એવા સ્વ. ગોખલેના પ્રશ્નના જવાબમાં સરોજિની 'તૂટેલી પાંખ' *The Broken Wing*—નામના કાવ્યસંગ્રહમાં એ જ નામના કાવ્યમાં આશામાં રહેલી પોતાની અપૂર્વ શ્રદ્ધા વ્યક્ત કરે છે:

Shall spring that wakes mine ancient land again
Call to my wild and suffering heart in vain ?
Or Fate's blind arrows still the pulling note
Of my far-reaching, frail, unconquered throat ?
Or a weak bleeding binion daunt or tire
My flight to the high realms of my desire ?
Behold ! I rise to meet the destined spring
And scale the stars upon my broken wing !

આશા પ્રત્યે આવી શ્રદ્ધા હોવાથી જ તે આયુષ્યના પંથે આટલાં વર્ષો ગાળી શક્યાં છે. 'ક્ષણિકતા' માં (*Transience*) તે સમયના અંતરાળમાં 'गतम् न शोचनीयम्' કરવાનું કહે છે, કારણ આજે જે દુઃખ લાગે છે તે 'આજ' ક્યાં સુધી રહેવાની છે! રડો નહિ. નવી આશાઓ, નવાં સ્વપ્નો, નવાં મુખારવિંદો, અનંત વર્ષોનો અણુવાપરેલો આનંદ, તમારા હૈયાંને પોતાના શોકનું દ્રોહી બનાવશે અને તમારી આંખોને પોતાનાં આંસુઓ પ્રત્યે બેવફા કરશે. *Invincible* કાવ્યમાં તે કઠોર નસીબને ઉદ્દેશી કહે છે: 'તેં દુઃખની ઘંટીમાં મારું જીવન દળ્યું છે.' શોકની જ્વાળામાં તેં મારા ખીલતા આત્માને ફેંકીને ધૂળમાં કચડ્યો છે. પણ જો હું મારા જીવનના લોટને આંસુથી કળવીને કણક બાંધી આશાની રોટી તૈયાર કરી જે હૈયાંઓ કેવળ કડુ દુઃખની ભાજી પર જીવે છે તેમને હું એ ખવડાવીશ. જો, મારો આત્મા પ્રેમની જલદી ફેલાતી ડાળીઓથી કુંજ સમો બની જે આત્માઓ માટે કેવળ વિનાશની જ કળીઓ ખીલે છે તેમને આશ્રય-વિશ્રાંતિ આપશે.' 'નસીબ ! તે પડકારે છે.' *A Challenge to Fate* આશાને હણનાર, પ્રેમને દગો દેનાર અને મધુરતમ સ્વપ્નનો નાશ કરનાર નસીબને તું મારા નાજુક, ગંભીર અને અદમ્ય આત્માને કાબૂમાં રાખવા વ્યર્થ પ્રયત્ન કરે છે. કારણ હું મારો અંગત શોક સમષ્ટિના આનંદના ઊંડા મૂળમાં ઢાળી દઈશ.' *In the Night* 'રાતે' અને *At Dawn*

'પરોઢિયે' કાવ્યો પોતાનાં બાળકોને—આવતી પેઢીને—સંબોધી કવિએ લખ્યાં છે. બાળકો સૂવે છે. તે દરમિયાન તેમને આવતી સોનેરી સવારે લણવાનાં સ્વપ્નો સરોજિની વાવે છે અને આશા, શોક અને અશ્રુથી ઉછેરે છેઃ

> We toiled to enrich the glad hour of your waking,
> Our vigil is done, lo! the daylight is breaking.
> Swiftly the harvest grows mellow for reaping
> The harvest we sowed in the time of your sleeping.

ભવિષ્યની પેઢી માટે સ્વપ્નો વાવનારનું જીવન એ પછી માટે ખાતર જેવું બને છે. નાદાન માણસો જીવનને ઉપરછલ્લી દૃષ્ટિએ જોઈ તેની ખોટી વ્યાખ્યા બાંધે છે. '*Life is a lovely stuactile of dreams*' પણ જે જીવનસંગ્રામ ખેલે છે, તે જ જીવનને સાચી રીતે પિછાની શકે છે. સરોજિની આપણને જીવન વિશે ખોટા ખ્યાલ ન બાંધવાની શિખામણ આપતાં કહે છેઃ

> Till ye have battled with great grief and fears,
> And borne the conflict of dream-shattering years,
> Wounded with fierce desire and worn with strife,
> Children, ye have not lived: for this is life.

ચાલુ]

卐

# પશ્ચિમનું પુનર્દર્શન

સરોજિની મહેતા એમ. એ.

## આમુખ :

૧૯૨૩-૨૪માં પશ્ચિમનો પ્રવાસ પહેલી વખત કરેલો. એ વખતે કાઈએ ડાયરી રાખવા સૂચના કરેલી. પણ એ અરસામાં યુરોપનો પ્રવાસ કરનારાંના પત્રો ગુજરાતી માસિકોમાં છપાવવાની ખૂબ 'ફૅશન' હતી. કેટલાંક પત્રોમાં પોતાની કલાદષ્ટિનાં ખૂબ વખાણ, તો કેટલાંક પત્રોમાં એટલી બધી બાળકશાઈ હકીકતો આવતી કે તેથી પ્રવાસવર્ણનો તરફ જ કંટાળો આવી ગયો હતો. પણ લંડન પહોંચ્યા પછી તરત જ અમદાવાદથી પિતાજીનો પત્ર આવ્યો તેમાં લખ્યું હતું કે "તું ડાયરી જરૂર રાખજે. છપાવવાને માટે જ કાંઈ એ રાખી શકાય એવું નથી. આપણી પોતાની યાદગીરી માટે અથવા કુટુંબમાં વાંચવા સારુ એ ઉપયોગમાં આવે." આ વાત મારા મનમાં એકદમ વસી ગઈ. અને મેં તરત ડાયરી રાખી. એમાંના કેટલાક ભાગો, 'યુંગફ્રાઉ', 'લ્યુસર્ન', 'ઈંગ્લાંડનું સ્ત્રીજીવન' વગેરે ઘણાં વર્ષો પર જુદાં જુદાં માસિકોમાં છપાયા હતા.

૧૯૩૮માં ફરી પશ્ચિમનો પ્રવાસ આદર્યો ત્યારે તો પિતાજી દશ વરસ પહેલાં સ્વર્ગવાસ પામ્યા હતા. પણ એમની સૂચના તો હજી મનમાં વસેલી જ હતી. એટલે મેં આ બીજા પ્રવાસની પણ ડાયરી રાખી હતી. એ પ્રવાસ પછી તો યુરોપ પર બીજા વિશ્વયુદ્ધનો પ્રલય ફરી વળ્યો છે. જોયેલાં દૃશ્યોમાંથી કેટલાં યે ભસ્મીભૂત થઈ ગયાં હશે. જેમની સાથે મિત્રાચારી થયેલી એમાંના કોણ હયાત હશે ને કોણ નહિ ? જે જોવાનું મળ્યું હતું તે ભવિષ્યમાં નહિ જ મળે. આ સર્વનો વિચાર કરતાં એ પ્રવાસનાં સંસ્મરણો સુખ અને દુઃખ બન્નેનાં પ્રેરક છે. બીજા સાથે ભાગ પડાવ્યાથી સુખ બમણું થાય છે અને દુઃખ અર્ધું થાય છે એ જૂની માન્યતા ધ્યાનમાં રાખી આજે વાચકોને મારાં સંસ્મરણોના ભાગીદાર બનાવું છું.

પ્રવાસમાં અમારું મંડળ પાંચ જણનું હતું: અમે બે અને અમારા એક બંગાળી સ્નેહી ડૉ. બિ—; તેમનાં પત્ની અને સત્તરેક વર્ષની પુત્રી. આ પ્રવાસવર્ણનમાં જ્યાં ડૉ. બિ— આવે ત્યાં આ સ્નેહી માટે ઉલ્લેખ સમજવો. આજની યુવતીઓ પોતાના પતિને માટે ઉલ્લેખ અને સંબોધનમાં એનું નામ વિના સંકોચે વાપરે છે. પણ હું તો એથી પહેલાંના જમાનાની છું. સંબંધીઓ સાથે વાત કરતાં હું મારા પતિ ડૉ. મહેતા માટે ડૉક્ટર કહું છું અને એ પ્રમાણે જ આ લેખમાળામાં આવશે

*　　　*　　　*

## ૧ સમુદ્રપાટ

તા. ૨૮-૪-૧૯૩૮ને દિવસે મુંબઈથી લોઇડ ટ્રીસ્ટીનો કંપનીની 'વિક્ટોરિયા' સ્ટીમરમાં ચાર વાગે અમે અલેક્ઝાંડ્રા ડૉકમાંથી મુંબઈથી નીકળ્યાં. બેલાર્ડ પિયર સુધી રસ્તો સાંકડો ને બીજી સ્ટીમરોથી રોકાયેલો હોવાથી બારામાં નીકળતાં લગભગ કલાક લાગ્યો. પછી તો સ્ટીમર સડસડાટ ચાલી, અને બીજો એક કલાક વીતતાંમાં તો મુંબઈનો કિનારો અદૃશ્ય થયો.

સ્ટીમર ઉપર કોઈ પણ માણસને જેટલી ફુરસદ મળે છે તેટલી બીજે કોઈ ઠેકાણે મળી શકે નહિ. તેમજ ત્યાં બીજા મુસાફરો સાથે જેટલો બંધુભાવ થાય છે તેટલો પણ બીજે કોઈ સ્થળે ભાગ્યે જ થઈ શકે. રેલવે ટ્રેનમાં સાધારણ રીતે માણસો બીજા મુસાફરો સાથે લડવા તત્પર હોય છે. સ્ટીમર પર એથી ઊલટું સૌ કોઈ મિત્રાચારી કરવા તત્પર હોય છે. અમારી સ્ટીમર ઇટાલિયન કંપનીની હોવાથી પી. એન્ડ ઓ. કંપનીની સ્ટીમરમાં સાધારણ રીતે જોવામાં આવતું અક્કડપણું કે અંગ્રેજ લોકોના કૃત્રિમ શિષ્ટાચારનો તદ્દન અભાવ હતો. પાંચસાત અંગ્રેજો હતા તે પોતાનું મંડળ કરી બેસી રહેતા. પણ બીજા હિંદુસ્તાની, ચીના, ફીલીપીનો, જાવાના વતની, તુર્ક, ફ્રેંચ, જર્મન, ઇટાલિયન, અમેરિકન, સ્પેનિશ એમ દુનિયાના લગભગ દરેક ભાગમાંથી આવેલા લોકો હતા. બધા એકબીજા સાથે તરત ભળી ગયા. ભાષાનું વાહન તો ઇંગ્લીશ જ, સ્ટીમર શાંગહાઈથી આવતી હોવાથી ચીનાઓનું મોટું ટોળું હતું. એમની સાથે સૌથી વધારે મૈત્રી હિંદુસ્તાનીઓને થઈ. એમના ઘણા રીતરિવાજો વિષે જાણવાનું મળ્યું. પુરુષ કે સ્ત્રી બેમાંથી એક ખ્રિસ્તી હોય તો પણ લગ્નમાં વાંધો આવતો નથી એ નવું જ જાણ્યું. 'લગ્ન એ તો કૌટુંબિક બાબત છે. એમાં ધર્મને શું લાગે વળગે?' એમ એ લોકોએ પોતાનો મત આપ્યો. 'જુદા જુદા ધર્મમાં માનનાર માબાપનાં છોકરાંનું શું?' એ અમારા સવાલના જવાબમાં તેમણે કહ્યું કે છોકરાં મોટાં થાય ત્યારે પોતાને જે ધર્મ પાળવો હોય તે પાળે. ચીનાઓની આ ઉદાર ભાવના ખરેખર અનુકરણીય છે. હિંદુસ્તાન વિષે જાણવા ચીનાઓ ખૂબ આતુર હતા અને અમને જાતજાતના સવાલો પૂછતા: "અમે તો ગાંધીનું નામ સાંભળ્યું છે; બાકી હિંદુસ્તાન વિષે કાંઈ જાણતા નથી" એમ એ લોકો કહેતા. આવું આ જ વાક્ય યુરોપના બધા જ દેશોમાં સાંભળવામાં આવે છે, અને તેથી મહાત્માજીના અલૌકિક વ્યક્તિત્વનો સાક્ષાત્કાર થાય છે.

સ્ટીમરમાં પૅસેજ (ટિકિટ)ના પૈસામાં રહેવાનું, ખાવાનું અને પશ્ચિમના દેશોમાં મોંઘું ગણાતું ગરમ પાણીથી નાહવાનું એ બધું સમાઈ જાય છે. તેમ જ દરિયે બહાર તો કોઈ જવાનું હોય જ નહિ, એટલે ચિંતામુક્ત સ્થિતિને લીધે પણ મિત્રાચારી વધતી હશે.

સ્ટીમરમાં ઘણીવાર રાત્રે સંગીત, નૃત્ય કે લાકડાના ઘોડાની શરતો અને તેના પર જુગાર ખેલવાનું એવું કાંઈ થાય. કશામાં ભાગ ન લઈએ તો પણ જોવાનો આનંદ પણ ખૂબ મળે.

મુંબઈથી નીકળ્યા પછી પાંચ દિવસે એટલે તા. ૨૭ મેને દિવસે અમે એડન પહોંચ્યાં. ડૉક્ટરે પોતાના બુરહાનપુરના ઓળખીતા મારફત અગાઉથી ગોઠવણ કરેલી તે મુજબ મુંબઈ અને એડનના પ્રખ્યાત વેપારી શેઠ હાવસજી દીનશા એડનવાળાની લૉંચ અમને સ્ટીમર આગળ તેડવા આવી (એડનમાં કિનારા સુધી સ્ટીમરો જઈ શકતી નથી.) બીજા ઉતારુઓ માટે સ્ટીમર તરફથી લૉંચની ગોઠવણ કરેલામાં આવી હતી. લૉંચમાંથી ઊતર્યાં ત્યાં એ જ શેઠની મોટર તૈયાર હતી. તેમાં બેસી રણનો મીઠો વીરડો (*Oasis of the desert*) જોવા ગયાં. કુદરતની આ અદ્‌ભુત કરામત છે. ચારે તરફ સૂકી વેરાન ધરતી, પાણીનું ટીપું કે ઘાસનું તણખલું ન મળે. પણ વચ્ચે આ લીલો કુંજર ભાગ, અને

પાણીનાં ઝરણાં ખળખળ વહે! કુદરતી લીલોતરી ઉપરાંત એક બાગ પણ બનાવવામાં આવ્યો છે. તેમાં જાતજાતનાં ઝાડ ને ફૂલ ઉગાડ્યાં છે. ઝરણાં પાસે ટાંકીઓ બનાવી ત્યાંથી નળવાટે આખા એડનને પાણી પૂરું પાડવામાં આવે છે. આ વીરડો શેખ ઓતોમાન કહેવાય છે. અહીં એક નાનું ગામડું વસ્યું છે.

શેખ ઓતોમાનથી અમે એડનની પ્રખ્યાત ટાંકીઓ જોવા ગયાં. બન્ને વચ્ચે અંતર ખૂબ છે. રસ્તામાં મુંબઈના શેઠ હુસેનભાઈ લાલજીનું મીઠાનું કારખાનું છે. એડન ટેકરાઓ ઉપર વસેલું હોવાથી રસ્તામાં ચઢાણ ઉતરાણ અને ઘાટની ટ્રેનના રસ્તા માફક ગુફાઓ આવે છે.

એડનની આ ટાંકીઓ કોણે બાંધી, ક્યારે બાંધી અને શા માટે બાંધી તે કોઈ હજી જાણી શક્યું નથી. વર્ષો ઉપર એક અંગ્રેજ અમલદારને એ માટીથી પૂરાઈ ગયેલી હાલતમાં અકસ્માત મળી આવી. એણે ખોદાવીને સાફ કરાવી. જમીનમાં વિશાળ ઊંડા ખાડા કરી તેની જમીન અને ભીંતો પથ્થરથી બાંધી લીધાં છે. અંદર ઊતરવાનાં પગથિયાં પણ છે. બે તરફ બબ્બે ટાંકી અને વચમાં પૂલ જેવો સાંકડો રસ્તો છે. એડનમાં પાણીની તંગી ખૂબ છે. વરસાદ ક્વચિત વરસે એકાદ વખત પડે છે. શેખ ઓતોમાનનો વીરડો તો એડનથી એટલો દૂર છે કે મોટરો કે નળની સગવડ ન હોય તે જમાનામાં એડનવાસીઓને એનું પાણી કાંઈ કામનું નહિ. તેથી જ્યારે વરસાદ પડે ત્યારે પાણી સંગ્રહી રાખવા માટે આ ટાંકીઓ કોઈ દૂરદૃષ્ટિ ધરાવનારે બાંધી હશે એમ અનુમાન કરી શકાય.

વેરાન એડનમાં કાંઈ જોવાનું નથી. સાહસિક ગુજરાતી, કચ્છી, વોરા વગેરે વેપારીઓ અહીં વસે છે. પણ સ્ટીમર લાંબો વખત રોકાતી ન હોવાથી કોઈનો સંપર્ક સાધવાનું બની શકતું નથી.

એડનથી નીકળી ત્રણ દિવસ પછી (તા. ૫મીએ) સુએઝ પહોંચ્યાં. જેમને ઇજિપ્તનું મુખ્ય શહેર કેરો જોવું હોય તેમણે અહીં ઊતરી જવાનું. મોટરમાં કેરો જઈ રાત્રે પાછાં પોર્ટ સૈયદમાં સ્ટીમર પર આવી જવાનું. ઘણાં મુસાફરો એ પ્રમાણે કેરો જોવા ગયાં. સુએઝના બંદરમાંથી નીકળી સુએઝની સાંકડી નહેરમાં બીજી સ્ટીમરોને માર્ગ આપવા રોકાતાં અમે ચાલ્યાં. એક તરફ એશિયા અને બીજી તરફ આફ્રિકા. એશિયા તરફનો કિનારો વેરાન છે; ત્યારે આફ્રિકા તરફનો કિનારો યુરોપિયનોએ ખૂબ રમણીય બનાવ્યો છે. શહેરો, બાગબગીચા, બાળકો માટે ક્રીડાંગણો, તરવા માટે નાનામોટાં તળાવો, ક્લબો એક પછી એક આવ્યાં જ જાય છે. યુરોપિયન પ્રજાની સુખસગવડ ભોગવવાની વૃત્તિ અને વિલાસપ્રિયતાનો પ્રત્યક્ષ નમૂનો અહીં દેખાય છે. પણ સાથે સાથે જંગલમાં મંગલ કરવાની એમની શક્તિનું પણ ભાન થાય છે જ.

સુએઝની નહેર વટાવી પોર્ટ સૈયદમાં ઊતરી ફરવા માટે બધાં જ મુસાફરો ખૂબ આતુર હતાં. પણ સાંકડી નહેરમાં જલદી આગળ વધવું બનવું મુશ્કેલ હતું. સાંજે પોર્ટ સૈયદ આવશે એમ ધારી બધાં તૈયાર થઈ બેઠાં અને જેમ રોકાણ થતું જાય તેમ સૌ અધીરાં થતાં જાય. આખરે ખબર પડી કે રાત્રે દસ વાગ્યા વગર પહોંચવું મુશ્કેલ છે. છતાં સમુદ્રને છોડી ધરતી પર પગ મૂકવાની લાલસા એટલી જ તીવ્ર રહી.

સાધારણ રીતે એડનથી પોર્ટ સૈયદ સુધી રાતા સમુદ્રમાં અસહ્ય તાપ હોય છે. અને રાત્રે કેબિનમાં તો ગુંગળાઈ જવાય એવી ગરમી લાગે છે. પણ આ વખત તદ્દન ઊલટું હતું. એડન છોડયા પછી ટાઢ વધતી ગઈ અને પોર્ટ સૈયદમાં તો એટલી બધી ઠંડી હતી કે ગરમ ઓવરકોટ પહેર્યા સિવાય ઊતરી શકાય જ નહિ.

પોર્ટ સૈયદની પ્રજા તો મુસાફરોને માલ વેચવા માટે જ જીવતી હોય એમ લાગે છે! આખી રાત્રે પણ દુકાનો ઝગઝગાટ દીવાથી શોભી રહી હતી. પાછળ પડવામાં મુંબઈના ક્રોફર્ડ માર્કેટના ફેરિયાને તો કયાંયે ટપી જાય તેવા ફેરિયા જાતજાતનો સામાન ખરીદવા ખૂબ આગ્રહ કરતા રોજે વળીને આવતા હતા. લેવાની ના કહીએ તેમ ભાવ ઘટાડતા જાય અને આગ્રહ વધારતા જાય. ગમે તેટલું પજવે પણ એ લોકો સાથે વિનયથી વર્તવું જ ડહાપણભર્યું છે. સહેજ પણ ગુસ્સો બતાવ્યાથી તેઓ આંખો ચડાવી લડવા તૈયાર થાય છે ને મોઢું બાંધીને મચાવે છે એનો ઘણાને અનુભવ થયેલો છે. આખી દુનિયામાંથી વીણીને એકઠા કરેલા દરેક પ્રકારના બદમાશો પોર્ટ સૈયદમાં વસે છે.

પ્રવાસીઓને મુખ્ય આકર્ષણ કરનાર દુકાન સાઈમન આર્ટઝનો ડીપાર્ટમેંટ સ્ટોર છે. મુંબઈની વ્હાઈટવે કંપની જેવી પણ ખૂબ મોટી સુસજ્જિત દુકાન દરેક પ્રકારના સામનથી ભરેલી છે. અહીં આયાત માલ પર જકાત ન હોવાથી દેશપરદેશથી મંગાવેલો માલ ખૂબ સસ્તામાં મળે છે. આને લીધે પોર્ટ સૈયદને *Heaven of purchasers* —ખરીદનારાઓનું સ્વર્ગ—કહેવામાં આવે છે.

રાત્રે બે વાગે પોર્ટ સૈયદથી ઊપડી ભૂમધ્ય સમુદ્રમાં દાખલ થયાં. ટાઢ હવે ખૂબ વધી હતી. બીજા દિવસની સાંજ સુધીમાં પવન એટલો ફૂંકાવા મંડયો કે બહાર તૂતકને બદલે બેઠકનો ઓરડો સર્વનું મિલનસ્થાન થઈ પડયો. સમુદ્રમાં એકાદ નાનું તોફાન પણ થયું.

આખરે તા. ૮મી મેની સવારે બન્ને બાજુ ઈટલીના ટેકરા જણાવા માંડયા, અને થોડીવારમાં વીસુવિયસના ધૂમાડાએ નેપલ્સના સાન્નિધ્યની ખબર આપી.

કેપરીનો બેટ પ્રથમ જણાયો અને પછી નેપલ્સ સ્પષ્ટ જણાવા લાગ્યું. લગભગ ૧૧ વાગે સ્ટીમર નેપલ્સ પહોંચી. પણ પાસપોર્ટ તપાસવાના વિધિમાં ઇટાલિયન પોલિસ ખાતાએ લગભગ બે કલાક લગાડયા એટલે ઊતરતાં એક વાગ્યો.

## ૨ ઇટાલી

### નેપલ્સ

૧૪ વર્ષ પછી મેં નેપલ્સમાં ફરી પગ મૂકયો એટલે બધું નવું જ લાગતું હતું. વળી ગઈ વખત તો બે કલાક શહેરમાં ફરી મુખ્ય રસ્તા જોયા હતા. વીસુવિયસ કે પોંપીઆઈ એકે જોયાં નહોતાં.

મુંબઈના શ્રી મહેરઅલી અમારી સ્ટીમરમાં હતા. અને પોર્ટ સૈયદથી ગુજરાત વિદ્યાપીઠના જૂના અધ્યાપક શ્રી મલકાણી અને એમના એક મિત્રનો પુત્ર દયાળ પણ અમારી સાથે થયા. અમે બધાંએ નેપલ્સ અને રોમ સાથે જોવાનું નક્કી કર્યું હતું.

નવા દેશમાં દાખલ થવાના ઘણા વિધિ કરવાના હોય છે. પાસે કેટલા પૈસા છે:

ઈટાલિયન કેટલા છે, અંગ્રેજી કેટલા છે એ બધું લખી આપવું પડે છે. વળી કસ્ટમમાંથી સામાન પસાર કરાવવાનો. પણ સારે નસીબે કસ્ટમવાળાને અમારા ચહેરા પરથી વિશ્વાસ આવ્યો હશે તે એકાદ પેટી ખોલીને સહેજ તપાસી અમને જવા દીધાં.

હોટેલની તપાસમાં ફરતાં હતાં ત્યાં અચાનક એક મદ્રાસીભાઈનો ભેટો થયો ને તેમની ભલામણથી હોટેલ ટરમિનસ નામની સુંદર હોટેલમાં મુકામ કર્યો.

સાંજના ફરવા નીકળ્યા અમે રસ્તાની બાજુના એક ખુલ્લા 'કાફે'માં ચા પીવા ગયાં. ઈંગ્લંડ સિવાય યુરોપના બધા જ દેશોમાં આવાં ખુલ્લાં કાફેનો રિવાજ હોય છે. અમને બેઠેલાં જોઈ કુતૂહલથી લોકો ટોળે મળ્યાં. રવિવારનો દિવસ એટલે રસ્તે ફરનારાં પુષ્કળ હતાં; તેથી ધીમે ધીમે ટોળું વધતું ગયું. ચા પી બહાર નીકળ્યાં તો આખું ટોળું પાછળ આવ્યું. જેમ આગળ જઈએ તેમ વધતું જાય. કેટલાક બૈરાંછોકરાં આવીને અમારી સાડીઓ તાણે! દુકાનોમાં ને ઘરની બારીએ ઊભેલા લોકો અંદરથી બીજાને બોલાવી અમને બતાવે! આડેઅવળે ગમે તે રસ્તે જઈએ પણ ટોળું પીછો છોડે નહિ. થોડીવાર રમૂજ લાગી પણ પછી તો કંટાળી ગયાં. ટ્રામમાં બેસવા માટે ઊભાં રહ્યાં તો ટોળાએ ચારે તરફથી ઘેરી લીધાં. પોલિસે આવી ધમકાવ્યાં ત્યારે જરાવાર ખસ્યાં પણ પાછું એનું એ. છેવટે અમારામાંથી થોડાં ટેક્સીમાં અને બાકીનાં ટ્રામમાં બેસી શહેરના મોટા બગીચામાં ગયાં. પણ ત્યાં પણ એ જ અનુભવ. ફરીએ કે બેંચ પર બેસીએ પણ ચારે તરફથી લોકોનાં ટોળાં ઘેરી લે. પોલિસની ધમકીની કોઈ અસર ન થાય. છેવટે ત્રાસી જઈ હોટેલમાં પાછાં ગયાં. યુરોપનાં અનેકાનેક શહેરો અને ગામોમાં ફર્યાં પણ નેપલ્સવાસીઓ જેવી જંગલી વર્તણૂક કોઈ ઠેકાણે જોઈ નહિ.

શ્રી મલકાણીના એક સિંધી મિત્રની નેપલ્સમાં દુકાન હતી. તેમની મારફત ટેક્સી ભાડે કરી બીજે દિવસે વીસુવિયસ અને પોંપીઆઈ જવા નીકળ્યાં. અમે આઠ જણ, નવમો ભોમિયો અને દસમો ડ્રાઈવર એટલે ટેક્સીમાં ખૂબ ભીંસાઈને બેઠાં. પણ વાતોમાં ને હસવા બોલવામાં વખત પસાર થતો હતો એટલે જગાની તંગી બહુ જણાતી નહોતી. રસ્તામાં પરવાળાના સામાનનું કારખાનું આવ્યું. પરવાળાં, શંખ અને દરિયામાંથી જડી આવતા રંગીન પથ્થરોમાંથી અનેક જાતની સુશોભિત વસ્તુઓ ત્યાં બનાવે છે. "ભોમિયાને હાથેકી ભૂલથાપ"માંના ભોમિયા પેઠે અમારો ભોમિયો પણ અમને અહીંથી માલ ખરીદવા આગ્રહ કરવા મંડ્યો. આવું સસ્તું શહેરમાં નહિ મળે એમ પણ કહ્યું. કોઈક એના કથનથી ભોળવાયા પણ ખરા!

# કલાનાં ષડ્અંગ

અંબાલાલ પુરાણી

**અ**ત્યાર સુધીમાં થયેલી શોધખોળ પ્રમાણે વાત્સાયનનાં કામસૂત્રો ઈ. સ. ત્રીજી સદીમાં રચાયાં. એમાં ચિત્રલક્ષણનો અધ્યાય આવે છે જેમાં ચિત્રકળાનાં છ અંગો ગણાવ્યાં છે. કોઈ પણ કલા એ રીતે પોતાના સિદ્ધાંતો અને વ્યવહારને શાસ્ત્રના રૂપમાં રજૂ કરી શકે તેને માટે ઓછામાં ઓછો હજાર–પાંચસો વર્ષનો ગાળો લાગે છે. હિંદમાં કળાનો આરંભ તો છેક ઉપનિષદ્ અને કેટલાકના મતે છેક વેદના સમય સુધી લઈ જઈ શકાય તેમ છે. એ વિષે સૌંદર્યનાં તત્ત્વોના પ્રકરણમાં વિસ્તારપૂર્વક ચર્ચા કરીશું. એટલે અહીં તો એટલું જ કહીને સમાપ્ત કરીશું કે બુદ્ધ પહેલાંનાં સંસ્કૃત સાહિત્યમાં એટલે કે ઈ. પૂ. છઠ્ઠી સદીના પહેલાના સાહિત્યમાં ચિત્ર વગેરે કળાઓનો ઉલ્લેખ આવે છે. ત્યાર પછી વિનય પીટકનાં પાલી સાહિત્યમાં એટલે કે ઈ. પૂ. ત્રીજી અને ચોથી સદીમાં ચિત્રાગારોનો ઉલ્લેખ મળે છે. ૧૭મી સદીમાં થયેલ ટિબેટનો ઇતિહાસકાર તારાનાથ હિંદની કલા ગૌતમ બુદ્ધની પૂર્વે પણ હતી એવો ઉલ્લેખ કરે છે. એટલું જ નહિ પરંતુ સમ્રાટ અશોક (ઇ. સ. પૂ. ૨૫૦) અને નાગાર્જુનના (ઈ. સ. પૂ. ૨૦૦) સમયમાં એ કલાઓનો ઘણો સારો પ્રચાર હતો એમ લખે છે. સૌંદર્યનાં તત્ત્વોના પ્રકરણમાં આપણે એ પણ સ્પષ્ટ કર્યું છે કે સૌંદર્ય અને કલાની વિવેચના ખરું જોતાં લલિતકલાઓને જ લાગુ નથી પડતી પરંતુ કાવ્યથી માંડીને સર્વે કલાઓને સામાન્ય છે. એટલે લલિતકલાઓના ષડંગની સમાલોચના કરતાં પણ આપણે કલામાત્રનાં સામાન્ય તત્ત્વો અને દૃષ્ટિબિન્દુઓનો ઉપયોગ કરવો યથાર્થ છે. પ્રજાની સંસ્કૃતિ એ સજીવ વ્યક્તિતાવાળી સત્તા હોઈ કોઈ પણ સંસ્કૃતિનાં અંગો હંમેશાં પરસ્પર સંકળાયેલાં જ હોય છે. એટલે મીમાંસા કે કાવ્યમાં, રસમાં કે સૌંદર્યમાં, જે સિદ્ધાંતો સ્વીકારાય છે તે સર્વે કલાઓને સામાન્ય હોવા જોઈએ અને હોય છે. ષડંગનાં વિવેચનનો આરંભ કરતાં પહેલાં હિંદનાં પડોશી ચીનમાં પણ કલાનાં ૭ અંગો ઈ. સ.ની પાંચમી સદીમાં પુસ્તકાકારે રજુ થયેલા જણાય છે, તેનો ઉલ્લેખ અહીં કરવો જોઈએ.

કહેવાનો ભાવાર્થ એ નથી કે ચીનની કલામાં જે ષડંગનો સ્વીકાર થયો તે તેણે હિંદમાંથી ઉછીનાં લીધાં હતાં. પરંતુ હિંદની કલાની અસરને પરિણામે ચીનમાં એ શાસ્ત્રનો આરંભ અને વિકાસ સ્વતંત્રપણે થયો હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી. કારણ કે સમગ્ર દૃષ્ટિએ જોતાં રસ, કલા, સૌંદર્ય વગેરેની મીમાંસા અને વિવેચના જેટલી હિંદમાં થઈ છે તેટલી ચીનમાં થયેલી દેખાતી નથી.

ઉપરાંત સમરાંગણ સૂત્રધાર નામનાં બૌદ્ધ પુસ્તકમાં ૭ ને બદલે કલાનાં આઠ અંગો * ગણાવ્યાં છે તેની નોંધ પરિશિષ્ટમાં આપી છે:

---

* ૧: ષડંગ

નોંધ એ શ્લોક વાત્સાયન કામસૂત્રની ટીકા લખનાર યશોધરનો મનાય છે. એનો સમય હજી સુધી નિશ્ચિત થયો નથી. પરંતુ એટલું નક્કી છે કે ઈ. પૂ. ના કાળમાં પણ ચિત્રનાં લક્ષણ જાણીતાં હોવાં જોઈએ. કારણ કે પાણીનીનાં સૂત્રમાં સાદૃશ્યનો દાખલો

रूपभेद प्रमाणानि भावलावण्ययोजनम् ।
सादृश्यं वर्णिकाभंग इति चित्रषडंगकम् ॥

સિદ્ધાંતની દૃષ્ટિએ "સાદૃશ્ય" અને "પ્રમાણ" પહેલાં લઈ શકાય. ચિત્રમાં સાદૃશ્ય હોવું જોઈએ એનો અર્થ શો? એનો અર્થ એવો ખરો કે જે પદાર્થ ચીતરવામાં આવ્યો હોય તેની અને મૂળ પદાર્થની વચ્ચે સરખાપણું હોવું જોઈએ! આ સ્વીકારીએ તો ચિત્ર એટલે પ્રકૃતિની અનુકૃતિ, જેવું હોય તેવું આબેહુબ રજુ કરવું, એનો જ સિદ્ધાંત ઠરે. સમસ્ત આર્યકલાના નમૂના જોતાં તેનો આદર્શ પ્રકૃતિનું અનુકરણ કરવું એવો જણાતો નથી. શિલ્પીએ કેવી રીતે રૂપ સર્જવું એ વિષે શુક્રનીતિ વગેરે પ્રમાણ ગ્રંથોમાં જે સૂચના આપવામાં આવી છે તે ઉપરથી તો સ્પષ્ટ જણાય છે કે આ સાદૃશ્ય રૂપના બાહ્ય આકારમાં કે તેની રજુઆતમાં યા તો અનુકરણનું નહિ પરન્તુ શિલ્પીના અંતરમાં જે રૂપ હોય તેની અને તે જે રૂપ સર્જન કરે એ બેની વચ્ચે સાદૃશ્ય હોવું જોઈએ એમ લાગે છે.

---

સમજાવવા માટે ચિત્રનો ઉલ્લેખ જણાય છે. ચિત્રનાં જે ષડંગ અહીં નોંધવામાં આવ્યાં છે તે કોઈ મુખ્ય શાસ્ત્રનાં પેટા શાસ્ત્ર તરીકે નહિ પરંતુ ચિત્રનાં જ પોતાનાં અંગો સમજવાનાં છે એટલે કે ચિત્રની રચનામાં આ છયે અંગો આવશ્યક છે. રૂપભેદ એનો અર્થ પ્રતિરૂપનાં વિશિષ્ટ તત્ત્વોનું જ્ઞાન અને આલેખન સમજવાનું છે. "ભેદ" શબ્દ આ ઠેકાણે "પ્રકાર અથવા તો વિવિધતા સ્પષ્ટ કરનાર તત્ત્વ" એવા અર્થમાં સમજવાનો છે. કેટલાક વિવેચકો "રૂપ" એટલે "સુંદરતાનું તત્ત્વ" એવો અર્થ લઈને પ્રત્યેક રૂપનાં સૌંદર્યને પરિસ્ફુટ કરવાના કાર્યને રૂપભેદ કહે છે. પ્રતિરૂપની વિશિષ્ટતાનું આલેખન એ રૂપભેદનું મુખ્ય કાર્ય ગણી શકાય.

૨. પ્રમાણાનિ

એટલે કે જુદી જુદી જાતનાં શાસ્ત્રવિહીત પ્રમાણો. કારણકે જે પ્રકારની છબી ચીતરવાની હોય તે પ્રમાણે જુદાં જુદાં લેવાં પડે છે. આ પ્રમાણમાં કેવળ શારીરિક માપ, લંબાઈ, પહોળાઈ અને મતતા જ નહિ પરંતુ ક્ષય અને વૃદ્ધિ (એટલે કે પદાર્થોના ભાગોનું તે જ પ્રમાણે દેખાવું અથવા તો દશ્ય થવું) એ પણ પ્રમાણમાં આવી જાય છે.

૩. ભાવયોજન

ભાવ એટલે ચિત્તની વૃત્તિઓ. અને એ ચિત્તની વૃત્તિઓના પરિણામે શરીરનાં અવયવો ઉપર વિકારો જણાય છે તે. ભાવનો આવિષ્કાર ભાવુકના મનમાં ઉત્પન્ન થયેલ રસની અનુભૂતિના ઉપર આધાર રાખે છે. એટલે ભાવના આયોજન માટે રૂપને યોગ્ય સ્થિતિમાં આલેખવું જોઈએ.

૪. લાવણ્યયોજન

લાવણ્યને સમજાવવા માટે ઘણી વાર મોતીનું પાણીદારપણું એ તેનું લાવણ્ય ગણાય છે.

૫. સાદૃશ્ય

સાદૃશ્ય ખરું જોતાં દૃશ્યમાંથી આવે છે. દૃશ્ય અને અદૃશ્ય વચ્ચે ભેદ આંકવાનો છે.

આ મુદ્દો વધારે સ્પષ્ટ કરવા માટે આપણે સાહિત્યમાં સાદૃશ્યનું સ્થાન, તેનો અર્થ, અને તેની ચર્ચાનું અવલોકન કરવું પ્રાપ્ત થાય છે. સાહિત્યમાં સાદૃશ્યનો અર્થ સરખાપણું થાય છે. એ સરખાપણું પ્રગટ કરવા માટે ઉપમા અને રૂપક બે અલંકારો વપરાય છે. ઉપમાની વ્યાખ્યા સાદૃશ્યમાન ભેદે એટલે કે ભેદ હોવા છતાં કોઈક એવા સાદૃશ્યનું દર્શન કે જે સાદૃશ્ય તે પદાર્થનું લક્ષણ બની શકે. "પુરુષસિંહ જેવો છે" એ ઉપમામાં પુરુષ અને સિંહ વચ્ચેનું સાદૃશ્ય એના આકારમાં નથી પણ ગુણમાં છે. અને પુરુષનો પ્રધાન ગુણ પ્રગટ કરવા માટે કવિ આ સાદૃશ્યનું દર્શન કરે છે. આ ઉપરથી એટલું તો જણાશે કે કલામાં જે સાદૃશ્યની અપેક્ષા છે તે વસ્તુઓના બાહ્ય સ્વરૂપનો નહિ પરંતુ આંતર સ્વરૂપનો જ ઉલ્લેખ કરે છે. અર્થાત્ "શિષ્ય અગ્નિ જેવો છે," "માણસ બગલ જેવો છે" વગેરે ઉક્તિઓમાં કોઈક વિચાર અને વસ્તુ, ચારિત્રનો કોઈ ગુણ અને પ્રત્યક્ષ વ્યક્તિ એ બે વચ્ચે સરખાપણું છે, તદાકારતા છે, એમ કહેવાનો ભાવાર્થ હોય છે. આવી રજુઆતના મૂળમાં કોઈ વિચાર, કોઈ ભાવ, કોઈ ગુણ યા તો કોઈ આદર્શ જ હોય, અને પદાર્થોના સ્થૂળ આકાર કે સ્થૂળ તત્ત્વો સરખાં હોઈ શકે જ નહિ.

હવે આપણને જણાશે કે કલામાં જે સાદૃશ્યની અપેક્ષા રાખવામાં આવે છે તે સાદૃશ્ય મનોગત છે, મનોગ્રાહ્ય છે; ઈન્દ્રિયગ્રાહ્ય કે વસ્તુગત નથી. આ દૃષ્ટિએ જોતા જતાં કેવળ બાહ્ય સ્વરૂપ સ્થૂળ આકારનું અનુકરણ કલા નથી. એટલું જ નહિ પરંતુ ઉત્તમોત્તમ કલાની દૃષ્ટિએ એ બાહ્યરૂપ એક રીતે જોતાં કેવળ અવાસ્તવિક નહિ તો પણ ગૌણ તો જરૂર થઈ રહે છે. કોઈ અસાધારણ શક્તિ યા તો માનવતાથી પર ગુણ કે ગુણના સમૂહને વ્યક્ત કરવા માટે જે જાતની સત્તા હોવી જોઈએ તે રજૂ કરવા માટે અનેક અવયવોનો ઉપયોગ કરવામાં આવે છે.

---

દૃશ્ય પદાર્થો એટલે કે પ્રકૃતિમાં પ્રત્યક્ષ દેખાતા કે પછી કલ્પના, આગળ પ્રત્યક્ષ થતા પદાર્થો. આ રીતે જોતાં સ્થૂલ કે સૂક્ષ્મ દૃષ્ટિ વડે જોતાં પદાર્થનું અસદ્ સ્વરૂપ નહિ પરંતુ તેનું દૃશ્ય થનાર સ્વરૂપ જ જોઈ શકાય છે. એવા સ્વરૂપનાં દૃશ્યપણાને ચિત્રમાં રજુ કરવું એનું નામ સાદૃશ્ય. આ રીતે ફોટોગ્રાફ કેવળ નકલ ગણાય જ્યારે હાથથી આંકેલી માણસની છબી તેનું બહારનું સ્વરૂપ રજુ કરે છે છતાં નકલ નથી હોતી પરંતુ સાદૃશ્ય-સર્જકના મન પર આપની પ્રતિકૃતિ–રજુ કરે છે.

૬. વર્ણિકાભંગ

એટલે કે રંગનો પ્રયોગ. વિષ્ણુધર્મોત્તર પુરાણના ત્રીજા ભાગ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ચિત્રકલાનો હેતુ કદી પણ નકલ કરવાનો નહિ પરંતુ કેટલાક નિયમોને આધારે નવીન સર્જન કરવાનો હતો. વળી રસશાસ્ત્રના અને કલાની ઉન્નતતાના વિચારો સાહિત્યમાં સ્વીકૃત હતા તેના તે જ કલામાં પણ હતા. એટલે સૌંદર્યના તત્ત્વનું સ્પષ્ટીકરણ કરવામાં કલા અને સાહિત્ય બન્નેને સાથે લેવાં જોઈએ. આ રીતે હિંદનું અલંકારશાસ્ત્ર કલાની વિવેચના માટે ઉપયોગી સાધન છે.

હિંદની કેટલીક મૂર્તિઓમાં જે અનેક અંગોની ઘટના જોવામાં આવે છે તેમાં આ પ્રકારનું આંતર સાદૃશ્ય સંચવાયેલું હોય છે એ ધ્યાનમાં રાખવું જોઈએ. ખરું જોતાં એવી મૂર્તિ એકી વખતે સમગ્ર જોવી જોઈએ. એનાં અંગો પ્રત્યંગો શરીરરચના પ્રમાણે નહિ પરંતુ આદર્શના દર્શનની દૃષ્ટિએ બંધબેસતાં છે કે નહિ તે આપણે જોવું જોઈએ. મૂર્તિનું વિધાન શારીરિક ધર્મો બજાવવાની દૃષ્ટિએ નહિ પરંતુ કોઈ દિવ્ય પ્રવૃત્તિ, દેવ કે દેવીનું કોઈ વિશિષ્ટ સ્વરૂપ રજુ કરવાની દૃષ્ટિએ થયેલું હોય છે. શિલ્પીએ પોતાના અંતરમાં જે મૂર્તિનું દર્શન કર્યું હોય છે તેને સ્થૂળ વસ્તુનો આશ્રય લઈને તે રજુ કરવાનો પ્રયત્ન કરે છે. અને જો એની કલા સફળ હોય તો એ મૂર્તિનાં જુદાં જુદાં અંગ પ્રત્યંગો, અનેક મસ્તકો અને અનેક હસ્તો વગેરે એક બીજા જોડે અસંબંધ હોઈ રૂપની એકતાનો ભંગ કરતાં નથી પરંતુ સમગ્ર મળીને એક પ્રકારનું સામંજસ્ય, એક પ્રકારનો સંવાદ રજુ કરે છે. અવયવો વચ્ચે એવી અસંબદ્ધતા હોય તો તેને કલા ભાગ્યે જ કહેવાય. મૂર્તિના અવયવોનો સંબંધ આ રીતે સ્થૂલ દેહના ધર્મોનું આચરણ કરવાની દૃષ્ટિએ જોવાનું નથી. એ સંબંધ ખરું જોતાં મનોગત હોય છે.

આ જ સિદ્ધાંત પ્રાકૃતિક દૃશ્યોને પણ લાગુ પડે છે. ચીનની કલામાં પણ આજે આદર્શનું પાલન આવશ્યક ગણાય છે. જીવનમાં થતી આત્માની ગતિને કલાએ રજુ કરવી જોઈએ એમ ચીનમાં મનાય છે. તેઓ એમ પણ કહેતા કે સ્વાભાવિક આકાર વડે દિવ્યતાને રજુ કરો. વળી કોઈ ચિત્રમાં રૂપનું અનુકરણ સફળ થયું હોય ત્યારે તેઓ કહેતાઃ "રૂપમાં સરખાપણું હતું પરંતુ અભિવ્યક્તિ નિર્બળ હતી."

वागर्थाविव संपृक्तौ............

વાચા અને અર્થની પેઠે સંયુક્ત—અવિભાજ્ય—એવો સાહિત્યનો આત્મા હોય છે તેમ કલામાં આંતર અને બાહ્ય, સૂક્ષ્મ અને સ્થૂળ તત્ત્વો મળીને કલાનો દેહ ઘડાય છે.

**પ્રમાણ**

પ્રમાણ એટલે અમુક વસ્તુ બરાબર છે, ઉચિત છે એવી પ્રતીતિ એનું નામ પ્રમાણ. એના ઉપરથી એવી પ્રતીતિ કરવાનું ધોરણ એ "પ્રમાણ" એમ કર્યું. ખરું જોતાં આ પ્રમાણે કેવળ કલામાં જ નહિ પરંતુ નૈતિક, માનસિક અને વ્યાવહારિક બધાં જ ક્ષેત્રોમાં આવશ્યક મનાય છે. જ્ઞાનના ક્ષેત્રમાં આપણી જ્ઞાનપ્રાપ્તિની સચ્ચાઈની સાબીતીનાં ધોરણને કે સિદ્ધાંતોને પ્રમાણ કહેવામાં આવે છે. વર્તનમાં અને વ્યવહારમાં કર્મો કરવાના ધોરણને નૈતિક પ્રમાણ કહેવામાં આવે છે. આ પ્રમાણ ઘણુંખરું અનેક પ્રયોગોને અંતે સ્થાપિત નિયમોનું રૂપ લે છે. એ રીતે પરંપરાગત પ્રણાલીનાં પ્રમાણ નિશ્ચિત થાય છે. દેવમૂર્તિનું કદ કેટલું હોય, કેટલું તે નક્કી થઈ જાય છે. અને આ પ્રમાણ પણ શિલ્પીએ પોતાની સ્થૂળ વેડ નહિ પરંતુ આંતર દૃષ્ટિ અને મન વડે માપવાનું હોય છે. આ રીતે પ્રમાણમાં શરીર-પરિદર્શન (પરિપ્રેક્ષણ), અવયવોનું પ્રમાણ વગેરે આવી જાય છે. પરંતુ ખરું તો કલાદૃષ્ટિએ રૂપની યથાર્થતાની પ્રતીતિ કરાવવી એમાં પ્રમાણનું સાર્થક્ય છે. સમુદ્ર આપણી દૃષ્ટિને અપરિમેય દેખાય છે. એને કાગળની કાપલી ઉપર શી રીતે મૂકવો, આખો કાગળને ભૂરા રંગથી રંગી દઈને આપણે આ સમુદ્ર છે એમ કહીએ

તો કોઈ ગાંડામાં ગણી કાઢે. કારણકે ભૂરા ચીથરા જેવા કાગળના ટુકડામાં સમુદ્રની ગહનતા અને અપરિમેયતા જે આપણી દષ્ટિ સમક્ષ અને દષ્ટિની પાર પણ આવી રહેલી હોય છે તેનો એ કાગળ આપણને જરાય ખ્યાલ આપી શકશે નહિ. એટલે આપણા મનની પ્રમાણશક્તિ આપણી મદદે આવે છે. પ્રથમ તો સમુદ્રના અગાધ પટને આકાશ અને કિનારા વચ્ચે મૂકી તેનું માપ કાઢે છે. હવા અને પૃથ્વી વચ્ચે સમુદ્રે કેટલી જગ્યા રોકવી એ એ શક્તિ નક્કી કરે છે. ત્યારપછી સમુદ્રકિનારાના રેતાળ પ્રદેશના રંગ અને આકાશનો સુવર્ણમય તેજથી ભરેલા પ્રદેશના રંગ વચ્ચે તે ભેદ પાડે છે. એટલું જ નહિ પરંતુ પ્રત્યેક રંગનું આછા અગર ઘેરાપણું પણ નક્કી કરે છે. આમ કોઇ પણ વસ્તુનાં રૂપ અગર રંગ કેવળ નહિ પરંતુ તેના આકાર, કદ અને પ્રમાણ, તેની ગતિ અને સ્થિરતા વગેરે સઘળાનું માપ એ શક્તિ કાઢે છે. અદ્ભુત શિલ્પકૃતિ તાજમહાલની ખૂબી તેના પ્રમાણમાં રહેલી છે. એ પ્રમાણ વગર શહેનશાહ શાહજહાનનું પ્રણયસ્વપ્ન આવી મનોહરતા ધારણ કરી શકત નહિ. પોતાની જાળમાં બેસીને કરોળીઓ કયે સ્થળે કેવા પ્રકારનું જંતુ આવેલું છે તથા જાળ ભાર ઝીલી શકશે કે નહિ વગેરે માહિતી મેળવે છે તેમ માનવ મનમાં રહેલ પ્રમાણશક્તિ પણ કોઈ પણ પદાર્થ તેની સમીપ આવતાં તેને વિષે સર્વ માહિતી આપવા માટે છે.

## રૂપભેદ

રૂપભેદ એટલે જુદાં જુદાં રૂપનું, તેમની વિશિષ્ટતાઓનું અવલોકન અને નીરૂપણ. એક જ પ્રકારનાં રૂપમાં પણ પ્રત્યેક વ્યક્તિરૂપની વિશિષ્ટતા શામાં રહેલી છે તે જોવું અને વ્યક્ત કરવું એ પણ રૂપભેદમાં આવે છે. માનવ સમગ્ર જીવન એક રીતે જોવા જતાં રૂપના પરિચયમાં જ ગાળે છે. છતાં રૂપ જોવાની દષ્ટિ ઘણા ઓછા માણસોને હોય છે, અને ઘણા ઓછા પ્રાપ્ત કરે છે. એક જ વસ્તુનું વર્ણન બે માણસો કરશે તો તેમાં આપણને જરૂર ભેદ જણાશે. સાચો શિલ્પી હોય છે તેની ઈન્દ્રિયો સામાન્ય માનવના કરતાં ઘણી સૂક્ષ્મગ્રાહી અને શીઘ્રગામી હોય છે. પોતાના કરણને એ પ્રમાણે કેળવ્યા વગર ઉચ્ચમાં ઉચ્ચ શિલ્પનું કાર્ય થઈ શકે નહિ. એકલો નેત્રનો અને દષ્ટિનો દાખલો લઈએ તો આપણને જણાશે કે નેત્રોમાં અપાંગ, વિચારગ્રસ્ત, અધોનત, શૂન્ય, આશ્ચર્યરતબ્ધ, વિલક્ષ, નિરાશ, ખાલી, તીક્ષ્ણ, ઝીણી, મોટી, હરણના જેવી, શિયાળના જેવી, મત્સ્યના જેવી વગેરે અનેક પ્રકાર હોઈ શકે છે. જેમ વાળમાં પણ વાંકડીઆ, ગુંચવાયેલા, તાર જેવા, સોનેરી, કાળા, મેંદીના રંગના, ભારા જેવા એમ અનેક પ્રકાર હોઈ શકે છે.

માણસના શરીરની રજુઆતમાં પણ ચિત્રકારોએ અવલોકન કરતાં જુદા જુદા પ્રકારો પાડયા છે. જેવા કે હ્રસ્વ, દીર્ઘ, સ્થૂલ, શુક્લ, કૃષ્ણ, રક્ત, પીત, કઠીન, ચીક્કણ, મૃદુ, દારુણ વગેરે. આ રૂપ જોનાર શિલ્પીનું અંતર છે એ મુદ્દો આપણે કંઈક વધારે સ્પષ્ટતાથી વિચારીશું. માનવ માત્રની સ્થૂલ ઇન્દ્રિયો તો બાહ્ય પદાર્થનું એક જ પ્રકારનું જ્ઞાન મેળવવાની. મોટું, નાનું, જાડું, પાતળું સર્વને એક સરખું જણાવાનું. ધારો કે તમે કે હું કે રસ્તે જતો માણસ એક સ્ત્રીને જોઈએ છીએ તો આપણે નરી સ્થૂલ દૃષ્ટિએ એક જ રૂપને જોઈશું. એનું આલેખન ચિત્ર દ્વારા કરતાં એક જ પ્રકારનું થશે. પછી તે ગમે તે કરે.

હવે ધારો કે ચિત્રના આલેખનમાં પાણીઆરી પ્રસાધન કરતી કોઈ સ્ત્રી કે બાળકની સંભાળ લેતી માતા આલેખવાનો પ્રયત્ન કરતાં જો કેવળ સ્થૂલ દૃષ્ટિથી જ રૂપનું આલેખન કરવામાં આવશે તો તે ચિત્રમાં એક જ પ્રકારની સ્ત્રી જણાવશે. ચિત્ર જોઈને કોઈ એમ નહિ કહી શકે કે પાણીનું બેડું લાવનાર પાણીઆરી નોકર છે અથવા તો ઘરમાં શણગાર કરનાર સ્ત્રી માલિક છે. કદાચ કોઈ ચિત્રની તળે પાણીઆરી, પુત્રી, માતા, એમ લખે તો પણ બાળકની સંભાળ રાખનાર દરેક સ્ત્રી માતા નથી હોતી. આયા પણ તે કામ કરે છે. વાળ ઓળનાર સ્ત્રી પુત્રી હોય એવો નિયમ નથી. પાણી લાવનાર સ્ત્રી નોકર હોવી જોઈએ એમ પણ નથી. કારણ કે ગરીબ કુટુંબની કુલવધૂ પણ પાણી ભરવાનું કામ કરે છે.

ચિત્રકાર કદાચ એક સ્ત્રીને ગરીબાઈને છાજે એવાં કપડાં પહેરાવીને નોકરનો ખ્યાલ આપવાનો પ્રયત્ન કરી શકે. પરંતુ માતાને તે કેવી રીતે આલેખી શકે? એમાં એકાદ સ્ત્રીને બાળક વળગાડી દેવાથી મા ચીતરી છે એમ કહી શકાય નહિ. અને ગરીબાઈનાં કપડાંવાળી સ્ત્રી નોકર હોવી જોઈએ એવો ક્યાં નિયમ છે? એટલે કલાવિધાન કરવામાં નરી આંખ —નરી ઈંદ્રિયોનો—ઉપયોગ કરવાથી સ્થૂલ રૂપ જોઈ શકાશે પરંતુ એ રૂપના આત્માને નહિ જોઈ શકાય. રૂપનાં એ સત્યને, રૂપનાં એ આત્માને પામી તેનું આલેખન કરવું એ રૂપભેદમાં આવશ્યક છે. એ ભેદ જોનાર ખરી ઇન્દ્રિય મન છે. મનની એ દૃષ્ટિને બંધ રાખીને કેવળ ચર્મચક્ષુ ઉપર આધાર રાખી રૂપનું આલેખન કરવું એને કલા ન કહી શકાય.

રૂપભેદમાં જેમ શિલ્પીના કરણની સૂક્ષ્મ ગ્રાહ્ય શક્તિ આવશ્યક છે, તેની સાથે એ પણ ધ્યાન રાખવું આવશ્યક છે કે રૂપભેદ કરનાર આખરનું કરણ મન એટલે આગળ જે આપણે જણાવી ગયા કે ચિત્રકળાનો અસલ વ્યાપાર શિલ્પીના અન્તરનો વ્યાપાર છે એ રૂપભેદમાં પણ લાગુ પડે છે. દાખલા તરીકે, ચિત્રકાર આખલો કે પક્ષી ચીતરે છે તે શેરીમાં ફરતો આખલો કે ઝાડ ઉપર બેઠેલો કાગડો નથી હોતો. એ ચિત્રકારનો એટલે કે ચિત્રકારના માનસિક પ્રતિકાર્ય સહિત રજુ થયેલું એક પ્રાણી છે. કદાચ એ રૂપની અંદર શિલ્પીના હૃદયની સહાનુભૂતિ અથવા તો બીજી કોઈ વૃત્તિ નિઃસંશય ભળેલી જણાશે. એક દૃષ્ટિએ જોતાં એટલે સુધી કહી શકાય કે માનવની ચેતનાની એકેએક ભૂમિકા ઉપર વસ્તુઓ, પદાર્થો અને પ્રાણીઓ એટલે કે જગત જુદું જુદું રૂપ ધારણ કરે છે. શિલ્પી પોતાની ચેતનાના જે સ્તર ઉપરથી પદાર્થને જુએ છે તેવું તે નિહાળે છે. એટલે બાહ્ય પદાર્થ એક છતાં તેનું રૂપનીરૂપણ જુદી રીતે હોઈ શકે.

રૂપભેદ કરવાની શક્તિ એક રીતે જોતાં શિલ્પીની અતિ અગત્યની શક્તિ છે. પદાર્થ અને પોતાની વચ્ચે જેટલા પ્રમાણમાં શિલ્પી એકતા અનુભવી શકે છે તેટલા પ્રમાણમાં એ રૂપના સત્યને અને એ સત્યને રજુ કરે તેવાં કલાસર્જનને તે પહોંચી શકે છે. કેટલાક તો એટલે સુધી કહે છે કે જ્યાં સુધી શિલ્પી પોતે માનસિક રીતે પદાર્થ સ્વરૂપ બને નહિ ત્યાં સુધી સાચું કલાસર્જન કરી શકે નહિ. પોતાના શિકાર પર ધસવાને તત્પર સિંહ, રસ્તો ભૂલેલી ગાય, શોકાર્ત જલસ્રોત, ભયથી દોડતો હરણ, એ વગેરે માનસિક પરિસ્થિતિઓ રજુ કરવા માટે કંઈક અંશે શિલ્પીએ પોતાની કૃતિ સાથે તાદાત્મ્ય સાધવું જોઈએ એટલું તો સત્ય છે. આપણે આગળ જોઈ ગયા કે રૂપ વિના આવિર્ભાવ નથી. वायुर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बहिश्च । રૂપ અનંત છે.

અપૂર્ણ ]

# અનવસરે

અમીદાસ કાણી

વિશ્વવિનાશક વિષ પ્રવાતે,
નભમંડલ ધૂમ્રે ધૂંધવાતે,
ઘોર આ ઘાટે, વિજન વાટે,
રક્ત ઉછાળતી માઝમ રાતે,
લેરુ ! મારે કંઠ રૂંધાતે
કેમ કહે ગાવું ગાણું ?
આજ નથી એ ટાણું.

કાળકડાકે અંબર ફાટે;
ચોદશ આગશિખા ચગી ચાટે.
ખંડેર ખાંડવ, મોતનાં તાંડવ;
ઘોર કોલાહલના ઘુઘવાટે,
કાળજાં કંપે જ્યાં થથરાટે,
સ્થિર મળે ના થાણું.
કેમ સૂઝે કહે ગાણું ?

આગ ઓલાશે, પંક ધોવાશે,
જીવન જાગશે અભિનવ આશે
ત્યારે તારે મંગલ દ્વારે
વિશ્વ નવું રચવા વિશ્વાસે,
ઊગશે જ્યારે પુણ્ય પ્રકાશે
નવલ યુગનું વ્હાણું,
ગાશું મળી તે દી ગાણું.

*

# " — હેમન્તની શર્વરી "

[ તાજેતરમાં અમદાવાદમાં ભરાયેલ લેખક-મિલન પ્રસંગે તા. ૨૫-૧૨-૪૫ ના રોજ થયેલી પાદપૂર્તિમાંથી બીજી કડિલી કેટલીક પાદપૂર્તિઓ. ]

અંકે આંતર હુંફથી ભરીભરી, રૂપે હિમાચ્છાદિતા;
હૈયે નૂતન ચેતને પુલકતી, ઊર્મિગના વ્યંજિતા;
નાના વેશ સજે, તજે, નવ ભજે, માયા મહા અપ્સરી,
ના ના; વત્સલ શક્તિ એ ભગવતી હેમન્તની શર્વરી.

દેશળજી પરમાર

ચાલી છે જ ગઈ બહુ ગગડતી વર્ષાની વિદ્યુત્ઝડી;
ને, આવેલ નથી હજી શિશિર યે, ઉષ્મા વિનાની જરી.
મીઠું બે સખીઓ તણું મિલન આ; નીલી શરદ્ નિર્મળી,
સંગે, સૌમ્ય, પ્રશાન્તતાભરી સુહે હેમન્તની શર્વરી.

પ્રજારામ રાવળ

રિસાયાં નવદંપતી હૃદયના રાગે ભરેલાં નવા
માન્યાં આપસમાં નહિ, ઝગડતાં સંધ્યા સુધી તો રહ્યાં
હાર્યો મન્મથ યે ધનુષ્ય નિજનું ફેંકી દીધું ક્રોધથી
જીતી કિન્તુ ગઈ તહીં રમતમાં હેમન્તની શર્વરી.

સનાતન્

આંટા મારી દુખી ગયા ચરણ ને ચિત્તે અતિ વ્યગ્રતા,
લાંબી રાત પૂરી થતી કયમ નથી હેમન્તકુમારની ?
" કન્યા છે કુલદીપિકા ", દિન ઉગે બોલી પરીચારિકા,
પાડ્યું નામ સ્મરી મહામન-વ્યથા 'હેમન્તની શર્વરી '.

વિનોદિની નીલકંઠ

સૌન્દર્યાન્વિત શોભતી મૃદુ લતા, વીરત્વ સાથે ભળી,
કીધું વિસ્મિત હિંદને, જગતમાં સ્થાપી પ્રતિષ્ઠા અતિ;
ઉચ્ચારી 'જય હિન્દ ' સૂત્ર ગરવું લક્ષ્મી જયશ્રી સમી
જાણે હાક ધ્રુજાવતી, ભભકતી, હેમન્તની શર્વરી.

વિદ્યાબહેન નીલકંઠ

卐

# ઓગણીસમી સદીને અંતે અને આજે

વિઠ્ઠલદાસ કોઠારી

સ્વ. રમેશચંદ્ર દત્તે સને ૧૯૦૦ના અરસામાં પોતાના બે ગ્રંથો (*Economic History of British India*)માં હિંદની જે સ્થિતિ રજૂ કરી છે, તેમાં લગભગ ચાલીસ વરસ વીત્યા બાદ શો ફેર પડ્યો છે, તે જોવા જેવું છે. નીચેના આંકડા તે દર્શાવે છે. છેલ્લું વિશ્વયુદ્ધ શરૂ થયા પછી કેટલીક બાબતોમાં મોટા ફેરફારો થઈ ગયા છે એટલે, તાજા આંકડા લેવાને બદલે ૧૯૩૮–૩૯ની આસપાસના આંકડા સરખામણી માટે લીધા છે.

| | ૧૯૦૧ | | ૧૯૩૮–૩૯ | નોંધ |
|---|---|---|---|---|
| બ્રિટિશ હિંદની વસ્તી | ૨,૩૧૯ | લાખ | ૨,૯૬૦ (બર્મા સિવાય) | |
| દેશી રાજ્યોની વસ્તી | ૬૨૫ | ,, | ૯૩૦ | |
| બ્રિ. હિંદનું ક્ષેત્રફળ | ૧,૦૮૭ | હજાર ચો. મા. | ૮૬૩ (બર્મા સિવાય) | |
| દેશી રાજ્યોનું ,, | ૬૭૯ | ,, | ૭૧૩ | |
| કુલ જમીન મહેસૂલ | ૨,૭૪૩ | લાખ રૂ. | ૨,૬૬૬ | |
| માથા દીઠ ,, ,, મુંબઈ રૂ. | ૧–૮–૦ | | ૧–૧૫–૦ | |
| કુલ સરકારી ખર્ચ | ૧૦,૭૦૬ | લાખ રૂ. | ૨૬,૨૪૨ | |
| ,, ,, આવક | ૧૧,૪૫૨ | ,, | ૨૬,૧૨૪ | |
| ઇંગ્લંડમાં ભરાતું (હોમ ચાર્જીસ) | ૨,૬૦૫ | ,, | ૫,૦૦૦ | |
| લશ્કરી ખર્ચ | ૨૦૭૦ | ,, | ૫૨૦૭ | (૧) |
| સરકારી કરજ | ૩૧,૭૧૪ | ,, | ૧,૦૮,૯૬૨ | (૨) |
| માથા દીઠ વેરો | રૂ. ૪–૮–૦ | | રૂ. ૧૦–૦–૦ | |
| વેરો પ્રજાની વાર્ષિક આવકના કેટલા ટકા | ૧૨ ટકા | | ૨૦ ટકા | |
| પરદેશી માલની આયાત | ૧૦,૫૪૭ | લાખ રૂ. | ૧૫૮૭૫ | (૩) |
| પરદેશમાં નિકાસ | ૧૨,૧૯૪ | ,, | ૧૮૫૦૨ | (૪) |
| આયાત કરતાં નિકાસનો વધારો | ૧૬૪૭ | ,, | ૨૬૨૭ | (૫) |

(૧) ૧૯૪૫–૪૬ના બજેટ મુજબ લશ્કરી ખર્ચ ૩૯૪,૨૩ લાખ રૂ. થયું છે.
(૨) ૧૯૪૩ માર્ચને અંતે સરકારી કરજ રૂ. ૧૪૩૯ કરોડનું થયું હતું.
(૩) ૧૯૪૨–૪૩ આયાત રૂ. ૧૧૦,૪૪ લાખ
(૪) ,, નિકાસ રૂ. ૧૯૪,૧૩ ,,
(૫) નિકાસનો વધારો [illegible]

| આયાતની મુખ્ય ચીજો | ૧૯૦૧ | | ૧૯૩૮-૩૯ | |
|---|---|---|---|---|
| સુતર | ૨૪૯ | લાખ રૂ. | ૨૯૩ | લાખ રૂ. |
| કાપડ | ૨૭૩૫ | ,, | ૧૯૭૪ | ,, |
| લોખંડનો સામાન | ૧૮૪ | ,, | ૧૧૭૨ | ,, |
| યંત્રો | ૨૬૬ | ,, | ૧૯૦૫ | ,, |
| રેશમી માલ | ૧૬૬ | ,, | ૪૧૮ | ,, |
| ગરમ માલ | ૨૧૧ | ,, | ૨૮૨ | ,, |
| ખાંડ | ૫૬૫ | ,, | ૪૧ | |
| **નિકાસની મુખ્ય ચીજો** | | | | |
| રૂ | ૧૦૧૩ | ,, | ૨૪૬૭ | |
| સુતર | ૪૨૪ | ,, | ૧૮૮ | |
| કાપડ | ૨૭૧ | ,, | ૭૧૨ | |
| અનાજ | ૧૪૦૭ | ,, | ૭૭૪ | ,, |
| કાચાં ચામડાં | ૧૧૪૮ | ,, | ૬૧૩ | ,, |
| શણ | ૧૦૮૭ | ,, | ૩૯૬૬ | ,, |
| અફીણ | ૯૪૬ | ,, | ૫ | ,, |
| બીયાં | ૯૦૨ | ,, | ૧૫૦૯ | ,, |
| ગળી | ૨૧૩ | ,, | — | ,, |
| **ખેતી વગેરે** | | | | |
| રેલવે | ૨૫૩૭૩ | માઈલ | ૪૧૧૩૪ | માઈલ |
| રેલવેમાં રોકેલી મૂડી | ૩૪૦ | કરોડ રૂ. | ૮૪૮ | કરોડ રૂ. |
| નહેરોમાં ,, ,, | ૩૮ | ,, | ૧૫૩ | ,, |
| પીતની સગવડવાળી જમીન | ૩૨૫૮૨ | હજાર એકર | ૫૫૭૮૯ | હજાર એકર |
| પીતની જમીન વાવેતર જમીનના કેટલા ટકા ? | ૧૬ | ટકા | ૨૬ | ટકા |
| ખેતી પર નભનાર વસ્તી | ૬૫.૫ | ટકા | ૭૩ | ટકા |
| જણ દીઠ ખેડાણ જમીન | ૧.૨૮ | એકર | ૧ | એકર |
| ચીજોના ભાવ (૧૮૭૩=૧૦૦ના હિસાબે) | ૧૨૦ | | ૧૫૭ | * (૧) |
| કેળવણી | ૬ | ટકા | ૧૨ | લખી વાંચી શકે તેવા |
| કેળવણી માટે સરકાર તરફથી થતું જણ દીઠ ખર્ચ | ૧ | આનો | ૦-૮-૯ રૂ. | |

* (૧) ૧૮૭૩ના હિસાબે ૧૯૪૪ની શરૂઆતમાં તો ભાવનો દર્શક આંકડો ૪૫૩ થયો હતો. એટલે પચાસ વરસ ઉપરના ભાવોને હિસાબે ૧૯૪૪માં અત્યાચાર ભર્યા ભાવ થયા !

| | ૧૯૦૧ | | ૧૯૩૮–૩૯ | નોંધ |
|---|---|---|---|---|
| જન્મપ્રમાણ | ૩૫·૯ | દર હજારની વસ્તીએ | ૩૪·૫ | |
| મરણપ્રમાણ | ૨૭·૪ | " | ૨૨·૪ | |
| બાળમરણ | ૨૦૦ | દર હજાર જન્મેલાં બાળકોમાંથી | ૧૬૨ | × (૨) |

## બીજા દેશોની સરખામણીમાં હિંદ

| | અમેરિકા | ઈંગ્લન્ડ | હિંદ | નોંધ |
|---|---|---|---|---|
| **આરોગ્ય** | | | | |
| જન્મપ્રમાણ | ૧૭ | ૧૪·૯ | ૩૪·૫ | દર હજારની વસ્તીએ |
| મરણપ્રમાણ | ૧૧·૨ | ૧૨·૪ | ૨૨·૪ | " |
| બાળમરણ | ૫૪ | ૫૮ | ૧૬૨ | દર હજાર જન્મ દીઠ |
| **આયુષ્ય મર્યાદા** | | | | |
| પુરુષ | ૬૦·૬૦ | ૬૦·૧૮ | ૨૬·૯૧ | સરેરાશ વરસ |
| સ્ત્રી | ૬૪·૫૦ | ૬૪·૪૦ | ૨૬·૫૬ | " |
| **ખેતી** | | | | |
| ખેતી પર નભનાર વસ્તી | ૨૨ | ૮ | ૭૩ | કુલ વસ્તીના ટકા |
| ખેડૂત દીઠ ખેતીની જમીન | ૧૪૮ | ૬૨ | ૨·૯ | એકર |
| એકર દીઠ પેદાશ | ૨૦૦૦ | — | ૬૯૦ | અનાજ રતલમાં |
| **કેળવણી** | | | | |
| ભણેલાં કેટલાં | ૯૫·૭ | ૯૨·૫ | ૧૨ | લખી વાંચી શકે તેવાં |
| સરકાર જણ દીઠ કેટલું ખર્ચે છે | રૂ. ૩૨·૪ | ૧૫ | ૧·૦૪ | કુલ વસ્તીનાં માથા દીઠ |
| **ગરીબાઈ** | | | | |
| કપડાંની વપરાશ | ૬૪ | — | ૧૬·૧ | કુલ વસ્તીના જણ દીઠ ચો. વાર. |
| જણ દીઠ વાર્ષિક આવક | રૂ. ૨૦૫૩ | ૧૦૯૨ | ૫૬ | (૧૯૩૮) |
| બેન્કોમાં બચત જમા | રૂ. ૫૪૩ | ૨૬૬ | ૨ | વસ્તીના માથા દીઠ |
| **કરવેરો** | | | | |
| જણ દીઠ કરવેરો | રૂ. ૨૨૨ | ૨૯૦ | ૧૦ | સરકારી કુલ વેરો માથા દીઠ |
| પ્રજાની આવક અને વેરાનું પ્રમાણ | ૧૦ | ૨૬ | ૨૦ | પ્રજાની આવકના ટકા |
| સરકારી ખર્ચ | ૧૪ | ૧૨·૬ | ૨૪ | સરકારી કુલ આવકના ટકા |

---

× (૨) ૧૯૪૪ના જૂનમાં વિલાયતની આમસભામાં જણાવ્યા મુજબ હિંદમાં દર હજાર નવાં જન્મેલાં બાળકોમાંથી ૪૫૧ એક વરસમાં ગુજરી જાય છે.

| સામાન્ય | અમેરિકા | ઇંગ્લન્ડ | હિંદ | નોંધ |
|---|---|---|---|---|
| રેલવે | ૨૧૩૨ | ૪૦૬ | ૧૨૦ | દસ લાખની વસ્તીએ માઇલ |
| બેન્કો | ૧૭૯ | ૨૭૩ | ૨૦૫ | દસ લાખની વસ્તીએ બેન્કો કેટલી |
| મોટરો | ૫ | ૨૦ | ૧૩૦૦ | કેટલા માણસ દીઠ એક મોટર |
| વહાણો | ૧૩૪ | ૧૯૭ | ૩ | માલિકીનાં વહાણો કેટલા લાખ ટન |

ઉપરના આંકડા બતાવે છે કે ઓગણીસમી સદીના અંતની પરિસ્થિતિ, વીસમી સદી લગભગ અડધી થવા આવી છતાં, ખાસ બદલાઈ નથી. બીજા દેશોની સરખામણીમાં કુદરતની કૃપાથી હિંદ, સાધનસંપન્ન હોવા છતાં, સાધનસંપત્તિમાં મોખરે નથી. પણ અજ્ઞાન અને ગરીબાઇમાં મોખરે છે. 'ધનવાન હિંદમાં ગરીબ લોક વસે છે' એ કથન કહેવત જેવું થઇ ગયું છે. શ્રી. દત્તના સમયને ચાર દસકા થઇ ગયા છતાં આપણી ગરીબાઈ મટી નથી, તેમ નિરક્ષરતા નાબૂદ થઈ નથી. ત્યારે તેથીય ઓછા વખતમાં તો કેટલાક દેશોની સીકલ બદલાઈ ગઈ છે. અમેરિકાએ ફિલિપાઇન ટાપુમાં ૪૦ વરસના ગાળામાં ૫૩ ટકા ભણેલાનું પ્રમાણ વધાર્યું હતું, ત્યારે રશિયાએ ૨૦ વરસના ગાળામાં ૭૬ ટકા વધાર્યું હતું. હવે તો રશિયામાં ભાગ્યે જ કોઈ અભણ હશે! ત્યારે હિંદુસ્તાનમાં હજી ૮૮ ટકા લોકોને લખતાં વાંચતાં પણ આવડતું નથી!!

હિંદ પોતાનો મુલક હોવા છતાં, લોકોને ઓછામાં ઓછું જેટલું ખાવા જોઈએ, તેમાં પણ દર વરસે તૂટે છે અને તેથી અડધ ઉપરાંત વસ્તીને બે ટંક પૂરતું ખાવાનું મળતું નથી. હિંદ કપાસનો મુલક હોવા છતાં લોકોને અંગ ઢાંકવા પૂરતાં કપડાં મળતાં નથી. અને ઘણાં લોકો ચીંથરેહાલ દશામાં ફરે છે. પરદેશ સાથેના વેપારનું વહેણ પરદેશી રાજ્યની છત્રછાયા હેઠળ તેમની ઇચ્છા મુજબ ચાલે છે. નિકાશમાં મોટે ભાગે કાચો માલ ઘસડાઈ જાય છે અને આયાતમાં વિશેષ કરીને પાકો તૈયાર માલ લાદવામાં આવે છે. નિકાશમાં જે વધારો પડે છે તે દેશમાં પાછો આવતો નથી પણ યેન કેન પ્રકારેણ બહાર ખરચાઈ જાય છે. પ્રત્યક્ષ, પરોક્ષ બધી રીતે થઈને દેશમાંથી દર વરસે લગભગ બે અબજ રૂપિયા જેટલું ધન પરદેશ સીધાવે છે અને દેશ ધોવાયા જ કરે છે. આ હકીકત ઉપરથી વાચક વિચારે કે આટલાં વર્ષોના અંગ્રેજી રાજ્યના અમલ પછી આજે આપણે ક્યાં છીએ અને શાથી છીએ?

# 'જૂના પ્રશ્ન'ની સમીક્ષા

રામપ્રસાદ દામોદર પાઠક

શ્રીયુત તંત્રી મહોદય, ' પ્રસ્થાન '

'પ્રસ્થાન'ના આસો અંકમાં 'જૂનો પ્રશ્ન' એ શિર્ષક હેઠળના, શ્રીમતી સરોજિની મહેતાના લેખ અંગે મારું નીચે પ્રમાણેનું લખાણ છાપી, મને આભારી કરશોજી.

'જૂનો પ્રશ્ન' આપણા સુધારક સમાજના માનસનું પ્રતિબિંબ છે. આ લેખમાં લેખિકાએ રામની પત્નીત્વની ભાવનાને અન્યાય આપ્યો છે, એમ મને લાગે છે.

૧ એમની એક દલીલ એવી છે કે, રામે સીતાના ત્યાગ વખતે રાજા તરીકે વર્તન રાખ્યું. અને પોતાના વનવાસ વખતે પુત્ર તરીકેનું વર્તન રાખી, પ્રજાજનોનું રૂદન ન ગણકાર્યું એ અન્યાયયુક્ત હતું.

આનો ઉત્તર એ છે કે, વનવાસ વખતે રામે રાજ્યપદ અંગીકાર કર્યું ન હતું. તે સમયે રાજા દશરથ હતા. રામે તેમની આજ્ઞાનું પુત્ર તરીકે પાલન કર્યું. તે વખતે પ્રજાને રામના પ્રેમને લીધે અપાર દુઃખ થયું. પરંતુ તેનું મૂળ અથવા તેનો ઉપાય દશરથ કે રામ પાસે ન હતો, પણ કૈકેયી પાસે હતો.

પ્રજાનું રંજન કરી, હૃદય કઠણ રાખી, પત્નીનો ત્યાગ કરનાર, વિષયી અથવા સ્વાર્થ-સાધુ નથી, પરંતુ વિરલ મહાત્મા છે.

૨ બીજી દલીલ એ છે કે, વાલ્મીકિના આશ્રમે સીતા પહોંચી, એ તો અકસ્માત જ હતો. રસ્તામાં કંઇ અનિષ્ટ થયું હોત તો તેની જવાબદારી રામની હતી. રામે પોતે જ સીતાને તેના ત્યાગની વાત ન જણાવી, એમાં એમનું ક્ષત્રિયત્વ ન હતું વગેરે.

આ દલીલમાં કંઇ ગેરસમજ થઇ છે એવો મારો નમ્ર અભિપ્રાય છે.

આના ઉત્તર રૂપે નીચેનો શ્લોક છે. રામચંદ્રજી લક્ષ્મણને, સીતાને રથમાં બેસાડી તેનો ત્યાગ કરવાની આજ્ઞા કરતાં કહે છે કેઃ

> प्रजावती दोहदशंसिनी ते तपोवनेषु स्पृहयालुरेव ।
> स त्वं रथी तद्व्यपदेशनेयां प्राप्य वाल्मीकिपदं त्यजैनाम् ।। ( रघुवंश )

પોતાની ગર્ભવતી પત્નીને એકદમ આઘાત ન થાય એ હેતુથી, રામે લક્ષ્મણને ગર્ભવતીની (સીતાની) તપોવનોમાં ફરવાની ઇચ્છાથી, તેને તે બહાનાથી વાલ્મીકિ ઋષિના આશ્રમે પહોંચાડી તેનો ત્યાગ કરવાની સૂચના કરી હતી.

આમ કરીને આ કરુણ પ્રસંગ, જેમ બને તેમ ઓછો કરુણ થઇ, પોતાની પ્રાણ-પ્રિયાને ઓછો આઘાત પહોંચાડે, એવા હેતુવાળા રામે પોતાની પતિ તરીકેની ફરજ અદા કરી હતી.

આ જ હેતુથી રામે પોતાને મોઢેથી સીતાને તેના ત્યાગ વિષે નહિ કહ્યું હોય.

કોઇપણ પતિવ્રતા સ્ત્રીને તેનો સ્વામી સ્વમુખે જ ત્યાગની આજ્ઞા સંભળાવે, ત્યારે તે સ્ત્રી ઉપર કેવી દુઃખદ અસર થાય, તેનો ખ્યાલ હાલના છૂટાછેડાના જમાનામાં આપણને ક્યાંથી આવે? જ્યાં રામે પોતે જ સીતાને વાલ્મીકિના આશ્રમે પહોંચાડવાનું કહ્યું હતું ત્યાં અકસ્માતનો પ્રશ્ન જ ક્યાં રહ્યો?

રામને પોતાની પત્નીનો ત્યાગ કરતાં કેટલું દુઃખ થયું હતું, તે આપણે મહાકવિ કાલિદાસની વાણીમાં જ જોઈએ:

> अपि प्रभुः सानुशयोऽधुना स्यात् किमुत्सुकः शक्रजितोऽपि हन्ता ।
> शशंस सीतापरिदेवनान्तमनुष्ठितं शासनमग्रजाय ( रघुवंश )

રામને સીતાના ત્યાગ પછી અનુતાપ થયો છે કે નહિ એ જાણવા માટે, લક્ષ્મણે સીતાનું રુદન જેનો અંત છે એવી (તેના ત્યાગની) રામની આજ્ઞા પોતે પાળી છે, એમ રામને કહેતાં જ,

> बभूव रामः सहसा सबाष्पस्तुषारवर्षीव सहस्यचंद्रः ।
> कौलीनभीतेन गृहान्निरस्ता न तेन वैदेहसुता मनस्तः ॥ (रघुवंश)

રામ, પોષ માસમાં ઝાકળ વર્ષાવનાર ચંદ્રની જેમ, આંસુઓથી આર્દ્ર થયો, કારણ કે, તેના ઘરમાંથી કાઢી મુકાએલી સીતાને તેનું અંતઃકરણ, ત્યાગ કરવા તૈયાર ન હતું. તેની પ્રતીતિ કરાવતાં કવિ કહે છે કે:

> सीतां हित्वा दशमुखरिपुर्नोपयेमे यदन्यां ।
> तस्या एव प्रतिकृतिसखो यत्क्रतूनाजहार ॥
> वृत्तान्तेन श्रवणविषयप्रापिणा तेन भर्तुः ।
> सा दुर्वारं कथमपि परित्यागदुःखं विषेहे ॥ (रघुवंश)

સીતાનો ત્યાગ કરીને, એકપત્નીવ્રતવાળા રામે બીજી સ્ત્રીનું પાણિગ્રહણ ન કરતાં સીતાની જ છબીને પોતાના દરેક કાર્યમાં સાથી બનાવી. આ સાંભળીને ત્યક્તા સીતા પોતાનું દુઃખ જેમતેમ કરીને સહન કરવા લાગી.

૩ ત્રીજી દલીલ એ છે કે, રામે પોતે જ ભરતને ગાદી સોંપી સીતા સાથે વનમાં ચાલી નીકળવું હતું.

રામે વચન આપ્યા કરતાં એક પળ પણ વધારે જાય તો, બળી મરવાને તૈયાર થએલો ભરત, પોતાને રામની ચરણરજ કરતાં પણ હલકો માનતો ભરત, રામની પાસેથી ગાદી સ્વીકારે ખરો ?

દરેક સજ્જનના આદર્શ રૂપ રામના જીવનમાં આપણને સંશય આવે છે એ આપણા દુર્ભાગ્યની નિશાની છે.

સીતાની અગ્નિપરીક્ષાએ પતિવ્રતપણાનો મહિમા વધાર્યો છે, સીતાને દેવીની કક્ષામાં આણી છે, પોતાની પવિત્રતા માટે અગ્નિપરીક્ષામાંથી પસાર થવાનો આર્ય સ્ત્રીઓને સંદેશ આપ્યો છે.

તે વખતના દેશકાળ, સ્થિતિ અને સમાજનો વિચાર કરીને, શ્રીમતી સરોજિની મહેતાએ પોતાનું મંતવ્ય પ્રગટ કર્યું હોત તો સારું, એવો મારો નમ્ર અભિપ્રાય છે.

અમદાવાદ, તા. ૧૯-૧૦-૪૫ લિ૦

રામપ્રસાદ પાઠક

તા. ક:—શ્રીમતી સરોજિની મહેતાનો લેખ મેં શબ્દશઃ દર્શાવ્યો નથી, પરંતુ તેનો ભાવાર્થ જ જણાવ્યો છે.

---

'પ્રસ્થાન' દર મહિનાની ૧ લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
લવાજમ : હિંદમાં રૂા. ૫-૦-૦; પરદેશના રૂા ૭-૮-૦; છૂટક ૦-૮-૦

પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૩ — વૈશાખ : ૨૦૦૨ — અંક ૧

## હીરોશીમા

ઉમાશંકર જોષી

[ હીરોશીમાની ભસ્મભૂમિમાં એક ગોરા અફસરને રસ્તાનો પુલ, બળદ દોરી જતો ખેડૂત અને નિશાળે જતી કન્યા દેખાયાં હતાં.—છાપાંમાંનો અહેવાલ. ]

હી રો શી મા . . . . ના ગા સા કી . . . .
કહો, છે કંઈ બાકી ?
નાગાસાકી . . . . હીરોશીમા . . . .
ભાઈ, જરા ધીમા !
આ ગતિએ વધશો તો ભૂ-ગોળની ભસ્મ કરી
સ્મશાને લલાટે કાલજિઘાંસી ટશો ધરી.
ગર્ભવતી ધરિત્રીની કૂખે મહા મારી કીક,
કપૂત, ફરે છે થઈ મહાવિજયી નિર્ભીક !
ભય તો ખસી બહાર બધેથી જરીએ જરી,
સર્યો તારા ભીતરમાં, સહુનો ત્યાં વસ્યો ઠરી.

અંતરાત્મા નહિ માત્ર, નરી આંખ આ શું દેખે ?
પ્રલયવહ્નિ યે અહો ! નહીં કંઈ લાગ્યો લેખે ?
સર્વસ્વ અગ્નિમાં ગળી રસરૂપ બન્યું તોય
શેરીઓને જોડનારો પુલ પેલો બચ્યો શોચ !
પણે વળી-પેલો ધીરે જગતનો તાત ચાલે
બળદને દોરી, ખૂંધ બળદની કેરી હાલે !
ખેડૂના જોડાની ફાટમાંથી, એ ચાલે છે ત્યારે,
ડોકિયાં કરે છે એનાં આંગળાં. અને અત્યારે
નિશાળનો સમય થયો છે તેથી પણે પેલી
કન્યા ત્વરાભરી ચાલી જાય, અશાડી નમેલી
હાથમાં ઝાલેલી પાઠ્યપોથીઓના ભાર થકી.
કેવો પુલ !
કેવો તે સુરભીપૂત !
કેવો વા હવે ખેડૂત !
કેવું કે કૌમારક !
તેં તો બધું મૃત્યુમુખે હોમી દીધું હતું છતી
શક્તિભારે; આજે હવે શાને પછી એ જ સર્વ . .
બાળવા કરે ? તે શું ય તારો તોડવાને ગર્વ,

જે વિજ્ઞાનની સહાયથી તેં તેનો કર્યો નાશ
તેની જ કો ગૂઢ પ્રક્રિયા થકી, થતાં પ્રકાશ.
અથવા તે સદાજીરુ આંખ તારી ઝંખ્યાં કરે
નાશિતોને ? તને યે તે અંતરાત્મા ડંખ્યાં કરે !
તો તો કંઈ ભવિષ્યમાં તારે કાજ આશા હજી.

પ્રજ્ઞાશ વટાવી તે તો ચિરંતન રૂપ સજી
ન–મર્યાં શાં પીછાં તારાં લેશે સદાકાળ માટે.
કોણ્યુ છે એવો જે ભૂંસી શકે અહીં પૃથ્વીપાટે
અમૂર્ત તે મૂર્તિઓને, અનષ્ટ તે નાશિતોને ?
અગ્નયજ શું શક્તિમત્ત વરસાવ્યાં કરે છાને !

કન્યા પેલી ચાલી જાય અસંશય પદે, એના
દૃઢ બીડ્યા હોઠ બોલે નીરવ કે છોકરી ના
સ્વીકાર્યું પોતે જે મહાકર્તવ્ય : પડે શીખીને
શિખવશે સૌને સહેવાનું,—જેમ જન્મ દૈને
બાળને માતાઓ કરે અનર્ગળ વેદના ને
યાતનાઓ સહન, હા ! તેમજ કૈં કૈં બહાને
સહેવાનું શિખવશે શીખીને સ્વયં; વળી
છોકરી કે અધિકાર માતા માનવતા તણી
થવાનો પ્રકૃતિદત્ત સનાતન મળ્યો જે એને ?

અને પેલો પેડુ—ને બળદ ભૂંગો સાથે છને
તે ય–પ્રહારાબ્દ પૂરે સૃષ્ટિના હૃદય માંહીં :
જે કૈં વસે માનવીઓ, સાથી પશુઓ વા આંહીં,
તે સર્વનું પેટપૂર પૂરું પાકશું જ અન્ન
અમે, તમે બેસો શાન્ત લોહીએ થઈ પ્રસન્ન.
અને પેલો પુલ કહે છે કે બે શેરી જ નહીં,
આકશો જે દેશદેશ જાતિજાતિ વચ્ચે રહી
તેને સાંધનારો સેતુ બની હું રહીશ, સાચે
સામસામાં હૃદયોને ભેટીશ હું એક બાથે.

ભલે અમાનુષિતાની મનુષ્યે બતાવી સીમા,
—નાગાસાકી . . . . હીરોશીમા . . . . —
અંતે તો મનુષ્ય સામે અમાનુષિતા જ થાકી.
હીરોશીમા . . . . નાગાસાકી . . . .

-૩-૧૯૪૬

卐

# આંતર-પલટો

જયંતીલાલ આચાર્ય

"Men ask if I am happy? Have I found
Safe anchorage in life's uncharted sea?
Nay, I am on a voyage. I am bound
For seas and lands unknown. I wander free.
I find life's treasure in this endless quest,
And peace of mind in infinite unrest."

—*E. Holmes*

"લોકો મને પૂછે છેઃ તમે સુખી છો? આ અસીમ ભવસાગરમાં તમારું લંગર નાખવા પૂરતી કોઈ સહીસલામત જગ્યા તમને મળી છે? હું કહું છું: ના, હું તો પથિક છું, અજાણ્યાં પાણી પાર કરવા, અજાણી જમીન ખેડવા હું કટિબદ્ધ થયેલ છું. હું છું મુક્ત પરિવ્રાજક. અનંત શોધમાં મને મારા જીવનનો ખજાનો લાધે છે, અસીમ અશાંતિમાં મારા મનને નિરાંત વળે છે."

—એડમંડ હોમ્સ

**અ**ગમ્યવાદનો વિષય જીવન જેટલો વ્યાપક અને અગાધ છે. જેમણે એ મહાસાગરમાં ઝંપલાવ્યું હોય છે તેમને જ એ વ્યાપકતા અને અગાધતાની કોઈ કળ હાથ લાગી જાય છે અને પછી ખૂબ સહજભાવે, મુક્તભાવે જળના ઊછળતા લોઢાને એ ઝીલે છે, માણે છે અને છતાં ય સહેલાઈથી સપાટી પર આવી જાય છે. એમના જીવનની આંતરિક સાધના ખાંડાની ધાર સમી તીક્ષ્ણ અને તેજસ્વી હોય છે. ઉચ્ચ ચેતનાની નિરંતર અભીપ્સા સેવતા મહાન કળાકારો, મહાન વિચારકો, મહાન લેખકો જીવનનાં ડહોળાયેલાં પાણી ખૂંદતા ખૂંદતા કોઈ અપૂર્વ ક્ષણે કોઈ નવા સંગમતીર્થે જઈ પહોંચે છે, જ્યાં જતાં વેંત જ તેમના દેહમાં, ચિત્તમાં ને પ્રાણમાં કોઈ અવર્ણનીય શુચિતા તેઓ અનુભવે છે. તેમના બાકીના જીવનમાં આ શુચિતા એક ધ્રુવપદ જેવી બને છે, જ્યાં તેમના જીવનમાં સઘળાં તાન, આલાપ, મીંડ, અંતરા આવી આવીને વિરામ પામે છે અને નવા નવા ઉન્મેષ અનુભવે છે. આ પ્રકારનો જીવનના ઉઘાડનો જે સમય તેને આંતર-પલટાનો કાળ કહેવાય છે.

અહીં આપણે પૂર્વ તેમજ પશ્ચિમની કેટલીક પ્રખ્યાત વ્યક્તિઓનાં આત્મમંથનોમાંથી ઉતારાઓ કરીને ઉપર જણાવેલા વિષયને સમજવાનો પ્રયત્ન કરીશું.

આમાંની પ્રથમ વ્યક્તિ તે છે ઍડમંડ હોમ્સ. તેમણે પોતાનું સમગ્ર જીવન ધ્યેયાર્થે વીતાવેલું છે. પોતે મહાન કેળવણીકાર અને ચિંતક છે. નીચેનો ઉતારો 'ધ્યેયની શોધમાં *' નામના તેમના આત્મમંથનયુક્ત પુસ્તકમાંથી લીધો છેઃ

"પરોઢનો વખત હતો. ગ્રીષ્મનો પ્રાતઃકાળ મારા હૃદય ઉપર કોઈ અનેરી અસર ઉપજાવે છે, જેને પરિણામે મારી આખી ચેતના જાગ્રત થાય છે...., તે દિવસે હું નિદ્રાહીન રહ્યો, વ્યાકુળવ્યાકુળ રહ્યો, તે માટે પ્રભુનો પાડ માનું છું. કોઈ પણ અવાજ

* *In Quest of the Ideal*

વિના, વાદળ વિના, ઉષાની સવારી આવી પહોંચી, તેના આંતરિક રહસ્યમાં હું લિપ્ત થયો. મારા આખા જીવનમાં કોઈ એકાદ એવી પળ ગણાવા લાયક હોય કે જેને એકાએક પૂર્ણ પરિવર્તન કહેવાય તો તે પળ ત્યારે જ હતી. મારા અંતઃપુરુષમાં મેં નવો પલટો અનુભવ્યો. હું કોઈ 'વસ્તુઓના પરમ મર્મમાં' પ્રવેશ્યો, તેની સાથે એકાત્મ થયો. પહેલાં કદાપિ નહિ જાણેલું અને પછી પણ નહિ અનુભવેલું એ તત્ત્વ પામીને હું મુગ્ધભાવે બોલી ઊઠ્યો,—'અંતે આ શું વિશ્વનું દ્વાર ખુલ્યું!'"

બીજી વ્યક્તિ તે મહાન પ્રખ્યાત ચિંતક અને લેખક રસ્કિન છે. ઉપર જણાવેલી ઉપલબ્ધિની જેવી એક પળનું સ્મરણ કરતાં તેઓ લખે છે:

"એ ભાવને હું બિલકુલ વર્ણવી શકતો નથી. આમાં કોઈ મારો દોષ કે અંગ્રેજી ભાષાની ત્રુટિ નથી, કારણ કે મને લાગે છે કે કોઈ પણ ભાવ અવર્ણનીય હોય છે. આપણી સામાન્ય ભૂખ જેવો એક સામાન્ય ભાવ પણ જો, જેણે તે અનુભવી ન હોય તેને જણાવવો હોય તો પણ શબ્દો શોધ્યા જડતા નથી, તો પછી આપણા અંતરની ભૂખ, હૃદયની ભૂખ, જેવી વાતને વિષે તો પૂછવું જ શું! મારી અઢાર કે વીસ વર્ષની ઉંમર સુધી આવા ભાવોમાં તરબોળ રહ્યો. પાછળથી જેમ જેમ મારી ચિંતન શક્તિ, વ્યવહારુ બુદ્ધિ, ખીલવા લાગી તેમ તેમ ઐહિક વિચારણા મારા પર સવાર થવા લાગી અને પેલી ભાવના ઓસરવા લાગી." *

ત્રીજી વ્યક્તિ છે મહાન જાતીયતત્ત્વવેત્તા અને પ્રતિભાવાન લેખક હૅવલૉક ઍલિસ. ઓગણીસ વર્ષની ઉંમરે પોતે એક ઠેકાણે નિર્જન સ્થળમાં શિક્ષકની નોકરી કરતા હતા. તે વખતે જેમ્સ હિન્ટનનું 'પ્રકૃતિમાં જીવન' નામનું પુસ્તક તેમના વાંચવામાં આવ્યું. પરિણામે તેમની વિચારણામાં અને જીવનમાં એક અદ્ભુત પરિવર્તન થવા પામ્યું. આ પરિવર્તનની તેમજ તેના પરિણામની મીમાંસા તેમના જ શબ્દોમાં જોઈએ:

"જોતજોતાંમાં જાણે કે કોઈ ગૂઢ આંતર-પલટો થયો. આવા ફેરફારને ધાર્મિક પુરુષો પરિવર્તન કહેતા તેની મને ખબર હતી. પરંતુ મારામાં જે ફેરફાર થયો તે સાવ અનોખો હતો. પરંપરાથી આપણે જેને 'આત્મા' કહીએ છીએ તેમાં જ ક્રાંતિક ફેરફાર થયો. આ ફેરફાર તે વિશ્વ તરફની તેની દૃષ્ટિના વલણમાં (attitude) હતો. કોઈ ચોક્કસ બુદ્ધિગમ્ય શબ્દોમાં જણાવી શકાય એવું તે પરિવર્તન નહોતું.... મારાં બીજાં ઘણાં મંતવ્યો એવાં ને એવાં રહ્યાં. કેવળ હું જ જાણે કે બદલાઈ ગયો, એટલે કે મારું સર્વ વસ્તુ તરફનું વલણ જ ફરી ગયું. જે બન્યું તે માત્ર રૂપક કે ઉપમાથી જ જણાવી શકાય તેમ છે... મારી એ અનુભૂતિનું મહત્ત્વ મને તરત જ સમજાઈ ગયું. મને પાકી ખાત્રી થઈ ગઈ કે ધર્મભાવના એક સહજ આવિર્ભાવ છે, જે માનવાત્મામાં આપમેળે સ્ફુરે છે. આ મુખ્ય હકીકતની આગળ જગતના ધાર્મિક સંપ્રદાયો તુચ્છ જેવા લાગે છે. મેં જે મારા અંતરમાં અનુભવ્યું તેનાં એ બધાં ફોતરાં જેવાં જણાય છે. એ અનુભવના પ્રકાશમાં જગતનું ધાર્મિક જીવન અને મરમી સંતોની વેધક વાણી ખૂબ સહજભાવે મારી આગળ પ્રગટ થઈ...

* રુડૉલ્ફ ઑટોના *The Idea of the Holy* નામના પુસ્તકમાં ઉતારેલો ફકરો.

"આ પરિવર્તનની અસર મારા આખા જીવન પર થઈ ગઈ......આ દુનિયાના ઘણા પ્રસંગોથી મારામાં ચિંતા, પીડા, અરે દર્દ, ઉદ્ભવ્યાં છે. પરંતુ એ બધી યાતનાઓથી પર મારા આત્માના અંતરકેન્દ્રમાં મેં હંમેશાં આનંદ અને સ્વર્ગીય શાંતિ અનુભવ્યાં છે. મને હરઘડી જણાયું છે કે જગતની ગડમથલથી પર મારા જીવનની સુખદ સપાટીની નીચે કોઈ ન હરી શકે એવી પરમ શાંતિ વિરાજેલી છે. મેં જગતને માટે ઘણું કર્યું છે; જગત મારા પ્રત્યે જે કાંઈ સારું કે નરસું કરી શકે તે તરફ હું તદ્દન ઉદાસીન રહ્યો છું. તેના આશીર્વાદની વેળાએ કે શાપને પ્રસંગે હું સમભાવે હરખ્યો છું."×

ચોથી વ્યક્તિ તે આપણા રાજકીય ક્ષેત્રના નેતા પં. જવાહરલાલ નેહરૂ છે. ઈ. સ. ૧૯૨૩માં નાભા જેલમાં તેમની જિંદગીમાં જે અનુભવ થયો તેની નોંધ લેતાં તેઓ લખે છે:

"મારે માટે આ અનુભવ નવો હતો. તાવ કે શારીરિક દુર્બળતાને કારણે પથારીમાં પડયા રહેવાની મને ટેવ નહિ. મારી તંદુરસ્તીનો મને કાંઈક ગર્વ પણ ખરો . . . આ ગાળામાં મારી આજુબાજુના વાતાવરણથી અને રોજબરોજનાં કાર્યોથી એક વિચિત્ર અનાસક્તિ (detachment) અનુભવવા લાગ્યો. દૂરથી એ બધાંને અલગ રીતે જોતાં શીખ્યો. વૃક્ષોમાંથી જાણે કે મારી જાતને અળગી કરીને આખી વનસ્પતિને સમભાવે જોઈ શક્યો. પહેલાં કરતાં મારું મન વધારે સ્વચ્છ, વધારે શાંત જણાયું . . . મારે માટે આ અનુભવ આધ્યાત્મિક હતો અને મારા પર તેની પ્રખર અસર રહી. રાજકીય ક્ષેત્રના તંગ વાતાવરણમાંથી હું કોઈ નવીન સ્તરમાં ઉન્નત થયો. મારાં મંતવ્યો અને કર્મનાં મૂળને ખૂબ વિશદભાવે જોઈ શક્યો. એ અનુભવને વિષે હું વધારે લખી શકું તેમ નથી. સહેલાઈથી રજૂ કરી શકું એવો એ ભાવ નહોતો. અગિયાર વર્ષો પહેલાંની એ વાત હતી. અત્યારે તો માત્ર તેની આછી છાપ જ રહી ગઈ છે. પરંતુ મને બરાબર યાદ છે કે તેની મારા પર નિરાળી અસર થઈ છે, મારી વિચારણા પર પણ તેની ખૂબ અસર છે. તે પછીનાં બે કે વધુ વર્ષો સુધી મારાં બધાં જ કામોમાં તે અનાસક્તિનો ભાવ અનુભવતો."

આવાં અનેક દૃષ્ટાંતો આપણને પૂર્વ અને પશ્ચિમના આત્મકથાના સાહિત્યમાંથી મળી આવે. એવાં બધાં જ એકઠાં કરીને પૃથક્ પૃથક્ અભ્યાસ કરવાથી માનવ મન તેમજ માનવ ચિત્તનાં દૃષ્ટ કે અદૃષ્ટ પાસાં અને તેમની લાક્ષણિકતાઓ આપણને કાંઈક અંશે જણાય. અને આમ છતાંય રહેલું અગમ્ય, અનિર્વચનીય કાંઈક (numinous element) અકળ જ રહેવાનું એમ અત્યારે તો લાગે છે. અસ્તુ!

ઉપરનાં જીવંત દૃષ્ટાંતોથી આપણને સમજાય છે કે આંતરપલટો એક પ્રકારનું દ્વિજત્વ છે, નવો જન્મ છે. જેમ માતાના ગર્ભમાંથી બાળક કોઈ એકાદ પળે જન્મે છે, પરંતુ તેના પાછળના વિકાસમાં કોઈ અજાણ્યુ પળે બંધાયેલ બીજ, તેનો ક્રમિક વિકાસ, માતાની વેદના વગેરે જાણ્યાં અજાણ્યાં ઘણાં કારણો રહેલાં હોય છે, તેમ માનવના જીવનમાં કોઈ એકાદ ક્ષણે પલટો આવે છે, પરંતુ તે પૂર્વે તેના મૂળ બીજને અનેક સંસ્કારોનું

× *My Life* માંથી (p. 164)

પોષણ મળ્યું હોય છે, અનેક સંતાપોની ભઠ્ઠીમાં પકાવાયું હોય છે અને ત્યાર પછી જ એકાએક તેનો નવજન્મ થાય છે, પાંચે કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો દ્વારા તેના સૂક્ષ્મ શરીરમાં અગણિત સંસ્કારો પડે છે, જેને પરિણામે કોઈ એક શુભ પળે તેના અંતરમાં કોઇ કેન્દ્ર ખુલી જાય છે. આ કેન્દ્ર ખુલતાં જ તે એક નવી તાઝગી, નવો પ્રકાશ, તાટસ્થ્ય અનુભવે છે. આવી અવસ્થામાં કેટલાક ભોળવાઈ જઈને આવા અનુભવને સાક્ષાત્કાર માની બેસે છે, પરંતુ એ ભૂલ છે. વાસ્તવિક રીતે એ એક જાતનો ઉઘાડ છે, ઉન્મુખીકરણનું સૂચક ચિહ્ન છે.

ચીની સમુદ્રમાં કોઇ કોઈવાર પ્રકૃતિનું પ્રચંડ તાંડવ (typhoons) મચે છે. તે વખતે કુશળ નાવિક પોતાની નૌકાને ઝંઝાવાતના મધ્યમાં હંકારી જાય છે. મધ્યમાં તદ્દન શાંતિ હોય છે. આવી રીતે હૅવેલોક ઍલિસની માફક જેમનામાં આંતર પલટો થયો હોય છે તેઓ ચારે બાજુનાં તોફાનમાંથી તેમજ પોતાની પ્રકૃતિના ઉન્માદમાંથી રક્ષણ પામવા કેન્દ્રસ્થ બની જાય છે. ત્યાં તેઓ અપાર શાંતિ અનુભવે છે.

આમ આંતરપલટો મરમી જીવનનો એક મહત્ત્વનો માર્મિક અંશ છે.

રામનવમી, ૨૦૦૧



## —એકલી ?

ઉમાશંકર જોષી

તે બાજુએ ગયાં હતાં ફરવાને અમે જ્યારે,
પ્હેલાં અમે રહેતાં'તાં એ ઘર આવ્યું, સ્હેજ ત્યારે
એનાથી બોલાઈ ગયું બાગ જોઈ, 'કેવો ખીલ્યો
છે બગીચો ? અને આસોપાલવે વધ્યો છે, લીલો
મોરપંખે વિસ્તર્યો છે ખાસ્સો !' સુણી બચુ ત્યાં તો
બોલી ઊઠી: 'શાની તમે માંહોમાંહે કરો વાતો ?'
'એ તો આ છે ને સામેનું ઘર ?' 'શું છે ઘરનું તે ?'
'ત્યાં અમે રહેતાં'તાં'. 'નથી આપણે રહ્યાં ત્યાં; હું તે
ભૂલી એમ જાઉં ?' 'બેટા, રહેતાં'તાં જ્યારે તું આવી
ન્હોતી ત્યારે !' 'ક્યાં હતી હું ?' 'ભગવાન પાસે,' ફાવી
ગયો દાઉ જવાબમાં, એમ હું હરખ્યો યે ખરો.
ક્યારેક વળી એ બાજુ જઈ ચઢ્યાં, ત્યાં તો ઘરો
જોઇ બચુ બોલી ઊઠી: 'જુઓ બાપુ, ઘર આ રે
રહેતાં જ્યાં બા ને તમે બે, એકલી હતી હું જ્યારે.'

૨-૬-૪૫

# ગુજરાતના અર્વાચીન મહાન કવિ

## [ સ્વ૦ ન્હાનાલાલ દ. કવિ ]

સુન્દરમ્

કવિ ન્હાનાલાલનું મૃત્યુ થતાં ગુજરાતના સાહિત્યપ્રકરણમાં એક અસાધારણ એવી સુદીર્ઘ અને યશસ્વી કારકિર્દીનો સુભગ અંત આવે છે. ન્હાનાલાલનું કવિ તરીકેનું જીવન તેમને પોતાને માટે તથા ગુજરાતને માટે પણ એક પૂરી ચરિતાર્થતાના ભાન સાથે સમાપ્તિ પામ્યું છે. ગુજરાત પાસેથી તેમણે પોતાની કવિતાના બદલામાં જે વાંછ્યું હશે તે ગુજરાતે તેમને પૂરેપૂરું ચૂકવી આપ્યું છે, અને કવિએ જે કંઈ આપ્યું છે તેથી ગુજરાતે પોતે પણ પૂરેપૂરી ગુણજ્ઞતા બતાવી છે. ગુજરાતના સમકાલીન જીવનના બધા સૂરો સાથે કવિનું જીવન અને કવન સંવાદ સાધી શક્યું નહિ છતાં એ વિસંવાદિતાને ગુજરાતે પોતાની વ્યાવહારિક દક્ષતા અને ઉદારતાથી બાજુએ મૂકી દઈને કવિને પોતાના કવિ તરીકે અપનાવ્યા અને બિરદાવ્યા છે. વળી કવિ જીવતાં જે ન કરી શકેલા તે તેઓ મૃત્યુને વરીને તો કરી જ ગયા: ગુજરાતના બધા સંસ્કારપ્રેમી અને કવિતાપ્રેમી વર્ગને તેમણે પોતાની મૃત્યુશય્યા પાસે ભેગો કર્યો અને સૌની પાસેથી એકસરખા પ્રેમળ ભાવથી તેમણે વિદાય મેળવી. મધુરેણ સમાપયેત્‌નું આપણું મંગલદર્શન કવિના મૃત્યુ સમયે તો યોગ્ય રીતે સિદ્ધ થયું જ.

કવિની અતિશય વિશાળ અને સમૃદ્ધ એવી સાહિત્યપ્રવૃત્તિ અત્યાર સુધીમાં અનેક રીતે આદર, અધ્યયન અને વિવેચન પામી ચૂકી છે. એમની શૈલી, એમનાં કાવ્યોના વિષયો, ભાવનાઓ, આદર્શો, અને તે પ્રત્યેકના ગુણઅવગુણ આપણા પીઢ વિવેચકોને હાથે ખંત અને ઉમંગપૂર્વક ઘણાં ઝીણવટભર્યાં અને તલસ્પર્શી નિરૂપણ પામ્યાં છે. બેશક, કવિની 'ઇન્દુકુમાર' કે 'કુરુક્ષેત્ર' જેવી રચનાઓ તેમના 'જયા–જયંત' કે 'વિશ્વગીતા'ના જેવું સાંગોપાંગ અને વિસ્તીર્ણ અધ્યયન પામી નથી, તેમ જ તેમની કેટલીક રચનાઓ તથા તેમના ભાવનાઓ કે આદર્શોની કેવળ મુગ્ધભાવે અત્યુક્તિભરી પ્રશંસા પણ ઘણીએક થઈ છે. તો પણ ન્હાનાલાલની કાવ્યપ્રતિભા તેના મુખ્ય આવિર્ભાવોમાં અણપ્રીછી કે અજાણી કે ઉપેક્ષિત નથી રહી અને ગુજરાતનું ચિત્ત અને હૃદય પણ કવિની પ્રતિભાના વિકાસની સાથેસાથે પોતાની સહૃદયતા અને ગ્રાહકતામાં વિકાસ પામતું રહ્યું છે.

કવિ પોતે પણ સમજતા અને સ્વીકારતા રહ્યા છે કે તેમની બધી રચનાઓ એકસરખા ઉત્તમ પોતવાળા નથી બનેલી. વળી તેમની કવિતા–પ્રવૃત્તિમાં છેલ્લેછેલ્લે કંઈક આત્મસંમોહનું તત્ત્વ પ્રવેશ પામ્યું હતું; આ વાત પણ સદ્‌ભાગ્યે કવિના ધ્યાન બહાર રહી ન હતી, તોપણ એ સંમોહનાં પરિણામોમાંથી તેઓ પોતાની કવિતાપ્રવૃત્તિને બચાવી શક્યા ન હતા. આને લીધે તેમની કેટલીક રચનાઓની પાછળ સ્પષ્ટ રીતે પ્રયત્નશીલતા, પરાણે કામ કરવાની મથામણ દેખાઈ આવે છે. એવી રીતે થયેલી તેમની રચનાઓ બહુ સાધારણ કોટિની નીવડી છે.

કવિની ગદ્ય અને પદ્યની બધી પ્રવૃત્તિ જોઈ જતાં જે એક સર્વવ્યાપી છાપ ઊઠે છે તે તેમની લાક્ષણિક શૈલીની. એ શૈલી છે કવિનો 'ડોલનશૈલી.' કવિ પદ્યમાં અને ગદ્યમાં, સર્વત્ર શૈલીકાર છે,

[illegible] છે, તેમની કલમમાં ઠરીને ઠામ થયેલી ગુજરાતી ભાષાની એક લાક્ષણિક લઢણને તે [illegible] છે. એ શૈલી દ્વારા પોતે જે લક્ષ્ય સાધવા ઇચ્છે છે તે સધાયું છે કે નહિ, એ શૈલીનો પ્રત્યેક પ્રસંગે પ્રયોગ ચરિતાર્થ કે આવશ્યક છે કે નહિ તે જોવાને પણ તેઓ થોભતા નથી. આમ છતાં, કવિની સર્જનશક્તિ એટલી સમૃદ્ધ રહેલી છે કે, કેવળ શૈલીના આવરણથી જ જીવતી એવી રચનાઓને બાદ કરી નાખ્યા પછી પણ, તેમના ગદ્ય અને પદ્ય ઉભયમાં એવી કેટલીયે સંખ્યાબંધ રચનાઓ છે જે પૂર્ણ રૂપે કલાત્મક બનેલી છે અને તે છે કવિનું અને સાથે સાથે ગુજરાતનું અને ગુજરાતી ભાષાનું અમર કલાધન.

કવિનું ગદ્યસંભારણું ઓછું નથી. એમની ટૂંકી વાર્તાઓ, નવલકથા, ગદ્ય લેખો, વ્યાખ્યાનો અને જીવનચરિત્રોમાં કવિનો અભ્યાસ અને મહેનત સંચિત થઈને પડેલાં છે. એમનું ગદ્ય અને એમનાં કાવ્યોની ડોલનશૈલી વચ્ચે બહુ ઓછું અંતર છે. એમના ઘણા ગદ્યખંડોને ડોલનશૈલીની રીતે, કે ડોલનશૈલીમાંનાં કાવ્યોને ગદ્યની રીતે કશી હાનિ સિવાય ગોઠવી શકાય તેમ છે. ગદ્યમાંના એમના સર્જનાત્મક લખાણનું મૂલ્ય હજી આપણે જાણવાનું છે. એમની દળદાર નવલકથા 'સારથિ'માં શું છે, તથા કેવો ગુણ છે તે કોઈ અભ્યાસીએ હજી તારવી આપ્યાનું જાણવામાં નથી. એમની 'ઉષા'એ તો અનેક યુવાનોને સ્વપ્નમાં રમતા કરી દીધેલા, એ જાણીતી વાત છે. 'પાંખડી'માંની એમની થોડીએક ટૂંકી વાર્તાઓ મનોહર ઊર્મિમુક્તકો જેવી છે. એમનાં વ્યાખ્યાનો અને ગદ્ય લેખોની પાછળ એક ખંતીલી અભ્યાસનિષ્ઠા અને સમૃદ્ધ માહિતીભંડાર જોવા મળે છે. સમાજજીવન અને સાહિત્ય અંગે કેટલીક કીમતી અને સત્યપ્રતિષ્ઠિત વિચારસરણી તેમનાં આ લખાણોમાં છે. જ્યાં તેઓ કોઈ આગ્રહથી ગ્રસ્ત નથી બનેલા હોતા ત્યાં તેઓ કાવ્યકળાની સાચી પરખ પણ બતાવે છે. ગુજરાતી ગદ્યમાં તેમનો સૌથી સમૃદ્ધ ફાળો છે 'કવીશ્વર દલપતરામ'ના વિસ્તૃત ચરિત્રનો. કવિની વિવિધ શક્તિઓ અહીં યોગ્ય આવિર્ભાવ પામી છે. અહીં તેમનું ગદ્ય શૈલીના મોહમાંથી ઘણુંએક બચી ગયું છે અને કવિ દલપતરામનું તથા તેમના કાળના ગુજરાતનું એક વિશાળ ચિત્ર અહીં રજૂ થયું છે.

કવિની કાવ્યપ્રવૃત્તિમાં ગુજરાતી ભાષાનો અને કવિતાનો એક નવીન અને અત્યંત રસ-પૂર્ણ આવિષ્કાર છે. પોતાની નવી ડોલનશૈલીમાં તથા છંદોબદ્ધ રચનાઓમાં કવિએ સૌન્દર્ય અને રસથી છલકાતી ઘણી કવિતા આપી છે. ડોલનશૈલી એ કવિના ચિત્તતંત્રનું એક લાક્ષણિક પ્રતીક બની રહી છે. એ શૈલી ભલે વ્યાપકતા પ્રાપ્ત ન કરી શકી, તથા તેમાં લખાયેલું બધું કાવ્યગુણ ભલે ન પામ્યું હોય તોપણ એ શૈલીમાંની કેટલીક રચનાઓ ઉત્તમ અને શુદ્ધ કાવ્યત્વવાળી બનેલી છે એમાં શંકા નથી. ડોલનશૈલીમાં લખાયેલાં એમનાં કેટલાંક ઊર્મિકાવ્યો, ખંડકાવ્યો અને નાટકો વિશુદ્ધ રીતે રસાત્મક અને કલામય બન્યાં છે. આ શૈલી, તત્ત્વતઃ ગદ્યનું જ એક સ્વરૂપવિશેષ હોવા છતાં, નવી, કવિએ, ગુજરાતી ભાષા પૂરતી જે રીતે ઉપજાવી કાઢી, અને ખંતપૂર્વક ખેડી એમાં કવિની સર્જકતાનો એક પ્રખર આવિર્ભાવ છે એમ સ્વીકારવું જોઈશે.

કેટલાકને એમ લાગે છે કે ડોલનશૈલીનું અનુસંધાન ન્હાનાલાલ પછી બીજો કોઈ કવિ કરી શક્યો નથી એનું કારણ આપણી કાવ્યપ્રતિભાની મંદતા છે. પણ વસ્તુસ્થિતિ એવી

લાગની નથી. ડોલનશૈલીના જીવાતુભૂત એવાં બે મુખ્ય તત્ત્વો છે: અલંકારો અને વાક્છટા. પોતે છંદોરૂપતા ન પામી શકવાને લીધે ડોલનશૈલીને વારંવાર આ બે તત્ત્વોનો ટેકો લેતા રહેવું પડ્યું છે. ન્હાનાલાલનું માનસ અત્યંત અલંકારપ્રિય અને વાક્છટાનું શોખીન હતું. કવિની કેટલીક મર્યાદાઓમાંની આ પણ એક મોટી મર્યાદા હતી: અને તેથી ડોલનશૈલીની કેટલીએક રચનાઓમાં, ખાસ તો તેમના 'કુરુક્ષેત્ર–મહાકાવ્ય'માં કાવ્ય નીપજવાને બદલે માત્ર આ બે તત્ત્વોના અપરૂપ બની જતા આવિષ્કારો જ પ્રગટ્યા છે. ન્હાનાલાલ પછીના કવિઓની પ્રતિભા ન્હાનાલાલને મુકાબલે ગમે તે કોટિની હો, તોપણ તેમની અને કવિની વચ્ચે આ આલંકારિક વલણની બાબતમાં મહત્ત્વનો માનસભેદ રહ્યો છે. અને ન્હાનાલાલના જેવી કે તેથી યે વધારે શક્તિવાળા કવિઓ આપણે ત્યાં જન્મશે ત્યારે તેઓ ડોલનશૈલીનો આશ્રય લેશે જ કે તેનો તંતુ જીવતો રાખશે જ એ કહેવાય તેમ નથી. ડોલનશૈલીનું અનુસંધાન બહુ જ થોડું થયું એમાં એ શૈલીની અનન્યસાધારણ ગુણવત્તા કરતાં એની પોતાની કલાક્ષમતાની ઊણપ વિશેષ રહેલી છે. એથી ઊલટું એમનાં છંદોબદ્ધ કાવ્યોની બાની વિષે જે બન્યું છે તે જુઓ. એમાં પણ કવિની વિશિષ્ટ અલંકારશક્તિ છે. પણ એ બાનીની કલાસમૃદ્ધિ અલંકાર કે વાક્છટાને નહિ પણ ભાષા અને ઊર્મિને સમગ્રરૂપે એક આંતરિક સૌન્દર્યમયતાથી ભરી દેતી સર્જકતાને આભારી છે. એવા બાનાનું આખું કલેવર, તેના સરલ નિરલંકાર અને વાક્છટાથી મુક્ત એવા વ્યવહારમાં પણ, એક નવી અર્થશક્તિ પામે છે. ન્હાનાલાલે તે પણ ઘણા સામર્થ્યથી કરી આપ્યું છે. અને તે રીતની અર્થશક્તિ ગુજરાતી કવિતાનો તથા ભાષાનો એક અંતર્ગત અંશ બની ગઈ છે. કવિએ નિષ્પાદિત કરેલી આ અર્થશક્તિને અને રૂપછટાને તેમની પછીના લગભગ એકેએક શક્તિવાળા કવિએ આરાધી છે અને પોતપોતાની રીતે અપનાવી છે.

ન્હાનાલાલની પ્રતિભાએ પોતાનો ઉત્તમમાં ઉત્તમ આવિર્ભાવ અર્વાચીન રીતનાં ઊર્મિકાવ્યો દ્વારા સાધ્યો છે. તેમની બાની લોકસાહિત્ય, પ્રાચીન ગુજરાતી કવિતા તથા સંસ્કૃત કવિતાના ઉત્તમાંશોથી સમૃદ્ધ બનેલી છે. તેમણે રાસ, ભજન, ખંડકાવ્ય અને મહાકાવ્ય એમ જુદા જુદા કાવ્યપ્રકારો વિવિધ પ્રકારની આકર્ષકતાથી ખેડ્યા છે, છતાં જેમાં તેમને હાથે શુદ્ધ કલાત્મકતાનું નિર્માણ થયું હોય તેવો પ્રકાર આ ઊર્મિકાવ્યોનો છે. એ ઊર્મિકાવ્યો, ડોલનશૈલીમાં તથા છંદોબદ્ધ રૂપમાં લખાયેલી એ રચનાઓ કોઈક અનોખા રસ અને સૌન્દર્યથી મંડિત થયેલી છે. કવિનાં આ ઊર્મિકાવ્યોનાં બધાં અંગઉપાંગો, તથા તેમની સ્થૂલસૂક્ષ્મ સામગ્રી એક પ્રકારના તરલ અને અમાપ્ય છતાં રસના સમૃદ્ધ મધુમયતાથી ભરેલી રહે છે. ગુજરાતની પ્રકૃતિ, ગુજરાતનું જીવન, અને ગુજરાતની ભાષા અને ભાવના જાણે એકાએક સૌન્દર્યના અપૂર્વ લેબાસમાં આપણી આગળ આવીને ખડી થઈ જાય છે. અને એ ન્હાનાલાલની સહજ પ્રતિભાની ઘણી મોટી સિદ્ધિ છે.

તેમના લોકપ્રિય થયેલા રાસ અને ભજનો પણ તેમણે જ્યાં ઊર્મિકાવ્યનું રૂપ લીધું છે ત્યાં ઉત્તમ નીવડ્યાં છે. તે સિવાયની રચનાઓ આપણા લોકકવિઓની કે ભક્તકવિઓની ઉત્તમ રચનાઓની હરોળમાં બેસી શકે તેવી છે જ એમ નહિ કહેવાય. એમની ડોલન‑શૈલીમાંના ખંડકાવ્યો વસ્તુતઃ ઊર્મિકાવ્યો છે જ. એમનું 'કુરુક્ષેત્ર' પણ વસ્તુતઃ ઊર્મિકાવ્ય છે. તેને મહાકાવ્ય કરવાનો કવિનો સહૃદય પ્રયત્ન હોવા છતાં, તેમની પ્રતિભાની પ્રકૃતિ

મર્યાદાને લઈને, તે કૃતિ તેમની ડોલનશૈલીની બીજી રચનાઓથી બહુ ઊંચી થઈ શકી નથી. ઊલટું, કાવ્યગુણમાં તે તેમની આવી બીજી ઘણી રચનાઓ કરતાં મંદસત્ત્વ નીવડેલી છે. કવિએ ઉદ્દેશે ઉદ્દેશે લખેલાં 'હરિદર્શન' અને 'વેણુવિહાર' પ્રેમાનંદ અને જયદેવની શૈલી તરફ ગતિ કરે છે, છતાં કવિમાં વસ્તુપ્રધાન રચના નિપજાવવાની ઘણી ઓછી ફાવટ છે તે સ્પષ્ટ જણાઈ આવ્યા વગર રહેતું નથી. ઐતિહાસિક વસ્તુ લઈને લખાયેલાં તેમનાં નાટકોનું વસ્તુવિધાન પણ આ પ્રકારનું છે.

કવિને હાથે ખરેખરું મહાન કહેવાય તેવું સર્જન થયું હોય તો તે છે તેમની ડોલનશૈલીમાં રચાયેલાં સામાજિક જીવનનાં ભાવપ્રધાન નાટકોમાં. આ પ્રકારનાં નાટકો સૂક્ષ્મરૂપે કવિના ચિત્તમાં વિકસતા ગયેલા એક જ તત્ત્વના ક્રમિક આવિર્ભાવો છે. અને એ બધાં મળીને એક કૃતિ બનતાં હોય તેવું લાગે છે. એ કૃતિઓમાંથી 'વસન્તોત્સવ' અને 'પ્રેમકુંજ'માં કેટલુંક અનોખું માધુર્ય છે. પણ તે સિવાયની બીજી કૃતિઓ છેવટે 'ઇન્દુકુમાર'ની અંકત્રયીમાં પોતાનો સમાહાર સાધી લે છે. કવિની જીવનદૃષ્ટિ અને કલાશક્તિનો સમસ્ત ભંડાર આ ત્રણ અંકોમાં ઠલવાયો છે. અને ન્હાનાલાલની કાવ્યકળાના મંદિર ઉપર એ કૃતિ સુવર્ણમંડિત શિખર જેવી વિરાજે છે.

કવિએ 'ઇન્દુકુમાર'માં પોતાનું સર્વસ્વ ઠાલવ્યું છે છતાં તેમની મહત્ત્વાકાંક્ષા એથી યે આગળ વધતી રહેલી છે. એક બાજુએ તેમણે 'લિરિક'ની વાંસળી જરા હેઠી મૂકીને 'મહાકાવ્ય'નો શંખ હાથમાં લીધો—જેનું પરિણામ આપણે ઉપર જોયું છે—તો બીજી બાજુએ તેઓ પૃથ્વીનું સાધારણ જીવન મૂકી તે 'ત્રિકાળપર સનાતનતા'ને આંબવાને નીકળ્યા છે. એમની આ પ્રવૃત્તિ સૌથી વધારે 'વિશ્વગીતા'માં સાકાર થઈ છે. જીવનના સનાતન પ્રશ્નોને સમજવાનો, તથા સમગ્ર સૃષ્ટિ જીવનને કાવ્યમાં ગૂંથવાનો કવિનો ઉમંગ બેશક પ્રશસ્ય છે. પરંતુ એનું આવેલું પરિણામ એમની ઊર્મિકવિતાના જેટલું કલાના સત્યસૌન્દર્યવાળું નથી. બેશક, આપણા બીજા કોઈ કવિ કરતાં ન્હાનાલાલમાં વિરાટ પ્રકૃતિનાં કેટલાંક સાચેસાચ પ્રેરણામંડિત દર્શનો જોવા મળે છે. કેટલેક સ્થળે તેમનું કાવ્ય આપણને સૃષ્ટિનાં ભવ્ય અને અદ્ભુત તત્ત્વોના ગહન સાંનિધ્યમાં લઈ જાય છે. પરંતુ આખા વિશ્વનું અને તેમાં યે વિશેષે તો તેની પાછળના નિગૂઢ ચૈતન્યનું, અને એ ચૈતન્યના ગહન રસ અને સૌન્દર્યનું—તેના અનંતવિધ આવિર્ભાવોનું કાવ્ય કરવાની કવિની હોંશ આપણે ઇચ્છીએ તેવી સફળતા પામી નથી.

બન્યું છે એવું કે મનસાતીત અનુભૂતિના આ પ્રદેશોમાં કવિની પ્રતિભા પ્રેરણા કે સહજબોધિના માર્ગદ્વારા પ્રવેશ પામી શકી નથી. અને બ્રહ્મ અને બ્રહ્માંડની લીલા અને રસને ગાવાના કવિના પ્રયત્નો એક મનોમય તરંગલીલાથી બહુ આગળ વધી શક્યા નથી. કવિની નજરે જે વિરાટનું દર્શન થયું છે તે તેના કેવળ સ્થૂલ વિસ્તારનું જ છે. એ સ્થૂલ વિસ્તારને તેઓ 'વિરાટનો હીંડોળો' કે 'બ્રહ્માંડની સુમકુંજ' કે 'વડ પાથર્યાં આભનાં પત્ર કાળાં' જેવી સુભગ અને ભવ્ય ઉપમાઓથી વર્ણવી શક્યા છે. પરંતુ એ બ્રહ્મના રસબળને 'કુરુક્ષેત્ર'ના 'મહાસુદર્શન'માં કે 'વિશ્વગીતા'માં વર્ણવવાના તેમના મોટા પાયા પરના પ્રયત્નો આપણને વિશ્વચૈતન્યનો સ્પર્શ ભાગ્યે જ કરાવી શકે છે. 'વિશ્વગીતા'માં

બોલતો 'પરબ્રહ્મ' ગીતાના પરબ્રહ્મની કોટિનો નથી પણ કવિના દેવર્ષિ કે યોગીજનની ભૂમિકાનો પદાર્થ છે. વસ્તુસ્થિતિ એ છે કે કવિ જેમ જેમ સજાન બનીને વિરાટનું ગાન કરવા મથ્યા છે ત્યાં ત્યાં તેઓ તેમની સાહજિક પ્રેરણા-સહજબોધિમાંથી પણ ચ્યુત થયા છે અને ચૈતન્યના સૂક્ષ્મ સમારોહથી અને વિસ્તારથી સધાતો આ પ્રદેશ તેઓ કેવળ રસિક મનોમય તરંગમયતાથી જ સ્પર્શી શક્યા છે.

આ વસ્તુ કવિનાં ભજનો કે તેમના આધ્યાત્મિક અનુભવોનાં કાવ્યો 'વેણુવિહાર' કે 'હરિદર્શન'નું અવલોકન કરવાથી વધારે સમજાશે. કવિનાં ભક્તિરસનાં કાવ્યોમાં તેમની વાણીનું લાક્ષણિક સૌષ્ઠવ અને અલંકાર માધુર્ય છે પણ એની અંદરની ભક્તિ એ આપણા નરસિંહ, મીરાં કે દયારામની ગહન અનુભૂતિભરેલી નથી. પ્રાર્થનાસમાજના કવિઓની પેઠે એ ભક્તિવૃત્તિનું મનોમય આલેખન જ છે. વસ્તુતઃ કવિનું જીવન આવી ઘેરી અનુભૂતિઓમાં સામાન્ય રીતે ગયું નથી. એમને જે આધ્યાત્મિક અનુભવો થયા તે પણ જીવનના મોડા કાળમાં. પરંતુ એ અનુભવનું તેમણે જે 'વેણુવિહાર' કાવ્ય કર્યું તે એ અનુભવની મનોમય સ્મૃતિનો આલંબ લઈને જ બન્યું છે. ભક્તિની, આત્મસમર્પણની કે આત્મસાક્ષાત્કારની કે ઈશ્વરદર્શનની અનુભૂતિઓ આપણા ઉપનિષદના ઋષિઓ કે સંતો અને ભક્તોના મુખમાંથી જે રીતનો સ્વયંભૂ ઉદ્ગાર લઈને બહાર આવે છે તે રીતની શબ્દવાણી કવિમાં નથી.

કવિમાં ગહન તથા વ્યાપક આધ્યાત્મિક દૃષ્ટિનો રહેલો અભાવ તેમણે ધર્મ અને તત્ત્વજ્ઞાનના તથા વિશેષે સમગ્ર માનવ જીવન વિષે રજૂ કરેલા દર્શનને જોવાથી પણ જણાઈ આવે છે. કવિનું જીવન બેશક નિર્મલ વ્યવહારવાળું હતું. પાપની સામે પુણ્યની પાળો બાંધવાની, સંયમ, કામવર્જિત રસિકતાની ભાવના તેમણે ઘણા ગાંભીર્યથી સેવી હતી. પરંતુ આચારની કે વિચારની કેવલ નિર્મલતા, એકલી સાત્ત્વિકતા, રાજસ દશા કરતાં તે ઉચ્ચતર હોવા છતાં, જીવનના વિકાસની અંતિમ પરાકાષ્ઠા નથી. શ્રીકૃષ્ણ અર્જુનને बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते–પુણ્ય અને પાપ બંનેની પાર ચાલ્યા જવાનું કહે છે. रसो वै सः એ રસસાગર ઈશ્વરનું સ્વરૂપ પણ પુણ્યની પાળમાં જ બંધાયેલું પડ્યું છે એમ પણ નથી. વિકાસ પામતા માનવને માટે પુણ્ય-પવિત્રતા-કવિને પ્રિય એવાં સ્વામિનારાયણીય પંથ વર્તમાન-એ બધાં સાધન ઉપકારક છે એની ના નથી. પરંતુ માનવવિકાસનો માર્ગ તો આ જ, એમ જ્યારે કવિ કહે છે ત્યારે તેની સાથે સાથે ભગવાનનું આ વાક્ય સ્મૃતિમાં ખડું થાય છે, કે अपि चेत् सुदुराचारो भजते मामनन्यभाक्। साधुरेव स मन्तव्यः...પાપ અને પુણ્ય એ બંને વચલી અવસ્થાની વૃત્તિઓ છે. પાપનાં જેટલું જ પુણ્ય પણ માણસને વિકાસમાં વિઘ્નકર હોઈ શકે છે. ઈશ્વરના રસ સાગરને પાપ કે પુણ્ય એમાંથી એકેની પાળ નથી. એ પોતાના નિરવધિ વિસ્તારથી પોતાની નિઃસીમ પરિપૂર્ણતાથી સર્વત્ર ભરેલો-સભર ભરેલો છે. પુણ્યના પરિબળથી તે જીવતો નથી, પરંતુ પોતાના સ્વાયત્ત સ્વાધીન રસતત્ત્વથી તે વિદ્યમાન છે. જગતના રસોનું ઝરણ તેમાંથી આવે છે. પુણ્ય પણ જીવતું હોય તો તેને લીધે જીવે છે. અને આપણે જરાક વિચાર કરીશું તો જણાશે કે પાપ પણ તેને લીધે જ જીવે છે. ભૂત માત્રની બધી જીવનલીલા, જીવનના બધા શુભઅશુભ આવિર્ભાવોનું પ્રભવસ્થાન તે છે. અને જીવનના બધા વ્યવહારો દ્વારા તે આવીને પોતાના

તરફ લઈ જાય છે. આ રહસ્યને કળા જ વધારે સમજી છે અને તેણે તેને મૂર્ત કર્યું છે. માત્ર શુદ્ધ આચારવિચારના સ્થૂલ રેખાથી ડગલાં ભરતી નીતિરીતિ અને સદાચાર કરતાં કળાની ભુજાઓની પરિધિ ઘણી વિશાળ છે, એનાથી વિશાળ પરિધિ એક જ વસ્તુની છે, –આત્માની–પરમાત્માની.

કવિનું ઉત્તર જીવન એક પ્રકારની પ્રવૃત્તિમય નિવૃત્તિમાં વીત્યું છે. કોઈ સંસ્થા કે કોઈ પ્રવૃત્તિના અંગભૂત બની કાંઈ કાર્ય કરવાને બદલે કવિએ કેવળ સરસ્વતીની આરાધનાનો નિર્ણય કેમ કર્યો એ આપણે પૂરેપૂરું જાણતા નથી. એમ છતાં કવિને કેટલીક મુશ્કેલીઓમાં ઊતરવું પડેલું છતાં એ બધીનો તેમણે બ્રાહ્મણોચિત તિતિક્ષાથી અને ક્ષત્રિયોચિત ગૌરવ અને ધીરતાથી સામનો કર્યો. કવિ પોતે કહી ગયા છે કે આ નિવૃત્તિને લીધે ભગવાને એમને ભૂખ્યા નથી રાખ્યા અને સરસ્વતીએ તેમના ઉપર અખંડ કૃપા રાખી છે. આ નિવૃત્તિ કાળ દરમિયાન તેઓ સરસ્વતીની ઉપાસના કરતાં કરતાં ગુજરાતના જીવન સાથે જે અપ્રતિહત રીતે સંયોગ થતો ગયો તે રીતે તેમાં પોતાનો ફાળો આપતા રહ્યા. આપણે જોઈએ છીએ કે એ ફાળો નાનોસૂનો નથી. જીવનમાં કવિતાનું ગૌરવ તેમણે સ્થાપી આપ્યું. દલપતરામની કવિતાના પણ ગુજરાતે ઉત્સવ કર્યા હતા. પણ ન્હાનાલાલની કવિતાના ઉત્સવ તેથી ઊંચી ભૂમિકાના હતા. હવે કવિતાનો સમજદાર વર્ગ ગુજરાતમાં વધ્યો હતો અને ગુજરાતનું જીવન પણ અનેક મહાન ભાવનાઓ તથા વિચારોથી સમૃદ્ધ બન્યું હતું. કવિની અંખેપી વસંત ગુજરાતના જીવનમાં પ્રગટવા લાગી હતી. કવિનાં શરદનાં ગાન અને વસન્તના ઉત્સવ ગુજરાતે ખૂબ ઉત્સાહ અને આદરથી ઝીલ્યાં. પણ ગુજરાતના આ વિકાસ પામતા જીવનનો અને કવિની બાહ્ય પ્રકૃતિનો સહકાર બહુ ટક્યો નહિ. 'ગુજરાતનો તપસ્વી' લખી જનારી પ્રતિભાએ ગુજરાતના નવજીવનને કેવી રીતે બહલાવ્યું હોત તેની માત્ર કલ્પના જ કરવાની રહે છે.

વસ્તુતઃ કવિના જીવનમાં રહી ગયેલો વિસંવાદ એ કવિની જ નહિ પણ આપણા આજ સુધીના આખા માનવવિકાસની મર્યાદાનો સૂચક છે. એ રીતે જોતાં કવિની પ્રકૃતિના આ અરુચિર અંશોને આપણે યથાસ્થાને મૂકીને તેમની પ્રકૃતિનાં બીજાં મધુર લક્ષણોની વધારે કદર કરી શકીશું. સદ્ભાગ્યે કવિની કવિતાનાં અને જીવનનાં ઉત્તમ લક્ષણોનો ખૂબ સહૃદય ભાવથી સ્વીકાર કરાયો છે. કવિની પ્રકૃતિગત નબળાઈને નભાવી લઈને તેમના મિત્રોએ અને પ્રશંસકોએ તેમની સાથેના વ્યવહારને ઘણે તેટલો મધુરતા અને પ્રસન્નતાની ભૂમિ ઉપર ટકાવી રાખ્યો છે, એ આપણા સામાજિક વિકાસનું પણ એક શુભ તત્ત્વ છે.

કવિની પ્રકૃતિમાં કેટલીક લાક્ષણિક ઉત્તમ વસ્તુઓ પણ હતી. કવિના જીવનની ઘટનાઓની તથા તેમની સાથેના વ્યવહારોની માહિતી જેમ આપણને વધારે મળશે તેમ આ બાબત વધારે સ્પષ્ટ થશે. કવિની સાદાઈ, આચારની નિર્મળતા, બ્રાહ્મણોચિત અપરિગ્રહવૃત્તિ, ભાવનાશાલીન માનસનું એક પ્રકારનું સ્વમાનિત્વ, અને વિષમ પરિસ્થિતિઓને પણ ધૈર્ય અને તિતિક્ષાથી ભેટવાની શક્તિ તેમના વ્યક્તિત્વનાં કેટલાંક પ્રશસ્ય લક્ષણો છે જેમની સાથે તેમણે અંગત સંબંધ બાંધ્યો હતો તેમના પ્રત્યેનો તેમનો પ્રેમભાવ, આતિથ્યવૃત્તિ, અને તેમનાથી નાનાઓ પ્રત્યેનું તેમનું વાત્સલ્ય એ તો કવિના હૃદયની ઘણી મધુર ફોરમવાળી બાબતો છે. આપણે ઇચ્છીએ કે કવિજીવનના આ પાસાંઓ રજૂ કરતી ઘટનાઓ અને

પ્રસંગો આપણને ખૂબ પ્રમાણમાં મળે કે જેથી આપણા આ એક અતિ મધુર ગીત ગાનાર કવિના જીવનને આપણે એટલા જ મધુર ભાવે હૃદયમાં સ્થાપી શકીએ.

કવિના વ્યક્તિત્વનો વિચાર કરતાં એક વાત બહુ સ્પષ્ટ રીતે આપણી આગળ તરી આવે છે. આપણા ગુજરાતના જીવનનો ઝડપથી અદશ્ય થઈ રહેલો એક અંશ કવિમાં અસાધારણ રીતે મૂર્ત થયેલો હતો. એ છે આપણી ગુજરાતની તલપદીય સંસ્કારિતા. એ તલપદીયતા જે રીતે વ્યવહારને મિષ્ટ કરે છે, જીવનની પકડમાં જે કેટલુંક વિશિષ્ટ સામર્થ્ય બતાવે છે, તથા હૃદયની ઊર્મિઓ તથા વિચારોને જે લાક્ષણિક વાણીમાં કે આચારમાં પ્રગટ કરે છે તે તત્ત્વો આંતરપ્રાંતીય તથા કહો કે આંતરરાષ્ટ્રીય સંસ્કારોમાં વિરસતી જતી નવી પેઢીમાંથી ઓસરતાં જાય છે. આપણા ગઇ પેઢીના સાક્ષરો, વિદ્વાનો અને કવિઓ, ગોવર્ધનરામ, નરસિંહરાવ, કેશવલાલ, આનંદશંકર વગેરેમાં આ તત્ત્વની સાથે સુભગ રીતે અનુસંધાન ચાલુ હતું. એ વિભૂતિઓમાંથી અવશિષ્ટ રહેલ ન્હાનાલાલ અને બળવંતરાયમાં પણ એ અનુસંધાન સભર રીતે છે. એ તલપદીય સંસ્કારિતાનો એક ધીંગો બુરજ ન્હાનાલાલ જતાં અદૃશ્ય થાય છે. ગુજરાતના તલપદીય વર્ચસ્વની કેટલીક અત્યંત મોહક અને સમર્થ છટાઓ ન્હાનાલાલમાં જીવંત હતી. અને કવિના વ્યક્તિત્વનું એ મને એક ઘણું મહાન પાસું લાગ્યું છે. કવિજીવનનો ભાવિ લેખક અને ઇતિહાસકાર એમના આ સ્વરૂપને પણ યોગ્ય ન્યાય આપશે એવી આશા રાખીએ.

પોંડિચેરી, ૧૮-૩-૪૬.

---

## સ્મૃતિ

પ્રજારામ રાવળ

તરસ્યું ઉડતું પંખી વ્યોમે સુખે ઉડતું રહે.
નવલ નવલા દેશોમાં કૌતુકે વળી, ઊતરે.
જળતણું અહો, ઘેલું લાગ્યું અશું જ; જળે જળે,
સ્થળ સ્થળમહીં રહેતું બોળી જ, એ નિજ ચાંચને!
સ્થળ સ્થળતણાં પાણી: મીઠાં બધાં ક્યહિંથી મળે!
પણ, મધુર તે એવાં, ખારાશ કે સ્મૃતિથી સરે!
ઉડતું ઉડતું થાક્યું પાક્યું જ, એક દિ' ઊતર્યું
તુજ ધરતીમાં, લેવા વિશ્રાન્તિએ; તુજ ત્યાં ભર્યું
જળ; ફરી ફરી પીતાં પીતાં વધુ મધુરું કર્યું.
મધુરપ વિચિત્રે, એ ઊંડું વધુ ઉરમાં સર્યું.
સ્થિર થઇ ગયું પાછું માળામહીં નિજ, એ દ્વિજ,
સ્મરણ કરતાં, વારિ પીધાં મીઠાં, સ્મરણ પ્રિય,
તુજ સ્મરણની પાસે આવે સદા, નિજ ચંચુને
જળમહિં રહે બોળી, કોઇ વિચિત્ર રસેથી જ!

# કર્મ : ધર્મ : આત્મજ્ઞાન

રસિકલાલ માણેકલાલ વકીલ બી. એ.

(ગતાંકથી ચાલુ)

૧

સામાજિક જીવનની વિરૂપતાનાં કારણો અને પ્રકૃતિના નિયમોની વૈજ્ઞાનિક સમજની આવશ્યકતા આપણે સ્વીકારીએ ત્યાર પછી જ ધર્મ અને આત્મજ્ઞાનના ગૂઢ વિષયમાં પ્રવેશ કરવો ઘટે. આપણી વિચારસરણી અને કાર્યપદ્ધતિમાં અનેક પ્રકારના ભ્રમ હોવાના પરિણામે ખરે બપોરે તારા બતાવવાનો છંદ આપણા મનને ખોટે રસ્તે દોરી જાય છે. જ્ઞાન અને અનુભવની ન્યૂનતા, અંગત પૂર્વગ્રહો, રાજકીય પક્ષાપક્ષી, આર્થિક સ્વાર્થાન્ધતા, સામાજિક પ્રણાલિકા, રાષ્ટ્રીય અહંકાર અને ધાર્મિક સંકુચિતપણાથી ગૂંથાએલી ભ્રમજાળ આપણા મનને વિકારી બંધનપાશથી જકડી રાખે છે. કોઈ પણ પ્રસંગનું વૈજ્ઞાનિક પૃથક્કરણ કરવાની ધીરજ આપણામાં રહેતી નથી. અને આપણા મનમાં ઘર ઘાલી બેઠેલા અમુક લોખંડી પૂર્વગ્રહને પોષવા અર્થે ખોટાં અનુમાનો અને બેહૂદી ગણત્રીઓને આપણે મહત્ત્વ આપવા પ્રેરાઈ જઈએ છીએ.

૨

અન્ધગજન્યાય અનુસાર અખંડ વસ્તુને તેના એકાદ ખંડથી આંકીએ છીએ. આપણા જેવા આચારવિચાર જેના ન હોય તે માણસને જંગલી યા કાફર યા [illegible] યા હિંસાવાદી લેખીએ છીએ. ફક્ત ધોતી અને પહેરણ પહેરીને ફરતો હિંદી કોટ, પાટલુન, ટાઈ, ટોપ અને મોજાંબૂટનો લેબાસ લગાવતા અંગ્રેજને જંગલી લાગે છે. આ ગણનામાં રહેલો દોષ શોધવા પ્રયત્ન ન થાય ત્યાં સુધી તેનો ભ્રમ રહેવાનો. ભૌગોલિક સ્થિતિ, ઐતિહાસિક પરિબળો અને સામાજિક પરિસ્થિતિ હિંદીનો લેબાસ ઘડવામાં મુખ્ય ભાગ ભજવે છે તે સત્ય ન સૂઝે ત્યાંસુધી હિંદી નાગરિકને જંગલી ગણવાના પ્રતિકૂળ ભ્રમમાંથી અંગ્રેજ મુક્ત થવા ન પામે. આવા ભ્રમનાં અનેક કારણોમાં superiority complex –શ્રેષ્ઠતાની ભાવના–પણ એક છે કિન્તુ ભ્રમનો નાશ કરવા બાહ્ય પરિસ્થિતિની અભ્યાસપૂર્વક આંકણી અને આંતરિક ભાવનાની સમતા આવશ્યક છે.

રાજકીય નેતાઓ ઘણીવાર જનતા ઉપર પોતાનું વર્ચસ્વ બેસાડવા ખાતર આવી જાતના ભ્રામક વિચારોનો પ્રચાર કરે છે. ચરખાની પ્રચારસરણીમાં ધર્મની ભાવનાને પ્રધાનપદ આપવામાં આવે છે, તે અયોગ્ય છે. ડૉ. રાધાકૃષ્ણન્ સ્પષ્ટ સમજાવે છે કેઃ—

"Religion does not tell us that homespun is better than millcloth, or a bullock coach is superior to a motor-car." (*Kalki* p. 84).

(ધર્મ આપણને એમ નથી કહેતો કે મિલનાં કાપડ કરતાં ખાદી સારી છે, અથવા મોટર કરતાં બળદગાડી ચઢિયાતી છે.)

તે જ પ્રમાણે નૈતિક જીવનનિયમોને પણ ધર્મનો ઢોળ ચઢાવવામાં અન્યાય સિવાય બીજું કાંઈ નથી. જગવિખ્યાત પ્રો. આઈન્સ્ટાઇન કહે છેઃ

"There is nothing divine about morality, it is a purely human affair." ( *The World as I See It.* p. 29 ).

( નીતિવિચારણાને દિવ્યતાની સાથે કાંઈ નિસબત નથી, એ તો કેવળ એક માનવ આચાર છે.)

મનુષ્ય જ્યાંસુધી સંપૂર્ણતાના શિખરે ન પહોંચે ત્યાંસુધી એક યા બીજા પ્રભુની જરૂર રહેવાની જ. તેથી જેમ બને તેમ વિચારભ્રમનાં આક્રમણ ઓછાં થવા પામે તેવી વિચારસરણી અને કાર્યપદ્ધતિની સાધના કરવામાં મનુષ્યદેહની કૃતાર્થતા છે.

૩

ભારતવર્ષની—બલ્કે સારી આલમની—પ્રજાઓમાં વધુમાં વધુ હાનિકારક તત્ત્વ (factor) વ્યક્તિ અને સમાજના અંધારણ અને કર્તવ્યમાં રહેલા ભેદ પરત્વેના ભ્રમિત વિચારમાં છે. સમાજના અનેક વર્ગોના હિત સુમેળ સમન્વયથી વિમુખ છે અને પરિણામે વ્યક્તિના આચારવિચારમાં કષ્ટ અને કિલષ્ટતા ઉદ્ભવે છે. તેનાં કારણ ઐતિહાસિક અવલોકનથી મળે. વૈજ્ઞાનિક વિચારદૃષ્ટિ અને અભ્યાસથી મળે.

આજના સમાજનું સ્વરૂપ માનવી જીવનનાં લાખો વર્ષોનો વારસો છે. બહુ પુરાતન સમયનો પ્રમાણપૂર્વક ઇતિહાસ આપણી પાસે નથી. પરંતુ માનવશાસ્ત્રના વૈજ્ઞાનિકોએ ધ્યાનપૂર્વક અમુક અટકળો બાંધી છે. મનુષ્ય કોઈ ગેબી ભુવનમાંથી ઊતરી આવેલું પ્રાણી નથી, પરન્તુ ઘણા-લાંબા સમય સુધી ધીમે ધીમે વિકસિત થયેલું પ્રાણી છે. તેનો દેહ અને તેનું મન ક્રમશઃ વિકાસ પામતાં ગયાં છે. આ વિકાસક્રમમાં પ્રધાન કારણો બાહ્ય કુદરત અને તેની સાથેની પ્રાણીની ક્રિયાપ્રતિક્રિયામાં સમાયેલાં છે. મનુષ્ય એક નાના જીવનકોષથી માંડી અનેક ભૂમિકામાંથી પસાર થઈ હાલના તબક્કે આવી પહોંચ્યો છે. વ્યક્તિનો વિકાસ સમાજના વિકાસ સાથે ગૂઢ સંબંધ ધરાવે છે.

૪

મનુષ્યસમાજના વિકાસની અમુક ભૂમિકાઓ ઐતિહાસિક સંશોધનથી નક્કી કરવામાં આવી છે. શરૂઆતમાં મનુષ્ય જંગલી અવસ્થામાં હતો ત્યારે શિકારથી પેટ ભરતો. અને પથ્થરના ઓજારોનો ઉપયોગ કરતો. તે યુગમાં સમાજ જેવી રચના નહોતી. વ્યક્તિગત અને વિચિત્ર કુટુંબના ધોરણ ઉપર જીવન નિર્ભર હતું. ન કોઈ રાજા કે ન કોઈ વર્ણાશ્રમ. સમય વહેતાં પાળેલાં (domestic) પ્રાણીનો ઉપયોગ થવા માંડ્યો. ઢોરના ચારા માટે આવશ્યક ઘાસ વગેરેની જરૂર જણાતાં મનુષ્ય ખેતી કરતો થયો. પથ્થરનાં ઓજારોમાં ધાતુનાં ઓજારો ઉમેરાયાં. ધાતુની શોધ માનવ ઇતિહાસમાં મહત્ત્વની ગણાય છે. કારણ કે તે શોધના પરિણામે જુદી જુદી માનવ ટોળીઓ અસ્તિત્વમાં આવી. ઉત્પાદન વધ્યું. અને ઉત્પાદન વધારવા ગુલામીની પ્રથા ઉદ્ભવી. ત્યાંથી માનવ સમાજ તદ્દન નવીન તબક્કામાં પ્રવેશે છે. નવાં સામાજિક સંબંધો રચાય છે, અને ગુલામીની પ્રથાએ જે પાયો નાખ્યો તે પ્રથાના વિકાસમાં ઉદ્ભવતાં અનેક અનિષ્ટો આજ સુધી એક યા બીજા રૂપમાં આધુનિક સમાજને હાનિ કરી રહ્યાં છે.

આરંભમાં મનુષ્ય વ્યક્તિગત જરૂરિયાત જેટલું જ ઉત્પાદન કરતો. પરંતુ ધાતુની શોધ પછી ગુલામોની પ્રથા મારફત ઉત્પાદન વધતું ચાલ્યું એટલું જ નહિ પણ જરૂર

ઉપર્યુક્ત નફો બનાવવાનો હેતુ અને માલિકીના હક્ક અસ્તિત્વમાં આવ્યા સમાજમાં અનેક વર્ગો પડ્યા. ઉત્પાદક સાધનોનો માલિક વર્ગ અને ઉત્પાદક સાધનોનો ઉપયોગ કરી ઉત્પાદન કરનાર કામદાર યા શ્રમજીવી વર્ગ—આ બે મુખ્ય વર્ગોનો અરસપરસ સંબંધનો ઇતિહાસ તે માનવ સમાજનો ઇતિહાસ. ગુલામી, સામંતશાહી અને મૂડીવાદ એક પછી એક સમાજની વિકાસ પામતી ભૂમિકાની રૂપરેખાઓ છે.

૫

સમાજના વિકાસક્રમમાં રાજ્યસંસ્થા અસ્તિત્વમાં આવી. તેની જરૂર હતી. બે મુખ્ય વર્ગોમાં હમેશાં ઘર્ષણો થાય તે સ્વાભાવિક હતું ઉત્પાદક વર્ગના શ્રમથી પેદા થતું ધન માલિકવર્ગના જ ભંડાર ભરે. અને ઉત્પાદક પોતે જીવનનિર્વાહ માંડ માંડ ચલાવે. પરિણામે ઘર્ષણ અને વિગ્રહ આવે જ, અને માલિકવર્ગનાં હિતોને હાનિ પહોંચે. આવાં ઘર્ષણો ન થાય અથવા ઓછા પ્રમાણમાં થાય અથવા માલિકવર્ગના હિતને હાનિકારક ન નીવડે તે હેતુમાં રાજ્યસંસ્થાનો ઉદ્ભવ થએલો ગણી શકાય. રાજ્યસંસ્થા એટલે માલિકવર્ગના હિતોના રખવાળ. આ રાજકીય રખવાળીનું રહસ્ય ભેદી છે અને તેના રગરાગ સમજવામાં ઉપસ્થિત થતા અનેક ભ્રમ આપણને તેનું ખરું સ્વરૂપ નિહાળવામાં અંતરાય ઊભા કરે છે. દૃષ્ટાંત લઈએ. આ વિશ્વયુદ્ધ પહેલાં કારખાનાંઓનો નફો જે પ્રમાણમાં હતો તે યુદ્ધ દરમ્યાન અને યુદ્ધ બાદ અનેકગણો વધી પડ્યો છે. આમવર્ગને જીવનની આવશ્યક વસ્તુ યોગ્ય ભાવે મળે તે માટે ભાવનિયમનનો ધારો ઘડ્યો. સાથે સાથે Excess Profits Tax (વધુ નફા પર કર) આવ્યો. હિંદી ઉદ્યોગપતિઓ પરદેશી સરકારની વિરુદ્ધ પોતાનો દેશપ્રેમ વ્યક્ત કરવામાં પશ્ચાત નથી, એટલું જ નહિ પણ જનતાના હિત માટે હમેશાં ખડે પગે ભોગ આપવા પોતાની ઇચ્છા સબળ રીતે દાખવે છે. તો જ્યારે વધુ પડતા નફાનો મોટો ભાગ સરકારને કર તરીકે ભરી દેવો પડે છે ત્યારે ભાવો ઘટાડી તેનો લાભ આમવર્ગને આપવાની પ્રેરણા તેમનામાં કેમ ઉદ્ભવતી નથી? ગંજાવર કરની રકમના એક સરકારને આપતાં ક્ષોભ ન પામતાં વિચિત્ર પ્રકારનો અહંભાવ કેમ અનુભવે છે? આ સમસ્યાનાં બે મૂળભૂત કારણો છે. ભાવનિયમનના ધોરણે બાંધેલા ભાવ એટલા બધા ઊંચા રાખવામાં આવ્યા છે કે માલિકોનો નફો બે-ચાર લાખથી વધીને પચીસ-પચાસ લાખ થવા પામ્યો છે. બીજું, સરકારને કરની મોટી રકમો આપતાં ક્ષોભનો અભાવ જણાય છે તેનું કારણ એ છે કે આ રકમો માલિકોનાં હિત સાચવતા રખવાળનો પગાર છે. આમવર્ગ કે કામદારવર્ગ હડતાલ, તોફાન યા ક્રાન્તિ કરવા પ્રવૃત્ત થાય તો તેનો સીધો સામનો ધનિકો કાંઈ ઓછા કરી શકવાના હતા? સામનો તો સરકાર જ તેના લોખંડી પંજાથી કરી શકે. પોલીસ, લશ્કર, કેદખાનાં, ન્યાયની અદાલતો વગેરે સામનો કરવાનાં સાધનોનો ઉપયોગ સરકારને ભાગે આવ્યો. અને મજૂરનેતાઓને લાંચ, રાજકીય કાર્યકરોને આર્થિક મદદ અને કામદારવર્ગને છૂટા કરવાની યા પગાર-ભથ્થા વગેરેમાં કાપકૂપ કરવાનાં નિઃશસ્ત્ર સાધનો માલિકોના ભાગે આવ્યાં.

૬

આવા વર્ગ વર્ગ વચ્ચેના અંતરાયો લાંબા સમયથી ચાલ્યા આવે છે. ઉત્પાદક બળોની માલિકીને લીધે માલિકો એટલા બધા બળવાન બનતા આવ્યા છે કે દલિતવર્ગને

મુક્તિ પામવાનો રસ્તો કપરો બન્યો છે. માનવકલ્યાણના શુભેચ્છકો એમ સૂચવે કે ઉત્પાદક સાધનોમાં પીડેહક હરી યંત્રમાંથી અરખા વ. સાદાં સાધનો તરફ વળો, તો આ પીડેહા માલિકવર્ગ થવા દે ખરો કે ? માલિકવર્ગનો દોલ દિન પ્રતિદિન વધતો આવ્યો છે. ફક્ત ઉત્પાદક સાધનોની જ માલિકી નહિ, ફક્ત રાજ્યસંસ્થા અને રાજકીય નેતા ઉપરનો જ કાબુ નહિ, પણ પરદેશ ઉપર વર્ચસ્વ મેળવવા મૂડીદારો યથાશક્તિ પ્રવૃત્તિ આદરે છે. તેમના લોભને થોભ નથી. માનવકલ્યાણના શુભેચ્છક સંતો અને મૌલાનાઓ ગમે તેવી બાંગ પુકારીને કહે કે હૃદયપલટો કરો પણ તે શક્ય છે ! મૂડીદારવર્ગના હૃદયનો પાણી વલો-વવાથી આમવર્ગ તરફના ન્યાય અને પ્રેમનું માખણ નહિ નીકળે. ઈશ્વરનું પિતૃત્વ અને મનુષ્યનું ભ્રાતૃત્વ શીખવતા ક્રાઈસ્ટને શાસક–શોષકવર્ગના રખવાળોએ ક્રોસ પર ચડાવી મારી નાખ્યો હતો.

હા, હૃદયપલટો શક્ય છે. પણ તે વર્ગનો નહિ. અમુક વ્યક્તિનો હૃદયપલટો થઈ શકે. જેમ ગુરુ શિષ્યને આધ્યાત્મિક પંથે લઈ જઈ શકે છે તેમ મહાન નેતા અમુક વ્યક્તિની હૃદયભાવના પલટાવી શકે. અને આવા હૃદયપલટાનાં દૃષ્ટાંત પણ વિરલ હોય છે. નીતિભ્રષ્ટ વ્યક્તિનો ઉદ્ધાર મહાન પ્રભાવશાળી પુરુષ હૃદયપલટાથી કરી શકે. પરન્તુ સમાજનો નહિ. મહાન પુરુષો હૃદયપલટાના સાધનથી પતિતોદ્ધારક અને પણ દલિતવર્ગોદ્ધારક નહિ. દલિત-વર્ગનો ઉદ્ધાર કરવા માટે સામાજિક વર્ગોમાં ઉપસ્થિત પામેલી પરસ્પરવિરોધી સંબંધોની ઘટના મૂળમાંથી જ ઉખેડી નાખવી આવશ્યક છે. ઉત્પાદક સાધનોની માલિકીથી મળતા અંગત હક્કો અને તેના પરિણામે મજૂરીના શ્રમથી વધારવામાં આવતો માલિકોનો નફો મૂળમાંથી બંધ કરવામાં આવે તો જ વર્ગવિગ્રહના અંતરાયો અટકે. સમાજમાં પ્રવર્તતી અસમાનતા, ગરીબાઈ, અન્યાય, કષ્ટ અને યાતનાઓનો અંત આવે. નહિ કે હૃદયપલટાથી.

૭

પૂર્વોક્ત વિચારસરણી કાંઈક વિસ્તૃત કરવાનું પ્રયોજન એજ કે સમાજનો ઉદ્ધાર ઈચ્છતા શુભેચ્છકોએ અમુક વિચારભ્રમમાંથી મુક્ત થવું ઘટે. શાસકો અને શોષકો આર્થિક લાભ મેળવવામાં ભલભલાં કાર્યો કરતાં પણ અચકાતા નથી. મહાન નિઃસ્વાર્થી ઋષિ મુનિઓએ સચ્ચિદાનંદની અને ઈશ્વરની જે ભાવના ઊંડા અભ્યાસ અને વિરાગ વૈરાગ્યથી સિદ્ધ કરી તે ભાવનાનો પણ અનર્થ અને દુરુપયોગ કરવામાં શાસકવર્ગ અને શોષકવર્ગ કાંઈ બાકી રાખતા નથી. જે યુગમાં વર્ગવર્ગના ભેદ નહોતા અને વર્ગવિગ્રહ નહોતા અને દરેક વ્યક્તિને કુદરતના સૌંદર્ય અને વિશ્વનાં તત્ત્વો સાથે એકીકરણ સાધવાની તક હતી તે યુગ આજે નથી. મુનિઓના વૈયક્તિક અપરોક્ષાનુભવની કથની ઉપર આર્થિક અને સામાજિક પટ ઉપર પટ ચડાવી ધર્મગુરુઓએ અને સમાજનેતાઓએ સમાજને આત્મ-વંચિત રાખવાની જે ઘટના ઉપસ્થિત કરી છે તે ઇતિહાસને પાને મહાન અપરાધ તરીકે લેખાશે.

ધાર્મિક સંસ્થાઓ અને સંપ્રદાયોથી થતા પ્રચાર અને પ્રવૃત્તિએ સત્યધર્મને લોકોથી દૂર દૂર હડસેલી દીધો છે. સ્વર્ગપ્રાપ્તિ અને વિધાતાના લેખ જેવી અનિષ્ટ ભાવનાઓ સમાજમાં પેદા કરી માનવસમાજને ભયંકર હાનિ પહોંચાડી છે. રાજાઓ, માલિકો, શ્રેષ્ઠિઓ અને રાજકીય આગેવાનો આ ભાવનાના રસિયા નથી—તેઓ તો આ ભાવનાઓ આર્થિક

સામાજિક અને રાજકીય લાભાર્થે ઉપયોગ કરી રહ્યા છે. સમાજે આ સમસ્યાનું રહસ્ય સ્પષ્ટ રીતે સમજી લેવું જોઈએ. આધ્યાત્મિક અનુભવ વૈયક્તિક છે. અને જ્યારે જ્યારે ધર્મના નામે-સંપ્રદાયના નામે-પારિશ્રમિકના નામે-લોકોને અપીલ કરવામાં આવે ત્યારે ત્યારે ચોક્કસ નિર્ણય કરી લેવો કે જરૂર ત્યાં હેતુ જુદો જ છે. સત્યધર્મ—આધ્યાત્મિક જીવન—તે જ ગણાય કે જે જીવનવ્યવહારના કર્મ કુશળતાથી, સમતાથી, અનાસક્તિથી અને વૈજ્ઞાનિક દૃષ્ટિથી સિદ્ધ કરી આત્મજ્ઞાનનો પંથ સ્વીકારે. પણ આ આત્મજ્ઞાનની પ્રેરણા જાહેર સંમેલનમાં ન મળે, જાહેર પ્રાર્થનાસભામાં ન મળે જાહેર સંમેલનોમાં અપાતાં પ્રોત્સાહનોનાં મૂળ જુદાં જ હોય છે. તેમાં આર્થિક અને રાજકીય ગણતરીઓ હોય છે. આત્મજ્ઞાન તો વ્યક્તિને બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસેથી મળે અથવા સ્વપ્રયત્નથી મળે. ભાષણથી, પ્રવચનથી, કથાથી ન મળે.

नायमात्मा प्रवचनेन लभ्यो, न मेधया, न बहुना श्रुतेन ॥

( माण्डूक्योपनिषद् )

૮

સમાજની આન્તરવિરોધી રચનાનાં કારણ અને સ્વરૂપ પશ્ચાદ્‌ભૂમિકા તરીકે અપનાવી દરેક વ્યક્તિએ, જવાબદાર નાગરિકે, સંસ્થાએ પોતાની કાર્યપદ્ધતિનું આયોજન કરવું ઘટે. વર્ગ-વર્ગના સામાજિક સંબંધો અને તેના ઉપર રચાએલી માનસિક પ્રણાલિકા આપણી નૈતિક અને રાજકીય વિચારસરણી ઉપર મહત્ત્વનું વર્ચસ્વ ધરાવે છે. પૂર્વોક્ત નિરૂપણ અનુસાર ઘણી ઘણી નૈતિક, સામાજિક, આર્થિક, રાજકીય અને ધાર્મિક ઘટનાઓનું પૃથક્કરણ આપણને સુલભ થઈ પડશે. ઘણા જુગજૂના વિચારો અને આચારોનું ખરું સ્વરૂપ આપણી સમક્ષ રજુ થશે. દયાને સ્થાને ન્યાય અને વર્ણધર્મને સ્થાને માનવધર્મ સુકરતર ભાસશે. અને પુરાતન સંસ્કાર અને ભાવનામાંના કલ્યાણકારી અંગનો અધુનિક સમાજની પરિસ્થિતિમાં આવશ્યક કર્તવ્યતાની સાથે સમન્વય સાધવામાં સરળતા મળશે. આજે આપણે પતિત અને દલિત અવસ્થામાં છીએ. પ્રાચીન ઉત્કૃષ્ટ સંસ્કૃતિનો ફક્ત ભાર વેંઢારીએ છીએ. તેનું રહસ્ય, તેનું સત્ય ઘટાવવાની આપણામાં શક્તિ નથી જેથી આપણી ભ્રમિત, પ્રમાદભરી સ્થિતિ એવી છે કેઃ

यथा खरश्चन्दनभारवाही, भारस्य वेत्ता न तु चन्दनस्य ॥

( જેમ ચંદનકાષ્ઠથી લાદેલા ગધેડાને તેનો ભાર લાગે છે, પણ તેની સુવાસનો અનુભવ થતો નથી. )

# કયા ભવનાં કરમ

પુષ્કર ચંદરવાકર

સુખ અને દુઃખ માનવીના મનની વાત છે. ટંકે ટંકનું રળી લાવનાર-માનવી જગતમાં સુખી હોય છે, ને સોનાના ઢગલા પર બેઠેલ માનવ પોતાની જાતને દુઃખી માને છે. લીલુબહેનની પરિસ્થિતિ આવી જ હતી. જ્યારે લીલુબહેન આજથી બાવીસ વર્ષ પર પરણ્યાં ત્યારે તે એમ માનતાં કે હું સ્વર્ગનું સુખ માણી રહી છું. જો કે એ વખતે લીલુબહેનના વર નંદુભાઇ અંગ્રેજી નિશાળમાં માસ્તર હતા, સાઠ રૂપિયા પગારના આવતા, અને ચાળીશેક રૂપિયા 'ટ્યુશન'માંથી આવતા; પણ તેમ છતાં ય લીલુબહેનને તે દિવસો આજ કરતાં વધુ સુખી જણાતા, આજના દિવસો કેમ ? આ છેલ્લાં દશ વર્ષથી તેમને એમ જ લાગ્યા કરતું હતું કે એવા દિવસ આ જન્મારામાં તો આવી રહ્યા ! જો કે આ દશ વરસમાં લીલુબહેન માથે કંઇ ખાસ આફતનો મહાવંટોળ નહતો આવ્યો, બલકે આ દશ વરસમાં લીલુબહેને ઘરનો બંગલો બાંધ્યો, બે મોટરો લીધી, ચારપાંચ ઘરનોકરો તથા રસોઇયો વસાવ્યો ને પાણી માગતાં દૂધ મળે એટલી રિદ્ધિસિદ્ધિ ને સંપત્તિ જોઇ.

વળી બીજી તરફનું, કે નંદુભાઇ તરફનું પણ દુઃખ હોય એવું જોનારને કંદી લાગતું નહીં. આ મોટરો, નોકરો, ને રસોયો લીલુબહેનના આડધા વેણે હાજરાહજૂર રહેતા. પણ છતાં ય ભાડાનું ઘર, માત્ર બે જ રૂમો, પેલી નાનકડી ખાટ, આજે રામો સૂઈ રહે છે એ. ખાટ, અને હાથે કામ કરવામાં જે મીઠાશ અને આનંદ તેમને તે દિવસે મળતો, તે આનંદ, હર્ષ અને ઉત્સાહ આ લક્ષ્મીમહ્યા ઘરમાંથી નથી મળતાં તેવું ભાન લીલુબહેનને પ્રત્યેક પળે થયા વગર રહેતું નહીં. અને એમાં લીલુબહેનને એમની એકની એક પલ્લા નજર સામે તરતી ત્યારે તો તે ઘડીભર સૂનમૂન બની જતાં. મનમાં ધ્રાસકો પડતોઃ 'હા, પ્રભા પછી એક છોકરો જન્મ્યો, પણ......ન ઊછર્યો.' એમ બોલી સાડલાના છેડા વડે ભીની આંખો કોરી કરી નાખતાં

એ છોકરાને મરી ગયે ય આજે બારેક વર્ષ થઇ ગયાં છે. ત્યાર પછી તો નંદુભાઇ એ એમની માસ્તરગીરી મૂકી એક શેઠની શેઠાણીને ભણાવવાનું માથે લીધું. એમાં જ એ વ્યસ્તપચ્યા રહેતા. ન તેમના વખતનું ઠેકાણું, ન તેમના ખાવાનું, ન પીવાનું. ને એમાં એ શેઠાણી ભણીગણીને ફિરતાહ થઈ ગયાં. માસ્તરનાં ઋણને કઈ રીતે વાળવું એ વિચારમાં એમણે નંદુભાઈને કહ્યું, 'માસ્તર સાહેબ, આપણે નવી મિલ ખોલીએ છીએ. ત્યાં તમારે સેક્રેટરી. . . .'

નંદુભાઈએ શેઠાણીનો આખની ભાષામાં આભાર માન્યો.

નંદુભાઇના નસીબમાંથી દરિદ્રતા ગઇ. અને હવે એ બાર રૂપિયાની બે ખોલીઓને તેમણે તરત ને તરત તિલાંજલિ આપી. નવું, સારું, અલાયદું ફ્લૅટ શોધવાની વેતરણમાં પડ્યા. એ વખતે જો કે લીલુબહેને પણ માન્યું કે 'હાશ, હવે નિરાંતે, શાંતિથી જીવાશે. આવ્યું તો વેઠા ગણી ગણીને જ જીવવાનું હતું.'

પણ ત્યારપછી નંદુભાઈ એક જ વર્ષમાં એ મિલના મેનેજર થયા. એમની કુનેહની કદર શેઠને પણ રવા લાગી, અને ત્યારે ને ત્યારે શેઠ નંદુભાઈ પર વરસી વળ્યા, 'મિ. નંદુભાઈ, આપણે નવું કન્સર્ન કરીએ છીએ, તેમાં તમારે મેનેજર તરીકે કામ કરવાનું રહેશે, અને તમારો એ આની ભાગ.'

નંદુભાઈ પર શેઠ આજે સારું વરસ્યા કહેવાય. અને બીજે જ દિવસે નંદુભાઈએ પોતાની મોટર લીધી. લીલીબહેનના મનમાં થયું, 'પદ્માને નિશાળે જવાં ભારે તરખડ પડતી, આ તો રસ્તામાં જ મૂકી દેવાશે. વળી મારે ય બહાર જતાં ઠીક કામે લાગશે.'

પણ તે દિવસથી નંદુભાઈ પર કામનો ભાર એટલો રહેવા લાગ્યો કે મહિનામાં ભાગ્યે જ એકાદ દિવસ નિરાંતે પગ વાળી બેસતા, અને બેસે ત્યાં તો ટેલીફોનની ઘંટડી રણકવા લાગી જતી.

અને ત્યારપછી નંદુભાઈના પર કામનો બોજ અનેકગણો વધતો રહ્યો. સવારના આઠ વાગ્યે મોટરને લઈને સ્ટેશને જાય, ત્યાંથી સીધા કારખાને જાય, ત્યાંથી ઑફિસે જાય, અને માંડમાંડ બપોરે એક વાગે ઘેર જમવા આવે. પણ જમવા આવ્યા હોય તે પહેલાંનાં પચીસપંદર સગાંવહાલાં અથવા ઓળખીતા પાળખીતા સાન પેઢીના મ પિતાઈ કે મસિયાઈ ભાઈની ચિઠ્ઠીઓ લઈને નંદુભાઈને મળવા આવી બેઠા હોય. અને ઘણી વાર ઘરના ટેલીફોન પર આવેલા ટેલીફોનોના નંબરોનો ય લાંબો હિસાબ મંડાઈ જતો. લીલીબહેનને આ બધુંય ખટકતું કેમકે એક વાગે આવેલ નંદુભાઈ બે વાગે ત્યાં તો ઊભા થઈ જતા. અને લીલુબહેનને કહેતા, 'તમારે કહેવાનું હોય તો હવે તો રાતે, કેમકે એ ફિસમાં ટપાલ આવીને પડી હશે. એમાં કામના માલની રસીદો...તારો...' અને વાક્ય પૂરું કર્યા વગર જ મોટરમાં જઈને બેસતા.

લીલુબહેન મનમાં જ બોલતાં, મેં જ હાથે કરીને આ વહોર્યું છે ને ! પણ ત્યાં પદ્મા આવતી કે પદ્માને સાચવતી મણીબાઈ આવતી. અને 'બા'ને રાજી રાખવા અનેક કાલીઘેલી વાતો થતી. પદ્મા લીલીબહેનને નિશાળની વાતો, જમતના રાજદ્વારની વાતો-હવે તો પદ્મા મોટી થઈ ગઈ છે-ગાંધીજી, જવાહર અને કસ્તુરબાની વાતોથી લીલીબહેનના મનને કોઈ વાતમાં પરોવવા મથતી. જમાનાને જાણનાર મણીબાઈ આજથી આઠ વરસ પહેલાં આવી ત્યારે જ લીલીબહેનનાં મનને પામી ગઈ હતીઃ 'કહો કે ન કહો, પણ આ બાઈને કંઈક છાનું દુઃખ છે. લાજે બહાર ન કળાવા દે.' અને આ જ વાત અપરોક્ષ રીતે એણે અનેકવાર પદ્માના કાનમાં રેડી હતી. પદ્મા જો કે આ વાતના મૂળને પામી શકી ન હતી, પણ મૂંગા મૂંગા બેસાય કેમ એવું સમજીને જ લીલીબહેન આગળ અનેક નવી વાતો મૂકતી. એમાં ભારત, સોવણ, ગૂંથણ અને 'રામરાજ્ય' જેવા ચિત્રની વાતો પણ આવી જતી.

લીલીબહેન પણ પદ્માને કેળવવા માટે ઓછી જ કાળજી લેતાં. એના માટે સ્વભાવે સુશીલ, સુશિક્ષિત અને કુલીન શિક્ષિકા રાખી હતી. જ્યારે જ્યારે શિક્ષિકાને લીલીબહેન એકાંતમાં મળતાં ત્યારે એક જ વાત કહેતાં, 'જો, જો, મારે સંસ્કાર આપવા છે. મારે આજની આ કેળવણી નથી આપવી.' શિક્ષિકાને પણ આથી આશ્ચર્ય તો થતું જ. પણ લીલાબહેનના વેણને માથે ચડાવીને પદ્માને તેમણે એ રીતે જ તૈયાર કરવા માંડી.

પન્નાનો વિકાસ કેવો થવો જોઈએ, એની રેખા એમણે દોરી હતી. તે બહાર સહેજ જાય તો તરત જ શિક્ષિકાબહેનને તે બીજે દિવસે પોતાના 'રૂમ'માં બોલાવી ચોકાયથી કહેલાં; 'મારે છોકરીને સંસ્કારી બનાવવી છે. આવાં નિર્બળતાભર્યા પાઠો કે દષ્ટાંતો તમારે જ ન ભણાવવાં જોઈએ.'

શિક્ષિકા જવાબ આપતી, 'શું કરીએ આપણે? પરીક્ષા માટે તૈયાર કર્યા વગર ચાલે છે કંઈ?'

અને બીજે જ દિવસે લીલીબહેને પન્નાને વર્ગમાંથી ઉઠાડી લીધી અને શિક્ષિકાબેનને કહી દીધું કે, 'લો, હવે પરીક્ષા આપવાની છે?'

પણ બધા કાર્યનાં ઊંડાણમાં, ભૂતલમાં પેલું બળતું હૈયું હમેશાં ઝડઝડ બળ્યા જ કરતું. તેમાં પાણીનો એક છાંટો ય છંટાતો નહીં. પણ ઘણીવાર તો બફ-ધૂમાધૂમ બળવા લાગતું. ક્રમેક્રમે નંદુભાઈના ગળે હવે તો હજારો હારો વળગવા લાગી હતી. કોઈ સભામાં પ્રમુખસ્થાને બિરાજવાનું હોય, કોઈ સભામાં જવાનું નોતરું હોય, કોઈ મિત્રપુત્રના વરઘોડામાં જવાનું હોય, કોઈ સભામાં વક્તા હોય, તો કોઈ મેળાવડામાં એમના શુભ હસ્તે ઇનામ વહેંચણી કરવાની હોય. આથી ચોવીસ કલાકના રાતદિવસ નંદુભાઈને ઓછા પડવા લાગ્યા. પણ એ ચોવીસ કલાકમાં માનવી ધારે તો બહુ બહુ તો પંદર કલાકને જ એના કરી શકે. ને એથી વધારે કુસંપ કરે તો સોળ અને હદમાં હદ અઢાર કલાક.

નંદુભાઈએ આ અઢારે ય કલાક હાથ કર્યાં, ને ત્યારે જ તે આ બધાં કામને પહોંચી વળતા, સામાના મનને રીઝવી શકતા.

પણ આને જ કારણે તેઓ ઘેર રાત્રે મોડા પડતા. કોઈ વાર રાત્રે બાર વાગે આવે. બંગલાનો ચોકીદાર ઝોકે ચડી ગયો હોય, શેઠાણીની એક ઊંઘ લગભગ પૂરી થવા આવી હોય. પન્ના ઘસઘસાટ ઊંઘતી હોય.

નંદુભાઈના કૂણા મનમાં આ બધાને જરા ય નહીં પજવવાની અનુકંપા જન્મતી અને કપડાં ઉતારી રાચિરાચા પલંગમાં આવી સૂઈ જતા, અને સૂતી વખતે ચોકીદારને કહી દેતા, 'રૂપો, સવારે સાડા ચાર વાગે મને જગાડજો. નીચે મારી મોટર તૈયાર રાખજો. આજે મોટા શેઠ અહીંથી નીકળવાના છે. સ્ટેશને મારે મળવા જવું છે.'

પણ આ વસ્તુ પછી જીવનક્રમમાં અહીં જમાવી બેઠી. અને એણે એના મૂળ પણ કૈક પાતાળમાં નાખ્યાં. લીલીબહેનથી બોલ્યું બોલાય એવાં એ મૂળ હતાં પણ નહીં.

અને લીલીબહેન! એકલી એકલી મનમાં ને મનમાં વધુ ને વધુ શોષાવા લાગી. એને મનમાં થઈ ગયું, 'મેં પૈસાને માટે ધણી-સુખ વેચ્યું.'

પણ પછી તો નંદુભાઈની પ્રવૃત્તિ પણ ઓસરવા લાગી, ને તેનું પરિણામ એ આવ્યું કે આઠ આઠ દિવસ સુધી ધણી-ધણીઆણી એક બીજાનાં મોં પણ ન ભાળી શકતાં! બપોરનું જમવાનું પણ નંદુભાઈ મોટે ભાગે જતું કરીને કામને પાર પાડવા ઉત્સુક બનતા.

અને ત્યારે લીલીબહેનને આ પૈસા સાથે, આ જિંદગી સાથે તિરસ્કાર છૂટ્યો. અને એકલાં એકલાં બોલ્યાં, 'આ તે શું માનવાની જિંદગી છે?'

અને એક રાતે નિર્ણય કરીને જાગતાં લીલીબહેન બેઠાં. બરાબર સાડા બારના ટકોરે નંદુભાઈની મોટર બોલી. પાછળ મોતીબાઈ જાગતાં બેઠાં હતાં, 'શેઠની મોટર આવી, હાં તો.'

'ભલે આવી, આવવા દે.' જવાબમાં ઠંડી તાકાત હતી.

મોતીભાઈ વાતને સમજી ગયા હોય કે થી ખબર પણ ઊભી થઈને સામતી થઈ.

નંદુભાઈ મોટરમાંથી ઊતરી ઉપર આવ્યા. એમના રૂમની બત્તી બળતી જોઈ પ્રથમ તો આશ્ચર્ય થયું. પણ અંદર ડોકું કર્યું ત્યારે તેમણે લીલીબહેનને જોયાં. 'તમે હજી સુધી કેમ જાગો છો ? તબિયત નહીં બગડે ?'

'મારે તમારું જરૂરનું કામ છે.'

નંદુભાઈ કપડાં ઉતારતાં બોલ્યા, 'બોલો તમારે ઘરખર્ચમાં વધારો. જોઈએ છે ? નોકર વધુ રાખવો છે ? તમારી જાતે જ તે પતાવી દેજો ને ! તમારા નામે આજે જ દશ હજાર રૂપિયા જમે કરાવ્યા છે. આ તમારી ચેક બુક.'

નંદુભાઈએ ગજવામાંથી એક બુક કાઢી લીલીબહેનના ખોળામાં ફેંકી.

'ના.' લીલીબહેને કઠોર બનીને જવાબ આપ્યો.

'ત્યારે ?' નંદુભાઈ હજુ ચામડાની 'પર્સ'માંથી કાગળિયાં કાઢતા હતા.

'તમને નિરાંત છે ? વાત સાંભળવાની ફુરસદ......?'

'ના, બોલો ને ! મારી તબિયત તો ટેવાએલ છે, પણ તમે ઉજાગરો કરશો તો તમને સવારે......તબિયતનું ધ્યાન રાખજો.'

લીલુબહેને આનો કશો ય પ્રત્યુત્તર ન આપ્યો. નંદુભાઈ આંખે ચશ્મા ચડાવીને કાગળિયાં પર ટપોટપ સહીનો મારો મારતા જતા હતા.

"પદ્માની વીસમી જનમગાંઠ આવે છે." લીલુબહેને ગંભીર બનીને કહ્યું.

'તો પાર્ટી રાખવી છે ? હોટેલવાળાને ટેલીફોનથી ઓર્ડર આપી દેશો. સર્વ મિત્રો-સ્નેહીઓને પણ મોટર લઈને તમે કહી આવજો."

લીલુબહેનને લાગ્યું કે આ માણસ પૈસાના રંગે પૂરેપૂરો રંગાઈ ગયો છે.

'ના, એવા કુસંસ્કારથી મારે છોકરીને નથી ઉછેરવી.'

નંદુભાઈને આ વાક્ય પણ આગળના વાક્ય જેટલું જ મૂલ્યહીન લાગ્યું.

'બરાબર છે.'

'પણ હવે તમારે પદ્માનો વિચાર કરવો જોઈએ !'

'ઓહો ! હવે ખ્યાલ આવ્યો. મેં તપાસ કરાવી છે. તમે મને ચારેક મહિના પહેલાં આ જ ટકોર કરી હતી. ત્યારે જ મેં મારા સેક્રેટરીને કહેલું ને આપણા નાત પટેલ પર કાગળ લખાવ્યો હતો. જવાબ પણ આવી ગયો. તમને વાત મેં નથી કરી ?'

'કરેલી.' સખ્ત બનીને લીલુબેને જવાબ આપ્યો.

'તો પછી, મનુભાઈનભાઈનો નાનો પુત્ર એલએલ. બી. માં છે. આમ ડબલ ગ્રેજ્યુએટ છે. ફરીમાં ફર્સ્ટ ક્લાસ છે. આ સાલ અહીં પાસ કરીને તે બેરિસ્ટરનું ભણવા વિલાયત જાય છે. કુટુંબ લક્ષ્મીવાન . . . ત્યાં જ પદ્માનું . . .'

'ત્યાં મારો વિચાર નથી.'

'તમારી મરજી.' ઠંડા કલેજે નંદુભાઈએ જવાબ આપ્યો. 'તો પછી વેપારી લાઈનનો માણસ જોઈએ. ને તો પેલા ચંદ્રકાન્તવાળાનું કુટુંબ યોગ્ય ગણાય. ખાસ સંસ્કારી, ધમધોકાર વેપાર. હિન્દમાં, પરદેશમાં પણ ઑફિસો. આપણા કરતાં ય અનેકગણાં ચઢિયાતાં.'

'મારે ત્યાંય મારી છોકરીને નથી નાખવી.'

'તો પછી ગવર્નમેંટ સર્વીસ. પેલા શૈલચંદ્રભાઈના નાનાભાઈ છે. દિલ્હી સેક્રેટરીએટમાં છે. બહુ ચંચળ છોકરો; આપણી જ્ઞાતિમાં હીરો છે. બે વર્ષમાં ઊંચી અમલદારનું સ્થાન... ભવિષ્યમાં કલેક્ટર થશે જ.'

'એના માટે મારો વિચાર નથીજ.'

'તો પછી તમે જ નક્કી કરો. જુઓ.' બોલી નંદુભાઈએ એમની ચામડાની પર્સ-માંથી એક કવર ફેંક્યું. 'આ કાગળ વાંચો. એમાં મુરતિયા, મુરતિયાનાં નામો, કુળો અને ધંધાઓ વગેરે સર્વ લખ્યું છે.'

લીલુબહેને મનમાં જ કલ્પી લીધું કે મોટા ઘરની છોકરી માટે મોટા ઘરના જ મુરતિયા હશે. ભલે મોટું ઘર મળે, મોટા ઘરની માલિકણ બને, પણ મોટું ઘર અંતરના ઉમળકાઓને કેમ પોષતું નહીં હોય ! આ વિચાર મગજનાં તંતુઓને આંચકો દઈને ચાલ્યો ગયો.

'એમાં શું જોવું'તું ! તમે શો નિર્ણય કર્યો છે ?'

'મેં તો તમારા નિર્ણય પર વાત મૂકી દીધી છે ને !' બોલી નંદુભાઈ ટેલીફોનની ડિરેક્ટરી જોવા મંડયા.

'સારુ' બોલી લીલુબહેન બાજુના શયનખંડમાં ગયાં.

લીલુબહેન રેશમસુંવાળા ગાદલામાં પડયાં. રાત જાણે થયેલ વાત પર હસતી હોય તેમ ઠંડીના ઝાપટે લીલુબહેનનાં હૈયાને ડામવા લાગી. લીલુબહેન વિચારવા લાગ્યાં, 'માનવી પૈસાનાં ચશ્મા પહેરે પછી એની નજરે પૈસા સિવાય બીજું કંઈ જગતમાં દેખાતું જ નહીં હોય શું ?'

અને કાગળના વિચાર પર વિચાર આવવા લાગ્યા. 'તેમાં સૌ લક્ષ્મીના વહાલસોયાં જ નામ હોવાં જોઈએ. એ લક્ષ્મીએ મને સુખ આપ્યું છે એવું સુખ મારી દીકરીને મારે નથી અપાવવું. છોકરીના માટે કેવો વર જોવો તે મારા હાથની વાત છે. તો પછી મારે મારી જાતે પગાને શાને કાજે લક્ષ્મીના મોંમાં હોમવી ?'

આખી રાત જાગીને આંખના ખૂણાઓ ઘસાઈ ઘસાઈને લાલ થઈ ગયા; મગજનો ગાંઠેલો પીડા વિચારના ઈંધણે ઉકળીને ભડકી ગયો. ત્યારે જ લીલુબહેનનો વિચાર બાફીને બહાર આવ્યો: 'મહિને મહિનાનું કમાનાર જ સુખી છે. તેવાને ત્યાં જ પગા સાચું સુખ માણશે.'

...ને ત્યારે જ લીલુબહેનના આત્માનો અજંપો કંઈક ઓછો થયો.

અને જેમ જેમ દિવસોના થર આ વાત પર ખડકાતા મંડયા તેમ તેમ લીલુબહેનનો આ વિચાર વધુ ને વધુ નક્કર બનતો ગયો. એમાં એક સાંજે એમની જ જ્ઞાતિનો ઉત્સવ હતો. ત્યાં નંદુભાઈ અને લીલુબહેનને સાથે જ જવાનું થયું. એમાં તેઓ સાથે એક જ 'કાર'માં બેસી ઉત્સવમાં ગયાં ત્યારે નંદુભાઈએ આ વાતને યાદ કરી લીલુબહેનને પૂછ્યું: 'કાં પગા માટે યોગ્ય વરની પછી તમે તપાસ કરાવી કે ?'

લીલુબહેને જવાબ આપ્યો: 'ચાલે છે.'

પણ ત્યારપછી લીલુબહેને જ્ઞાતિનાં કાર્યોમાં, જ્ઞાતિની સભાઓમાં, જરા સભાનપણે ભાગ લેવા માંડ્યો, અને એમાં એમની ઇચ્છા પાર પડે એવા મંગલ સમાચાર સાંપડ્યા. 'મનુભાઈ ખૂબ આદર્શ યુવક છે. આજીવન કેળવણીનું ક્ષેત્ર અપનાવ્યું છે. શું ક્રાંતિકારી યુવક! ઉમ્મર તો નાની કહેવાય, હજી ગઈ પચ્ચીસીમાં છે, ત્યાં એણે એના માર્ગને આદર્શ રીતે ઘડી કાઢ્યો.'

લીલુબહેનનું મન પણ મનુભાઈ તરફ જરા વધારે ખેંચાયું. એમણે મનુભાઈ માટે જોઈતી બધી જ યોગ્ય માહિતીઓ પ્રાપ્ત કરી લીધી. અને છેવટનો નિર્ણય કર્યા પછી નંદુભાઈને કહ્યું, 'મેં પદ્મા માટે યોગ્ય વર શોધી કાઢ્યો છે. માનસિક અને શારીરિક દૃષ્ટિએ યોગ્ય એવો વર છે.'

નંદુભાઈએ ટૂંકમાં જ પતાવ્યું, 'તમે કાયમ યોગ્ય જ કરતાં આવ્યાં છો, તેથી મેં કુટુમ્બ સંબંધી ભાર માથેથી ઉતારીને તમને સોંપ્યો છે ને!'

આમ લીલુબહેને નંદુભાઈની પણ આ લગ્નમાં સંમતિ મેળવી લીધી. અને પદ્માનું લગ્ન પણ મનુભાઈ સાથે લેવાઈ ગયું. તે દિવસે પુત્રીનાં જીવનસુખનાં સ્વપ્ન માણતાં લીલીબહેન પ્રફુલ્લ ચિત્તે સૂતાં.

પણ વેરવણ રાતે લીલીબહેનનાં મનમાં અનેક તોફાનો જગાવ્યાં, સ્વપ્નાની જાદુભરી મિઠાશને.

તે સફાળાં જાગ્યાં, ચારે તરફ નજર કરી. આખા રૂમમાં એકલાં હતાં. બાજુના રૂમમાં નંદુભાઈ હતા. વચ્ચેનું બારણું ખુલ્લું હતું. રૂમમાં અંધારું હતું. તે ખાટલામાં બેઠાં. મનમાં અનેક તર્કવિતર્કો કરતાં મનમાં વિચાર પર વિચાર આવવા લાગ્યા. 'પદ્મા ય શું ત્યાં મારી જેમ સળગી મરતા પાપડ જેમ શોષાય છે?' વિચારની સાથે જ લીલીબહેનને કમકમાં આવ્યાં, આંખ આડે લાલપીળા રંગોની રંગત પથરાવા લાગી. પણ લીલુબહેને મનને વાળ્યું.

'ના, ન બને. ગરીબ ઘરમાં રહી શકે એવી તાલીમ તો મેં એને પ્રથમથી જ આપી છે. ત્યાં જ એ સુખી... જરૂર, સુખી છે. મારા મનમાં આ સર્વે કુતર્કો...' અને તેમણે મનને વાળી લીધું.

છતાં ય મનમાં તેમણે એક વાતનો નિર્ણય કર્યો કે જ્યારે પદ્મા એના ઘેરથી (હવે ઘર જુદાં થયાં છે) આવે ત્યારે એને આડકતરી રીતે સર્વ વાતો પૂછી લઈશ. એના પતિદેવની જીવનચર્યા મારે જાણવી તો જોઈશે જ.

પણ પદ્મા આવે તે પહેલાં જ ઘરના મોટા મુનીમને ઘરના કામ અંગે બે ગામ જવાનું થયું. લીલીબહેનના જાણવામાં આ વાત આવી ત્યારે તેમણે મુનીમને બોલાવી કહ્યું,

'મુનીમજી, પદ્માને ઘેર જતા-આવજો.'

અને મુનીમજીની ફરજ પણ હતી કે ત્યાં જવું જોઈએ.

એ વાતને આઠ દિવસ વીત્યા ત્યાં મુનીમજી બહારગામથી પાછા આવ્યા.

લીલીબહેનને ખબર પડી કે પ્રથમ જ તેમણે મુનીમજીને પોતાની પાસે બોલાવ્યા:

'કાં મુનીમજી, પદ્માને ઘેર ગયા હતા?'

'હા'.

'પછી !'

'બહેન ખુશીમાં છે, શરીર સારું છે. તમારા, શેઠના, સૌના ખબર પૂછ્યા હતા. સાસુસસરાનાં વખાણ કરતાં હતાં.

'ને જમાઈ—મનુભાઈ !'

'કોંગ્રેસના કામકાજ અંગે બહાર ગયા હતા એમ વાત પરથી મને લાગ્યું.'

'સારું.'

બોલીને તરત જ લીલીબહેન એમના ખંડમાં ગયાં. મન વિચારની ચકીમાં જોતરાયું. પણ પાછી તેમણે મુનીમજીને બૂમ મારીઃ

'મુનીમજી...'

'આ આવ્યો.' ને મુનીમજી આવ્યા ત્યારે તેમણે વળી પાછી પૂછપરછ આદરીઃ 'મનુભાઈ કેટલા દિવસથી ગયા છે એ વાત નહીં કરી હોય બહેને ?'

'ના, એમ તો હરરોજ રાતે ઘેર જ આવી જાય છે. સવારમાં વહેલા જાય છે.'

'તો પછી નિશાળનું !'

'નિશાળ તો તેમની પોતાની જ છે ને ! એટલે વાંધો નહીં આવતો હોય.'

'બહેને આવવાનું...?'

'ચૂંટણીનું કામકાજ પતી જાય, અને મનુભાઈ સહેજ નવરા થાય પછી જ...'

'ઠીક.'

અને તરત જ મુનીમજી ત્યાંથી ચાલ્યા ગયા. લીલીબહેનનું સંશયભર્યું મન વળી પાછું ખાવાનું લઈ વાંનરવા બેઠું. ઉપરાઉપરી વિચારો આવવા લાગ્યાઃ 'શું પદ્માતેય... મનુભાઈ ત્યારે ઘેર... ના, ના, આ તો હમણાં અઠવાડિયું કામકાજ...'

પણ એ મન એમ સમાધાન કરે એમ ન હતું. પણ ત્યાં અઠવાડિયામાં અચાનક પદ્મા જ આ ઘેર આવી. લીલુબહેનને શાંતિ થઈ, ઘડી બે ઘડી પૂરતો સંતોષ થયો, કામ થયાઉ. અને મનમાં નિશ્ચય કર્યો કે મનુભાઈનું કાર્ય શું છે તે જાણવું.

સાંજે જમીને મોડીરી લીલુબહેનનાં ખંડમાં આવ્યાં.

લગ્ન પછીના ત્રણ મહિનામાં પદ્મા પણ બદલાઈ ગઈ હતી. એના દેહ પર ખાદીની જાડી સાડી હતી. અને જ્યારથી તે આવી ત્યારથી તેણે લીલીબહેનને કોંગ્રેસ, ગાંધીજી, ચૂંટણી, આઝાદ હિન્દ ફોજ, કલકત્તાનો ગોળીબાર, જવાહરની તેજસ્વી છટાદાર વાતુવાકલા, સરદારની ગંભીરતા પાછળનો ભારેલો અગ્નિ જેવો અંગ્રેજ પ્રત્યેનો રોષ, 'ઓહિંસા છોડો'ના સિદ્ધાંતની-વગેરે અનેક વાતો કરી. માહુરુપ આ વાતોમાં ગઢુ ઓછું પરોવાયું. પણ અત્યારે એકાંત અને નિરાંત છે, એમ માનીને લીલુબહેને પદ્માને પૂછ્યું. 'બહેન,' લીલુબહેનના મોં પર ગંભીરતા હતી તે તો જાણે પદ્માની નજરમાં આવી ગઈ.

'આ, બાપુજી તો માત્ર પાંચ પૈસામાં જ રહેવાનું કહે છે. આપણે એ રીતે રહેતાં શીખવું જોઈએ.'

પદ્માએ આ વાત એમ માનીને કહી કે લીલુબહેન માનતાં હોય કે પદ્માને મરીઆઈમાં ફાવતું નહીં હોય. પણ પદ્માએ એના આદર્શને મા-જનેતા આગળ મૂક્યો.

'જો બેટા. શરમાયા વગર મને વાત કર કે મનુભાઈનો સ્વભાવ, કામકાજ...'

'એમણે મને રેંટિયો કાંતતાં શીખવાડી દીધો.'

લીલુબહેન જરા પાછાં પડી ગયાં, મોં પર અધીરતા આવી.

'એમને કાંઈ એક કામ છે ? નિશાળ તો સંભાળાય તો ઠીક, પણ કોંગ્રેસના કાળાઓ, ચૂંટણી અંગેનો પ્રચાર, ચરખાસંઘની શાખાઓ પર દેખરેખ, કોંગ્રેસનાં પુસ્તકાલયો, કસ્તુરબા ફંડમાંથી ચાલતું દવાખાનું....'

પદ્મા વાક્ય પૂરું કરે તે પહેલાં લીલુબહેન ધ્રૂજવા લાગી. લીલીબહેન ધ્રૂજતીને સંતાડવા માટે પોતાથી બનતું કરવા લાગ્યાં.

આટલી છૂટછાટથી વાત કરતી પદ્માને મનમાં થયું થયું હતું કે લાવ બાને કહું કે ચૂંટણી અંગે, કે મહાસભાના કોઈ કામ અંગે, બહાર જવાનું થાય છે ત્યારે હું પણ સાથમાં ... પણ આ વાતની આડે બાના મોટાપણાની દિવાલ આડી આવી. એ વાતને એણે છૂપાવી.

'હં પછી ?'

પદ્માને લાગ્યું કે અમારી પ્રવૃત્તિમાં ખરેખર બાને ખૂબ રસ છે, જાણવાની ઉત્કંઠા છે, એટલે એણે વાત આગળ કરી :

'એ તો આમાં એટલા રચ્યાપચ્યા રહે છે કે સવારમાં ચાર વાગ્યે અખાડે જવા નીકળ્યા હોય તો ત્યાંથી આખો દિવસ ઘેર પણ ન આવે. અને કોઈ કોઈ વાર તો અઠવાડિયા સુધી ગામમાં પગ પણ ... ન....'

પદ્મા વાક્ય પૂરું કરે તે પહેલાં લીલીબહેન ધ્રૂજતાં ધ્રૂજતાં બોલી ગયાં, 'કયા ભવનાં કરમ ?'

લીલુબહેન બેભાન થઈને પડ્યાં.

卐

# રક્તસ્રાવી

બાપાલાલ ગ. વૈદ્ય

કેટલાક એવા મનુષ્યો છે કે જેને જરાક જેટલો કાપ ગુમડામાં મૂકતાં એમનું લોહી મહામુશ્કેલીથી અટકે છે. જરાક ઠેસ વાગીને લોહી નીકળે કે તુરત જ તે લોહી વહેવા લાગે છે, મુશ્કેલીથી બંધ કરી શકાય છે. અંગ્રેજીમાં આ દરદને Haemophilia –હિમોફિલિયા–કહે છે. રક્તસ્રાવ બંધ થતો નથી એટલે આપણે એને રક્તસ્રાવી કહીશું. એક વખત એક દંતનિષ્ણાતે આવી પ્રકૃતિવાળાની એક હાલતી દાઢ ખેંચી. બસ ખલાસ. લોહી કેમે કર્યું બંધ થાય જ નહિ. છેવટે તે રક્તસ્રાવથી મરી ગયો હતો. દાંત ખેંચનાર ચિકિત્સકને જો આ રક્તસ્રાવી દરદીની પ્રકૃતિની ખબર હોત તો તે દાંત ખેંચત જ નહિ. નિષ્ણાત શસ્ત્રવૈદ્યો આથી જ શસ્ત્રક્રિયા પહેલાં દરદીની આવી કંઈ ખાસિયત તો નથી ને એની ઝીણવટથી તપાસ કરે છે. દરદીને પોતાને પોતાની આ પ્રકૃતિની ખબર હોય છે તો તે પોતે જ ચિકિત્સકને તુરત જ ચેતવે છે. મારા એક મિત્રને સારણગાંઠ હતી. તે શસ્ત્રક્રિયા માટે હોશિયાર શસ્ત્રવૈદ્ય પાસે પહોંચ્યા. પોતાની રક્તસ્રાવી પ્રકૃતિની વાત શસ્ત્રવૈદ્યને જણાવી દીધી. તુરત જ શસ્ત્રવૈદ્યે પોતાનાં તૈયાર કરેલાં શસ્ત્રો પાછાં મૂકી દીધેલાં! દરદીએ જો વખતસર શસ્ત્રવૈદ્યને ન ચેતવ્યો હોત તો તે જરૂર મરી જ જાત.

એક શસ્ત્રવૈદ્યે આ રોગનું નામ આથી 'mystery disease'—'ચમત્કારી રોગ'– એવું રાખ્યું છે. આ ચમત્કારી રોગ ખરેખર ચમત્કારી છે. એ પુરુષોમાં જ જોવામાં આવે છે. હજી કોઈ સ્ત્રીમાં આ રોગ જણાયો નથી. આ ખરેખર આશ્ચર્યજનક છે.

ધારો કે આ પ્રકૃતિના એક પુરુષને બે બાળકો છે: એક છોકરો અને બીજી છોકરી. છોકરો રક્તસ્રાવી હોય છે. ધારો કે આ છોકરો જીવ્યો અને પરણ્યો. તેને છોકરાં થયાં. એના બધા પુત્રો તંદુરસ્ત હોય છે! હવે છોકરી લો. બહારથી જોતાં તે તદ્દન તંદુરસ્ત છોકરી છે. સ્ત્રીઓને આ રક્તસ્રાવી રોગ કદી હોતો જ નથી એ યાદ રાખજો. હવે આ તંદુરસ્ત છોકરી પરણે છે. તમે એમ જ ધારો કે તેનાં તમામ સંતાનો તંદુરસ્ત જ હોવાં જોઈએ. પણ નાઃ એમ નથી બનતું. તેના કેટલાક વા બધા જ પુત્રો રક્તસ્રાવી થશે, કારણ કે આ રોગ સ્ત્રીના વંશમાં જ સંક્રાન્ત થાય છે! આથી જ રક્તસ્રાવી પુરુષની તદ્દન તંદુરસ્ત દેખાતી છોકરીના છોકરાંમાં તમામ છોકરાઓને આ રોગ લાગુ પડે છે, બધા જ રક્તસ્રાવી bleeders–હોય છે. આ રોગ સ્ત્રીઓના વંશમાં જ–વેલામાં જ ઊતરે છે અને છોકરાંઓને જ લાગુ પડે છે! આ રોગની વાહકો–careers–સ્ત્રીઓ છે અને દરદના ભોગ બનનારા છોકરાઓ હોય છે! આ વિચિત્ર નથી શું?

લગભગ સેંકડો વર્ષોથી આ ચમત્કારી રોગની ચાવી શોધવા માટે લંડનના કેટલાક ડાક્ટરો કુટુંબોના ઇતિહાસો ભેગા કરતા હતા. હજારો કુટુંબોનાં વંશવૃક્ષો મેળવ્યાં, તપાસ્યાં અને અંતે એ નિર્ણય પર આવ્યા કે આ વિચિત્ર રોગ ટ્યુટોનિક રેસમાં જ થાય છે!

બીજો નિકોલસ નામનો રશિયાનો રાજા ઝાર, હેસની કુંવરી સાથે પરણેલો હતો. કુંવરી બધી રીતે નિરોગી હતી પરંતુ તે આ રોગની career–વાહક હતી ! થયું એ કે આ કુંવરીનો કુમાર ઝારોવિચ–Czarowitch–બિચારો રક્તસ્રાવી નીવડ્યો હવે આ દરદની પાછી વિચિત્ર ખાસિયત એ છે કે કેટલાંક વર્ષો પર્યંત આનો ભોગ બનેલો પુરુષ ખૂબ જ તંદુરસ્ત સ્થિતિમાં રહે છે. આથી જ પેલો નામચીન બદમાસ રાસ્પુટિન આ ખૂબ જ તંદુરસ્તીવાળા દિવસોમાં હિપ્નોટિક સૂચનો–suggestions–દ્વારા કુમાર ઝારોવિચ ઉપર જાદૂ કરતો હતો !

સ્પેનનું રાજવંશી કુટુંબ પણ આ રોગનું વાહક છે એ સુપ્રસિદ્ધ છે. આથી જ જ્યારે રાજકુટુંબમાં આ રોગનો હુમલો કે.ઇને થાય છે ત્યારે તેનાં માબાપનું નામ છાપાંમાં સંભારવામાં આવેલું જણાય છે.

આ રોગનું કારણ શું ? કોઈ કારણ જાણ્યું નથી. સાધારણ રીતે તો મનુષ્યનું લોહી, થોડીક મિનિટો બાદ આપોઆપ જામી જાય છે. હાં, જો કોઈ મોટી નસ કપાઈ હોય તો લોહી બંધ થતાં વાર લાગે છે ખરી. પરંતુ રક્તસ્રાવી પુરુષોના લોહીમાં એવું કંઈક જરૂર છે જ જે લોહીને અટકાવવા અસમર્થ છે. પરંતુ હમણાં હમણાં કેટલાક ઇંગ્લિશ વિજ્ઞાનશાસ્ત્રીઓએ જાહેર કર્યું છે કે આ દરદીઓના લોહીમાં રક્ત જમાવવામાં અગત્યનો ભાગ ભજવનારા થ્રોમ્બોકાઇનેઝ Thrombokinase નામના તત્ત્વની ઊણપ છે. અત્યાર સુધી આ દરદની દવા ન હતી કેટલીક વખતે તંદુરસ્ત દાતા પાસેથી લોહી આપવામાં આવતું. જેથી દરદીને કેટલોક વખત 'સારૂં' રહેતું.

પરંતુ છેલ્લાં ચાર વર્ષથી બ્રિટિશ વૈજ્ઞાનિકોની મહેનતને લઈને આ ચમત્કારી રોગની એટલી જ ચમત્કારી ચિકિત્સા શોધવામાં આવી છે. સેંટ. બાર્થોલોમ્યુ હૉસ્પિટલમાં ડૉ. આર. જી. મેકફ્લેન અને ડૉ. બર્નેસ બાર્નેટ–આ બે ડૉક્ટરોને શિરે આ શોધનો યશ જાય છે.

રસેલ્સ વાઈપર નામની સાપની એક ઝેરી જાત થાય છે ઘણું કરી, આપણે જેને 'ચીતોર' તરીકે ઓળખીએ છીએ તે જ આ ઝેરી સાપ હોય એવું મારું માનવું છે. આ સાપ કરડે છે કે લોહી થીજી જઈને- clot થઈને–તુરત જ મનુષ્ય વા પ્રાણી મરી જાય છે. આનું વિષ પ્રાણહર છે. ઉપરના બે દાક્તરોએ વિચાર્યું કે જો આ જ સાપનું ઝેર અત્યલ્પ માત્રામાં-યોગ્ય રૂપમાં વાપરી જોયું હોય તો રક્તસ્રાવીનું રક્ત જરૂર થીજીને રક્તસ્રાવ અટકાવી શકાય. રક્તસ્રાવીનું રક્ત ટેસ્ટટ્યુબમાં ભર્યું. તેને જામતાં ૩૧ મિનિટો લાગી. ઉપરના સાપનું ઝેર કાઢી, દશ હજારગણું પ્રવાહીમાં મેળવી મૃદુ બનાવી ૨–૩. ટીપાં રક્તમાં નાખતાં ૧૭ મિનિટમાં તે લોહી જામી ગયું. આ સાપના ઝેરમાં આટલી તીવ્ર રક્તસ્તંભક શક્તિ છે એ અનેક પ્રયોગોથી નક્કી કર્યું અને દસ લાખ ભાગમાં એક ભાગ વિષ ભેળવી એ દ્રાવણ અત્યલ્પ માત્રામાં રક્તમાં નાખતાં સ્વલ્પ સમયમાં રક્ત થીજી જતું જણાયું. પુરવાર થયું વિચિત્ર વ્યાધિની દવા પણ કેવી વિચિત્ર રીતે શોધાઈ છે ?

હવે તો આ જ વિષની અદ્ભુત કાળજીથી તૈયાર કરેલી ચોકખી ટ્યુબો–સીલ ટ્યૂબમાં મળે છે અને જ્યારે જરૂર પડે ત્યારે એનો ઉપયોગ સફળતાપૂર્વક થઈ શકે છે. દાંત ખેંચતાં કદાચ વધુ લોહી વહેતું જણાય છે કે તુરત જ આ વિષના દ્રાવણમાં રૂનું

પૂમડું બોળીને દાંતની બખોલમાં મૂકી દેવામાં આવે છે અને તુરત જ લોહી અટકી જાય છે. રક્તસ્રાવીને કંઈ ઘા થાય છે તો આ જ પ્રવાહીમાં ભીંજાવીને લિંટ ઘા ઉપર મૂકી રાખવામાં આવે છે.

પરંતુ હજી આ દરદની ખરી દવા–cure–આ મળી છે એમ તો ન જ કહેવાય. સર્પવિષ ફક્ત કપાયેલા ભાગ ઉપર જ લગાવાય છે. એનાં ઈંજેક્શનો હજી તૈયાર થઈ શક્યાં નથી. ઈંજેક્શનથી લોહી જામી જાય અને દરદી મરી ન જાય.

એટલે દાક્તરો એટલેથી ન અટકતાં આગળ શોધખોળ ચલાવે રાખી; લોહીને થીજવનારા જેટલા પદાર્થો જાણ્યામાં છે તે તમામને નસમાં ઈંજેક્ટ કરવામાં આવ્યા. છેવટે દાક્તરોની જાણમાં આવ્યું કે ઈંડાની સફેદી (white of an egg) ને કેટલાક દિવસો સુધી લોહીની ગરમી જેટલી ગરમીમાં પોટાસ આયોડાઈડ સાથે મીલાવીને રાખી મૂકવાથી જે તરલ પદાર્થ બને છે તે પદાર્થ બિલાડીની નસમાં ઈંજેક્ટ કરવાથી લોહીને થીજવી દે છે, એમ પ્રયોગોથી સાબીત થયું. છેવટે ડૉ. ટીંપરલેએ આ દવાને જાતે પોતાની નસોમાં ઈંજેક્ટ કરી જોયો. ખરેખર આ એક અદ્ભુત (bold) પ્રયોગ હતો. ભગવાન જાણે કે શું થાત ! પરંતુ ભગવાને ડૉ. ટીંપરલેની લાજ રાખી તે અખતરામાંથી સફળ બચી આવ્યા.

સાધારણ રીતે મનુષ્ય રક્તને જામતાં ૪½ મિનિટ લાગે છે. રક્તસ્રાવીઓના લોહીને જામતાં ૧॥ થી ૨ કલાક લાગે છે. એક દરદીએ લોહી બંધ થતાં પાસા ત્રણ દિવસો લીધેલા. તે જ દરદીને આ નવીન શોધનાં ઈંજેક્શન્સ આપવાથી ૪½ મિનિટમાં લોહી બંધ થઈ ગયું. દાંતનાં પેઢાંમાંથી લોહી આવતું અટકતું નહતું તે આ દવાનાં ઈંજેક્શનથી જોતજોતામાં બંધ થયું !

આમ આંતર અને બાહ્ય–બન્ને જાતના ઉપયોગ માટે ભિન્ન ભિન્ન દવાઓ શોધાઈ. બાહ્યપ્રયોગ રસેલ વાઈપરના હલાહલ ઝેરનો છે. પરંતુ તેના પ્રવાહીમાં રૂનું પૂમડું બોળીને લોહી વહેતા ભાગ ઉપર રાખવાથી લોહી જલદી જામી જાય છે. ઈંજેક્શન નિર્ભય રીતે નસોમાં આપવામાં આવે છે. વખતે મોટી માત્રા ઈંજેક્શનની આપવામાં આવે તોય કશું નુકસાન શરીરને થતું નથી. આમ બાહ્ય અને આંતર બન્ને ઉપાયો શોધાયા.

પરંતુ હજી થોડી ઊણપ રહી છે. રક્તસ્રાવી દરદીને આ દવાનાં ઈંજેક્શન્સ અમુક અમુક સમયે લેવાં પડે છે, નહિ તો વ્યાધિ પાછો દેખા દે છે. બીજું ઈંજેક્શન ક્યારે લઈ લેવું ને, જાણવાનો ચોક્કસ વખત સમજાતો નથી. પરંતુ મધુમેહીઓ ઈન્સ્યુલિન ક્યારે લેવું એ સમજતા નથી તેમ આ દરદીઓને માટે પણ બીજું ઈંજેક્શન ક્યારે લેવું તે સમજાતું નથી. રક્તસ્રાવી દરદીઓનું લોહી દરેક મહિને ઓછુંવત્તું સ્તંભનશીલ હોય છે અને વાથી આ શેડ્યુલ ઈંજેક્શનની માત્રા નક્કી કરવી એ મુશ્કેલી ઊભેલી છે જ. હજી પ્રયોગો ચાલે છે. આપણે આશા રાખીએ કે ખંતીલા શોધકોની શોધોને ભગવાન સફળ બનાવે. પૂર્વે, જ્યાં ગાઢ અંધકાર હતો ત્યાં હવે ઘણું અજવાળું પડ્યું છે. આશા રાખીએ કે આ શોધો પણ પૂરેપૂરી સફળતા ધરાવનારી થશે જ.

卐

કવિવર રવીન્દ્રનાથ- કૃત

# ' પૂજારિણી 'નાં ચાર ગીતો

જયન્તીલાલ :

[ પ્રથમ શારદા મંદિરમાં 'પૂજારિણી' ભજવતી વખતે ગુજરાતીમાં ઉતારેલાં અને ન
ગુજરાત કૉલેજના હીરક મહોત્સવ પ્રસંગે એ જ નાટિકા ભજવતાં ફરીથી સ

૧

[ કેદારની છાયા ]

ઘન અંધારી રાતે

કહી ગયો શું, કહી ગયો શું ?

શું જાણું ? શું જાણું ?

નિદ્રામાંહીં કે જાગરણે

શું જાણું ? શું જાણું ?

નાના કાજે નાના સાજે

ઘૂમું ઘરમાં વાટે આજે;

એક જ તે સુર પળ પળ વાજે

નવ ગોચર જે થાયે;

શું જાણું ? શું જાણું ?

શાને આ વેદના પીડા દે હૃદયે,

શું આ તે ભય કે જય !

વારે વારે કાને મર્મરે તાને :

"વાર ન્હોય, વાર ન્હોય!"

એક જ વાણીની વિધવિધ સુરે

પળપળ બોલે: "ચાલો દૂરે;"

શાના આ ભણકારા વાગે

મુજ ઉરમાં ને ગગને !

શું જાણું ? શું જાણું ?

૨

[ રામકલી ]

તમે શું આવ્યા છો મારે દ્વારે
ખોજવા મારા આતમને રે?
તમારી જે હાકે
કુસુમ ગોપનમાંથી બહાર આવે ખીલી ડાળે ડાળે,
તે હાકે પાડો હાકલ તેને રે,
તમારી તે હાકે બાધા ભૂલી
શ્યામલ ગોપન પ્રાણ ધૂલિ-અવગુંઠન ખોલે!
તે હાકે તમારી,
'સહસા નવીન ઉષા આવી, લાવી આલોકની ઝારી,
પાડે હાકલ ઘન અંધારે રે.

૩

[ દેશ ]

હવે રાખો નહિ અંધારે
મને જોવા દે, જોવા દે રે;
તારામાંહીં મારા-આતમને રે,
જોવા દે રે;
રડાવવું તે રડાવ આજે
સુખની ગ્લાનિ કેમે ન છાજે;
છો ધોવાતાં નયન મારાં અશ્રુધારે,
જોવા દે રે,
જાણું નહિ આ શાની કાળી છાયા!
આપમણે ભૂલીને જ્યારે જામે વિષમ માયા!
સ્વપન ભારે જામ્યો બોજો,
ચિરજીવનની સૂની ખોજો;
આલોક જે છુપાયો મારો રાતની પારે
જોવા દે રે.

૪

[ ખારૂક રાગ ]

આરણે જાતાં તેં મને બોલાવી;
પાછળ દૂર પડી ગઇ હું તો
કેમ શકું આવી ?
હવે, હાય, કેમ શકું આવી?
જામી છે નિબિડ નિશા,
સૂઝે નહિ પથરેખા;
સાદ કરો, મને સાદ કરો,
આ ઘોર અંધારામાંહી;
હું તો કેમ શકું આવી ?
(હૈયે) ભય ઉઠે શાથી ?
ઘૂમતાં ઘૂમતાં જેટલી આવું
તેટલી દૂર તારાથી ?
મનમાં થાય, છો પાસે,
તોય ભાસે ભય શ્વાસે !
રખે હું આહીં ને તમે નાહીં
આ ઘોર અંધારામાંહી;
હું તો કેમ શકું આવી?

卐

અનુસંધાન પૃ. ૩૫૨ ]

સંગ્રહમાં આરંભથી કવિની છાપ જણાય છે. છતાં કહેવું યોગ્ય છે કે પરભાષી કાવ્યો પર એમની હથોટી ઘણી સિદ્ધ છે. આ સંગ્રહમાં કવિનાં અમુક જ કાવ્યો ચૂંટીને લેવાયાં છે છતાં ન લેવાયેલાં કાવ્યો ઓછી ગુણવત્તાવાળાં હશે તેમ કલ્પના કરવાને કોઇ કારણ નથી. 'સુણું ક્યાં પ્રેમનું ગાણું!' એ પ્રસિદ્ધ કાવ્ય આ સંગ્રહમાં નથી.

આ સંગ્રહમાં સુખી જીવનનો સાજ, અને સ્નેહની આબોહવામાં મસ્ત કવિભાઇના રાહમાં કવિની લાક્ષણિકતા મૂર્ત થતી દેખાય છે. કાવ્યોપાસક વાચકને આ કાવ્યસંગ્રહ અવશ્ય રસાસ્વાદને પાત્ર થશે.

આ સાહિત્ય ઉપાસકનાં બીજાં સર્જનો વેળાસર પ્રકટ થાય તો એમની પેઢીના સાહિત્યસમૃદ્ધિમાં સારો એવો ઉમેરો થાય તેમાં અમારે શંકા નથી. પૂજ્ય કાકાજીપૂર્વકના સંપાદનકાર્ય માટે શ્રી નાથાભાઇ દવેને અભિનંદન ઘટે છે.

# રામાયણની વનસ્પતિઓ

બાપાલાલ ગ. વૈદ્ય

[ ગતાંકથી ચાલુ ]

પિણ્યાકનો અર્થ તો ખોળ થાય છે. તેલ કાઢી લીધા પછી જે ભાગ અવશેષ રહે તેને ખોળ કહેવામાં આવે છે. અહિંયાં પિણ્યાકનો અર્થ તેલ કાઢી લીધા પછીનો ખોળ નથી પરંતુ મજ્જાનું ચૂર્ણ જ: "अनिःसारितं तैलं यस्मिन् चूर्णीकृतमिङ्गुदीबीजमत्र पिण्याकत्वेन उपचर्यते। निःसारितसारस्य तस्य निषिद्धत्वात्" રામટીકા) જ છે. અમરકોષમાં "तिलकल्के च पिण्याकः" તલના જ ખોળ માટે પિણ્યાક શબ્દ યોજાયેલો છે. ચરકસંહિતાના વિદ્વાન ટીકાકાર ચક્રપાણિ દત્તે પણ पिण्याकं तिलखलिः, खलिः सर्षपखलिः ( સૂ. ૨૭। અ ૨૨-૨૯ ). પિણ્યાકનો અર્થ તલનો ખોળ અને ખલિનો અર્થ સરસવનો ખોળ એવો કરેલો છે. સંસ્કૃતમાં ખલિ અને પિણ્યાક એવા બે ભિન્ન શબ્દો ખોળના અર્થમાં યોજાયેલા છે પરંતુ તે બન્ને ભિન્ન અર્થમાં યોજાયેલા છે. પરંતુ અહીં પિણ્યાકનો અર્થ ઉપર તિલકાખ્યાકારે બતાવ્યો કે તેમ ઇંગુદિ મજ્જાનું ચૂર્ણ જ એવો લેવાનો છે. અને અહીં પ્રશ્ન થાય છે કે રામ શું આ પિણ્યાક ખાતા હશે? यदन्नः पुरुषो भवति तदन्नाः तस्य देवताः આટલું સ્પષ્ટ ઉચ્ચારણ જોતાં તે જરૂર ઇંગુદિ પિણ્યાક ખાતા જ હશે. પરંતુ આ મજ્જા તો સખત રેચક છે અને તે હમેશાં ખાઈ શકાય એવી જ નથી. તો પછી यदन्नः पुरुषो भवति-એનું પ્રયોજન જ ન હતું. બીજા આધાર ગ્રન્થોમાં આ સંબંધી કંઈ વધુ માહિતી મળતી હોય તો તે જોવી જોઈએ.

અને આ મારી જ શંકા આગળ ઉપર માતા કૌશલ્યાના મુખમાં કવિએ બીજી રીતે મૂકી છે. દર્ભસંસ્તર ઉપર ઇંગુદિપિણ્યાકના પિંડ મુકાયેલા જોયા એટલે કૌશલ્યાદેવી અને દશરથની અન્ય સ્ત્રીઓ બોલી ઊઠીઃ "જે મહારાજાએ ચતુરન્તા મહીના ભોગો ભોગવ્યા છે તેવા દેવસમાન મહાત્મા દશરથ રાજા માટે આ ભોજન એમને યોગ્ય નથી લાગતું. વસુધાનો અધિપ એ મહેન્દ્ર જેવો રાજા આ ઇંગુદિપિણ્યાક કેમ કરી ખાઈ શકશે! રામ જેવો રાજા પોતાના દેવ જેવા પિતા માટે ઇંગુદીમજ્જાનું ચૂર્ણ ( ઇંગુદિ ક્ષોદઃ ) આપે છે એના કરતાં બીજું કોઈ પણ વધુ કષ્ટદાયી દુઃખ અમને જણાતું નથી. રામે પિતાને ઇંગુદિપિણ્યાક આપ્યો એ જોઈને અમારું હૃદય દુઃખથી સહસ્રધા કેમ ફાટી પડતું નથી? લૌકિકી શ્રુતિ ( લોકવિદિત આશ્વાસન પ્રકાર ) તો સાચી જ છે જે એમ કહે છે કે જે અન્ન પુરુષ ખાતો હોય તે જ અન્ન તેનો દેવતા પણ ખાય છે..."(૨|૧૦૪—૧૧થી૧૫)

કોષોમાં પિણ્યાક શબ્દના ખોળ ઉપરાંત કેસર, હિંગ, અને ધૂપ—આવા ત્રણ અર્થો આપવામાં આવેલા છે પરંતુ અહીં આ ત્રણમાંથી એક પણ અર્થ લાગુ પડે એવો નથી.

(૧) ૨/૭૫—૧૬; ૪/૧—૮૧; ૪/૧—૨૦૦; ૫/૧૪—૧૩; ૫।૧૫—૯

उद्दालक (1) ઉદ્દાલક એટલે ગુંદો—જેના ફળનું અથાણું ગુજરાતમાં પ્રસિદ્ધ છે તે વૃક્ષ. ગુંદાની અથાણું બને છે. એનાં સંસ્કૃતમાં શ્લેષ્માતક, શેલુ, શીત, उद्दाल, बहुवारक નામો છે. श्लेष्माणमततीति शीतवीर्यत्वात् इति श्लेष्मातकः ગુંદો શીતવીર્ય હોવાને લઈને તે કાયમ કફ કરનારો છે. बहु वृणोति स्रोतांसि इति बहुवारकः શરીરના સકલ સ્રોતોનું આવરણ કરનાર હોઈ એટલે બહુવાર. ભાનુજી દીક્ષિતે. ' लसोडा ' इति ख्यातस्य એમ લખ્યું છે. અદ્યાપિ હિંદીમાં ' લસોડા ' નામથી જ ગુંદાનું ઝાડ ઓળખાય છે.

उद्दालक એ કુધાન્ય પણ છે અને એનો અર્થ 'જંગલી કોદરો' वनकोद्रव એવો પણ થાય છે. રાજનિઘંટુમાં ગુંદાના પર્યાયોમાં उद्दालक શબ્દ નથી આપ્યો જ્યારે કોદરાના પર્યાયોમાં उद्दालक શબ્દ છે. ચરક સંહિતામાં પણ કુધાન્યની ગણત્રીમાં उद्दालक છે તેમજ બીજી જગાએ उद्दालक શબ્દ કુધાન્ય અર્થમાં જ પ્રયોજાયલો છે. પરંતુ રામાયણમાં જ્યાં જ્યાં આ શબ્દ વપરાયેલો છે તે મોટાં વૃક્ષો સાથે—વનવૃક્ષોની યાદીમાં જ છે. એટલે उद्दालकનો અર્થ ગુંદો એ જ અર્થ અહીં લેવાનો છે.

ગુંદાનાં મોટાં ઝાડ, મોટાં પાન, મોટાં ફળથી તુરત જ ઓળખાઈ જાય છે.

उशीरः ગંગા નદી ઓળંગવાની આવી ત્યારે રામ વિચારમાં પડી ગયા કે નદી કેમ તરાશે ! લક્ષ્મણે લાકડાનો મોટો તરાપો બનાવ્યો. જાંબુ અને વાનુંજ (નેતર)ની કોમળ શાખાઓ તોડી લાવીને તેનું સીતાજીને બેસવા માટે એક આસન બનાવ્યું. પછી આખા એ તરાપા ઉપર સુગંધી વાળો પાથરી દીધો. ' उशीरेण समावृतम् ' (૨/૫૫–૧૪) પછી એની ઉપર સૌ પહેલાં સીતાજીને બેસાડયાં.

રાવણની ચિતામાં ચંદનકાષ્ઠો સાથે પદ્મક, ઉશીર અને ચંદન પણ સાથે નાખવામાં આવ્યું હતું. ઉશીર સુગંધિ દ્રવ્ય છે. ઉશીર એટલે સુગંધીવાળો. ધૂપેલ વગેરેમાં આ દ્રવ્ય સુગંધ માટે નાખવામાં આવે છે.

कदम्ब (1)

अस्ति कच्चित्त्वया दृष्टा सा कदम्बप्रिया प्रिया ॥
कदम्ब यदि जानीषे शंस सीतां शुभाननाम् ॥ २|६०—१२

હે કદંબ ! કદંબનાં વૃક્ષો જેને ખૂબ જ પ્રિય હતાં એવી મારી પ્રિય પત્નીને તેં જોઈ છે ! જો તું જાણતો હોઉ તો તે શુભાનના સીતા ક્યાં છે તે તું મને કહે.

વર્ષાઋતુમાં જ કદંબ વૃક્ષોને ફૂલ બેસે છે એટલે એનું એક નામ ' प्रावृष ' અથવા प्रावृषेण्य છે. વર્ષાના વર્ણનમાં કદંબનું વર્ણન હોય જ.



(1) ૨|૬૦—૧૨; ૩/૭૧—૪; ૪|૨૭—૧૦; ૪|૨૮—૨૪-૨૬-૨૯—૪૨; ૭/૨૬—૪; ૭|૪૨—૫.

# પશ્ચિમનું પુનર્દર્શન

સરોજિની મહેતા એમ. એ.

[ ગતાંકથી ચાલુ ]

ઓસ્ટ્રિયા અને હંગેરીની લુપ્ત થયેલી રાજશ્રીના પ્રતીકરૂપે શોએનબ્રૂન અને હોફબર્ગના બે ભવ્ય મહેલો છે. શોએનબ્રૂન તે ગ્રીષ્મભવન હોઈ શહેરથી બહુ દૂર છે અને હોફબર્ગ વિયેના શહેરની વચ્ચે છે. તે ઉનાળા સિવાયની ઋતુઓમાં વપરાતો. જોકે રાજા ફ્રાન્સિસ જોસફ તો છેવટનાં વર્ષોમાં શોએનબ્રૂનમાં જ કાયમ રહેતો.

શોએનબ્રૂનની આસપાસ બહુ જ સુંદર બગીચા છે ફૂલોના ક્યારાની રચના અતિશય કળામય રીતે કરવામાં આવી છે. સુગંધને બદલે માત્ર રંગની જ પસંદગી માટે પાશ્ચાત્યોને વખોડનારે શોએનબ્રૂન કે વર્સાઇ જેવા બગીચાની ફૂલગોઠવણી જોવી જોઈએ. અને માત્ર સુગંધયુક્ત રંગમાં જ જો સૌંદર્યનું નિવાસસ્થાન માનીએ તો પછી સંધ્યા કે ઉષાના રંગ, મેઘધનુષ્ય કે ચિત્રકળાને પણ સૌંદર્યમાંથી બાતલ કરવાં પડે.

૧૪૪૧ ખંડોના બનેલા આ મહેલની વિશાળતા વિષે તો કાંઈ કહેવાનું જ નથી. અંદરની રચના અને સરસામાન વર્સાઈના મહેલ જેવાં જ છે. સફેદ લાકડાની દીવાલો અને છતમાં સોનેરી નકશીકામ કરેલું છે ગોળ ખંડ, લંબગોળ ખંડ, હિંદુસ્તાની ખંડ ચીનાઈ ખંડ એવા અનેક સુશોભિત ઓરડા છે. હિંદુસ્તાની ખંડમાં હિંદુસ્તાનથી અને ચીનાઈ ખંડમાં ચીનથી આણેલાં ચિત્રો અને કીમતી સરસામાન ગોઠવેલાં છે.

ઓસ્ટ્રિયાની પ્રખ્યાત રાણી મારીઆ ટેરેસાનાં સ્મરણચિહ્નો આખા મહેલમાં સર્વત્ર છે. એનાં સોળ છોકરાંની છબીઓ પણ મહેલના અનેક ઓરડા શોભાવે છે—કેટલાંક બેડોળ હશે તે મહેલની શોભા બગાડે પણ છે.

નેપોલિયનને ઓસ્ટ્રિયા જીત્યું ત્યારે એ અહીં જે પલંગમાં સૂતો હતો તે સાચવી રાખ્યો છે. વિધિવશાત્ એનો પુત્ર એ જ શય્યામાં મરણ પામ્યો હતો.

છેલ્લા રાજા ચાર્લ્સે વર્સાઈના કરાર પછી ગાદી છોડી ત્યારે કયા ઓરડામાં એણે એ કરારનામા પર સહી કરી તે પણ બતાવે છે.

ઓસ્ટ્રિયાનો રાજા ફ્રાન્સિસ જોસફ ૬૮ વરસ રાજ કરી ૧૯૧૬માં ૮૬ વરસની ઉંમરે મરણ પામ્યો. પ્રાચીનતાના ખંડેર સમા એ રાજાને કોઈ નવી શોધખોળો કે તેનાથી મળતી સગવડો ગમતી નહોતી. વૃદ્ધાવસ્થામાં પણ નિસરણી દ્વારા જાતે ચડીને એ મહેલ પર ચડતો. લિફ્ટ મુકાવવા એણે સાફ ના કહેલી. આધુનિક રિવાજ પ્રમાણે દરેક શયનખંડની જોડે બાથરૂમ ( સ્નાનગૃહ ) અને અંદર ગરમ-ઠંડા પાણીના નળ હોય. પણ આ રાજાના ખંડોમાં તો અસલી રીતે અંદર જ આરસના ટેબલ પર ગોદી ને 'જગ' મૂકેલાં છે. શિયાળાની ઠંડીથી રક્ષણ કરવા માટે 'સેંટ્રલ હીટીંગ' કે વીજળીના અથવા ગેસના સ્ટવ તેને પસંદ નહોતા. મહેલ બંધાવતી વખતે કરાવેલા ખાસ ઘાટના કોલસાના સ્ટવથી જ

એ પોતાનાં જર્જરિત અંગો શેકતો. બન્નેમાંથી એક મહેલમાં નહાવાની ઓરડી એક પણ નથી. કહે છે કે એક રબરના ટબને એ શયનખંડમાં લાવી, તેમાં ગરમ પાણી ભરી, નોકરો ત્યાં ને ત્યાં જ એને નવડાવી દેતા ! પણ એનાં કુટુંબીઓ, મહેમાનો અને પરિજનો કેવી રીતે નહાતાં હશે તે તો કોણ જાણે ! રાજાનો પલંગ નાનો, તદ્દન સાદો અને સખત પથારીવાળો છે. એમાં જ એણે છેલ્લો શ્વાસ લીધો. હોફબુર્ગનો એનો પલંગ પણ એવો જ છે.

આ રાજાની કર્કશતા, જીવન પ્રત્યે રુક્ષવૃત્તિ, ભૂલી જઈએ તો શૉએનબ્રુન એ પરમ સૌંદર્યનું ધામ છે. એની દીવાલો, એનું રાચરચીલું, એની આખી રચના જ શોભા અને સમૃદ્ધિના દૃષ્ટાંત રૂપ છે. ફ્રાંસીસ જોસફ જેવો નીરસ પુરુષ અંદર નિરંતર નિવાસ કરવા છતાં એની રમણીયતા ભૂંસી શક્યો નહોતો. ત્યારે અંદર કલાક બે કલાક ફરી આવનાર મુસાફરો એના સૌંદર્યનું ધરાઈને પાન કરી શકે છે.

હોફબર્ગ એ એક જ સમયે સળંગ બંધાયેલી ઇમારત નથી. કેટલોક ભાગ ખૂબ પ્રાચીન છે. પાછળથી જુદા જુદા રાજાઓએ જુદા જુદા ભાગ ઉમેરાવ્યા છે. આને લીધે શિલ્પમાં વિવિધ સમયોની અસર દેખાય છે. અંદરની રચના ને સરસામાન તો અહીં પણ ઘણે ભાગે વર્ષાઈની ઢબ ઉપર જ છે.

રાણી મારીઆ ટેરેસા અને એનાં સોળ છોકરાં અહીં ઠેર ઠેર પોતાના અસ્તિત્વની યાદ આપે છે. એના શયનખંડમાં રેશમી છત્રને પડદાવાળો, માત્ર પગ તરફથી ખુલ્લો મોટો પલંગ છે. ઓશીકા તરફ ખાસ બનાવડાવેલી મોટી ઊંચી ઘડિયાળ છે. તેમાં આંકડાનો ક્રમ સાધારણ ઘડિયાળો કરતાં ઊંધો છે. પાંગત તરફ મૂકેલી આરસીમાં રાણી પલંગમાં સૂતાં સૂતાં ઘડિયાળનું પ્રતિબિંબ જુએ ત્યારે જ આંકડા સવળા દેખાય. આવા દ્રાવિડી પ્રાણાયામને બદલે આરસીની જગાએ સવળા આંકડાવાળી ઘડિયાળ જ પાંગત તરફ કેમ નહિ મૂકી હોય એમ વિચાર આવે છે. પણ સામાન્ય લોકો કરતાં કાંઈ જુદું ન કરે તો રાજા લોક શેના !

ફ્રાન્સિસ જોસફની રાણી ઇલિઝાબેથના ઓરડા એના સરસામાન અને કેટલીક સુંદર અંગત ચીજો સાથે હજી એમના એમ છે. એ જીનિવામાં હતી ત્યારે કોઈ ઇટાલિયન એનાર્કિસ્ટે એનું ખૂન કરેલું. આ સંબંધી રાજા પર તાર આવેલો તે પણ એક કાચના કેસમાં મૂકેલો છે. કહેવાય છે કે રાણીને આ મહેલના પોતાના ઓરડા ગમતા નહોતા તેથી તે ઘણુંખરું પેરીસ કે સ્વિટ્ઝર્લૅન્ડમાં જ રહેતી. હોફબુર્ગના ૮૪૫ અને શૉએનબ્રુનના ૧૪૪૧ ઓરડા અને એમાં મન માનતા ફેરફાર કરવા માટે આખા ઑસ્ટ્રિયા અને હંગેરીના સામ્રાજ્યની સમૃદ્ધિ, પોતાને સ્વાધીન હોવા છતાં રાણીને ઓરડા ન ગમવાને કારણે રોજ દેશવટો ભોગવવો પડે એ પણ નવાઈ!

રાજા ફ્રાન્સિસ જોસફને માટે એક નવાઈ જેવી વાત કહેવાય છે. એને સંધ્યાએ મહેલની અગાસીમાં ફરવાની ટેવ હતી. આમ ફરતાં ત્રણ વખત ( જુદાં જુદાં વર્ષોમાં ) એના માથા પરથી ધોળાં પક્ષીનું ટોળું કંઈ ચીસો પાડતું પસાર થઈ ગયું. આ ત્રણે વખત એ પછી

તરત જ રાજાની જિંદગીના સૌથી કરુણ ત્રણ બનાવ બન્યા. પહેલી વખત એનો એકનો એક પુત્ર પ્રિન્સ રૂડોલ્ફ શિકાર કરવા ગયેલો ત્યાં હંટીંગ લૉજમાં ભેદી રીતે મરણ પામ્યો; બીજી વખતે રાણીનું જીનિવામાં ખૂન થયું; અને ત્રીજી વખતે એનો ગાદીવારસ ભત્રીજો સર્બિયામાં આંતરરાષ્ટ્રીય ખટપટનો ભોગ બની મરાયો, જેને પરિણામે પહેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું.

આ રાજાના કુટુંબને નસીબે સંપત્તિ વચ્ચે વસીને વિપત્તિઓ જ વેઠવાની હતી. ઉપર લખેલા ત્રણ કરુણ બનાવો ઉપરાંત રાજાનો ભાઈ મેક્સિકોમાં બળવાખોરોને હાથે માર્યો ગયો. એના પછી ગાદીએ આવનાર ભત્રીજાના પુત્રને બે વર્ષ રાજ્ય કરી ૧૯૧૮ માં રાજગાદી છોડવાની ફરજ પડી અને ઈ. સ. ૧૯૨૨માં મડેરાના ટાપુમાં એ મરણ પામ્યો. પ્રિન્સ રૂડોલ્ફ તો ભેદી મરણનો ભોગ થતાં પહેલાં પણ અનુગમતા લગ્નની વેદી પર હોમાયેલો ઑસ્ટ્રિયાના ઇતિહાસની એક કરુણ કથનીનો નાયક હતો.

શૉન્બ્રૂન અને હોફબુર્ગ બન્ને મહેલો રાજારાણીઓએ વસાવેલા કીમતી સરસામાનથી ભરપૂર છે. બન્નેની શોભા, સ્વચ્છતા, સફાઈ હજી જેવાં ને તેવાં જ છે માત્ર એ બધું ભોગવનાર કોઈ નથી.

આ સર્વ જોતાં રાજા ભોજે મુંજને મોકલેલા શબ્દો યાદ આવે છે—નૈકેનાપિ સમં ગતા વસુમતી। મરણ પછી તો વસુમતી (પૃથ્વી) રાય કે રંક કોઈ સાથે જતી નથી. પણ ઑસ્ટ્રિયાના છેલ્લા રાજા ચાર્લ્સ સાથે તો જીવતાં પણ ન ગઈ. દેશનિકાલ સ્થિતિમાં એ મરણ પામ્યો તેની ખબર બે લીટીમાં વર્તમાનપત્રોએ છાપી હતી. એક વખત વિશાળ સામ્રાજ્યનું મહારાણી પદ ભોગવનાર રાણી પણ બ્રસેલ્સ પાસે નાના ગામડામાં (આ યુદ્ધ પહેલાં) આઠ બાળકોને લઈ રહેતી હતી. ઑસ્ટ્રિયામાં ફરી રાજગાદી સ્થપાશે અને આપણે ફરી રાજવૈભવ ભોગવીશું એ આકાશકુસુમવત્ આશા બાળકોને એ આપ્યા કરતી.

રંકપ્રજાને ચૂસીને વસાવેલાં વૈભવનાં, વિલાસનાં ધામો અત્યારે રંક પ્રજાને જોવાનાં સંગ્રહસ્થાન બન્યાં છે. એની પાછળ વેડફાયેલા અઢળક ધનનો ખ્યાલ કરી પ્રજા હવે રાજાઓની પ્રથાથી દૂર જ નાસશે.

હોફબર્ગ મહેલના સ્વાઇત્ઝર હોફ (સ્વિટ્ઝર્લૅન્ડ ભવન) નામના ભાગમાં ઇમ્પીરિયલ ટ્રેઝરી એટલે શાહી ખજાનો છે. હવે તો એ પ્રવાસીઓને સંગ્રહસ્થાન રૂપે જોવાનો જ છે. કારણ કે સલ્તનત તો ઊડી ગઈ છે. એમાં પાછા બે વિભાગ છે: એકનું નામ સૅક્યુલર ટ્રેઝરી (વ્યાવહારિક કોષ) અને બીજાનું નામ એક્લીઝીઆસ્ટિકલ ટ્રેઝરી (ધાર્મિક કોષ) છે.

પહેલા વિભાગમાં રાજકુટુંબની અનેક કીમતી વસ્તુઓનો સંગ્રહ છે. પૅરીસની પ્રજાએ ભેટ આપેલું નેપોલિયનના પુત્રનું પારણું અહીં સાચવી રાખ્યું છે. રાજ્યાભિષેક વખતે પહેરવાનાં રાજારાણીનાં વસ્ત્રો કબાટોમાં લટકાવ્યાં છે. રાજકુટુંબનાં બાળકોને નામકરણ સંસ્કાર વખતે પહેરાવવાના સાચાં મોતીભરેલા પોશાક પણ અહીં છે. રાણી મારીઆ ટેરેસાના વખતમાં એટલે સત્તરમી સદીમાં એ બનાવેલા અને ત્યારપછી લગભગ ત્રણસો વર્ષ સુધી રાજકુટુંબનાં દરેક બાળકને એ જ ધારણ કરાવી સંસ્કાર કરાવાતો.

નેપોલિયનની તેમજ ફ્રાંસના રાજા ૧૬મા લુઈની ઇંડુ ખાવાની પ્યાલીઓ એક પેટીમાં જોડા જોડ મૂકી છે. પહેલી જ નજરે બન્નેના ચારિત્ર્યનો ખ્યાલ આવે છે.

નેપોલિયનની સાદી ચીનાઈ પ્યાલી છે. શરતો જીતનારને અપાતા કપ જેવી કાચી સાદાઈની બેઠક ઉપર ગેંડો છે એટલું સાધારણ પ્યાલી કરતાં જુદાપણું છે. પેંડાને વધારે શોભિતી ચીજની જરૂર ન હોય. અલબત્ત નેપોલિયનના અર્ધભાગલા સહીરૂપ એના નામનો પ્રથમ અક્ષર N સોનેરી સાહીથી લખેલ છે. યુદ્ધમાં પડેલા કેદીઓના હાથ પર પણ N અક્ષરનો ડામ દેવડાવનાર પોતાની વસ્તુ પર તો પોતાનું નામ જાહેર કરે જ. બીજી તરફ સોળમા લુઈની પ્યાલી તદ્દન સોનાની બનાવેલી સુશોભિત ભાતની અને અદ્ભુત જ સુંદર કારીગરીવાળી છે. બાપદાદાએ ગરીબ પ્રજાને લૂંટીને મેળવેલા અઢળક ધન ઉપર જેનો મોજ કરનારની ચીજ તો એવી જ હોય ને!

ઑસ્ટ્રિયન રાજકુટુંબનાં ઘણાંએક કીંમતી જવાહીરો પણ આ સંગ્રહમાં છે. પહેરનારની ફૅશનપ્રિયતા, શોખ, આડંબર, મિથ્યાભિમાન, એ સર્વને સૈકાઓ સુધી પોષ્યા પછી આ અલંકારો જાણે છેવટનો આરામ લેતાં અહીં પડ્યાં છે. એમને બનાવનારા, અને ધારણ કરનારાંનું નામનિશાન પણ નથી રહ્યું.

ખજાનાના ધાર્મિક વિભાગમાં ઑસ્ટ્રિયાના જુદા જુદા ધર્મગુરુઓના કીંમતી ઝભ્ભા, મુગટો, દંડ વગેરે છે. સોનારૂપાના પૂંઠાવાળી અને કીંમતી રત્નોજડેલી બાઈબલો અને પ્રાર્થનાની ચોપડીઓ પણ ઘણી છે. રત્નજડિત 'ક્રૉસ' પણ સારી સંખ્યામાં છે. પરમાત્મા સાથેના સંબંધમાં પણ શ્રીમંતાઈનું પ્રદર્શન પૂર્વ પશ્ચિમ બધે જ હોય છે!—

એક નાની પેટીમાં નાનું સરખું સોનાનું ઝાડ છે. તેના ઉપર જુદી જુદી આકૃતિનાં નાનાં વાસણો કીમતી પથ્થરોમાંથી કોતરી કાઢેલાં, ફળ માફક લટકાવ્યાં છે. દરેક વાસણમાં એક એક પવિત્ર વસ્તુ ભરી છે એમ કહેવાય છે. એકમાં જીસસ ક્રાઈસ્ટના લોહીનું ટીપું, એકમાં એની માતા મેરીના દૂધનું ટીપું, એકમાં એના પગ નીચેની રજની કણી એવું એવું છે એમ કહે છે. મરણ વખતે તો ક્રાઈસ્ટને મુઠ્ઠીભર શિષ્યો હતા એટલે એ લોકો એના લોહીનું ટીપું કે ચરણરજ સાચવી રાખે, તે માની શકાય. પણ એના છેક શૈશવ કાળમાં એની મહત્તા અગાઉથી સમજી એની માતાના દૂધના ટીપાને સાચવી રાખ્યું હોય એ ક્યાંથી માની શકાય! ક્રાઈસ્ટને જે વધસ્તંભ પર ચઢાવેલો તેનો એક કકડો પણ બતાવવામાં આવે છે. વધસ્તંભ પર ચઢતા પહેલાં એણે છેલ્લું ભોજન ખાધેલું તે વખતે ટેબલ ઉપર પાથરેલા કપડાનો એક કકડો પણ એક પેટીમાં બતાવે છે. બે હજાર વરસ ઉપર યુરોપમાં ટેબલ ઉપર હાલની માફક કપડું પાથરી ભોજન લેવાતું હશે અને તેમાં યે વધસ્તંભ ઉપર ચઢતા પહેલાં એ બધો શિષ્ટાચાર પળાયો હશે એ ઘૂંટડા ગળવા મુશ્કેલ છે.

બાઈબલની કથા મુજબ ભારે વધસ્તંભ ખભા ઉપર ઊંચકીને ચાલતા ક્રાઈસ્ટને ખૂબ થાક લાગ્યો અને મોઢા ઉપર પરસેવો થયો. તમાશો જોવા ભેગા થયેલા ટોળામાંથી એગનીસ નામની એક યુવતીએ હિંમત કરી પરસેવો લૂછવા પોતાનો રૂમાલ જીસસને આપ્યો. સત્તાધારીઓની ખફગીનો ભય વહોરીને પણ ક્રાઈસ્ટ તરફની ભક્તિને લઈ આ બાઈએ આટલી હિંમત કરી તેથી ઈશ્વરે પ્રસન્ન થઈ એના રૂમાલ ઉપર જીસસની મુખાકૃતિ જણાય નહિ એવી રીતે છાપી દીધી. એ રૂમાલ પણ અહીં બતાવાય છે. રૂમાલ ઉપર મોઢાના આકારનો ધૂંધળો ડાઘ છે. એ બાઈ પોતાની ક્રાઈસ્ટ પ્રત્યેની ભક્તિના આ પ્રસંગથી સંત એગનીસ તરીકે પ્રસિદ્ધ થઈ.

વિયેનાની અમારી ત્રીજા દિવસની સફર આગલાં રાજવંશી અને ધાર્મિક સ્મારકો કરતાં તદ્દન જુદા જ પ્રકારની હતી. શહેરથી કેટલાક માઇલ દૂર વિયેના વૂડ્સ (વન) છે, તે જોવા અમે મોટરબસમાં નીકળ્યાં. વિખ્યાત ઑસ્ટ્રિયન સંગીતવેત્તા સ્ટ્રૉસે પોતાના જગપ્રસિદ્ધ "વિયેના વૂડ્સ" નામના વૉલ્ટ્ઝ (નૃત્યસંગીત)માં આ વનને અમર બનાવ્યું છે. મે મહિનો હોવાથી અહીંની વસંતઋતુ હતી. શિયાળાના મહિનાઓ દરમિયાન સૂનાં પત્રરહિત રહેલાં ઝાડ નવપલ્લવોથી શોભી રહ્યાં હતાં. રસ્તાની બન્ને બાજુ લીલા ઘાસમાંથી સર્વત્ર ડોકિયાં કરતાં ડેઝીનાં ધોળાં અને બટરકપનાં પીળાં ફૂલે સુશોભિત ગાલીચો બનાવ્યો હતો. ઊંચા ચીનાર ઝાડની છાયામાં ઉજાણી કરવા આવેલાં અસંખ્ય ઝૂમખાં ને બાળકો ઘાસમાં બેઠાં હતાં. કુદરતની પણ આ દેશો ઉપર કૃપા છે કે વનના ઘાસમાં બેસતાં સર્પાદિનો મુદ્દલ ભય હોતો નથી. અમારી મોટરબસ પસાર થાય કે આસપાસ બેઠેલી બધી ટોળીઓ હસીને હાથ ઊંચો કરી, હલાવી, આનંદ પ્રદર્શિત કરે. જડવાદી કહેવાતા આ દેશોની આ વસ્તુ બહુ નાની હોવા છતાં ખાસ નોંધવા લાયક છે. ક્યાંય જઈએ, મોટરમાં કે ટ્રેનમાં, ત્યાં આવો અનુભવ થાય છે. તદ્દન અજાણ્યા મુસાફરોને પણ આવકારતાં હોય તેમ સર્વ કોઈ આ રીતે આનંદ પ્રદર્શિત કરે છે. ત્યારે આપણા આધ્યાત્મવાદી દેશમાં મુસાફરીમાં મળતાં મોટી ઉંમરનાં માણસો કશું કરતાં નથી અને ઘણુંએક બાળકો જીભ કાઢે છે, અંગૂઠો બતાવે છે, પથરા ફેંકે છે ને કોઈ બીભત્સ ચાળા પણ કરે છે!

આસપાસ ટેકરાઓ ઉપર મધ્યકાલીન સમયમાં લુંટારાઓએ બાંધેલા કિલ્લાનાં ખંડેર નજરે પડે છે. એ બહારવટિયા એટલા શ્રીમંત અને બળવાન થઈ ગયેલા કે Robber-Knights એટલે લુંટારા-ઉમરાવો કહેવાતા.

પ્રખ્યાત સંગીતવેત્તા શુબર્ટ એક વખત ઉનાળો ગાળવા એક નાના ગામમાં રહેલો તે રસ્તામાં આવ્યું. નાના સરખા અત્યંત સાધારણ ઘરમાં એ રહેલો કારણ કે વધારે પૈસા ખરચી ફેશનેબલ જગાએ જવાના કે મોંઘી હોટેલોમાં રહેવાના એની પાસે પૈસા જ ન હતા. એનાં ગીતોના રેકર્ડ બનાવી વેચનારા પણ આજે લક્ષાધિપતિ થઈ ગયા છે ત્યારે હજારોની સંખ્યામાં ઉત્કૃષ્ટ સંગીત સરજનારે જીવન પર્યંત દરિદ્રતા જ ભોગવી! આ ઘરમાં એની સૌથી પ્રસિદ્ધ કૃતિ 'Unter der Linden' (લીંબુના ઝાડ નીચે)ના કેટલાક ભાગની એના પોતાના હસ્તાક્ષરમાં લખેલી પ્રત સાચવી રાખી છે. મુસાફરો એનું દર્શન કરીને પણ પોતાને ધન્ય માને છે.

રસ્તામાં એક નાના ગામમાં ઑસ્ટ્રિયન રાજકુટુંબનો હંટીંગ લૉજ આવે છે. રાજાઓ શિકાર કરવા જાય ત્યારે આ મકાનમાં રહેતા. આ જ મકાનમાં રાજા ફ્રાન્સિસ જોસેફનો એકનો એક પુત્ર પ્રિન્સ રૂડૉલ્ફ ભેદી રીતે મરણ પામ્યો હતો. એનું મરણ કેવી રીતે થયું તે આજદિન સુધી અંધારામાં જ રહ્યું છે. બંદૂકની ગોળીથી વીંધાયેલો એ પોતાના ઓરડામાં પડેલો હતો. પણ એણે આત્મહત્યા કરી કે કોઈ કાવતરાનો ભોગ થઈ પડ્યો તે હજુસુધી પડદા પાછળ જ રહ્યું છે. એ રાજકુંવરનું પરિણીત જીવન બહુ દુઃખી હતું. એ પોતે એક સામાન્ય કુટુંબની કન્યા સાથે પ્રેમમાં હતો. પણ મોટેભાગે બને છે તેમ, માબાપે કુળની અને રાજ્યની પ્રતિષ્ઠાનો વિચાર પુત્રના સુખની અગાડી કરી એને એક રાજકુંવરી સાથે

અણગમતા લગ્નમાં બાંધ્યો હતો. આ દુઃખી જીવનમાંથી છૂટવા એણે આપઘાત કર્યો હોય એ સંભવિત છે. તેમ રાજગાદીનો વારસ કાવતરાનો ભોગ થઈ પડે એ પણ કંઈ અશક્ય નથી જ. કુંવરની સાથે એનાં કુટુંબીઓમાંથી કોઈ ન હતું પણ એના નોકરો તો હતા જ. પણ એમણે કશું પણ જાણતા હોવા બાબત સાફ ઈનકાર કર્યો. ઘણાઓની માન્યતા છે કે નોકરો રહસ્ય જાણતા હતા. પણ જો કુમારે આપઘાત કર્યો હોય તો વાત જાહેર ન કરવાના આકરા સોગન આપ્યા હશે; અને જો ખૂન થયું હોય તો ખૂનીઓએ સખ્ત ધમકી આપી હશે. એટલે એ રહસ્ય નોકરોની સાથે જ કબરોમાં દટાયું. જે ઓરડામાં કુંવર મરણ પામ્યો હતો તે તોડાવી નાખી એની માતાએ એના આત્માની શાંતિ અર્થે નાનું સરખું દેવળ ત્યાં ચણાવ્યું છે.

અનેક નાનાં સુંદર ગામડાં વટાવતાં અમે બાડન (સ્નાનગૃહ) નામના ગામમાં આવી પહોંચ્યાં. ગામ નાનું પણ બહુ જ સુંદર છે. હવા ખાવાના સ્થળ તરીકે પ્રખ્યાત છે. ઝાડીથી છવાયેલા આ ગામમાં ગરમ પાણીના ઝરા છે. અને તેનું પાણી ઘણા રોગ સારા કરવામાં વપરાય છે બે હજાર વર્ષ ઉપર રોમન લોકોએ આ પાણીનો ઉપયોગ કરવા માંડ્યો હતો અને એમનાં બાંધેલાં સ્નાનગૃહો હજી સારી સ્થિતિમાં જળવાઈ રહેલાં છે. આ ગામનું નામ એના ગરમ પાણીના ઝરાના ઉપયોગ ઉપરથી જ પડ્યું છે. નવું બાંધેલું સ્નાનગૃહ જે 'થર્મોસ' કહેવાય છે તેમાં દાક્તરોના કહેવા પ્રમાણે લોકો પાણી પીએ છે, ગરમ પાણીની વરાળથી નાક કે ગળાને શેક કરે છે, અને સ્નાન પણ કરે છે. શીખીને તૈયાર થયેલા નોકરો દાક્તરોની સૂચના મુજબ સારવાર કરે છે. આરસપહાણનાં બાંધેલાં સુઘટિત સ્નાનગૃહોમાં ઝરામાંથી વાળેલાં ચઢ ઊતર ઉષ્ણતાનાં પાણી આવે છે. દરેક ઝરાના પાણીની રાસાયણિક તપાસ થયેલી હોય છે અને તે મુજબ તેનો ઉપયોગ થાય છે. કુદરતે આપેલી બક્ષિસનો લાભ ધુતારા બાવા સાધુઓ લઈ જતા નથી પ્રજાને રોગમુક્ત કરવામાં એનો ઉપયોગ થાય છે.

આ સ્નાનગૃહની બહાર બગીચાના ઘાસમાં એક બહુ જ કળામય ઘડિયાળ બનાવવામાં આવી છે. ઘડિયાળ સાચી છે અને બરાબર વખત આપે છે. આકાર ચોરસ છે અને લંબાઈ તથા પહોળાઈ લગભગ ચાર ચાર ફૂટ છે. એનું ચક્કર, આંકડા અને કાંટા સુદ્ધાં રંગરંગિત ફૂલના બનાવેલા છે. અતિશય કૌશલ્ય અને કલાદૃષ્ટિ વાપરી એની રચના કરવામાં આવી છે.

આવા રમ્ય ગામને છોડવાનું જરાપણ મન થતું નહોતું. પણ વિયેનાથી બહુ દૂર આવેલાં હોઈ બસના ભોમિયાએ કહ્યું કે ચા પીને તરત પાછા જવા નીકળવું પડશે.

વિશાળ વૃક્ષોની છાયા નીચે આવેલા ખુલ્લા કાફેમાં ચા પીધી અને પછી જોયેલાં અનેક દૃશ્યોનું સ્મરણ કરતા કરતાં અમે વિયેના પાછા ફર્યાં.

વિયેનામાં મૂળ ચલણ શિલિંગ અને ગ્રોશેનનું હતું. ઈંગ્લંડ સિવાયના યુરોપના દરેક દેશમાં દશાંશ પદ્ધતિએ ચલણ હોય છે તેમ અહીં પણ સો ગ્રોશેનનો એક શિલિંગ થતો. પણ હવે તો જર્મનીનું રાજ્ય આવ્યું એટલે ચલણ પણ બદલ્યું જ. જર્મનીના માર્ક અને

ફેનીંગ હવે વપરાય છે. અને સો ફેનીંગનો એક 'માર્ક' થાય છે. હુંડિયામણના ભાવ પ્રમાણે શિલિંગ કરતાં માર્કની કીંમત થોડી વધારે હોય છે. એટલે અમુક શિલિંગના કેટલા માર્ક અને ગ્રોશેનના કેટલા ફેનીંગ તેનાં છાપેલાં કોઠા નક્કી સરકારે બહાર પાડયાં છે. દુકાનદારો, બસ ને ટ્રામના કંડકટરો, હોટેલના નોકરો એ સર્વ એ કોઠાઓ હમેશાં પાસે રાખે છે. છતાં એકદમ નવા ચલણમાં હિસાબ રાખવો તે સામાન્ય પ્રજા માટે મુશ્કેલ તો છે જ.

જર્મન સરકાર મુસાફરોને આકર્ષવા માટે ખૂબ પ્રયત્ન કરે છે. પ્રજાને એક ઇંગ્લીશ પાઉન્ડના બાર માર્ક મળે કે ત્યારે મુસાફરોને ચાલીસ મળે છે. ઓસ્ટ્રિયા જર્મન રાજ્યમાં આવ્યું એટલે ત્યાં પણ આવી જ હુંડિયામણની સગવડ મળે છે. પણ મુસાફરો એ સગવડનો અયોગ્ય લાભ ઉઠાવી વેપારી દૃષ્ટિએ ફાયદો કરી ન જાય તે માટે ખૂબ જ સાવચેતી રાખવામાં આવે છે. ખાસ દીઠ રોજના પચાસ માર્ક જ મળી શકે. દેશમાં દાખલ થતી વખતે અને દેશ છોડતી વખતે દસ માર્કથી વધારે પાસે ન હોવા જોઈએ. છોડતી વખતે વધારે માર્ક હોય તે બેંકમાં આપી દેવાના અને બીજા દેશમાં ગયા પછી ત્યાંના ચલણમાં મળે. આ બધી વ્યવસ્થા કરવામાં મુસાફરોનો વખત તો ખૂબ જાય છે.

મનોહર વિયેનામાં ચારેક દિવસ ગાળી અમે બ્યુડાપેસ્ટ જવા નીકળ્યાં. ઓસ્ટ્રિયા છોડી હંગેરીની હદમાં દાખલ થવાનું એટલે પાછા પાસપોર્ટનાં નાણાં તપાસનારા અને કસ્ટમના અમલદારોની મુલાકાતો શરૂ થઈ. એક બે વખત નહિ પણ ૭ વખત જુદા જુદા અમલદારો એ પાસપોર્ટ તપાસતા નાણાં તપાસનારાએ દરેક દેશના ચલણના કેટલા પૈસા છે તે લખી લીધું. કસ્ટમવાળા સામાન પેટીઓ ઉઘાડવાસ કરીને કંટાળી ગયાં પણ છેવટે સાંજના પાંચ વાગે 'ક્વીન ઓફ ધ ડાન્યુબ' (ડાન્યુબની રાણી) ગણાતા બ્યુડાપેસ્ટ આવી પહોંચ્યાં.

ચાલુ ]

# પુસ્તકપરિચય

મુકુંદ વિ. પારાશર્ય

રુબાઇયાત અને બીજાં કાવ્યો:—લેખક: શ્રી. હરગોવિંદ પ્રે. કવિ. સંપાદક તથા પ્રકાશક:

શ્રી નાથાલાલ દવે. મુખ્ય વિક્રેતા: આર. આર. શેઠની કંપની. મૂલ્ય: ત્રણ રૂપિયા.

કવિ હરગોવિંદ પ્રેમશંકરનું 'શિવાજી અને ઝેબુન્નિસા' ઈ. સ. ૧૯૦૭ માં પ્રકટ થયા પછી આજ આટલાં વર્ષે તેમનો આ કાવ્યસંગ્રહ પ્રકટ થાય છે. સ્વ. કવિ ત્રિભુવન પ્રેમશંકર તથા 'કલાપી' અને 'કાન્ત'ની હારના આ એકાન્તપ્રિય કવિના કાવ્યરસનું સારું ધ્યાન આપતા આ સંગ્રહનો સત્કાર કરતાં ખરે જ આનંદ થાય છે.

રુબાઇયાતની મહત્ત્વતા અને લોકપ્રિયતા અનેક ભાષાઓમાં થયેલાં તેનાં ભાષાન્તરો શાખ પૂરે છે. શ્રી. બ. ક. ઠાકોર, રુબાઇયાતને પૌર્વાત્ય સંસ્કૃતિની ત્રણ વિશિષ્ટ કૃતિઓમાંની એક ગણી, ધમ્મપદ અને ગીતાની સાથે તેમને મૂકે છે. આવું સત્ત્વશાળી પુસ્તક ભાષાંતર પામે એ સહજ વાત છે. ઉર્દૂ, હિંદી, બંગાળી, મરાઠી આદિ શકુન ભાષાઓમાં ભાષાન્તર થવા ઉપરાંત ગયા દશકામાં તો પંડિત ગિરધર શર્માજીએ એમનું સંસ્કૃતમાં (પૃથ્વી છંદમાં) ભાષાન્તર કર્યું છે એ વિશેષ ધ્યાન ખેંચે તેવી હકીકત છે. રુબાઈયાતને ગુજરાતીમાં ઉતારનાર પહેલા કવિ હરગોવિંદ પ્રેમશંકર છે. એ ઐતિહાસિક દૃષ્ટિએ પણ આ પુસ્તકનું મૂલ્યાંકન થઈ શકે. રુબાઇયાતના ભાષાન્તરમાં શ્રી હરગોવિંદભાઈએ બહુધા હરિગીત છંદ પસંદ કર્યો છે અને તેથી મૂળનો અર્થ અને તેટલો તેમાં ઉતારી શક્યા છે. લલિત અને વેદનમધુર છંદની ગતિમાં મૂળ કાવ્યની પ્રસાદિતા અને પ્રાસાદ જળવાઈ રહ્યાં છે ત્યાં એની સફળતા છે. રુબાઇયાતનાં ભાષાંતરોનો તુલનાત્મક અભ્યાસ કરનાર આ ભાષાન્તરની સફળતા સ્વીકાર્યા વગર નહીં રહે.

આ ઉમાશંકર જોશીએ સંગ્રહનો અભ્યાસપૂર્ણ પ્રવેશકલખો આપી, તેમાં ફિટ્ઝિરાલ્ડ અને ઉમર ખય્યામની ફિલસૂફીઓની ઉચિત ચર્ચા કરી છે. કવિશ્રી હરગોવિંદે ફિટ્ઝરાલ્ડની રુબાઈયાત પરથી ભાષાન્તર કર્યું, હોવા છતાં એમની ફિલસૂફી કેવળ સુખવાદની નથી, જરાપણ નાસ્તિક નથી. સૂફીવાદની આ કવિ પર પૂરી અસર છે. એની સાબીતી રૂપે થોડાં ઉદાહરણો આ સંગ્રહમાં મળે છે. અમુક પંક્તિઓ લઈએ:—'આજીજી' કાવ્યમાં કવિ કહે છે: 'તુજ પ્રભુને દરબાર બંદા એકને જ શું છૂટ ના?' અને એ પ્રભુ એટલે? 'ઇશ્ક-અમૃત-પ્રેમ, પ્રભુ! પાડી ખબર' ('એ ના ખબર') વળી 'મળ્યું દૈવી રૂપ પ્રભુપદ મને પ્રેમ અર્પિયું' જેવી પંક્તિમાં આસ્તિક હૃદય વૈષ્ણવભાવ ધરતું સ્પષ્ટ દેખાય છે.

એકંદર આ કવિનાં કાવ્યો પ્રેમ વિષયક છે અને સૂફી ફિલસૂફીનાં સહજ પ્રવાહે વહે છે. કાવ્યોની સરલ વિશિષ્ટ શૈલી, વિષયને અનુરૂપ છંદોનું આયોજન, સરળ અર્થનિરૂપણપદ્ધતિ અને બહુધા પ્રેમ-અધ્યાત્મનાં વિષયગ્રહણ એ આ કવિની કાવ્યકલાનાં લક્ષણ છે. આ સંગ્રહમાં શિષ્ટ—કાવ્યતત્ત્વવાળાં કાવ્યો અનેક છે જેમાં નીચેનાનો સહેજે નિર્દેશ કરી શકાય. 'રૂપો ઈશ્કના આયમાં', 'દુનિયા', 'હું ગાઉં છું', 'ચંદાસીનાં કદમ', 'મયેકીને', 'ચાલો', 'આજીજી', 'એ ના ખબર', 'હૃદયગોકુળ', 'અરપાન બાળકનું', 'વસન્તશ્રી', વગેરે છે. આત્મલક્ષી કાવ્યોની સંખ્યા વધારે હોવાના કારણે

[ અનુસંધાન પૃ. ૨૪૧

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૪ — જેઠ : ૨૦૦૨ — અંક ૨

# ગુલગુલાબી

'સુન્દરમ્'

વિશ્વ આખું ગુલગુલાબી થઇ ગયું,
ઓઠ મેં તારા ગુલાબી ચૂમિયા જ્યારે પ્રથમ.
મેં લહ્યું ત્યારે પ્રથમ,
કે ઓષ્ઠના ટુકડા વિષે એ શું વસ્યું સામર્થ્ય છે!

ને વૃક્ષની ખરતી ઉઠાવી પત્તી મેં
ફૂંકી હવામાં ઓઠથી,
એ ત્યાં ઉડી, કેવી ઉડી !
આખા જગતને વીંટતી
જાણે વસંતિલ પામરી !
ને એક ઢેફું ધૂળનું મેં ઊંચક્યું,
મસળ્યું અને,
એની અહા તે રજ ઉડી ચોમેર રહે,
કો સુનેરી કમળના
ગંધમધ પરાગ સમી અહા !

આશ્ચર્યથી દિગ્મૂઢ મારા હૃદયને
શંકા થઇ કે, ચિત્ત તો ચસક્યું નથી ?
ને જે ચરણથી ચોટ ખાધેલી ઘણી,
ના પ્રણયને પણ ચોટ લાધેલી કદી,

તે ચરણની રજ લાવ જોઈ લઉં જરા,
કે એ ય તે બદલાઈ કે તેવી જ છે?

એ ચરણની રજ ધોયવા હું ઝૂકિયો ને જોયું મેં:
કો રાત આખી નીતરેલાં આંસુડાં
એ ચરણથી રજ સાવ ધોઈ હતાં ગયાં!
દિઙ્મૂઢ મારાં નયન મેં ઊંચાં કર્યાં;
પરદા ત્યહીં અણુચિંતવ્યા એ નયન પર ત્યાં ઊતર્યા!

દાબી રહી તું આંખ મારી,
જોરથી, કલશોરથી,
કંકણ તહીં રણકી રહ્યાં,
દાખેલ હસતું ઝરણ શું
મુજ કાનકેરી સોડમાં ગુંજી રહ્યું!

ને નૂપુરે ઝંકાર ત્યાં જાગ્રત થયા,
કાખેલ આંખો મારીને એ દોરતા
ઝંકારતા એ ચરણ મારા ચરણને પ્રેરી રહ્યા.

પ્રેરી રહ્યા એ કઈ દિશે?
શાં શાં મિષે?
રે, આ ગુલાબી સૃષ્ટિનાં દર્શન પછી,
કાળી નિશાકેરી ફરી વળશે પીંછી?

સગવેકથી મુજ આંખ પરનો ભાર ત્યાં હળવો થયો.

જેવો ગુલાબી રંગ ખીલ્યો વિશ્વના અંગાંગમાં
તારા પ્રથમના ચુંબને,
તેવો ગુલાબી રંગ ખીલ્યો પાંપણો મુજ પૂંઠળે
ભીતરે અંગાંગમાં,
તારા પ્રથમ આલિંગને.

૧૦-૩-૫૫

# તીર્થ અને તીર્થયાત્રા

રસિકલાલ છોટાલાલ પરીખ

'**તારે** તે તીર્થ' અથવા જેનાથી પાપાદિકને મનુષ્ય તરે છે તે તીર્થ.' તીર્થ અને તીર્થંકરનો મહિમા એ ભારતીય સંસ્કૃતિનો મહિમા છે; તીર્થયાત્રા એ હિંદુસ્તાનમાં મનુષ્ય જીવનનો લહાવો છે. હિમાલયથી તે કન્યાકુમારી સુધીના, જગન્નાથપુરીથી તે દ્વારકા અને સોમેશ્વર સુધીના, સમેતશિખરથી તે શત્રુંજય સુધીના માર્ગો–આકાશયાનમાંથી ભૂતકાળની કોઈ આંખે દૂરબીનથી જોવા મળે તો ભારતભરમાં યાત્રીઓનો કોઈ જંગમ છતાં સાતત્યથી સ્થાયી સ્વસ્તિક દૃષ્ટિગોચર થાય.

મનુષ્યજીવનમાં શુદ્ધિની સતત પ્રક્રિયાની પ્રેરણા રહે છે. મલીનતા–શારીરિક અને માનસિક, માનસિક–આચારની–વિચારની ભાવનાની સતત ઉદ્ભવ્યા કરે છે. તેનાથી જડતાનો પુંજ (અગર પુંજો) ઊભો થઈ જાય છે. તે ભારે ન થઈ જાય એ માટે સાફ રહેવાની ક્રિયા સતત કરવી પડે છે. ખરી રીતે મનુષ્યની આ ગૂઢ–અગૂઢ એવી આંતર આવશ્યકતા છે. સંસારી જીવનની જડતા સમયે સમયે હળવી કરવા, એક જાતની મુક્તતા–નિર્ભરતા અનુભવવા જીવ તલસી રહે છે. ડુંગર, નદી, સરોવર, સમુદ્ર તરફ તે ખેંચાય છે. સંસારી જીવને પોતે કુદરતને જ્યાં હજી બહુ બગાડી નથી ત્યાં જવાનું મન થાય છે. સંકડામણમાંથી મોકળાશમાં આવ્યા જેવું થાય છે; અને કુદરતના સૌંદર્યથી જીવને સુખ થાય છે. પણ આટલાથી ગિરિઓ કે નદીઓ તીર્થ થતાં નથી. હિમાલયને મસૂરીમાં કોઈ જુએ તો તેથી આનંદ થાય પણ તીર્થભાવના થતી નથી. એ તો ગંગાતીરે હરદ્વાર અને હૃષીકેશ આગળ જ થાય છે. કારણ? પવિત્ર થવાની ભાવનામાંથી આપણી સંસ્કૃતિમાં તીર્થ અને તીર્થયાત્રા ઉદ્ભવ્યાં લાગે છે. પણ પવિત્ર થવાના બીજા ઉપાયો જેવાં કે–શરીરશુદ્ધિ, સૌંદર્યભાવના, સદાચાર,–એકાન્તસેવન, સમાધિ આદિ કરતાં તીર્થભાવનામાં વિશેષતા છે. બીજા ઉપાયો એકાંગી–અને તેથી અધૂરા અને તેથી પૂરી તૃપ્તિ આપનારા નથી. તીર્થ અને તીર્થયાત્રા જે રીતે ભારતીય સંસ્કૃતિમાં સેવાયાં છે, તેની વિશેષતા એ છે કે તે મનુષ્યઇન્દ્રિયો અને મનને પ્રસન્ન કરી આત્માનું ઉદ્બોધન કરનાર છે.

પુરાણકારે કરેલા તીર્થના સ્વરૂપના વર્ણનમાં આ ખ્યાલ પ્રતીત થાય છે:

> प्रभावाद् अद्भुताद् भूमेः सलिलस्य च तेजसा ।
> परिग्रहान्मुनीनां च तीर्थानां पुण्यता स्मृता ॥ ( मार्क. )

તીર્થમાં ભૂમિનો અદ્ભુત પ્રભાવ હોય, સલિલનું તેજ હોય અને મુનિઓએ એ સ્થળને સ્વીકાર્યું હોય—એટલે તીર્થની પુણ્યતા કહી છે.

તીર્થના આકર્ષણમાં અને કેવળ કુદરતના આકર્ષણમાં આ એક ફેર છે; મનુષ્યની અખિલ શુદ્ધિની તૃષા એકલા કુદરતી સૌંદર્યથી મટતી નથી; મુનિઓના માનસિક સહવાસ –association–વિના નિર્મળતા અનુભવાતી નથી. અને એનું કારણ છે:

એક જ્ઞાનીએ કહ્યું છે: 'આત્મજ્ઞાન ત્યાં મુનિપણું'

તે ચરણની રજ લાવ જોઈ લઉં જરા,
કે એ ય તે બદલાઈ કે તેવી જ છે ?

એ ચરણની રજ શોધવા હું ઝૂકિયો ને જોયું મેં:
કો રાત આખી નીતરેલાં આંસુડાં
એ ચરણથી રજ સાવ ધોઈ હતાં ગયાં !
દિગ્મૂઢ મારાં નયન મેં ઊંચાં કર્યાં,
પરદા ત્યહીં અણચિંતવ્યા એ નયન પર ત્યાં ઊતર્યા !

ઢાળી રહી તું આંખ મારી,
જોરથી, કલશોરથી,
કંકણ તહીં રણકી રહ્યાં,
દાબેલ હસતું ઝરણ શું
મુજ કાનકેરી સોડમાં ગુંજી રહ્યું !

ને નૂપુરે ઝંકાર ત્યાં જાગ્રત થયા,
દાબેલ આંખો મારીને એ દોરતા
ઝંકારતા એ ચરણ મારા ચરણને પ્રેરી રહ્યા.

પ્રેરી રહ્યા એ કઈ દિશે ?
ક્યાં ક્યાં પ્રિયે ?
રે, આ ગુલાબી સૃષ્ટિનાં દર્શન પછી,
કાળી નિશાકેરી ફરી વળશે પીંછી ?

હળવેકથી મુજ આંખ પરનો ભાર ત્યાં હળવો થયો.
જેવો ગુલાબી રંગ ખીલ્યો વિશ્વના અંગાંગમાં
તારા પ્રથમના ચુંબને,
તેવો ગુલાબી રંગ ખીલ્યો પાંપણો મુજ પૂંઠળે
ભીતરે અંગાંગમાં,
તારા પ્રથમ આલિંગને.

૧૦-૭-૪૫

# તીર્થ અને તીર્થયાત્રા

રસિકલાલ છોટાલાલ પરીખ

'તારે તે તીર્થ અથવા જેનાથી પાપાદિકને મનુષ્ય તરે છે તે તીર્થ.' તીર્થ અને તીર્થ કરનો મહિમા એ ભારતીય સંસ્કૃતિનો મહિમા છે; તીર્થયાત્રા એ હિંદુસ્તાનમાં મનુષ્ય જીવનનો લહાવો છે. હિમાલયથી તે કન્યાકુમારી સુધીના, જગન્નાથપુરીથી તે દ્વારકા અને સોમેશ્વર સુધીના, સમેતશિખરથી તે શત્રુંજય સુધીના માર્ગો—આકાશયાનમાંથી ભૂતકાળની કોઈ શક્તિ દૂરબીનથી જોવા જાય તો ભારતભરમાં યાત્રીઓનો કોઈ જંગમ છતાં સાતત્યથી સ્થાયી સ્વસ્તિક દૃષ્ટિગોચર થાય.

મનુષ્યજીવનમાં શુદ્ધિની સતત પ્રક્રિયાની પ્રેરણા રહે છે. મલીનતા—શારીરિક અને માનસિક, માનસિક—આચારની—વિચારની ભાવનાની સતત ઉદ્ભવ્યા કરે છે. તેનાથી જડતાનો પુંજ (અગર પુંજો) ઊભો થઈ જાય છે. તે ભારે ન થઈ જાય એ માટે સાફ રહેવાની ક્રિયા સતત કરવી પડે છે. ખરી રીતે, મનુષ્યની આ ગૂઢ—અગૂઢ એવી આંતર આવશ્યકતા છે. સંસારી જીવનની જડતા સમયે સમયે હળવી કરવા, એક જાતની મુક્તતા—નિરાંત અનુભવવા જીવ તલસી રહે છે. ડુંગર, નદી, સરોવર, સમુદ્ર તરફ તે ખેંચાય છે. સંસારી જીવને પોતે કુદરતને જ્યાં હજી બહુ બગાડી નથી ત્યાં જવાનું મન થાય છે. સંકડામણમાંથી મોકળાશમાં આવ્યા જેવું થાય છે; અને કુદરતના સૌંદર્યથી જીવને સુખ થાય છે. પણ આટલાથી ગિરિઓ કે નદીઓ તીર્થ થતાં નથી. હિમાલયને મસુરીમાં કોઈ જુએ તો તેથી આનંદ થાય પણ તીર્થભાવના થતી નથી. એ તો ગંગાતીરે હરદ્વાર અને હૃષીકેશ આવતાં જ થાય છે. કારણ? પવિત્ર થવાની ભાવનામાંથી આપણી સંસ્કૃતિમાં તીર્થ અને તીર્થયાત્રા ઉદ્ભવ્યાં લાગે છે. પણ પવિત્ર થવાના બીજા ઉપાયો જેવાં કે—શરીરશુદ્ધિ, સૌંદર્યભાવના, સદાચાર,—એકાન્તસેવન, સમાધિ આદિ કરતાં તીર્થભાવનામાં વિશેષતા છે. બીજા ઉપાયો એકાંગી—અને તેથી અધૂરા અને તેથી પૂરી તૃપ્તિ આપનારા નથી. તીર્થ અને તીર્થયાત્રા જે રીતે ભારતીય સંસ્કૃતિમાં સેવાયાં છે, તેની વિશેષતા એ છે કે તે મનુષ્યઇન્દ્રિયો અને મનને પ્રસન્ન કરી આત્માનું ઉદ્બોધન કરનાર છે.

પુરાણકારે કરેલા તીર્થના સ્વરૂપના વર્ણનમાં આ ખ્યાલ પ્રતીત થાય છે:

> प्रभावाद् अद्भुताद् भूमेः सलिलस्य च तेजसा ।
> परिग्रहान्मुनीनां च तीर्थानां पुण्यता स्मृता ॥ ( मार्क. )

તીર્થમાં ભૂમિનો અદ્ભુત પ્રભાવ હોય, સલિલનું તેજ હોય અને મુનિઓએ એ સ્થળને સ્વીકાર્યું હોય—એટલે તીર્થની પુણ્યતા કહી છે.

તીર્થના આકર્ષણમાં અને કેવળ કુદરતના આકર્ષણમાં આ એક ફેર છે; મનુષ્યની અખિલ શુદ્ધિની તૃષા એકલા કુદરતી સૌંદર્યથી મટતી નથી; મુનિઓના માનસિક સહવાસ—association—વિના નિર્મળતા અનુભવાતી નથી. અને એનું કારણ છે:

એક જ્ઞાનીએ કહ્યું છે: 'આત્મજ્ઞાન ત્યાં મુનિપણું'

આત્મજ્ઞાન પામેલા, અગર પામવા તપ કરતા, આરાધના કરતા, પુરુષાર્થ કરતા-આત્માઓના સહવાસથી જીવાત્મા જે નિર્મળતા અનુભવે છે તેની તેને ખાસ જરૂર છે. એ વિના તેનો આખો આત્મા પ્રસન્ન થતો નથી.

તીર્થ આ રીતે આત્માને જગાડી અખિલ આનંદ આપનાર ધામ બને છે. મનુષ્યની ઇન્દ્રિયો, મન અને આત્મા સર્વને એક પ્રકારના રૂપમાં મૂકનાર ધામ બને છે—અને તેથી તીર્થની શોધ અને તીર્થની યાત્રા, ભારતીય સંસ્કૃતિનું પરાપૂર્વથી ચાલ્યું આવતું લક્ષણ બન્યું છે.

આપણાં તીર્થધામોમાં ઉપાસકોએ કુદરતની આકર્ષકતામાં કલાની મનોહરતા ઉમેરી છે. પણ તીર્થનું તીર્થત્વ-પુણ્યત્વ મુનિવાસમાં—આત્મજ્ઞાનીના વાસમાં છે. અને તે યાત્રાળુને આ આકર્ષકતા અને આ મનોહરતામાં આત્મજ્ઞાનીનો માનસિક સહવાસ આપે છે. તેમાં તેની વિશેષતા છે-તેમાં તેની કૃતાર્થતા છે.

ભારતીય સંસ્કૃતિમાં તીર્થો આ પ્રેરણાથી ઉદ્ભવ્યાં છે-અને સ્થાન પામ્યાં છે. તીર્થમાં બધું જોયા પછી માણસને એમ સમજાય છે કે 'આત્માથી સૌ હીન.' તેથી જો 'તેના દેહાદિ પ્રભુ આધીન વર્તે' તો તે તેનું તીર્થ ! એમાં તીર્થયાત્રાનો મહિમા! ×

× 'શત્રુંજય તીર્થદર્શન'ની પ્રસ્તાવનામાંથી.



# બંસી

પ્રજારામ રાવળ

દૂર દૂર બંસી વાગે
          સાંવરિયાની દૂર દૂર બંસી વાગે.
આઘી આઘી ક્યાંક વાગે
          સાંવરિયાની દૂર દૂર બંસી વાગે.

ટોળેટોળાં અહીં લોકોનાં ઘૂમતાં,
          શોરબકોર બહુ થાયે;
     દૂર દૂર વાગતી બંસીનો ઓછો
          સૂર હાથ આવે ને જાયે!
                    સાંવરિયાની—

     દૂર દૂર બંસી વાગે
          સાંવરિયાની બંસી આઘેરી ક્યાંક વાગે.
     હૈયામાં જઈને લાગે
          સાંવરિયાની દૂર દૂર બંસી વાગે.



# કર્મ : ધર્મ : આત્મજ્ઞાન

રસિકલાલ માણેકલાલ વકીલ બી. એ.

[ ગતાંકથી ચાલુ ]

"When I see elsewhere ( i. e. in Russia ) some two hundred nationalities—which only a few years ago were at vastly different stages of development—marching ahead in peaceful progress and amity, and when I look about my own country and see a very highly evolved and intellectual people drifting into the disorder of barbarism, I cannot help contrasting the two systems of government, one based on co-operation, the other on exploitation, which have made such contrary conditions possible."

Tagore (*Crisis in Civilisation* 1941)

૧

**મા**નવજીવનનું પરમ ધ્યેય આત્મજ્ઞાન છે તેનો આપણે સ્વીકાર કરીએ છીએ. આ ધ્યેયનો સ્વીકાર આપણા તાત્ત્વિક અધ્યાત્મસ્વરૂપના કારણે છે. અણીશુદ્ધ, બ્રહ્મનિષ્ઠ મહાન સંત મુનિઓના અપરોક્ષાનુભવ પ્રત્યેનો આપણો આદરભાવ અને શ્રદ્ધા તેમાં સમાયેલાં છે. આ સ્વીકાર બુદ્ધિજન્ય છે. પરંતુ આપણી બુદ્ધિ સામાજિક અને બાહ્ય આવરણોથી એટલી બધી કલુષિત થવા પામી છે કે તેનાં વિધાનો સત્યારૂઢ ન હોતાં પ્રધાનપણે તરંગી, સંકુચિત અને અભિલાષાગ્રસ્ત હોય છે. આત્મજ્ઞાન પ્રતિ પ્રવૃત્તિ કરવાની આપણી ઇચ્છા સબળ હોવા છતાં આપણે યોગ્ય પ્રવૃત્તિ કેમ સાધી શકયા નથી યા સાધી શકતા નથી ? વિચાર કરતાં સ્પષ્ટ દેખાય છે કે આપણી ભાવનાઓ, આપણા નિર્ણયો, આપણી માન્યતાઓ અજ્ઞાન, લોભ અને સામાજિક વિષમતાથી મલિન થઈ ગયેલાં હોય છે. માયા, પ્રકૃતિ અને સામાજિક પરિબળોની પકડ આપણને જકડી રહી છે. કોઈ એકાદ સાધક વ્યક્તિ મુક્ત થવાનો નિશ્ચય કરે તો સામાજિક પરિબળોનો અનાદર કરી માયા અને પ્રકૃતિના પાશમાંથી છૂટી શકે. પરન્તુ સાધારણ મનુષ્ય અને માનવસમાજ તેમ ન કરી શકે. તેમણે તો આર્થિક અને સામાજિક પરિબળોના બંધનમાંથી પ્રથમ મુક્ત થવું પડે. કોઈ મહાન અધિકારી વ્યક્તિ આત્મજ્ઞાનના પંથે સાત્ત્વિક સાધનોથી પ્રવૃત્તિ કરી શકે. પરન્તુ જનસમાજ માટે તે અત્યંત ક્લેશમય—અશક્ય છે. અરે, જિજ્ઞાસુ મુમુક્ષુઓમાંથી પણ કોઈ વિરલા જ વિજય પ્રાપ્ત કરે છે. શ્રીકૃષ્ણ કહે છે:—

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ( ગીતા ૭–૩ )

આત્મજ્ઞાન સિદ્ધ કરવા અર્થે, દ્વંદ્વાતીત થવા માટે પ્રકૃતિ અને જીવનનાં દ્વંદ્વોનો સમજપૂર્વક અભ્યાસ આવશ્યક છે. જીવનની દ્વન્દ્વાત્મક ગતિ પ્રાચીન સમયથી સ્વીકારાયેલી છે.

कर्मणां च विवेकार्थं धर्माधर्मौ व्यवेचयत् ।
द्वन्द्वैरयोजयच्चेमाः सुखदुःखादिभिः प्रजाः ॥ (मनुस्मृति १-२६)

પુરાતન યુગમાં મનુએ બતાવેલ જીવનનું દ્વન્દ્વાત્મકપણું અર્વાચીન યુગમાં દ્વન્દ્વાત્મક ભૌતિક વાદમાં ફલિત થાય છે. કારણ મનુષ્યના મૂળ સ્વરૂપ ઉપર પ્રકૃતિનાં ભૌતિક પરિબળોએ પટ ઉપર પટ લાદી દીધાં છે. આ પરિબળોની પૃથક્કૃત સમજ આવશ્યક છે. સામાજિક સંસ્કૃતિની અસર વૈયક્તિક વિચારસરણી ઉપર મોટા પ્રમાણમાં હોય છે.

૨

માનવસમાજની મજલમાં ઉત્પાદક સાધનો અને આંતરવર્ગીય સામાજિક સંબંધોની ઉત્ક્રાન્તિ સાથે રાજ્યસંસ્થાનાં રૂપ પણ પલટાતાં આવ્યાં છે. પરન્તુ શોષક અને શોષિત વર્ગોની અનિષ્ટ પ્રથા અખંડ રહી છે. રૂસ જેવા એકાદ દેશમાં જ આ પ્રથાના ભંગાણનાં પગરણ થયાં છે. સમાપ્ત થએલા બીજા વિશ્વયુદ્ધના અંતે સુધરેલા કહેવાતા દેશોમાં પણ શોષણપ્રથા નષ્ટ કરવાનો હૃદયપલટો દેખાતો નથી. એટલું જ નહિ પણ સામ્રાજ્યવાદનાં સંસ્થાનો-પરદેશ ઉપરની હકુમતો-સ્થિરસ્થાપિત કરવાના સશસ્ત્ર અને જુલમી પ્રયાસો ચાલુ છે. Four Freedomsની ઘોષણા કરનાર સાથી રાજ્યો પરતંત્ર પ્રજાઓની સ્વતંત્રતાની માગણી કે તેમના તરફ સક્રિય સહાનુભૂતિ રાખી શક્યાં નથી. દુશ્મન રાજ્યોના પરાજયમાંથી ઉદ્ભવેલી આશાઓ ધરાશાયી થતી જાય છે. ડૉ. રાધાકૃષ્ણન્ પુકાર કરે છેઃ—

> "And now we seem to dread the future. We were told that it would all be different after the war. Now that the war is over, it does not seem that it is going to be very different to what it was. If we ask the politicians to remember their promises, we are dismissed as dangerous idealists.....If after the war the people are robbed of the fruits of victory, it only means that the leaders practised on them deception on a large scale. The war was fought for the liberation of man, and yet the liberators are not liberating us but making us submit to the old, decayed, despised order."
>
> ( Sir Radhakrishnan : *Is This Peace?* p. 6. 10-9-1945 )

૩

Four Freedomsની ઘોષણા છતાં, ગાંધીજીની અહિંસાની સતત તપશ્ચર્યા છતાં, આંતરરાષ્ટ્રિય પરિસ્થિતિ ઉપરાંત આંતરદેશીય—ભારતવર્ષની-સામાજિક અને રાજકીય પરિસ્થિતિમાં સુધારો જોવામાં આવતો નથી. પ્રાન્તિક લોકમાન્ય પ્રધાનમંડળો આવવાથી વર્તમાન એકદમ ઊજળું થઈ ગયું અથવા ભવિષ્ય ઊજળું થઈ જશે એ માન્યતા અને આશા અસ્થાને છે. બ્રિટિશ કેબિનેટ મીશનની સાથે ચાલી રહેલી વિનયયુક્ત મંત્રણાઓ અને બેઠી મુદતોના પરિણામે સ્વરાજ્ય હાથવેંતમાં છે તેવું મનમીઠું અનુમાન કરવું તે નિરાધાર ગણાય. દેશની અંદર મલ પક્ષ વચ્ચેના ભેદો ભયંકર રૂપ પકડતા જણાય છે.

દેશના અસંખ્ય દલિતોના ઉદ્ધાર પ્રત્યે થવી જોઈતી પ્રવૃત્તિના સ્થાને Power Politicsની રમત રમાઈ રહી છે. નવાં પ્રધાનમંડળો દારૂનિષેધનો એક વખત નિષ્ફળ નીવડેલો અખતરો પુનઃ અજમાવશે અને મુંબઈ શહેરને બદલે કલ્યાણ અથવા અમદાવાદ શહેરને બદલે મહેમદાવાદમાં મદ્યમહેફિલો જામશે એવા ભયની લાગણી ઉપસ્થિત થાય તો તેમાં નવાઈ નથી. આવા Power Politics અને નજીવા સુધારાવધારા નિર્જીવ નીવડવાની વકી છે, તેથી માનવસમાજના સ્વરૂપમાં તલસ્પર્શી ફેરફાર ન થઈ શકે. પ્રો. લાસ્કી સમજાવે છેઃ—

> " The war has shown us, in all its naked cruelty, the ugliness of the feelings and ideas which are demanded by the *politics of power*. A war of this magnitude brings us up against the ultimate *things. Few people believe any longer that a liberal economic system* is likely to achieve prosperity for the masses. On the contrary, the inter-war years have shown few things more clearly than that it breeds an excessive prosperity in the few and an excessive poverty in the many."
>
> (Prof. Laski : *Faith, Reason and Civilisation*. p. 12 and 21 )

સામાન્ય સુધારાવધારાની ફૂંકથી જનતાની દરિદ્રતાનાં વાદળાં ખસે નહિ અને મનમનામણાંના ફાગળાથી દલિતવર્ગની યાતનાની ભઠ્ઠી ઓલાય નહિ.

૪

આવી પ્રવૃત્તિનું ક્રિયારહિતપણું બેઠે ચોસે ચઢેલી, વિચારપ્રણાલિકા અને ઐતિહાસિક સત્યોની અવગણનાના પરિણામે ઉપસ્થિત થાય છે. પાષાણની મૂર્તિમાં જાગ્રત, આંતરિક, સહૃદય દેવભાવના રાખી પૂજા કરવાને બદલે પત્થરને જ દેવ ગણી પુષ્પ-તોય-ફલનું સમર્પણ કરવામાં સત્ય આરાધના માની બેસીએ છીએ. સ્વરાજ્યના-સ્વતંત્રતાના-અંતિમ ધ્યેયની આરાધના ભૂલી સ્વરાજ્યને નામે ઘડતી સંસ્થાઓ અને માનવમૂર્તિઓને જ આપણે સ્વરાજ્યના દેવ માનવાની ભયંકર ભાનભૂલામણીમાં ભમીએ છીએ.

આસુરી સંપત્તિ ધરાવતા વર્ગો અને વ્યક્તિઓ પોતાની સત્તા, પોતાના હક્ક, પોતાનો ભોગવટો આસુરી સામનો કર્યા વિના ન છોડી શકે. આ પ્રથમ ઐતિહાસિક સિદ્ધાન્ત છે. ધનિકોની દૃષ્ટિ મૂળથી મલિન હોય છે. કવિએ સાચું કહ્યું છે કેઃ—

मन्ये लक्ष्मि त्वया सार्धं समुद्राद्धूलिरुत्थिता ।
पश्यन्तोऽपि न पश्यन्ति श्रीमन्तो धूलिलोचनाः ।

જુદા જુદા દેશોમાં વસવાટ હોવા છતાં શોષક-શાસકવર્ગ એક અનોખી હિતસામ્યતાની સાંકળથી સંગઠિત છે. દલિત શ્રમજીવી વર્ગના શોષણથી ઉદ્ભવતા નફાના ભંડારો આ સાંકળની કડીઓ છે. જ્યાં સુધી આ કડીઓ ભાંગી નાખવામાં ન આવે ત્યાં સુધી એક રંગની રાજ્યસંસ્થાને સ્થાને બીજા રંગની રાજ્યસંસ્થા આવવા છતાં પ્રજા સમસ્તનું ખરું હિત સાધી ન શકાય. આ બીજો ઐતિહાસિક સિદ્ધાન્ત છે.

કોઈ પણ રાજકીય પક્ષ પૂર્વોક્ત સિદ્ધાન્ત ધ્યાનમાં રાખ્યા વિના ગમે તેટલા પ્રયાસ આદરે તેમાં સત્ય સફળતા ન મળે. હા, એમ બને કે બળવાન પક્ષ-સુસંગઠિત પક્ષ-રાજકીય

સત્તાનાં થોડાંઘણાં સાધનો મેળવી શકે, બીજા વિરોધી પક્ષોને દબાવી શકે, છૂટાછવાયા ક્રાન્તિવિઘાતક ફેરફારો કરી શકે. પરન્તુ મૂળભૂત રોગનું નિવારણ ન કરી શકે. વળી એમ પણ બનવા પામે કે ઉકળાંથી ચૂલમાં પડવાપણું પ્રજાને માથે આવે. લોકમાન્ય પ્રધાનમંડળો સત્તા પર આવતાં નિર્દોષ પ્રજામાનસમાં એવી માન્યતા ઉદ્ભવ પામે કે હવે જે કાંઈ બનશે તેથી સૌ સારાં વાનાં થશે. પરિણામે વર્તમાન પરિસ્થિતિના અંગે અમુક જાતની જ્ઞાનરહિત શ્રદ્ધા પ્રજામાનસમાં આવે. અને તે શ્રદ્ધાની ભ્રમજાળમાં ફસાઈ મૂળ રોગ અને અંતિમ ધ્યેય તરફની સભાનતા ઓસરી જાય. આવા વ્યતિરેક ઇતિહાસમાં મોજૂદ છે. નાના રાજકીય ફેરફાર તો શું પણ મોટાં ક્રાન્તિનાં તોફાનો પછી પણ એમ આગળ ધપી શકે નહિ.

> "In the hour of danger, we all insist upon the life of virtue we shall lead when we come again to safety. But experience suggests that, when safety has been in fact given to us, we forget without difficulty the pledges we have made, That, after all, has been not only the history of Christianity itself; it has also been the characteristic of all revolutions."
>
> Prof. Laski

જનતાને આવી રીતે મૂઢ રાખવામાં રાજકીય સંસ્થાઓ ઉપરાંત ધાર્મિક આચાર્યો, સાહિત્યકારો અને ફિલસૂફો પણ પોતાનો ફાળો આપે છે. ધનિકોની મહોલાતો અને મોજ-શોખ સાથે ગરીબોનાં ભાંગ્યાતૂટ્યાં ઝૂંપડાં અને યાતનાઓ સુસંગત રહી શકે તેવાં વિધાન કરવામાં આવે છે. અને આવાં વિધાન ઘટાવવામાં વિચારવક્રીકરણ અને ઊર્મિલ વાક્-ચાતુર્યનો ઉપયોગ સારા પ્રમાણમાં કરવામાં આવે છે. ધાર્મિક મુક્તિનાં સાંત્વનોથી જનતાનો ઉદ્ધાર થવાને બદલે પતન થવાની શક્યતા વધે છે.

> "The problem that Christianity sought to solve was to reconcile the existence of the poverty of the poor with a state-power which safeguarded the riches of the wealthy from invasion; and, stripped of all essentials, it did so by promising the poor a salvation in the life to come. To the poor man who accepted its (Christianity's) formulæ it was able to proffer salvation; and it made its terms with the rich by inventing the doctrine of *stewardship*."
>
> ( Prof. Laski p. 50 )

આ પ્રકારનાં ગરીબોને સાંત્વન અને ધનિકોને વાલીપણાના હકની બેદી કથનીઓનો પ્રચાર આપણા દેશમાં ધાર્મિક ધુરંધરો અને રાજકીય નેતાઓ છૂટથી કરી રહ્યા છે.

## ૫

જ્યાં સુધી ખાનગી મિલકતની માલિકોના હક્ક અને તે માલિકીના પરિણામે ગેરકાયદે લેવામાં આવતા અંગત નફાની પ્રથા મૂળથી નષ્ટ કરવામાં ન આવે ત્યાં સુધી દલિતોદ્ધાર—જનસમાજની મુક્તિ—ન ઉદ્ભવે. ધાર્મિક સાંત્વન, અને આધ્યાત્મિક પ્રોત્સાહનથી વૈયક્તિક સમાધાન પ્રાપ્ત થઈ શકે, માનસિક સમતા કેળવી શકાય, કોઈ પતિત ભ્રષ્ટ વ્યક્તિનો ઉદ્ધાર થઈ શકે, પરન્તુ દલિત સમાજનો નહિ. કર્મસંન્યાસ અને ત્યાગવૃત્તિની સાધનાના પાઠ અમલી બનાવવાનું કાર્ય અતિશય કઠિન છે. આ બોધપાઠ જનતાને ભણાવવામાં અંતિમ પરિણામ એ આવે કે ધનિકોનું 'Heartbreak House' (Bernard Shaw) સલામત રહેવા પામે.

જ્યારે પ્રથમવાર પ્રજાકીય પ્રધાનમંડળો રચવામાં આવ્યાં ત્યારે બ્રિટિશ હકુમતને તોડી પાડવાનો ઇરાદો રાષ્ટ્રીય મહાસભાના મેનિફેસ્ટોમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. રાજકીય મડાગાંઠ (Political Deadlock) ઊભી કરવાનો મક્કમ નિશ્ચય થયો હતો. આ બંને લક્ષ્યમાંથી એકપણ સિદ્ધ ન થઈ શક્યું. પ્રધાનમંડળોનાં રાજીનામાં પછી બ્રિટિશ સરકાર પોતાનો રાજ્યદોર સહેલાઈથી ચલાવી વિગ્રહમાં વિજય પણ મેળવ્યો. સરકારી તંત્રમાં પ્રજાકીય પ્રધાનો નહોતા તેથી deadlock થયો ન કહેવાય. Deadlock–ખરી મડાગાંઠ–ક્યારે કહેવાય કે જ્યારે સરકાર વહીવટ જ ચલાવી ન શકે. Section 93 સરકાર પણ ન નભી શકે. તેના બદલે આપણી સમક્ષ કેવાં હૃદયદ્રાવક અને માનભંગ કરનારાં દશ્યો આવી ઊભાં ? લાખો માણસો કૃત્રિમ દુષ્કાળથી અકાળ અવસાન પામ્યાં. અનાજ અને કાપડની જનતાને પડતી તંગી સાથે ઉદ્યોગપતિઓના ધનભંડાર છલકાઈ રહ્યા. 'કરેંગે યા મરેંગે'નો મંત્ર મિથ્યા બન્યો. ન કાંઈ કર્યું કે ન મર્યા. આ ચિતાર નિરાશાવાદજન્ય નથી. તે આબેહૂબ વસ્તુસ્થિતિનો ચિતાર છે. પછી ભલે આપણે મન મનાવીએ કે દેશે જબરદસ્ત પ્રગતિ કરી. અને આજે પણ શું છે ? હિંદુ-મુસ્લીમ ઐક્યની ભાવના સિદ્ધ થઈ છે કે ભસ્મ થઈ રહી છે ? સરકારની રાજસત્તા વધી છે કે ઘટી છે ? ધનિકોનું વાલીપણું સિદ્ધ થયું છે કે કાળાં બજારો અને નફાખોરી, સંઘરાખોરીમાં, લુપાઈ બેઠું છે ? ગરીબોનાં, મધ્યમવર્ગનાં દુઃખો અને યાતના કમી થયાં છે ? વિશ્વયુદ્ધમાં હિંદે આપેલા ભોગનો બદલો શો મળ્યો છે ? આઝાદ ફોજના સૈનિકો અને સંખ્યાબંધ હિંદી સ્વદેશપ્રેમી યુવકો ગોળી અને ફાંસીના ભોગ નથી બન્યા ? પ્રજાકીય વિરોધની તમન્ના દર્શાવતા નાગરિકોને બુદ્ધિહીનતા અને ગુંડાગીરીનો ખિતાબ આપતાં આપણા જ નેતાઓને આઘાત થયો છે ? આવા આવા હૃદયવેધક બનાવોની હારમાળા મોજૂદ હોવા છતાં બ્રિટિશ કેબિનેટ મિશનમાં નિખાલસતા જોવાની અને શ્રદ્ધા રાખવાની ધાર્મિક અને નૈતિક ભાવના કયા ન્યાયથી ધરાવી શકાય ? એક જ કે શોષક–શોષિત વર્ગની શોષણની સાંકળ અખંડિત રહે ત્યાં સુધી કોઈ પ્રકારની અધીરાઈ, આરજુ, તમન્ના—વાણીની, વિચારની કે વ્યવહારની—ન શોભે. રાજકીય નેતાઓના અનેક દિશામાં થતા પ્રયત્નોની આલબેલનું રહસ્ય આ એક જ સમસ્યામાં સમાયેલું છે. વિશ્વોદ્ધાર–દેશોદ્ધાર–કરવા નીકળેલા નેતાઓની મજલ કેવા તબક્કે પહોંચી રહી છે ?

"There comes a stage in the development of all of them (ecclesiastical dignitaries and organisations) when they seek to make their peace with the world they had come to transform; and they accept the price of that peace, which is the acquisition of wealth and power. So that an organisation which sets out to enable its members to achieve salvation by the transcendence of reality ends by conforming to that reality it was its purpose to transcend." Prof. Laski p. 102

૬

આમ ધાર્મિક પ્રોત્સાહનથી, નૈતિક બોધપાઠાવલિથી અને પ્રભુપ્રાર્થના અને રામનામથી સામાજિક, આર્થિક અને રાજકીય પ્રશ્નોનો ઉકેલ ન આવી શકે. નથી આવી

# મૌન

જયંતીલાલ આચાર્ય

गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः ॥
( શ્રીશંકરાચાર્ય )

" As gold and silver are weighed in pure water, so does the soul test its weight in silence, and the words that we let fall have no meaning apart from the silence that wraps them round."
—Maeterlinck

" When the heart is overfull, silence is its only expression."
—B. N. Seal

(" જેમ સોનું અને ચાંદી શુદ્ધ જળમાં તોળાય છે, તેમ આત્માના ગૌરવની કસોટી મૌનમાં થાય છે. આપણે જે શબ્દો ઉચ્ચારીએ છીએ તેમનો તેમની આસપાસ રહેલી નિઃશબ્દતાથી નિરાળો કોઈ અર્થ નથી ")

(" જ્યારે હૃદય ભરાઈ જાય છે, ત્યારે મૌન જ તેનું એક માત્ર પ્રકટીકરણ છે. ")

**ભગવાન** બુદ્ધને માનવમનને હંમેશાં મૂંઝવતા કેટલાક પ્રશ્નો વારંવાર પૂછવામાં આવતા, પરંતુ તેઓ તેમનું નિરાકરણ કર્યા વગર મૌન ધારણ કરતા. એકવાર તેમના સંઘના એક શ્રમણ માલંક્યપુત્રે નિર્ણય કર્યો કે જો ભગવાન આવા મહાપ્રશ્નોનું કોઈ ચોક્કસ સમાધાન ન કરે તો તેમણે સંઘને ત્યજીને ચાલ્યા જવું. આવો નિશ્ચય કરીને પોતે ભગવાનની પાસે ગયા અને સંસારની નિત્યતા–અનિત્યતા વિષે, આત્મા અને દેહના સંબંધ વિષે, તથાગતના મૃત્યુ પછીની સ્થિતિ વિષે પ્રશ્નો પૂછ્યા. બુધ્ધે કહ્યું:

" તમે મને જે પ્રશ્નો પૂછ્યા છે તેનું નિરાકરણ કરું તો જ તમારે મારા સંઘમાં જોડાવું એવો કોઈ કરાર આપણે નથી કર્યો. કદાચ એમ પણ બને કે એવા પ્રશ્નોનું સમાધાન થતાં ન થતાં તો મૃત્યુ પણ આવી લાગે. ધારો કે કોઇ એક માણસને બાણ વાગ્યું. તેનાં સગાં વૈદ્યને બોલાવી લાવ્યાં. હવે પેલો ઘવાયેલો માણસ જો એમ કહે કે, 'ઊભા રહો ભાઈ, પ્રથમ તો મને જણાવો કે મને બાણ મારનાર કોણ અને કયી જાતિનો હતો, તેનું નામ શું, તેના શરીરનો બાંધો કેવો હતો, તેનો રંગ કેવો હતો, ક્યાંનો એ રહેવાસી હતો, તેણે બાણ કેવી રીતે અને શેમાંથી બનાવ્યું હતું અને, ત્યારપછી જે કાંઇ કરવું હોય તે ભલે કરો,' તો તેની શી સ્થિતિ થાય ? પેલા બધા પ્રશ્નો તો સૌ સૌને ઠેકાણે રહે અને ભાઈસાહેબ મૃત્યુના મુખમાં કોળિયો થઈ જાય. આવી રીતે પેલા પ્રશ્નોનું પણ સમજવું... કારણ કે એ પ્રશ્નોનું નિરાકરણ થાય કે ન થાય છતાંય જન્મ, જરા, મૃત્યુ, શોક, નિરાશા, સંતાપ ઈત્યાદિ તો છે જ. "

તેમના ઉત્કટના ઉપદેશમાં પણ પોતાને પ્રાપ્ત થયેલ બુદ્ધત્વનું સ્પષ્ટીકરણ કરવા તેઓ રાજી નહોતા, કારણકે એ અત્યંત સૂક્ષ્મ અનુભૂતિગમ્ય તત્ત્વ સમજાવતાં જતાં વધારે ગેરસમજણ ઊભી થવાનો સંશય તેમને જણાયો. આથી પોતે મૌન રહ્યા. આ મૌન તેમના જ્ઞાનમાંથી ઉદ્ભવ્યું હતું કે અજ્ઞાનમાંથી એ વિષે પંડિતોમાં હજીય ચર્ચાઓ ચાલે છે !

આવા મૌનનું એક બીજું ઉદાહરણ શંકરાચાર્યે આપેલું છે. એક વાર બાષ્કલિન પોતાના ગુરુ બાધ્વની પાસે ગયો અને આત્માની સમજૂતી કરવા પ્રશ્ન કર્યો. બાધ્વ મૌન રહ્યો. શિષ્યે બે ત્રણ વાર પૂછ્યું, ત્યારે ગુરુએ કહ્યું: " હું તને કહી રહ્યો છું પણ તું ક્યાં સમજે છે ? આત્મા ઉપશાંત છે. " અને; ખરેખર, *જે શાંત છે, જે અનિર્વચનીય છે, જે કેવળ અનુભૂતિગમ્ય છે, તેનો યથાર્થ આવિર્ભાવ ભર્યા ભર્યા મૌન સિવાય બીજો શો હોઈ શકે ?*

ઉપરનાં દૃષ્ટાંતોની સાથે ગાંધીજી વારંવાર જે મૌન પાળે છે તેનસરખાવતાં આપણને સમજાશે કે મૌન મૌનમાં પણ ઘણો ફરક છે. મહાત્માજીનું મૌન કોઈ આંતર અનુભૂતિનું અનિવાર્ય અંગ નથી જણાતું. પોતાની શુદ્ધિને માટે કે કોઈ બાહ્ય ઉપાધિના પ્રત્યાઘાતના પરિણામે કે એક વ્રત તરીકે તેઓ મૌન પાળે છે. એટલે કે તેમનું મૌન બાહ્ય અને નૈતિક છે.

આમ તાત્ત્વિક દૃષ્ટિથી આપણને મૌન મુખ્યત્વે બે પ્રકારનું જણાય છે : આત્મિક અને નૈતિક. આત્મિક મૌનનું પ્રધાન લક્ષણ તેની અનિવાર્યતા છે; નૈતિક મૌનનું પ્રધાન લક્ષણ તેની વ્રતભાવના છે. એક આત્મસાક્ષાત્કારનો કે પરા પ્રકૃતિના કોઈ આશ્ચર્યકારક અનુસંધાનનો સહજ આવિર્ભાવ છે; બીજું, પોતે માનેલા કોઈ આત્મસંશોધનના ઉપાય તરીકે કે બાહ્ય પરિસ્થિતિના આઘાત પ્રત્યાઘાતના પરિણામ રૂપે પોતા પર થયેલું પ્રયત્નપૂર્વક આરોપણ છે.

કેટલીકવાર કોઈ ભવ્ય શિલ્પ, કોઈ ભવ્ય ચિત્ર, કોઈ ભવ્ય કાવ્ય, કોઈ ભવ્ય-દૃશ્ય, કોઈ ભવ્ય આકૃતિ આપણને એવાં મુગ્ધ કરી દે છે કે આપણે મૌન બની જઈએ છીએ. ભવ્યતામાં, નિઃશબ્દતામાં, અસીમ અવકાશમાં, મૌનનો ઉદ્રેક કરાવવાનો ગુણ રહેલો છે. કોઈ રસની નિબિડ અનુભૂતિ પણ આ જ પરિણામને પામે છે.

તેથી જ મહાન મરમી કવિ **કબીર** જણાવે છે : " જળનો ભરેલો ઘડો જળના પારાવારમાં ડૂબી ગયો. હવે એ શું બોલે ! "

અને ગીતા ગાય છે—

> आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।
> आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥

પરમ અર્થ પામ્યા પછી મૌન થઈ જવું એ આર્યોનું પ્રધાન લક્ષણ છે. (परमार्था हि आर्याणां तूष्णीं भावः ।)

# ટાઇફૉઇડ

ડોલરકુમાર ભટ્ટ, એમ. એ.

વિશ્વનાથ આજે કોર્ટમાંથી જલદી જલદી ઘેર આવી પહોંચ્યો. નિર્મળા ઉંબરામાં બેઠી બેઠી ચોખા વીણતી હતી. તે ઊજડી ગયેલા માથે સાડલો ઓઢી ઝટ ઊભી થઈ અને ગળે પાલવ લગાડી તેને પ્રણામ કરી અંદર ચાલી ગઈ. થોડીવારે આવી થોડો સદૈશ અને પાણીનો પ્યાલો મૂકી બોલી, "કેમ આજ અત્યારમાં ?"

વિશ્વનાથ કુડતું (કફની) ઉતારતો બોલ્યો, "હવે ઢીલ કર્યે જરાય ચાલશે નહીં. શુભકામની સામે વધો કે ઢીલ બેમાંથી એક પણ વસ્તુ ટકતી નથી. અને પરિણામ અનિષ્ટ આવે છે. પેલો ક્રિષ્ટો મુખુજ્જે જુઓ, આ ભવાન ચોધરી જુઓ, પેલી ઉમા—"

નિર્મળા કેમે કરી હસવું રોકી શકી નહીં–હસતાં હસતાં તેનું સુવર્ણરંગી મોં દીપ્તિમય થઈ ગયું–મોટી લાંબી આંખો કેસુડા જેવી લાગવા લાગી–વિશ્વનાથ અટકી ગયો તેનું કારણ આ ઉપરાંત મધુર હાસ્યનો કિલકિલ અવાજ, એ પણ હતું—

શ્વાસ હેઠો બેસતાં નિર્મળા બોલી, "ઘેર કેમ આજે જલદી આવ્યા–એટલું પૂછ્યું એ જ ગુનો ને ! ને ઢીલ શાની ? શુભકામ કયું ? ત્રિપુરાદેવી પ્રસન્ન તો નથી થયાં ને ? જરા સમજાવીને કહો તો સમજ પડે."

"૧૯૩૭ના માઘ માસમાં શુક્લપક્ષે તૃતીયાયામ્ મેં સ્પષ્ટ શબ્દોમાં ઘોષણા કરી જાહેર કરેલું કે જ્ઞાનાજ્ઞાન, સમજણ અણસમજણ. સુબુદ્ધિ કુબુદ્ધિ, બધાંને માટે આપનો પિયરપક્ષ જવાબદાર છે . . . આપની સંસ્કારસમૃદ્ધિ—"

"ભૂલ થઈ, માફ કરો. આ જરા જલપાન લઈ લો. ને નિરાંતે વાત કરો"–સદૈશનો છેલ્લો ટુકડો મોંમાં મૂકતાં વિશ્વનાથ અસાધારણ ગાંભીર્યથી બોલ્યો, "પરિમલ માટે સંબંધનું માગું આવ્યું છે. પેલાં શાલિની ઘોષાલ નહીં ! સતી થયેલાં ! તેમની ચોથી પેઢીએ થાય. નોકરી સારી છે. ભણેલ ગણેલ–વળી રૂપાળી છે–હમણાં જ ગ્રેજ્યુએટ થયેલ છે. નામ ચન્દ્રિકાદેવી–ત્રણ ભાઈઓ છે.–બે કમાય છે.–સારું કુટુંબ છે.–શો વિચાર છે ?"

થોડીવારે ઊંચું મોં કરી નિર્મળા બોલી, "પણ ઠાકુરપોને પૂછ્યા વિના ?"

"તે હું પૂછી લેજે ને–તારે તેની સાથે સખ્ય છે." નિર્મળાએ આંખ કાઢી તેથી વિશ્વનાથે ઉમેર્યું–"સ્નેહ પણ ઓછો નથી."

"તમે પણ કલશા વર્ષની જેમ તું–તાં કરવા લાગ્યા– છિઃ—" નિર્મળાએ ચીડતાં ચીડતાં કહ્યું.

"અરે વાહ મારી વિરાજ–"

નિર્મળા ત્રાંસી નજરે વિશ્વનાથ સામે એક કૃત્રિમ ક્રોધનું કટાક્ષકિરણ ફેંકી હાથ લહેરાવતી ચાલી ગઈ—વિશ્વનાથ તેની લહેરાતી સાડીની લાલ કિનાર અનિમેષ નયને જોતો રહ્યો.

*

'વિશ્વભારતી'નો બંગલો વીજળીની ભૂરી રોશનીમાં નાહી રહ્યો હતો. પરિમલ પોતાના રૂમમાં દિલરુબાના તાર પર મદભરી આસક્તિથી ધીમે ધીમે ગજ ફેરવતો હતો—પડદા પર આંગળીઓ પરાણે પરાણે ખેંચાતી જતી હતી—પાછળના તારો ન છૂટકે ઝણઝણ્યે જતા હતા. ખંડના એક ખૂણામાં દીવાલમાંથી ગુપ્ત ભૂરી રોશની પ્રસરી ઓગલ મોજશોખની મદભરી ફુમાશ ફેલાવતી હતી. અને એવી જ મદભરી ફુમાશવાળી રાગિણી પરિમલની આંગળીના સ્પર્શે દિલરુબા નીતારી રહી હતી—રાગિણી દુર્ગા! મંદ્રસપ્તકના ધૈવતની ઘેરી છાંય ફરે ન ફરે ત્યાં તો ષડ્જનું વર્ચસ્વ સ્થપાઈ જતું—રિષભ અને મધ્યમની રમણીય મધુરતા વચ્ચે ગાંધાર તો કોણ જાણે ક્યાંય અલોપ થઈ જતો અને રિષભ, મધ્યમ, પંચમ અને ધૈવતની કરુણકાળની રોચે કોમળ નિષાદની આછી ટકોર રસબસ થયેલા હૈયાને અંદરથી કોરી નાખતી.

આ મદભરી ફુમાશને હૈયા પરના ટકોરા વચ્ચે સહેજ વિક્ષેપ પડ્યો—વિક્ષેપનું સ્વરૂપ સામાન્ય—અતિ સામાન્ય હતું,—રોજિંદુ હતું,—સાડા નવનો ટકોરો પડ્યો છતાં ભાભી આજે કેમ પાનપટ્ટી બનાવીને ન આપી ગયાં! તે સાહજિક પ્રશ્ન પણ આજે પોતાને ન ઊપજ્યો એ વિચારે પરિમલ મનમાં ને મનમાં જરા લજ્જિત થયો—ખાસ કરીને તો બારણે ટકોરો પડ્યો ત્યારે.

નિર્મળાએ ૧૯૩૭માં તેનાં લગ્ન થયાં ત્યારથી આજ સુધી એક સુન્દર કાર્યક્રમ રાખ્યો હતો: રોજ જમ્યા પછી પોતાને હાથે બનાવેલ કસ્તુરી નાખેલ પાન ઠાકુરપોને ખવરાવવું. નિર્મળા તેમ ન કરી શકે તેમ હોય ત્યારે પરિમલને જમવાનું 'ઊગતું' નહીં—ભાવનાના એક સૂક્ષ્મ તાંતણાથી સ્ત્રી કેવું મજબૂત બન્ધન બાંધી શકે છે—તેનો અનુભવ પરિમલને અનેક રીતે થતો—આ પણ તેમાંનો એક પ્રકાર હતો.

પરિમલનો ગજ, આંગળી ધૈવત આગળ આવી, અને અટકી ગયો—ધૈવતનો ઘેરો ગુંજારવ હજી ફેલાતો અટક્યો નહોતો ત્યાં નિર્મળા હસતી હસતી અંદર આવી, ગાદી પર, પરિમલ પાસે જ, બેસી ગઈ-બે ભાઈઓ વચ્ચે સવા બે જ વર્ષનો ફેર હતો. પણ વિશ્વનાથનાં લગ્ન આઠ વર્ષ પહેલાં થયેલાં ને પરિમલ તો વિવાહ કરવાની હજી હા પણ પાડતો નહોતો—વિશ્વનાથ પર ઘરની બધી જવાબદારી આવી પડી એટલે તેને લગ્ન વહેલાં કરવાની જરૂર પડી—ને પોતાનાથી ત્રણ વર્ષે નાની નિર્મળા ઘરની લક્ષ્મી બનીને રહી. પહેલાં તો પોતાથી ઉંમરે અને અભ્યાસે નાની એવી આ છોકરીને પરિમલ એક વિશિષ્ટ કુતૂહલથી જ જોઈ રહ્યો હતો—ખાસ નોંધવા જેવી બાબત તેને આ અતિસ્વરૂપવતી પાતળી ઊંચી છોકરીમાં કોઈ લાગી હોય તો તેનું અકાલ ગાંભીર્ય. અંગ્રેજી શબ્દ Beauty (સૌંદર્ય) કોને માટે વાપરી શકાય—તે તેણે જોયું તથા જાણ્યું હતું. સશ્યશ્યામલ બંગભૂમિમાં સૌંદર્યનો તોટો નહોતો—પણ નિર્મળાને જોઈ આપોઆપ જ તેને Grace (લાવણ્ય) શબ્દ મૂર્તિમન્ત થતો લાગ્યો. નિર્મળા પોતાની આસપાસ એક પ્રકારનું વાતાવરણ—પોતાના સાળુની સાથે જ જાણે ફેરવતી હોય તેમ પરિમલને લાગતું—પોતે તેને ભેદવાને અનેક પ્રયત્નો છતાં સમર્થ થઈ શક્યો નહોતો—તે બુદ્ધિગમ્ય, તર્કગમ્ય નહોતું—મોટાભાઈ તે ભેદી શક્તા હશે કે કેમ તેની કોઈકવાર તેને શંકા થતી—પણ તે કોઈક જ વાર—બીજી જ પળે તેનું હૃદય તેની પ્રત્યેના અનન્ય ભ્રાતૃભાવ—ભક્તિભાવથી ભરાઈ જતું—એ વાતાવરણ ભેદવાની શક્તિ જ જાણે ભક્તિનું કારણ બની જતી.

અફાટ ગાંભીર્ય અને લાવણ્ય–એ તો જાણે ઠીક પણ તેનું સ્મિત—અત્યંત જ સુંદર સુવ્યવસ્થિત શ્વેત દાંત ચમકાવતું સ્મિત—એ પણ પરિમલ માટે એક આત્યંતિક સુખ જ હતું–કોઈક વખત થોડી દંતાવલી તો કોઈ વખત કેવળ ચારેક દાંત જ દેખાતા–સ્મિતના પ્રસંગાનુસાર, સ્મિત ઝીલનાર અનુસાર, એમ વિભાગો હતા–નિર્મળાની આંતરવૃત્તિ અનુસાર સ્મિતમાં ફેરફાર થાય એવું અનુમાનીની વાત તો એ છે કે, પરિમલે કદિ જોયું નહોતું–માંદેસાજે સુખેદુઃખે એની સ્મિતપ્રભા તો એની એ જ રહેતી.

"કેમ ભાઈ અટકી ગયા? દુર્ગાદેવીનું ભજન જરા કરો જો કોઈ લલિત લવંગલતા મળી જાય તો!" નિર્મળાએ આંખમાં હાસ્ય ચમકાવી કહ્યું—

"નહીં ભાભી, મારે તો દેવી ચૌધરાણી, યા તો ટાગોરની લાવણ્ય, યા તો શરદબાબુની કમલ—"

"યા તો ચારિત્ર્યહીન સવિતા–ના ભાઈ, એવી તો નહીં પણ એક સુંદર કન્યા શોધી કાઢી છે—"

"સુંદર એટલે કેવી? મારે ઢીંગલી જેવી નથી જોતી—"

"મારા જેવી હોય તો!" નિર્મળાના હોઠ મરકતા હતા—

"તમારા જેવી? જરૂર ગમે–પણ એવી મળે ક્યાંથી?"

"મારાથી પણ સરસ–બિજેન્દ્રકુમાર ઘોષાલની બહેન શર્મિષ્ઠા—".

"શર્મિષ્ઠા–શર્મિષ્ઠા ઘોષાલ–પેલી સુંદર ડેન્સ કરે છે એ તો નહીં!"

"એ ડાન્સ ફાન્સમાં હું ન સમજું–હું રહી ગામડાનું માણસ—પણ ગમીને!" નિર્મળા ઊઠતાં ઊઠતાં બોલી.

"હા પણ બેસોને જરી"–પરિમલે તેનો હાથ પકડી ફરી બેસાડી ને દિલરુબા શરૂ કર્યું. "તમારા ભાઈ હુક્કાની રાહ જોતા હશે" કહી તે ઊઠી. ફરી 'વિશ્વભારતી' દિલરુબાના તારની ઝીણી સુરાવટથી ગાજી ઊઠ્યો.

*

બે માસ પછી બન્નેનાં લગ્ન થઈ ગયાં–રુમઝુમ રુમઝુમ કરતી શર્મિષ્ઠા કવિપુત્રી દેવયાનીને પણ શરમાવે તેવી છટાથી પરિમલને ત્યાં આવી. એવી છટા વારંવાર નથી મળી આવતી. 'વસન્તવિજય'ના કુસુમરજ લઈ ડોલતા, ધીમે ધીમે વાતા, વાયુની છટા, એકાદ ચંદ્રમર્યા નીલકંઠ મયૂરની છટા, મહેન્દ્રના સુકુમાર પ્રહરણ સમી ઉર્વશીની શ્વેત ઓઢણીની છટા, કૃષ્ણસખા સવ્યસાચીને રીઝવવા ચિત્રાંગદાની નાગનૃત્યની ચપલિત ગુહાની છટા–અને ગરીબ અપમાનના ઈસારાથી પણ પ્રજ્વળી ઊઠતી હિન્દીલલનાના ક્રોધાવિષ્ટ ભ્રૂભંગની છટા–એવી જ કોઈ આ છટા હતી. પરિમલ ઘડીભર આભો થઈ ગયો–દૂરથી તો કંઈક જુદા જ પ્રકારની શર્મિષ્ઠા લાગી હતી. તે સ્થિર નજરે જોઈ શકે–કલ્પનાના રંગ પૂરી શકે–ઈંદ્રિયાતીત સુખ માણી શકે તેવી તે શર્મિષ્ઠા હતી. અને આ? આ તપ્ત સુવર્ણની શ્વેત ઉષ્મા તેનાથી શી રીતે જોવાય! શી રીતે જીરવાય! ઘડીભર તેને અન્ધારાં આવ્યાં–ગુણ, રૂપ કે મહત્તાનો અતિ ઉચ્ચ પ્રકાર મનુષ્યને હંમેશાં વિનમ્ર બનાવે છે–ભક્તિમય બનાવે છે–પણ મનુષ્યની અક્ષુદ્રતાઈને અંગે એ ભવ્ય નમ્રતા અને ભક્તિમાંથી થોડીવારમાં જ કીચડની ક્ષુદ્રતામાં ઊતરી પડે છે–અને કીડાની માફક હાથપગ હલાવી પોતાના ક્ષુદ્ર આત્માની શાંતિ પરમ આનંદ માણે છે.

શારીરિક પ્રેમ અને માનસિક પૂજાના બેત્રણ મહિના પસાર થઈ ગયા. પ્રેમના સાગરમાં ભરતી કંઈ ઓછી થઈ જણાતી ન હતી, પરન્તુ ભરતીની ટોચ તો આવી ગઈ હતી: આથી વધારે આનન્દ પામવો મુશ્કેલ-સંસાર આવો જ હોય-તેની આ જ ગતિ રહેતી હોય તો સો વર્ષ પણ મહીના છઠ્ઠા ભાગમાં પસાર થઈ જાય.

લગ્ન અતિ સુખી નીવડ્યું એવી આખા સમાજમાં ખાત્રી થઈ ગઈ. એ પહેલાં શર્મિષ્ઠાએ કેવાં પોતાને હાથે રસગુલ્લાં બનાવી ખવડાવેલાં-પોતે વાયોલિન વગાડતા હોય ત્યારે તેણે 'બાદલ બરસે રૂમઝુમ'નો પ્રખ્યાત મેઘમલ્હાર ગાયેલો ત્યારે સમસ્ત શ્રોતા-સમાજ કેવો મુગ્ધ થઈ ગયેલો-પોતાનું પ્રયોજેલ-'રજની-દૂર-દૂર-દૂર'-નાં સાભિનય મૂક ગીતમાં તે કેવી નિરુપમ લાગેલી, વગેરે સ્મરણોમાં વણ્યા ફુટડા યુવકો-બેધ્યાનપણે પોતાના થાર્ડલીના વિલીયનટાર્કન વાળા સુંવાળા કેશ પર હાથ ફેરવતા-સેંથો ન વીખાય તેવી રીતે.

આ વાતો ઊડતી, રખડતી, છુપાતી પરિમલને કાને આવતી. શર્મિષ્ઠાનું સર્વસ્વ એવો પોતે-છતાં જે આનન્દની ક્ષણો તેણે અનુભવેલી-તે ક્ષણો-તેને મળતી ક્ષણો પણ અન્ય મતરલોક પામે એ તો અસહ્ય-ઉપરાંત જે આ લોકો જેને વિષે કહેતા હતા તે ક્ષણો વખતે તો પોતે ક્યાં હતો જ-! "તને તો ખ્યાલ પણ નહીં હોય પરિમલ, પણ તે રાતે શર્મિષ્ઠા શી ખીલેલી ? ખોટું ન લગાડતો આ તો મિત્ર છે માટે કહું છું—" મિત્ર હોવાને કારણે જ પરિમલને ખોટું લાગતું—

શર્મિષ્ઠાની ફઈ વીણાલક્ષ્મી પણ બહુ તેજસ્વી, સૌંદર્યવતી અને આગળ પડતી તેના જમાનામાં, ગણાતી-તેનો અવરજવર ઘણે સ્થળે-ફેશનેબલ સ્થળે રહેતો-રાજાબહાદુર ધર્મદાસને ત્યાં ખાસ-રાજાબહાદુરના અઢળક ધનને ન પામનાર સન્નારીઓ અને વીણાલક્ષ્મીના કૃપાકટાક્ષથી વંચિત રહેલ સદ્‌ગૃહસ્થો ઝીણી આંખ કરી કહેતા, "વીણાલક્ષ્મી જેવી ગારી દીકરી થાય એમ હું તો ન જ ઇચ્છું-" વીણાલક્ષ્મીનું મન કે હૃદય તો કોણ જાણે-પણ તેનાં અંગઉપાંગો તો અનેકની ક્રીડાભૂમિ બની ચૂક્યાં મનાતાં હતાં-તેમની ઓચિંતી ટાઈફોઈડની માંદગી અને સાત દિવસની બીમારીમાં છેલ્લે મૃત્યુ પહેલાં તેમણે એટલો એકરાર પણ કરેલો કે "ધર્મદાસ સિવાય હું કોઈની નથી થઈ —"

ફઈઓ ઉપરથી ભત્રીજીઓ ઘડવાનો આપણા બ્રહ્માનો નિયમ નથી. દીકરી સાથે દીકરીનો જેરી પ્રાસપ્રયોગ કરી આપણી-કહાપણના ભંડાર સમી ભાષાએ, વારસાનો નિયમ વડ જેવા બાપ પરથી ટેટા જેવા દીકરા પર અને ઘડા જેવી મા પરથી ઠીકરી જેવી દીકરી પર ઉતાર્યો છે-છતાં શર્મિષ્ઠા "અસલ ફઈ ઉપર ઊતરી" એમ વિધવાઓએ નક્કી કરી જાહેર કરી દીધું-રૂપ, ગુણ, તેજસ્વિતા માટે જરૂર-વીણાલક્ષ્મીને પણ પાછળ રાખી દે એવી શર્મિષ્ઠા હતી, તે માટે બે મત હતા જ નહીં-પણ બે વસ્તુઓ અમુક રીતે બને માટે ત્રીજી પણ એ જ રીતે બનશે એવી આપણી તર્કની યુક્તિ એવી સરસ છે કે વ્યક્તિના જન્મ પહેલાં પણ એ વ્યક્તિ વિષે બધું જ આપણા વિદ્વાનો સચોટતા અને અત્યંત આત્મવિશ્વાસથી કહી શકે છે. એટલે સર્વેએ નક્કી કરી દીધું કે શર્મિષ્ઠામાં વીણાનાં રૂપ ગુણ ઓજસની સાથે તેની બદ્દકાર્ય અને ગાંડપણું પણ આવી ગયું છે.

બીજું તો ઠીક પણ પરિમલ પણ એક વખત દૃષ્ટિબિન્દુ ફેળવ્યા પછી એવા વિચાર કરતો થઈ ગયો. શર્મિષ્ઠાની દરેક સૌંદર્ય-નીતરતી હલકમાં તેને અધૂકલાઈ ડોકાતી લાગતી. ધીરે ધીરે એ સૌંદર્યના આસ્વાદની મીઠાશમાં ઊંડે ઊંડે ખારાશ ઊતરવા લાગી- પ્રત્યેક હલન ચલન તથા સૌંદર્યસૂચનની મહીએ તેના મગજમાં આછો ટીકાત્મક ટકોરો જાણે વાગતો.

અગ્નિ ધૂંધવાય એ વખતે કોણ જાણે ક્યાંથી પણ પવનનો સપાટો આવ્યા કરે છે. એ સપાટો એ જ સ્થળે, એ જ ધૂંધવાતા અગ્નિ માટે હોય છે કે કેમ તે કોઈ કહી શકે તેમ નથી. પણ યોગ જ—હા યોગ જ સ્તો—એવો બને છે કે જ્યાં જ્યાં ધૂંધવાતો અગ્નિ હોય ત્યાં ત્યાં પવનની લહર ધુમાડાને દૂર કરી ખરી અગ્નિશિખા બહાર કાઢે છે—પરિમલ ધૂંધવાતો હતો ત્યારે આવો જ એક પવનનો ઝપાટો આવી ગયો. ઘણા વખત પહેલાંનો શર્મિષ્ઠાનો યોગેન પરનો પ્રેમપત્ર મળી આવ્યો. સાવ સાચી વાત! વીણા ફઈ અને શર્મિષ્ઠામાં કશો જ ફેર નહોતો!

સાચી વાત? શર્મિષ્ઠા જેને દુર્ગાની રાગિણીથી નિમંત્રી હતી, જેને તિલક કામોદથી આનંદી હતી, જેને દરબારી કાનડાથી સ્થિરભાવ અર્પ્યો હતો, જેને ભૈરવીથી પ્રેમ-મૂર્છામાં સુષુપ્ત બનાવી હતી, તે શર્મિષ્ઠા આવી?

સાચી વાત? તેને ડેસ્ડીમોનાનો ઓથેલો યાદ આવ્યો. એ શક્તિશાળી આદમી કેટલો ભોળો, દિલાવર દિલનો ને કેટલો ભયંકર! તે કહેતો—'જ્યારે મારા હૃદયમાં તારા માટે પ્રેમ નથી હોતો ત્યારે ત્યાં અરાજકતા પ્રવર્તે છે.'* સાચી વાત? પ્રેમ આટલો સુંવાળો છતાં આટલો સખત? આટલો મીઠો છતાં આટલો ઝેરી! ભયંકર! પેલાને જરા પણ કારણ ન હતું છતાં—? ને પરિમલને? જે આંગળાં વડે એ પત્ર પકડ્યો હતો તે જાણે દાઝવા લાગ્યાં. તેનાથી પત્ર પડી ગયો—

સાચી વાત?

શર્મિષ્ઠાને કેમ પૂછાય? પ્રશ્નના કાવાદાવામાં સપડાય તેવી તો નહોતી; ને શંકા છે એવી ખબર પડી જાય તો પત્તો જ ન લાગવા દે—શું કરવું? અને કબૂલ કરે તો પછી તેને સ્વીકારી શકાય? તેને કાઢી મૂકીએ તો? તેના ભાઈઓ પણ ઓછા ભયંકર નથી! વીણા જે કુળમાં જન્મી એ કુળમાં શું ન સંભવી શકે?

ધારો કે શર્મિષ્ઠા જતી રહે? જતી રહે? અહીં તેની હસ્તી જ નહીં? તો પોતાનું શું થાય? પોતે એકલો આજીવન કાઢી શકે? આપઘાત કરી શકે? ના, ના—જીવને હાથે કરીને કેમ કચડી નાખી શકાય? ને તેના વિના શી રીતે જીવાય? અને ગમે તે થાય તો પણ આ વસ્તુ અન્ય કોઈના જીવનમાં નહીં ને પોતાના જ જીવનમાં શાને? એ જીવન સહ્ય બની શકશે? પ્રેમ માણસને કેટલો બધો દુર્બળ બનાવી દે છે! તેનું મગજ ફરવા લાગ્યું.

જ્યારે જ્યારે તેનું મગજ ફરતું ત્યારે ત્યારે તેનો એક બુઢ્ઢો મામો હતો તેની પાસે તે દોડી જતો. તેનું નામ હતું બ્રિજમોહન—જમાનાનો ખાધેલ માણસ હતો—કોઈ પણ પ્રશ્ન એવો નહોતો જે તેણે પોતાની આવડી જિન્દગીમાં ન ઉકેલ્યો હોય!

* "And when I love thee not, chaos is come again."

પૂરી હકીકત જાણ્યા પછી મામા બોલ્યા, "વાત તો ઠીક છે. પણ તું ધીરજ રાખ. હું તેનો તોડ કાઢું છું–જ્યાં સુધી લેણું હશે ત્યાં સુધી ક્યાંય–હમણાં તો માંદગી પણ બહુ ખાધી–માણસને માંદગી આવે ને મરી પણ જાય–છૂટી પણ જાય–એ વાત કોઈના હાથમાં છે આઈ? કોઈને ક્ષય, તો કોઈને બ્લડ પ્રેશર, કોઈને કેન્સર તો કોઈને ટાઈફોઈડ—"

સાચી વાત ?

પરિમલ ક્યાંય સુધી મૂઢ જેવો બેસી રહ્યો.

*

પરિમલની મામી ટાઈફોઈડથી મરી ગઈ હતી. આવડા બધા રૂપ ગુણને આરોગ્યની મૂર્તિ જેવી મામીને એકદમ, મામાએ આણી આપેલ મીઠાઈ ખાધાને બીજે કે ત્રીજે દિવસે ટાઈફોઈડ શાથી થયો એ પરિમલનો કોયડો તેના ડૉક્ટરમિત્ર પ્રફુલ્લચન્દ્રે જંતુઓનો સિદ્ધાંત સમજાવ્યા છતાં, ઊકલ્યો નહોતો. એક પરથી બીજાને ચેપી રોગનો ચેપ લાગે એ અતિ સાદી વાત તેનાથી સમજાઈ તો હતી પણ એને અને મામીના મીઠાઈ ખાધા પછીના ટાઈફોઈડને શો સંબંધ છે તે તે સમજી શક્યો નહીં–ડૉક્ટર સાહેબ પણ ગુસ્સે થયા હોય તેમ ચૂપ થઈ ગયા હતા. એ જ ટાઈફોઈડ મામાએ રોગની નામાવલીમાં પણ ગણ્યો હતો.

માથામાં કડાકો થયો હોય તેમ પરિમલ પથારીમાં બેઠો થઈ ગયો–આખી રાત તેણે પોતાને તથા મામાને ટાઈફોઈડમાં તરફડતા જોયા. અને વીણા તથા શર્મિષ્ઠાને ડૉક્ટર તરીકે–

*

વિજયાદશમીને દિવસે મામાને ત્યાંથી હંમેશાં મીઠાઈ આવતી–તે મુજબ સહુ માટે આવી. પરિમલ અને શર્મિષ્ઠા માટે આવેલી ખાસ મીઠાઈ નિર્મળાએ જુદી જુદી રકાબીમાં ગોઠવી, તેના રૂમમાં મોકલાવી હતી–પરિમલ આજે બહુ વિચિત્ર માનસિક હાલતમાં હતો. છેલ્લા કેટલાક મહિના તેણે ફિકર, આશંકા અને ઉપદ્રવમાં કાઢ્યા હતા. મન અંદરથી એકદમ સ્થિર સ્થિતપ્રજ્ઞ જેવું હતું. હૃદયમાં જરા પણ ધ્રુજારી નહોતી–પણ સમસ્ત મુખ-મંડળ ઉપર એક પ્રકારની સખ્તાઈ છવાઈ હતી. મોં પર હાસ્ય લાવતાં આંખમાં ક્રોધ દેખાતો. અન્યનું સુખ જોતાં હોઠ નીચે ખેંચાતા–અને આંખમાં અગ્નિના તણખા ઊડતા જણાતા. છતાં ધીમે ધીમે તેના આત્મામાં જાણે પોલાદની ઠંડી ક્રૂરતા આવવા લાગી હતી.

એવી હાલતમાં જ્યારે શર્મિષ્ઠાએ કશી જ આશંકા વિના મીઠાઈ ખાધી ત્યારે પરિમલના મનમાં કશો જ ક્ષોભ ઉત્પન્ન થયો નહીં એ ખુશનસીબી નહીં તો બીજું શું ?

*

આને જ નસીબનો ખરો યોગ કહેવાય. નહીંતર હસતી રમતી સૌંદર્ય ને સ્વાસ્થ્યથી નીતરતી શર્મિષ્ઠાને આમ ઓચિંતો ટાઈફોઈડ શી રીતે લાગુ પડે ? પણ ડૉક્ટરો હંમેશાં કહે છે કે જેમ સ્વાસ્થ્ય વધુ–જેમ શરીરના શ્વેતકણોની યુદ્ધશક્તિ વધુ, તેમ ટાઈફોઈડ જેવા રોગ જલદી થાય. આ પ્રમાણે ડૉક્ટરો કદાચ સંપૂર્ણપણે ન જ કહેતા હોય તો પણ એ વાત સત્ય જ હતી કે વીણા અને પરિમલનાં મામી પણ શર્મિષ્ઠાથી ઓછાં સ્વસ્થ નહોતાં. શર્મિષ્ઠા પણ, થોડા જમાનાના આનુષંગિક ફેર સાથે, એવા જ સ્વાસ્થ્યવાળી હતી. ઉપરાંત વીણાની તે ભત્રીજી હતી. વીણાને ટાઈફોઈડ થાય તો તેની ભત્રીજીને શા માટે નહીં ?

મીણની પૂતળી જેવી શમિંષ્ઠા ચોથે દિવસે તો અવાક્ થઈ ગઈ હતી. પરિમલના મિત્ર ડૉ. પ્રફુલ્લચન્દ્રને આજે બોલાવવામાં આવેલા હતા–શર્મિષ્ઠાના હોઠ પર, ટાઢને લીધે ફાટી ગયા હોય એવાં ચિહ્નો જોઈ ડૉક્ટરની આંખમાં તલવારની ધાર જેવી સખ્તાઈ આવી–હોઠ પર હોઠ બીડી તેણે ટાઈફોઈડની "ફ્લાઝ"ની ટયુબ કાઢીને આપી અને ગ્લુકોઝની ૧૦ સી. સી.નું ઇન્જેક્શન આપ્યું–ડૉક્ટર સાહેબ કશું જ બોલ્યા વગર જ્યારે પાછા ગયા ત્યારે તેમની હકપચીએ વધારે નિશ્ચયાત્મક રૂપ ધારણ કર્યું હતું.

પરિમલ તો તેની સેવામાં ચોવીસ કલાક બેસી રહેતો–પણ સેવા ટાઈફોઈડની બીજી શી હોઈ શકે? પવન ન લાગે, શ્રમ ન પડે, પોષણ યોગ્ય મળે જાય એ સિવાય કાંઈ જ નહિ!

તે આખી રાત અર્ધ બેભાન પડેલ આરસની પૂતળી જેવી સ્થિર શર્મિષ્ઠાની સામે ફાટે ડોળે જોઈ રહેતો–છતાં તેનું હલન ચલન સ્થિતપ્રજ્ઞ જેવું જ અન્યને લાગતું. બબ્બે કલાકે વિશ્વનાથ આવીને જોઈ જતો. ગોટાભાઈની આંખમાં અનુકંપા સાથે કંઈક નવીન તેજ દેખાતું–એ રુદન ન થવાથી પરિમલની આંખો હળી પાતી.

પરિમલનું મન પાછું શંકાને ઝોલે ચડ્યું? પોતાનું આવું મહાન કુળ, આવી દાદાના વખતની સ્થાપિત પ્રતિષ્ઠા, આવા મહાન મોટાભાઈ, આવો પોતે–તેની જ ગૃહલક્ષ્મી અનીતિમાન! લોકમાં કેવું લાગે! ક્યારે એવું લાગે–ખબર પડે ત્યારે ને? ખમીસના ખીસામાંથી લીલો કાગળ કાઢી તે વાંચવા લાગ્યો–અર્ધું વાંચતાં માથું ધુણાવી ઊભો થઈ ગયો–પાછળ હાથ રાખી ફરવા લાગ્યો–સાચી વાત? આવા પ્રેમનો આટલો ટૂંકા સમયમાં આ અન્ત! કોણ જવાબદાર? ભાભી? ગોટાભાઈ? વીણા? શર્મિષ્ઠા? કે મામા? કે–કે–પોતે? દુનિયામાં સૌ શું ગુણસમ્પન્ન જ હશે–શું માનસિક રીતે પણ બધાં પવિત્ર જ હશે? પિતાજી વિશે વાયકા હતી તે શું સાચી હશે? તેમનો ઉદાર સ્વભાવ, આદરસત્કારની ભાવના ને રંગીન મનોવૃત્તિ શું દેખાડતાં હતાં? અને એ વાયકા સાચી હોય તો!

સાચી! ના–ના, ન જ બની શકે. સામે સ્થિતપ્રજ્ઞ, ગંભીર, નમ્ર, શાન્ત ચહેરો બનાવી આપતો હતો, છબીમાં પણ–કે એમ ન હોય. પણ પોતે! પોતે કચ્છપુરનો અજોડ મહેશ સંસારી યુવાન–પોતાનું દૂષણ કોઈ જાણે છે? કોઈ આંગળી ચીંધી શકે કે પરિમલ આમ કેમ? પણ કહી ન શકે માટે હોય નહીં એવું થોડું છે! પેલી રમણી ભાભીની વાત યાદ છે! વાસ્તવમાં ભાભીની ચીનગી જાગી ઊઠે, કૂવાને કાંઠે, વૈશાખના બળબળતા બપોરે છૂટાં કેશ ને આસપાસ રેલાયેલું કપડાં પીપળ લાલ ચટ પડતું પાણી–યાદ છે? ગોટાભાઈની સામે વાત નીકળી ત્યારે મોટાભાઈએ પૂછેલું, "સાચી વાત?"–પોતે ઇન્કાર કરેલો–પણ આજના એવા જ પ્રશ્નનો ઇન્કાર કરવાનું સામર્થ્ય આ મૃતપ્રાય મીણની પૂતળી સાથે પરિમલ ક્યાં ભાળેલો કે ક્યા ઠગારી ક્રાન્તાગઢથી મેળવવાનો હતો?

ખંડ—૭—.

ને દિવસ; ને રાત; દિવસ કરતાં રાત લાંબી વધારે કેમ લાગી? કુદરત સાંજનો જતાં કેમ જીવતું! માણસ પોતાને પોતાનાથી સંતાડવાનો યત્ન કરે છે ત્યારે અન્તરાત્મા સામે આરસી ખડી કરી દે છે—કદ છે કે શાને આરસીમાં જોવાથી જવાય. સાચી વાત? શર્મિષ્ઠા એક વખત તો કહે, સાચી વાત!

પરિમલ ગાંડો ન થયો કે ન તો શર્મિષ્ઠા મરી– વિશ્વનાથના મનોબળને લીધે–નિર્મળાના પ્રેમને લીધે, પરિમલના આંતરિક સન્તાપને લીધે કે ડૉક્ટરની તનતોડ મહેનતને લીધે કે પછી દુર્વૃત્તિઓના ધુંધવાટને નસીબના પવનનો ઝપાટો બરોબર ન લાગવાને લીધે, ગમે તેમ પણ સાતમે દિવસે શર્મિષ્ઠાએ આંખ ઊંચી કરી– વિશ્વનાથને દેખતાં બન્ને આંખે પોપચાં ઢાળી કેવળ શર્મિષ્ઠા જ કરી શકે એવી રીતે પ્રણામ કર્યો—શર્મિષ્ઠા બચી ગઈ. બરાબર પંદરમે દિવસે નિર્મળા જરા હસતી–જરા ગાલમાં શરમાતી તેના કાનમાં કંઈક એવું કહી ગઈ કે શર્મિષ્ઠાએ તેના કપોલ પર અવાજ નહીં એમ ધીમા અવાજ ભરી ચુમી ભરી અને ધીમે સાદે કહ્યું— "મને શું આપશો?—"

*

શર્મિષ્ઠા બચી ગઈ. નિર્મળા આપત્તિમુક્ત બની. એ બે પુણ્યપ્રબળ વચ્ચે પરિમલને કેવી રીતે તાવ આવ્યો એ ખ્યાલ ન રહ્યો! ઘરમાં મીઠાશ તો વિશ્વનાથ લાવ્યો હતો. અને રકાબીઓમાં ગોઠવણી પણ તેણે જ કરેલ હતી. કોણ જાણે કેમ આ ઘરમાં મીઠાઈ ને માંદગી–ને ખાસ કરીને ટાઈફૉઈડ સાથે સંબંધ ચાલુ જ રહેતો. કારણ થાક, ઉજાગરા અને વ્યક્તિગત સારવારને લીધે કે ગમે તેમ પણ પરિમલને શર્મિષ્ઠા કરતાં પણ વધારે ભયંકર મેરી તાવ આવ્યો. ડૉ. પ્રફુલ્લચન્દ્રે રાતદિન મહેનત કરી. ત્રીજે દિવસે તો પરિમલ બેભાન થઈ ગયો. નિર્મળા તો બેફામ ફરતી હતી. વિશ્વનાથનાં ભવાં સંકોચાયેલાં જ રહેતાં–હોઠ પીસાયેલા જ રહેતા—શો જીવનદ્રોહ હતો! બે વર્ષ પહેલાં કશું જ નહીં અને આ બે વર્ષમાં? ઉચ્ચ ઉપાધિ પ્રાપ્ત કરી, લગ્નની હા ભણી, પરણ્યો—લગ્નતાવ શંકાના ખરાબે ચડ્યું. પણ જીવનમાં ક્યા તાણાવાણા સાથે પોતાનાથી અજાણપણે આ શંકાશીલપણું પોતાના જ નાના ભાઈમાં વણાઈ ગયું હતું? પોતાના હૃદય ઉપર જે પથ્થર મૂકીને વિશ્વનાથ આજકાલ ફરતો હતો તેનો બોજો તો, તેનો સર્વ બોજો ઉપાડનાર નિર્મળા પણ નહોતી જાણતી. બે હાથ વચ્ચે માથું રાખી, ખુરશી પર વિખરાયેલા વાળ અને લાલઘૂમ ડોળે વિશ્વનાથ બેઠો હતો ત્યારે તે ખરે જ ભૈરવસ્વરૂપ લાગતો હતો. ચાર–પાંચ–છ–દિવસ અને રાત–બેભાની–બકવાટ–અને સાતમા દિવસે સવારે પાંચ વાગે—!

વિશ્વનાથે કંઈ અશુભતો વિચાર દૂર કરવાની આશાથી જોસથી માથું ધુણાવ્યું–પરિમલ ગયો? સાચી વાત? ને તે પણ આવી રીતે! ઘડીભર પોતાનું સમસ્ત બળ–સમસ્ત સંસ્કાર–સમસ્ત જીવન ઓસરતું લાગ્યું. આંખ આગળ–હૃદય આગળ–જીવન આગળ એક કાળો ભયંકર પડદો આવી ગયો હોય તેમ તેને થયું–શર્મિષ્ઠાને પ્રભુએ બચાવી તે આને માટે?

શર્મિષ્ઠા! શાં ઝંઝાવાત એ સુકુમાર વેલી પર ઝાટકતા હતા. ઊછળતી દુનિયામાંથી ઉપાડી તેને પોતે સ્થિર કરી હતી–તેનું જીવન સ્થિર થાય ન થાય તે પહેલાં તો પ્રેમના ઝંઝાવાત! એમાંથી જરા શ્વાસ લેવા રોકાય ત્યાં તો શંકા–ઝેર–માંદગી ને સર્વને છેડે આ–હિન્દના સમાજ–દેવની સૌથી ક્રૂર મજાક—બાલવૈધવ્ય!

શર્મિષ્ઠા! એને ક્યાં સુધી અજ્ઞાનમાં રાખી શકાશે? રાખવી યોગ્ય છે? સત્યથી અજાણ્યું જેટલું બને તેટલું રહેવામાં મનુષ્યને કઈ જીવનશક્તિ મળતી હશે? કે–તે હંમેશાં આત્મવંચનાનાં આંખમીચામણાં કર્યા જ કરે છે? વિશ્વનાથનો મત હતો કે સત્ય ગમે તેટલું ભયંકર હોય છતાં માણસે તેની સામે નજર માંડવી જોઈએ, આંખ ભલે અંજાઈ

જાય, અંધ બની જાય-પણ એ અંજાયેલી આંખ-એ આંધળી આંખમાં જોવાની નવીન શક્તિ આવી હશે. શર્મિષ્ઠાના વિચારે વિશ્વનાથે વિચાર કરવો પડતો મૂક્યો.

*

નક્કર હકીકત જ આપવાનું નક્કી કર્યા પછી લાગણીના પ્રવાહમાં ખેંચાઈ જવું એ આધુનિકતાના લક્ષણની ગણત્રી બહાર છે-શર્મિષ્ઠા-ખરી પ્રેમી નારી-ના આ અકાળ વિયોગ-દુઃખ માટે કોઈ આશ્વાસન નહતું. અને એવું આશ્વાસન ન મળે તો જીવનને ન જ ટકાવવું એવું તેણે નક્કી કર્યા પછી-વિશ્વનાથનાં ભવાં કંઈક વિશેષ સંકોડાયાં હતાં, પતિનાં એવાં ભવાંના ચિહ્નનો અર્થ શો થાય છે તેની પૂરી ખાત્રી હોવાથી નિર્મળા તો બીતી બીતી જ ફરતી હતી. શર્મિષ્ઠાને અનેક રીતે પટાવી મનાવી મહિનોમાસ તો ટકાવી રાખી હતી. પણ હવે વધારે લાંબો સમય એ જ સ્થિતિ નહીં ચાલે એમ લાગવાથી એક દિવસ રાત્રે દશ વાગ્યે બન્ને જણાને દીવાનખાનામાં બોલાવી વિશ્વનાથે વાત શરૂ કરી: "જો શર્મિષ્ઠા, તું મારી બહેન છે." આટલું જ અમથું વાક્ય બોલી તે પાનમાં ખૂબ ધ્યાનથી કાથો નાખવા લાગ્યો. નિર્મળા પંખો ખાવા લાગી. શર્મિષ્ઠા અત્યાર સુધી પોતાની દૃષ્ટિ નીચી રાખીને જ બેઠી હતી તે જરા સરખી થઈ બેઠી. બરોબર એ જ વખતે ઘડિયાળના ડંકા વાગ્યા. આજે કોણ જાણે કેમ ઘડિયાળ પણ શક્તિહીન થઈ ગઈ હોય તેમ ડંકા માંડમાંડ પૂરા થયા. છેલ્લા ડંકાનો ધ્વનિ પ્રતિધ્વનિત થઈને આછો અને આછો થતો જતો હતો.

"વાત એમ છે કે જીવનમાં કઈ વસ્તુ મુખ્ય છે અને કઈ વસ્તુ ગૌણ છે તે ઘણા લોક તો સમજતા પણ નથી. જે સમજવા માટે યત્ન કરે છે તેઓને પણ આધુનિકતા, અપરિપક્વતા, અધાર્મિકતા વગેરેને કારણે ખરું માર્ગદર્શન મળતું નથી. મને તો એક જ વાત સાચી લાગે છે કે મનુષ્યનું જીવન સર્વોપરી હશે પણ મનુષ્યત્વ એ મનુષ્યથી પણ ઉચ્ચતર છે-મનુષ્યત્વ ખાતર મનુષ્યનું બલિદાન દેવાય; મનુષ્યને ખાતર મનુષ્યત્વનું નહીં. હવે જે વાત હું કહેવાનો છું એ સાંભળી કદાચ તને અમારા સમસ્ત કુટુમ્બ ઉપર ઘૃણા ઉત્પન્ન થશે. પણ એ ભોગે પણ મારે તને સત્ય કહેવું જ જોઈએ-મનુષ્યને સત્યસહન કરીને જે પ્રાપ્તિ થાય છે તે બીજા કશાયથી થતી નથી."

નિર્મળા સ્થિર બેઠી હતી, શર્મિષ્ઠાની આંખો જમીન પર જ જડાઈ ગઈ હતી. વિશ્વનાથ સામેના પોતાના પિતાજીના ફોટા સામે નજર ન પડે તેમ ભીંત પરના કોઈ પ્રભાતના રંગવાળા કેલેન્ડર સામે જોઈ બોલ્યા કરતો હતો:—

"વીણા તારી ફઈ થાય માટે તારું ચારિત્ર્ય પણ તેના જેવું થાય એવો સંભવ ન જ હોય. તારા ચારિત્ર્ય પર શંકા કરવી એ જ ઠીક નથી. અને એવી શંકા ખરી ઠરે તો પણ દોષાદોષનો ન્યાય તોલનાર આપણે કોણ? વીણાને ટાઈફોઈડ થાય. મારા મામાની મીઠાઈ ખાઈને-મારાં મામીને પણ મીઠાઈ ખાધા બાદ તુર્ત ટાઈફોઈડ થાય-તને પણ એમ જ થાય-એનું શું કારણ? મામાની બંધાઈ અને લુચ્ચાઈનો મને ખ્યાલ હતો-પણ તેમની આવી નીચ મનોવૃત્તિ હશે એ આ સમયે જ મને ખ્યાલ આવ્યો. માફ કરજે, શમી, કે મારે તારી આગળ તારા જ પાતને, ને નિર્મળાના પ્યારા દિયરને, મારા પ્રતસમા ભાઈને એક નીચ, હલકી કોટિના બાયલા—"

નિર્મળા બોલી ઊઠી, "બસ ભાઈસાબ!" તેને ઇશારેથી ચૂપ કરી વિશ્વનાથે આગળ ચલાવ્યું-"બાયલા ખૂની તરીકે રજૂ કરવો પડે છે—!"

શર્મિષ્ઠા સડક થઈ ગઈ. તેની નજર, આત્માને કોઈએ ચાબૂકથી ફટકાર્યો હોય તેવી ચમક સહિત ઊંચકાઈ ને વિશ્વનાથ સામે તગતગી રહી. વિશ્વનાથે એ તેજના કિરણો

જોયાં અને તે તેજપુંજની પાછળના ભવ્ય સૌંદર્યને પૂજ્યભાવે નિરખી રહ્યો. આ સૌંદર્યની સામેનું યુદ્ધ જરા વિષમ થઈ પડશે એમ તો તેને પણ લાગી ગયું—

"ટાઈફૉઈડનાં જંતુ શરીરમાં મોઢાઈદ્વારા દાખલ કરવાની તરકીબ અમારા મામા સિવાય કોઈના મગજમાં ન જ આવે. પરિમલનું શંકાશીલ મન આ પત્ર પરથી વધારે શંકાશીલ બન્યું—" પેલો લીલો પત્ર વિશ્વનાથે બધા વચ્ચે ફેંક્યો. "મામા તેના સલાહકાર. તેમણે આ રસ્તો સુઝાડ્યો. પણ બિચારો પરી! શર્મિષ્ઠા મરી નહીં. નિર્મળાના પુણ્યે અને જગતના મનુષ્યત્વના ન્યાયે તેને બચાવી લીધી.

"હું સહન કરવામાં બહુ જબરો છું. પણ પરીની આ રાક્ષસીવૃત્તિ મારાથી સહન ન થઈ—અને—અને—મામાવાળો પ્રયોગ મેં જ મારા પરી પર કર્યો!" વિશ્વનાથ જરા થોભ્યો—નિર્મળાથી ડૂસકું ન દબાયું. શર્મિષ્ઠાની બન્ને આંખોમાંથી ધીરે ધીરે એક એક અશ્રુબિન્દુ તેના ફિક્કા ગાલ પરથી ચળકતું, ચળકતું, નીચે કોતરી જાજમ પર પડ્યું. વિશ્વનાથે એક ખેલાડીની અદાથી મનની ઓસરતી સ્વસ્થતાને કબજે કરી એ તેના સખ્ત મૂઠી વાળતા હાથ જ બતાવી આપતા હતા.

"મારા પરી પર મને કેટલો પ્રેમ હતો તે કહેવાની જરૂર નથી. પણ આ કારણ તે આટલો બધો નીચ, ખૂની બની ગયો તે હજી હું સમજ્યો નથી. ગમે તેમ—મારો પરી પત્નીના ખૂની તરીકે કોર્ટે તેના કરતાં મારે હાથે જ આમ ન્યાય પામે એ મને વધારે ઠીક લાગ્યું-છે. શર્મિષ્ઠા તું કલંકિની છે કે નહીં એ સવાલ મારો નથી—તારા મનોહર મનુષ્યત્વને પોષવું એ જ મારી ઇચ્છા છે. તું ધારે તો મને પોલીસમાં પકડાવી શકીશ. હું ગુનો કબૂલ કરીશ. પણ મને એક શાંતિ થશે કે મારા નસીબમાં ઓછામાં ઓછાં બે સારાં કાર્યો તો લખાયેલાં જ છે- એક તો આ ન્યાય કરવાનું ને બીજું તને નિર્મળા કહેશે."

આખા ઓરડામાં સન્નાટો છવાઈ ગયો—શ્વાસ પણ લેવાતો ન હોય એવું થઈ ગયું. સમય-સ્થળ અને જીવનને પેલે કિનારે જાણે તાંડવ નૃત્ય પૂરું થઈ નટરાજની વિશ્રામ શાંતિ જામી ગઈ. સામેની બારીમાંથી આછેરો પવન આવતો હતો—બહાર મંદ મંદ સરતી ચંદ્રની શીતળતા છાઈ રહી હતી. ઘડિયાળના ટક ટક અવાજ સિવાય સર્વત્ર નીરવ શાંતિ પ્રસરી રહી હતી—વિશ્વનાથની મૂઠી ઉઘાડ દે થતી હતી. ઉઘડતી મૂઠીમાં નખથી નીકળેલા લોહીના ડાઘ અર્ધસ્પષ્ટ દેખાતા હતા. નિર્મળા અવાજ દાબીને હીબકાં ખાઈ રહી હતી—અને આંખમાંથી નીકળતા આંસુથી સાડીનો પાલવ થોડી થોડી વારે નીચોવતી હતી. શર્મિષ્ઠા ફરી જમીન પર સ્થિર નજરે જોઈ રહી હતી—તેના પગ આગળની જાજમ ભીની થઈ ગઈ હતી.

આવી દુઃસહ શાન્તિ થોડીવાર રહ્યા બાદ શર્મિષ્ઠા ઊઠી અને વિશ્વનાથના પગ આગળ ઝૂકી પડી—તેના માથા પર વિશ્વનાથે ધીરેથી પોતાનો ભારે થયેલ હાથ મૂક્યો—આ મનોમન્થન અને લાગણીના નિચોડ જેવો સાત્ત્વિક પ્રેમસંબંધ જન્મજન્માન્તર સુધીનો જાણે સ્થપાઈ ચૂક્યો—નિર્મળા સુજાતી, રંગનીતર્યો પુલકિત ચહેરા જેવી આંખે આ અલૌકિક દશ્યો જોઈ રહી—મનમાં ને મનમાં તેણે ઈષ્ટદેવને આવા પતિ ને આવી દેરાણી મળવા માટે સહસ્રશઃ ઉપકાર માન્યો.

"મોટાભાઈ, ભાભી, તમે બેસો હું આપણા માટે કૉફી બનાવી લાવું—" કહી શર્મિષ્ઠા ઊભી થઈ અને પગમાં નવી શક્તિ આવી હોય તેવી સ્ફૂર્તિથી ઉતાવળી ઉતાવળી અન્દર ચાલી ગઈ.

✲

# ૨૫. સર ઉપેન્દ્રનાથ બ્રહ્મચારી

કાન્તિલાલ

બંગાળામાં અને આસામમાં 'કાલા આઝાર' નામનો રોગ થાય છે. આ રોગનું મરણપ્રમાણ લગભગ સેંકડે નવ્વાણું ટકા ગણાતું; પરંતુ સર ઉપેન્દ્રનાથે 'યુરિયા સ્ટીબેમાઈન' નામની દવા શોધી કાઢયા પછી આ પ્રમાણ ઘટીને માત્ર ૧ થી ૨ ટકા જ થઈ ગયું ! જે ધાતુ (એન્ટીમની)માંથી સુરમો બને છે એનો જ એક પ્રકારનો આ ક્ષાર છે.

સર ઉપેન્દ્રનાથની વિદ્યાર્થી તરીકેની કારકિર્દી બહુ ઉજ્જવળ હતી. રસાયણશાસ્ત્ર લઈને એમ. એ. થયા પછી એ દાકતરનું ભણ્યા અને ગ્રેજ્યુએટ થયા. ત્યારબાદ દાકતરની નોકરી લીધી. નોકરીમાં રહે રહે પણ અભ્યાસ ચાલુ રાખી એ એમ. ડી. થયા અને એક અભ્યાસપૂર્ણ નિબંધ લખી પીએચ. ડી.ની ડિગ્રી મેળવી. એમના જમાનામાં આવી શ્રેષ્ઠ ડિગ્રીઓ (કેમિસ્ટ્રી અને વૈદ્યક બંનેમાં) મેળવનાર એ કદાચ પહેલા જ હશે.

૧૯૦૫માં એ કેમ્પબેલ મેડિકલ સ્કૂલમાં શિક્ષક નિમાયા તે ૧૯૨૩ સુધી રહ્યા. ૧૯૨૩–૧૯૨૭ સુધી કલકત્તા મેડિકલ કૉલેજની હૉસ્પિતાલમાં એડિશનલ ફિઝિશિયન તરીકે નિમાયા. આ જગા પહેલાં આઈ. એમ. એસ. અમલદારોને જ મળતી, તે મેળવનાર પ્રથમ હિંદી શ્રી. બ્રહ્મચારી હતા. ત્યાંથી નિવૃત્ત થયા પછી એ કારમાઈકલ મેડિકલ કૉલેજમાં ટ્રૉપિકલ મેડિસીનના માનદ અધ્યાપક નિમાયા, ને કલકત્તા યુનિવર્સિટીમાં બાયોકેમિસ્ટ્રીના પ્રોફેસર થયા. આ જગા તેઓએ છેક સુધી સંભાળી.

કેમ્પબેલ મેડિકલ સ્કૂલમાં હતા ત્યારે જ એમના જીવનનું શ્રેષ્ઠ કાર્ય એમણે પાર પાડયું હતું. એમના જમાનામાં કાલાઆઝાર અને મેલેરિયા વચ્ચે દાકતરો ઘણીવાર ભૂલો કરતા અને બંને એક જ વ્યાધિ છે એવું પણ કેટલાક માનતા. સર ઉપેન્દ્રનાથની વિલક્ષણ બુદ્ધિમાં એ વાત તરત ઊતરી ગઈ કે મેલેરિયા અને કાલા આઝાર એ બે જુદા જ રોગ છે. આ માન્યતા ઉપર એમણે શોધખોળ ચલાવવા માંડી. કલકત્તા યુનિવર્સિટીમાંથી કેટલાક ઉત્સાહી યુવાનોને ભેગા કરી પોતાની પ્રયોગશાળામાં એમણે અખતરા કરવા માંડયા અને એન્ટીમની ધાતુને યુરિયા નામના પદાર્થ સાથે મેળવી એક નવું મિશ્રણ બનાવ્યું. આ પદાર્થ બીજી કોઈપણ દવા કરતાં વધારે અસરકારક માલમ પડયો (૧૯૨૦–૨૨). આ શોધને પ્રતાપે હિંદુસ્તાન અને હિંદુસ્તાન બહાર પણ અનેક માણસોના જીવ બચ્યા છે.

આ ઉપરાંત પણ સર ઉપેન્દ્રનાથે નાનીમોટી શોધખોળો કરી ચિકિત્સાવિજ્ઞાનમાં બહુ કીમતી ફાળો આપ્યો છે. આપણા દેશમાં તેમજ પરદેશમાં પણ એમનું નામ પ્રખ્યાત થયું છે. સરકારે એમને ખિતાબો આપી નવાજ્યા છે. દેશે, અનેક સંસ્થાઓના તથા પરિષદોના પ્રમુખ બનાવી એમની કદર કરી છે. હિંદી વૈજ્ઞાનિકોમાં એ એક અગ્રેસર હતા.

હિંદુસ્તાનમાં પણ વૈજ્ઞાનિક શોધખોળ થઈ શકે છે અને હિંદીઓ આ દિશામાં કોઈપણ રીતે અન્ય પ્રજાઓ કરતાં ઊતરતા નથી એવું સાબીત કરનાર અને જગતની નજરે હિંદની પ્રતિષ્ઠા સ્થાપનાર દાકતરોમાં સર બ્રહ્મચારી પહેલા હતા. પ્રભુ એમના આત્માને શાંતિ આપો.×

卐

× માર્ચ ૧૯૪૬ના 'કરન્ટ સાયન્સ'માંથી. તા. ૬–૨–૧૯૪૬ને દિવસે સર ઉપેન્દ્રનાથનું મૃત્યુ થયું.

# વેજિટેબલ ઘી કદી ન વાપરો

બાપાલાલ ગ. વૈદ્ય

**આજે** આખા દેશમાં જ્યાં ત્યાં વેજિટેબલ ઘી માટે ગંજાવર ફેક્ટરીઓ શરૂ થઈ છે. આપણા ગૂજરાતમાં જ અશ્વિન ઇન્ડસ્ટ્રીઝ, એલેમ્બિકનું લીલી આઈલ પ્રોડક્ટ્સ વગેરેનાં નામો આપણે સાંભળીએ છીએ. બનાવટી ઘી ટનબંધ અહીં પેદા થાય છે, અને જ્યાં ત્યાં છૂટથી એ વેચાય છે. દેખાવમાં બરાબર ઘી જેવું હોવાથી, અને પ્રચાર પાછળ લાખો ને કરોડો રૂપિયા ખર્ચવાથી એનો વપરાશ પણ હમણાં હમણાં ખૂબ જ વધી ગયો છે. નિર્ભેળ ઘી મળતું નથી; મળે છે તો તે મોંઘું પડે છે,—આ બધાંને લઈને વેજિટેબલ ઘીએ સાચા ઘીનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

વર્ષોથી ગાંધીજી અને બીજા બૂમો પાડી રહ્યા છે કે આ બનાવટી ઘીને કંઈ રંગ આપો. લોકો 'બનાવટી ઘી' તરીકે ભલે ખાવું હોય તો ખાય, પરંતુ આજે આનો ઉપયોગ સારા ઘીમાં ભેળ કરવા માટે જ થઈ રહ્યો છે તે અટકી જાય. ગામડાંનાં લોકો શહેરોમાંથી ડાલડાના ડબ્બાઓ લઈ જાય છે, ઘીમાં મેળવે છે અને સારા નિર્ભેળ ઘી તરીકે શહેરોમાં તે વેચાય છે. હું પ્રધાન હોઉં તો પહેલું જ કાર્ય આ બનાવટી ઘીની ફેક્ટરીઓ બંધ કરાવી દેવાનું કરું. એની પાછળનો ખોટો પ્રચાર બંધ કરું અને પ્રજામાં નિર્ભેળ ઘી-દૂધના પ્રચારને હજારો હાથ-મોંમાંથી વહેતો મૂકું-વાતાવરણ જ ઘી-દૂધના માનસવાળું કરી નાખું. બનાવટી ઘીનો વેપાર કરનારા મૂડીદારોને બીજો ધંધો પસંદ કરવા કહું. 'વો દિન કહાં મીયાંકે પૈરમેં જુતિયાં.' પરંતુ મારા મનના તરંગો આપણા મિનિસ્ટરોને પહોંચશે એવી મને શ્રદ્ધા છે એટલે જ આટલો ઉલ્લેખ મેં અહીં કર્યો છે.

આ જમાનો સાયન્સનો છે. મોટા મોટા પગારદાર સાયન્ટીસ્ટો 'વેજિટેબલ ઘી'નું સમર્થન પોતાના પેટ માટે, કરી રહેલા જોવામાં આવે છે. આજદિન સુધી કોઈએ એના અખતરાઓ કરીને એનાં પરિણામો પ્રજા પાસે મૂક્યાં નથી એટલે બેધડક બોલવાની કે લખવાની હિંમત પણ ચાલતી નથી. લાગણીના આવેશમાં તણાઈ જઈને ગદ્દાતદ્દા બોલવું આજના સાયન્સના જમાનામાં ફાવે એમ નથી. "બનાવટી ઘી ખરાબ છે, શરીર માટે નુકસાનકર્તા છે એમ પુરવાર કરવા તમારી પાસે શા પુરાવા છે?" આમ કોઈ પૂછે તો એનો સમર્થક ઉત્તર આપવા જેટલી તૈયારી જોઈએ જ. ખોટાને ખોટું પુરવાર કરવાની હાથોહથ્થિયત જોઈએ છે!

આ ચાલુ વર્ષમાં બેંગલોરમાં સાયન્સ કોંગ્રેસ ભરાઈ હતી. ત્યાં આ પ્રશ્ન ઉપર તમામ દૃષ્ટિએ ઊહાપોહ થયો હતો. 'કરન્ટ સાયન્સ' નામનું ઉચ્ચ કોટિનું માસિક બેંગલોરથી નીકળે છે. શ્રી રમણ જેવા એના તંત્રીમંડળમાં છે. આ માસિકના એપ્રિલ, ૧૯૪૬ (વોલ્યુમ ૧૫, નં. ૪)ના અંકમાં એ સાયન્સ કોંગ્રેસમાં વેજિટેબલ ઘી ઉપર જે ઊહાપોહ વિદ્વાનોમાં

થયો હતો તેનો ટૂંકો સાર પ્રસિદ્ધ થયો છે. આ લેખનો સાર જ આ લેખમાં હું અત્રે આપું છું.

સેંટ્રલ ગવર્નમેન્ટે આજ દિન સુધી બનાવટી ઘીની ફેક્ટરીઓ સ્થાપવા માટે ખૂબ ઉત્તેજન આપ્યું છે. પરંતુ આ ઘીના ગુણદોષ ઉપર કોઈ પ્રમાણભૂત માહિતી પ્રજા પાસે ધરવામાં આવી નથી. ભલે તે ઘી જેટલું ઉપકારક ન હોય, પરંતુ તે ખાવામાં નુકસાનકારક તો ન જ હોવું જોઈએ એટલી કાળજી તો સરકારે રાખવી જ જોઈતી હતી ને ! મદ્રાસના પ્રોફેસર દામોદરને આ વાત સભા સમક્ષ સંભળાવી હતી.

મુંબઈવાળા ડો. વી. એન. પટવર્ધને આ બનાવટી ઘી ઉપર અખતરાઓ કરેલા છે જેનું પરિણામ એમણે સભા સમક્ષ ધર્યું હતું. પશુઓ ઉપરના અખતરાઓથી સિદ્ધ થયું છે કે આ ઘીના ઉપયોગથી પશુઓની વૃદ્ધિ અને ઉત્પાદક શક્તિ ( Reproductive function ) બન્ને અટકે છે. ઉંદરો ઉપરના પ્રયોગથી પુરવાર થયું છે કે જે ઉંદરોને એમના આહારમાં સ્નેહની જગાએ આ બનાવટી ઘી આપવામાં આવેલું તેમાં બચ્ચાંઓનું મરણપ્રમાણ ખૂબ વધેલું જોવામાં આવ્યું છે અને જે થોડાં બચી ગયાં હતાં તે મરવાને વાંકે જ જીવતાં હતાં. ડો. પટવર્ધને કહ્યું હતું કે 'મારા પ્રયોગોમાં, સર્વ જાતનાં સ્નેહ પદાર્થોમાં, માખણ જેટલો મૂલ્યવાન ખાદ્ય પદાર્થ એકેય મને જણાયો નથી. કોઈ પણ દૃષ્ટિથી તપાસી જોતાં છતાંય માખણની સરખામણીમાં ઊભો રહી શકે એવો એક પણ સ્નેહ-પદાર્થ મને જણાયો નથી.'

વનસ્પતિનાં તેલો કરતાં બનાવટી ઘી કોઈ વાતે ચડિયાતું પુરવાર થયું નથી; ઊલટું, આ હાઈડ્રોજીનરેડ ઓઇલ્સ (તેલો ઉપર હાઇડ્રોજનને પસાર કરવામાં આવે છે એટલે આ નામ બનાવટી ઘી અને એના જેવી બીજી ચીજો માટે અંગ્રેજીમાં રાખવામાં આવેલું છે) ની માઠી અસરો બીજી કે ત્રીજી પેઢીએ ખૂબ જ ભયંકર રૂપમાં પશુઓ ઉપરના પ્રયોગોમાં જોવામાં આવી છે, અને માનવ ઓલાદ માટે આવી અસરો હાલ તુરત નહિ તો નજીકના ભવિષ્યમાં એકાદ પેઢીમાં નહિ જોવામાં આવે એની શી ખાતરી? હાલ પણ આ બનાવટી ઘી વાપરનારા ઉપર આની અસર સૂક્ષ્મદર્શીઓને જણાયા સિવાય નથી જ રહેતી.

વનસ્પતિ તેલો ઉપર હાઇડ્રોજન પ્રસરણની અને વિશુદ્ધિકરણની—આ બે ક્રિયાઓ 'વેજિટેબલ ઘી' માટે આવશ્યક મનાય છે. આને લઈને વનસ્પતિ તેલોનો 'પ્રાણ' નાશ પામે છે અર્થાત્ તેમાં રહેલાં વિટામિન્સ નાશ પામે છે, સ્નેહામ્લો (fatty acids) નાશ પામે છે, અને અન્ય વૃદ્ધિઉત્પાદક તત્ત્વો (growth factors) નાશ પામે છે. બેંગલોરના ઇંડિયન ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સના ફરમેન્ટેશન ટેકનોલોજી ખાતામાં મિસ ડી. સૌઝાએ જીવજંતુઓ ઉપર પ્રયોગો કરીને ઉપલી માહિતી સાચી પુરવાર કરી આપી છે.

પોષક દૃષ્ટિએ આ વિશુદ્ધ અને હાઇડ્રોજન-પ્રસરણવાળું ઘી, જેનાં ગુણગાન ભયંકર કક્ષાએ પહોંચ્યાં છે, સાચા ઘીની સરખામણીમાં તો અનિષ્ટ કોટિનું છે; પરંતુ એટલું જ નહિ તેનો ઉપયોગ આરોગ્ય અને આયુષ્ય માટે નુકસાનકારક છે. એ વિદ્દ્ સભામાં એકત્ર થયેલા તમામ વિદ્વાનોએ સર્વાનુમતિએ ઠરાવ્યું છે અને ભલામણ કરી છે: "જો તમારી પાસે પૈસા હોય તો માખણ ઘી જ ખાઓ, અને તે ન હોય તો, કોઈપણ જાતના ભેળ વિનાનાં સારાં ચોકખાં તેલો જ ખાઓ. પરંતુ આ બનાવટી ઘી કદી ન

વાપરશો." ૧૯૩૦માં બરાબર આ જ વાત બૅંગલોરના ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સવાળા શ્રી. પી. રામસ્વામી આયરે ઉચ્ચારી હતી. પરંતુ ખેદની વાત છે કે એ વિદ્વાનના મત ઉપર કોઇએ ધ્યાન આપ્યું નહિ.

આ નિરીક્ષણો અને આવા વજનદાર અભિપ્રાયો પછી મધ્યસ્થ સરકારના કાન ખોલવા જોઇશે, અને નિર્દોષ ભોળી પ્રજાને અને એની ભાવિ ઓલાદના હિત માટે આ બનાવટી ઘી વિષે ફરીથી વિચાર કરવો પડશે..

આપણા આચાર્યોએ તો હજારો વર્ષો પહેલાં ઘી દૂધનું મહત્ત્વ આર્ષ વાણીમાં ઉચ્ચારેલું જ છે. ઘી એ જ આયુષ છે: आयुर्वै घृतम् (ઋગ્વેદ), જીવનને ઉપયોગી-હિતકર જેટલા પદાર્થો પૃથ્વી ઉપર છે તે સૌમાં ઘી પરમ જીવનીય પદાર્થ છે (प्रवरं जीवनीयानाम्) અને બીજા પદાર્થોની દ્રવ્યશક્તિના પ્રમાણમાં ઘીની શક્તિ અનેક ગણી હોવાથી એને 'सहस्रवीर्यम्' સહસ્રવીર્યવાળું ઉદ્‌ઘોષેલું છે. જગતસાહિત્યમાં ઘીની આવી પ્રશંસા મને કોઈ બતાવશે !

'સહસ્રવીર્યમ્' ગાયના ઘી માટે છે, ભેંસના ઘી માટે નથી એ પણ યાદ રાખવા જેવું છે. આજે પ્રયોગોએ પુરવાર કર્યું છે કે ભેંસના ઘીમાં સુદ્રાવ્ય વિટામિન્સ નથી: જે થોડાઘણા હોય છે તે માખણમાંથી ઘી કરવાની ક્રિયામાં નાશ પામી જાય છે, જ્યારે ગાયના ઘીમાં ભેંસના ઘી કરતાં દશ ગણાં વિટામિન્સ છે. ભેંસના ઘીમાં 'કેરોટીન'—જેમાંથી વિટામિન 'એ' બને છે એ પદાર્થ—મુદ્દલ નથી, જ્યારે ગાયના ઘીમાં એ પુષ્કળ પ્રમાણમાં છે. આ કેરોટીનને લઈને ગાયનું ઘી લાંબો વખત સુધી બગડયા સિવાય રહી શકે છે, જ્યારે ભેંસનું ઘી બગડી જાય છે. આ છતાં ગૂજરાતનાં ગામડાંઓમાં ગાયનું દૂધ અને ઘી કોઈ ખાતું નથી અને ભેંસનાં દૂધ-ઘી જ ખવાય છે! —ગાયનાં ઘી-દૂધ કરતાં મોંઘા મૂલ્યે ખવાય છે!! વિવેકભ્રષ્ટોના આ વિનિપાતને અટકાવવા કોઈ કટિબદ્ધ થશે ? આટલું પ્રસંગોપાત.

મોટર બસોમાં વેજિટેબલ ઘીની જાહેર ખબરોમાં "ગુજરાતણોની પસંદગી", "ઘીના તમામ ગુણો ધરાવનાર પુષ્ટિકારક ખાદ્ય પદાર્થ"—આવું આવું લખેલું જોવામાં આવે છે. આપણા પ્રધાનો આ જાહેર ખબરો, જે બીભત્સ દવાઓની જાહેર ખબરો જેવી જ ભયંકર છે તે ન અટકાવી શકે ?

('પ્રતાપ' તા. ૧૧-૫-૪૬માંથી ઉદ્ધૃત)

૫૬ વર્ષથી જનતાની સેવા બજાવતી



એજન્ટ્સ : હરીલાલ હરીવલ્લભદાસ એન્ડ કું. : અમદાવાદ

મેનેજીંગ એજન્ટ્સ : શેઠ નવનીતલાલ રણછોડલાલ

# રામાયણની વનસ્પતિઓ

બાપાલાલ ગ. વૈદ્ય

## कदम्ब ( ચાલુ )

जाता वनान्ताः शिखिसुप्रनृत्ता जाताः कदम्बाः सकदम्बशाखाः ।
जाता वृषा गोषु समानकामा जाता मही सस्यवनाभिरामा ॥ (૪।૨૮–૨૧)

વનેવનમાં મોરનાં નૃત્યો ચાલ્યાં, કદમ્બ વૃક્ષોની ઉપર ફૂલ આવ્યાં, ગાયો પણ આખલા જેવી જ કામાતુર થઈ અને પૃથ્વી આખી ધાન્ય અને વનોથી અભિરામ થઈ.

कदम्बपुष्पाणि सकेसराणि नवानि हृष्टा भ्रमराः पिबन्ति ।

વર્ષાઋતુમાં ખીલેલાં નવાં કદંબ પુષ્પોમાંથી મદમત્ત બનેલા ભ્રમરાઓ મધ પીવા લાગ્યા. (૪।૨૮–૪૨)

વનવૃક્ષોમાં ઠેકાણે ઠેકાણે કદમ્બનાં દર્શન કવિ આપણને કરાવે છે. કદમ્બનું ઝાડ ચોમાસામાં ખીલે છે. વરસાદથી પાન ધોવાઈને ચકચકિત બને છે, અને એનાં પુષ્પ તથા ફળ સાથે જરૂર તે આપણું ધ્યાન ખેંચે છે.

**નીપ**—કદંબનો જ આ એક ભેદ છે. આ વિષે મેં "કાલિદાસની વનસ્પતિઓ"માં લંબાણથી ઉહાપોહ કર્યો છે તે જોવા વાચકોને હું ભલામણ કરું છું. રામાયણમાં પણ નીપ ઘણે સ્થળે વપરાયું છે.[1]

વર્ષાઋતુના વર્ણનમાં:—

प्रमत्त संनादित बर्हिणानि सशक्रगोपाकुलशाद्वलानि ।
चरन्ति नीपार्जुनवासितानि गजाः सुरम्याणि वनान्तराणि ॥ (૪/૨૮–૪૧)

નીપ અને અર્જુનથી સુવાસિત બનેલા સુરમ્ય વનોમાં હાથીઓ આમતેમ ઘૂમતા હતા. આ બતાવે છે કે કદંબ અને નીપનાં પુષ્પોમાં કેવી માદક સુગંધી છે! બાકી વનવૃક્ષો, ઉદ્યાનવૃક્ષો અને લંકાનાં વૃક્ષોમાં નીપ છે જ.

**कदली**–[2] પંચવટીમાં સીતાજીએ કદલીગૃહ બનાવ્યું હતું અને બનાવટી માયામૃગ આ કદલીવાટિકામાં, કર્ણિકાર વૃક્ષોમાં ભરાઈને સીતાજીનું ધ્યાન ખેંચતો હતો! અને સીતાની શોધમાં નીકળેલા રામ કેળનાં વૃક્ષોને જોઈને સીતાના કદલીસ્થંભ જેવા ઉરુઓને યાદ કરે છે:—

कदलीकाण्डसदृशौ कदल्या संवृतावुभौ ।
ऊरू पश्यामि ते देवि नासि शक्ता निगूहितुम् ॥ ૩।૬૨–૪

કદલીનું માર્દવ-કોમલત્વ જાણીતું છે. રાવણનું બનાવટી મસ્તક અશોકવનમાં સીતાજીને બતાવવામાં આવ્યું ત્યારે સીતા કંપવા લાગ્યાં અને કપાયેલી કેળની પેઠે પૃથ્વી ઉપર ઢળી પડ્યાં:—

...वैदेही वेपमाना तपस्विनी । जगाम जगतीं बाला छिन्ना तु कदली यथा ॥" સુંદર સ્ત્રીના વામોરુ હંમેશાં કદલીની ઉપમા પામેલ હોય છે જ.

---

(૧) ૨/૯૪—૯; ૩/૧૫—૧૮; ૩/૬૦—૨૧; ૪/૨૭—૧૮; ૪/૨૮—૪૧; ૫/૨—૧૦; ૬/૪—૮૧; ૬/૩૯—૪; ૭/૪૨—૪.
(૨) ૩/૪૨—૨૩; ૩/૬૨—૪; ૬/૩૨—૬; ૭/૪૨—૪.

**कन्दल**–(૪/૨૮–૩૪)—ફક્ત એક જ ઉલ્લેખ રામાયણમાંથી મળે છે. વર્ષાઋતુના વર્ણનમાં "कदम्बसर्जार्जुन कन्दलाढ्या वनान्तभूमिः मधुवारिपूर्णा" આ ઉલ્લેખ છે. તિલકાખ્યા વ્યાખ્યામાં "कन्दलं स्थलोत्पलम्" એવો અર્થ આપેલો છે.

સામાન્ય રીતે कन्दलनो* અર્થ નવો છોડ—new shoot or sprout–એવો થાય છે. કેટલાક कदली અર્થ પણ કરે છે.

કાલિદાસમાં कन्दली શબ્દ વારંવાર આવે છે અને એનો અર્થ તો મેં 'ભૂકદલી' કરેલો છે. કાલિદાસે कन्दली અનેક સ્થળે વાપરેલી છે. કન્દલી કંદવાળી, રક્તપુષ્પવાળી, વર્ષામાં થનારી, લીસાંછમ પાનવાળી વનસ્પતિ છે એટલું તો કાલિદાસની વનસ્પતિઓમાં कन्दलीના ઉલ્લેખો જોતાં સ્પષ્ટ જણાય છે અને એથી 'ભૂકદલી' અર્થ લેવો જ યોગ્ય લાગે છે.

**कर्णिकार**–[1]સુમિત્રા વગેરે દશરથની બધી જ રાણીઓ ભરત સાથે રામચંદ્રજીને પાછા લાવવા ગઈ હતી. તે વખતે કવિ સુમિત્રા માટે લખે છે:—

इयं सुमित्रा दुःखार्ता देवी राज्ञश्च मध्यमा ।

कर्णिकारस्य शाखेव शीर्णपुष्पा वनान्तरे ॥ ૨/૯૩/—૨૩.

દુઃખથી પીડાતી સુમિત્રા વનમાં જેમ કર્ણિકારવૃક્ષની શાખા એના ઉપરનાં સુંદર ફૂલો કરમાઈ ગયા પછી જેવી શોભે તેવી સૌંદર્યહીન લાગતી હતી.

कर्णिकार એટલે ગરમાળાનું ઝાડ. ગરમાળાની શિંગો તો ઘણા ઓળખે છે, પરંતુ એનાં સોના જેવાં પીળાં પુષ્પોથી એ વૃક્ષ જ્યારે છવાઈ જાય છે ત્યારનો મનોહર દેખાવ બહુ ઓછાએ જોયો હશે કે એ વિષે બહુ ઓછા જાણતા હશે. જ્યારે આ વૃક્ષ ઉપર પુષ્પો બેસે છે ત્યારે પાન ખરી ગયાં હોય છે અને આખું ઝાડ ફૂલોથી છવાઈ ગયેલું લાગે છે. એ વખતનો એનો દેખાવ જોવા જેવો છે. આવાં સુંદર ફૂલો જ્યારે કરમાઈને ખરી ગયાં હોય એ પછી એ ઝાડ જરાકેય ગમતું ન ગમે તેવું લાગે છે. તેવી જ રીતે દશરથ જેવા પતિ પછી રાણી સુમિત્રા દુઃખથી (પતિ અને પુત્ર બન્નેનું દુઃખ) પીડાતાં અને તેથી તે તદ્દન કૃશ, ફીક્કાં જણાતાં હતાં. મહિષીના મુખ ઉપરનું સૌન્દર્ય જણાતું નહતું, દેહયષ્ટિ કરમાઈ ગઈ હતી. આ સુંદર ઉપમામાં કવિએ ખૂબ સમાવ્યું છે.

પંચવટીમાં કર્ણિકાર વૃક્ષો હતાં (૩/૪૨) અને માયામૃગ આવ્યો ત્યારે કર્ણિકાર, અશોક અને આમ્ર વૃક્ષોનાં પુષ્પો ચૂંટવામાં સીતાજી લીન બન્યાં હતાં. અને રાવણ જ્યારે સીતાજીને લઈ આવ્યો ત્યારે સીતાજીએ કર્ણિકારનાં પુષ્પિત વૃક્ષોને ઉદ્દેશીને કહ્યું છે કે હે વૃક્ષો! રાવણ મને હરી ગયો છે એ વાત તમો રામચંદ્રને કહેજો:—

आमन्त्रये जनस्थानं कर्णिकारांश्च पुष्पितान् । क्षिप्रं रामाय शंसध्वं सीतां हरति रावणः ॥

૩/૪૯/૩૦. અને રામ પણ ગાંડા જેવા થઈને સીતાની ખબર વિવિધ વૃક્ષોને પૂછતા વનમાં ભટકે છે ત્યારે કર્ણિકારને સંબોધવાનું ભૂલતા નથી:—

अहो त्वं कर्णिकाराद्य पुष्पितः शोभसे भृशम् ।

कर्णिकारप्रियां साध्वीं शंस दृष्टा यदि प्रिया ॥ ૩/૬૦—૨૦.

હે કર્ણિકાર! તું ફૂલોથી ખૂબ મનોહર લાગું છું. મારી પ્રિયાને કર્ણિકાર વૃક્ષો-પુષ્પો અત્યંત પ્રિય હતાં. તેં જો એ મારી પ્રિયાને જોઈ હોય તો કહે.

---

(૧) ૨/૯૨—૨૩; ૩/૪૨—૨૩-૩૧; ૩/૪૯—૩૦; ૩/૬૦—૨૦; ૩/૬૨—૫; ૩/૭૩—૩; ૪/૧—૨૧-૭૩; ૪/૫૦—૨૧; ૬/૨૨—૫૩; ૬/૩૬—૪; ૭/૨૬—૪.

* निष्पीडितेन्दुकरकन्दलजो नु सेकः । ઉત્તરરામચરિત ૩/૧૧

नवपल्लवः पतिः पतितमन्दरकी फन्दलनिभः ॥ ૩/૪૦

"पुष्पितः शोभते भृशम्"–એ ખરેખર સાચું છે. કવિને જો આનો પરિચય ન હોય તો તે આ વાક્ય ભાગ્યે જ ઉચ્ચારી શકે.

સીતા કર્ણિકારવૃક્ષનાં ખૂબ રસિક હતાં એ સીતાજીનો સુંદર વૃક્ષો માટેનો અનુરાગ સૂચક છે. રામ આગળ ઉપર 'कर्णिकारवनं भद्रे हसन्ती देवि सेवसे' ૩।૬૩।૫.—હે દેવિ ! તું કર્ણિકારના વનમાં હસતી હસતી ફરે છે પણ તું કેમ મને બોલાવતી નથી ! હવે વધુ મજાક-મશ્કરી મા કર.

પમ્પાસરોવરના વર્ણનમાં કવિ આ વૃક્ષનો સરસ પરિચય આપણને કરાવે છે:—

सुपुष्पितांस्तु पश्यैतान्कर्णिकारान्समन्ततः ।

हाटकप्रतिसंछन्नान्नरान्पीताम्बरानिव ॥ ४।१—३१

ચોતરફ કર્ણિકારવૃક્ષો પુષ્પિત થએલાં છે. જાણે સોનાથી મઢાયલાં કે ઢંકાયલાં હોય એવાં સુંદર એ જણાય છે. પીતામ્બર પહેરેલા નરોની માફક સુવર્ણાચ્છાદિત આ કર્ણિકારવૃક્ષો શોભે છે. કર્ણિકાર વૃક્ષોનાં પીળાં ફૂલ વિષે હવે કોઈને શંકા નહિ રહે.

सौमित्रे पश्य पम्पायाः दक्षिणे गिरिसानुषु ।

पुष्पितां कर्णिकारस्य यष्टिं परमशोभिताम् ॥ ४।१—७३

હે લક્ષ્મણ ! પમ્પા સરોવરની દક્ષિણ તરફનાં ગિરિશિખરો ઉપર પરમ સુંદર આ કર્ણિકાર પુષ્પોનાં કોમળ વૃક્ષોને જો.

હનુમાન વાનરો સહિત સીતાની શોધમાં ગયા હતા ત્યારે, એક ઋક્ષબિલ નામની ગુફામાં તે પેસી ગયા અને ત્યાં જે વૃક્ષો એમણે જોયાં તેના વર્ણનમાં કવિ કહે છે કે "ददृशुः काञ्चनान्वृक्षान् दीप्तवैश्वानरप्रभान् ।...चम्पकान्नागवृक्षांश्च कर्णिकारांश्च पुष्पितान्" ॥ (૪।૫૦—૨૫–૨૬) સ્વર્ણચંપક, નાગકેસર અને કર્ણિકાર—આ ત્રણેનાં ફૂલો અતિશય સુંદર થાય છે અને વનોમાં જ્યાં આ વૃક્ષો પૂરબહારમાં ખીલી ઊઠ્યાં હોય ત્યાં કવિને એ દીપ્તવૈશ્વાનરપ્રભાવાળાં સુવર્ણ જેવાં જરૂર લાગે જ. જેણે આ સુંદર વૃક્ષો જોયાં હોય તે જ આ શબ્દોનું જોર જાણી શકે.

લંકાનાં ઉપવનોમાં કવિ કર્ણિકારવૃક્ષોને ભૂલતા નથી (૬।૪૯–૪).

રાવણ જ્યારે કૈલાસ શિખર ઉપર નલકૂબર પાસે ગયો હતો ત્યારે એણે પણ ત્યાં 'દીપ્ત એવાં કર્ણિકારવનો' જોયાં હતાં.

कर्णिकार એટલે ગરમાળો: cassia fistula (n-o-Leguminosere)

**करञ्ज**–રામાયણમાં કરંજ શબ્દ ફક્ત એક જ જગ્યાએ ઉપર (૬।૪—૭૩) વપરાયલો છે. પરંતુ તેનો જ પર્યાય नक्तमाल બીજે બે સ્થળે (૩।૭૩—૪; ૪।૧—૮૨) નજરે પડે છે. नक्तमालनुं નિરુક્ત "नक्तं रात्रौ अलति" અથવા नक्तं रात्रिं अलते भूषयति इति नक्तमालः અર્થાત્ રાત્રી વખતે જે શોભે છે તે અથવા રાત્રીને જે શોભાવે છે તે. नक्तं रात्रौ धारणमस्य રાત્રી વખતે જેની માળાઓ સ્ત્રીઓ ધારણ કરતી હતી એથી આ નામ પડ્યું હશે. આનાં પુષ્પોની રાતી છાંય લેતાં મોતીની માળા જેવી માળાઓ સુંદર સ્ત્રીઓના ગળામાં શોભે એવી છે;

"कं जलं रञ्जयति इति करञ्जः" કરંજવૃક્ષો, મોટે ભાગે, નદીકિનારે જ થાય છે અને તેનાં પુષ્પોનાં ઝૂમખાં મંદ મંદ વહેતાં સ્ફટિક જેવાં નદીનાં જલ ઉપર પડે છે ત્યારે તે ખરેખર સુંદર લાગે છે.



એક ડૉક્ટરે ડિગ્રી મેળવી પણ 'મા' નું વાત્સલ્ય, 'સ્રી' નો નિર્દોષ પ્રેમ, 'મોટાભાઇ' ની મમતા ન સમજી શક્યો અને એણે એના 'ગ્રામદેવતા' નો તિરસ્કાર કર્યો

૯ મા સપ્તાહમાં પણ અમદાવાદનો એકધારો આવકાર પામતું ચિત્ર :

પરંતુ આખરે તો એ જ માની ગોદમાં એને આવવું પડયું.

પ્રકાશ



પેશ કરે છે.

આપણાં કૌટુમ્બિક જીવનની લીલીસૂકી, આપણા સમાજની સુરભિભરી સાસુઓ, વહુઓ, દેરાણી અને જેઠાણીઓનાં માનસની હુબહુ તસ્વીર જેને અમદાવાદની જનતા એકધારી અપનાવી રહી છે. જેના મનોરંજક સંવાદો પર મુગ્ધ થઇ છે :

# હમારા સંસાર

દિગ્દર્શક : શ્રી. શાંતિકુમાર દવે

| કથા-સંવાદ : | ગીત : | સંગીત : | નૃત્ય : |
| --- | --- | --- | --- |
| પંડિત ગિરીશ | રમેશ ગુપ્ત | ગોવિન્દરામ ટેમ્બે | શરદ શુકલ |

— ભૂમિકા —

જીવન, રંજના, ઉમાકાન્ત, રાજકુમારી શુકલ, સુમતિ ગુપ્તે, જીલ્લુબાઈ, શ્રી. ભગવાન વગેરે...

એમ્પરર્સ રીલીઝ * દરરોજ : ૩-૫॥-૮-૧૦॥ * **રીગલ**

# બીડી

ઠાકોરભાઈ ભાણુભાઈ

**પેલે દિવસે** અમારે ત્યાંના બે સદ્‌ગૃહસ્થો સાથે સારા ઉત્તરાખંડની-જવાનું મને સાભાગ્ય પ્રાપ્ત થયું હતું. ગયા ઊતરીને શહેર જોયું. ત્યાંથી જે જવા માટે રીક્ષાવાળાએ છ રૂપિયા માગ્યા, ત્યારે કાકા કહેઃ "હવે છ રૂપિયા ત્યાં જવાના. તેને જ્ઞાન થયેલું તેમ આપણને થવાનું છે શું ?" આટલી નિસ્પૃહતા આનંદ અને શુભદર્શન પ્રત્યે હોય તેને નિર્વાણની કવી કક્ષા કહેવી ? ત્યાંથી ફરત તાજમહેલ આવ્યા. ઉપર ઉપરથી સાધારણ જોઈને પછી જમના તરફની બાજુએ બીડી બનાવવા બેઠા ! મેં કહ્યું: "ચાલો જરા ઉપર જઈને જોઈ આવીએ." કહેઃ "જેવું ઉપર તેવું નીચે;" ને ઉમેર્યું: "આ બીડીની લિજ્જત કેવું જવા દે દિવસનું મને થઈ ગએલું કે બીડી ખરેખર એક અદ્‌ભુત વસ્તુ છે.

એમનો વાંક ભલા કાઢી શકે: મૂલ્યોનું તો ભાન હોવું જોઈએ એ મુખ્ય દલીલ પણ મૂલ્ય વસ્તુ શી છે એ કોણ જાણે છે ? મૂલ્ય ન હોય તોય શું થઈ જવા કોઈ કુલમુખત્યાર છે કે જેને તમે જવાબદાર છો ? આપણે કોઈ શક્તિને ઉત્તરદાયં એટલે જ તો મૂલ્યો માનવીનકર્યાં અને સગવસંકરાયાં બની જાય છે. જે ખૂબ જ પૂર્વકનું, પૂર્વગ્રહહીન અને ઊર્મિઘેલછા વિનાનું જીવન જીવવા માગતા હોય તેને માં બનાવનાર પાસે કશો જવાબ નથી. હું કોઈપણ જાતના વાદનો પ્રચાર કરવા માગતે પણ મારું કહેવું જે છે તે યથાર્થ આ અર્થમાંઃ કોઈ કહેશે—સમાજહિત માટે જીવ મારે બુદ્ધિને એ રીતે કેળવવી પડે; એ રીતે ઊર્મિઘેલા બનવું પડે. કોઈ કહે-આકાશ છે, સુંદર સરિતા છે અને શરદની પ્રસન્નતા છે તો સૌંદર્ય માટે શેં ન ! અહીં પણ આપણે એ રીતે કેળવાવું પડે. પણ વિચાર કરી જોઈએ કે એ માટે ન જીવ શું ? વધારેમાં વધારે કોઈ આપણને નુકસાન કરી શકે તો જીવન અને મરણ એકદમ પાતળી દોરી તોડી દે. એટલું જ. પરંતુ જીવનને હોડમાં મૂકીને જે પ્રશ્ન તેને છે કોઈ જવાબ ? તાજમહાલને જોઈને આનંદ લેવો અને ત્યાં બેસીને બીડી પ એમાં કશો ફેર નથીઃ સિવાય કે મગજના પૂર્વગ્રહોનો. બેની વચ્ચે કોઈનો પક્ષ લેવ નથી. જે લે તે મતાંધ, મત-બન્ધા.

એક બંગાળી કવિ લખે છેઃ

નાનાવિધ ધૂપ
અને ભાગભાગમાં વિભક્ત જીવનઃ
ટેબલ, ચેર, ફ્રેન,
દગલાબંધ ફાઈલો અને ફોન.
સન્તાન, સન્તતિવાળું નિર્વિકાર
નિરાસક્ત મન—

નાના ઘરમાં બાંધ્યું રહે
મોટું સ્વપ્ન.
તડકાની ઝલમલ
એક બાજુ ઢંકાય ગયેલો ચાંદ
કારખાનાને ધુમાડે મેલો.
ફૂટે માત્ર પૃથ્વીનું ઋણ
ગતિ નહિ, પ્રાણ નહિ.

કવિનું નામ ગોપાલ ભૌમિક અને કવિતા 'નાગરિક રૂપકથા' કરીને. કોઈક કહેશે કે બીડીની વાતમાં મૂલ્યોને લાવીને વગર વિષયની વાત કરી પાનાં ભરવાનું પ્રયોજન શું ? આ વાંધો આવા ઘણા નિબંધો સામે લેવાયો છે; એટલે એને જરા અહીં જ ચર્ચી લઈએ. ઉપરની કવિતામાં જોશો તો આધુનિક કવિ દરેકે દરેક વસ્તુને પોતાનો કાવ્યવિષય બનાવે છે. એ કદાચ કાવ્ય જેવુંય ન લાગે ! પરંતુ હવે તો 'કવિ લખે તે કાવ્ય' એવી એની વ્યાખ્યા કરવી પડે. એક વાત કરતાં બીજી વાત લાવવી ય પડે અને આવે જ. નાગરિકની કથામાં ફાઈલો પણ આવે અને કપાયેલો ચાંદ પણ આવે. આજે મન વાડ બંધાયેલું નથી રહ્યું: ફાવે ત્યાં ફરે છે. સાહિત્ય આજે વૈયક્તિક વધુ છે. ગમે તે વાત હોય પણ લેખકની દૃષ્ટિએ લખાય છે એટલે લેખકને જે યોગ્ય લાગે તે અંદર આવે. શા માટે આવે ? કારણ છે: વિશ્વ આજે કવિને, લેખકને વધુ ટુંકડું લાગે છે. મારી કાલિદાસ કરતાં કક્ષા વધારે કારણ કે મારે મન, મારી કલમને માટે, તેને જે વિષયો અસ્પૃશ્ય હતા, તે આજ એટલું જ નહીં પણ સ્પૃહણીય. માનવી માટે વિશ્વ આજે પોતાની બંધનહીનતા છોડી દઈને સશૃંખલ બની જાય છે. એક વિષય બીજાની એટલો લગોલગ છે કે એને લાવ્યા વગર છૂટકો જ નહીં. બીડી સાથે મૂલ્યો અને તરત જ સાહિત્યની પરિસીમા સર્વકંઈ એક જ નિબંધમાં આવે એ આજે નવું ન લાગવું જોઈએ.

બીડી આમ ગમે તેમ હોય પરંતુ એનું એક સરસ સ્મરણ મારી પાસે છે તે અહીં લખવું બિલકુલ અસ્થાને ન ગણાય. હું મારી જાતને ખૂબ અળગચંડી માની બેઠો હતો; આજે છું કે નહીં એ અહીં ફોડવાનો વિષય નથી. હું ટ્રેનમાં ક્યાંક જતો હતો; ક્યાંક શાનું ! મુંબઈની લોકલટ્રેનમાં હું હરરોજનો કૉલેજ જનારો. હરરોજ બીડી પીનારાઓ કોણ જાણે મારી વિરુદ્ધમાં દળ રચીને જ આવ્યા હોય એમ મારા મોં ઉપર જ ધુમાડા કાઢ્યા કરે ! તે વખતે હું જરા મૂલ્યોમાં માનનારો એટલે ધુમાડો–ખાસ કરીને બીડીનો–મને ગમતો નહીં. એટલો જીવ ગભરાવા લાગે ! અંતે હાથથી એ કંઈ રોકાય છે ? બે ત્રણ ચાર વાર હાથથી પાછો કાઢવા પ્રયત્ન કર્યો પણ ડાંગે માર્યાં પાણી છૂટાં થાય પણ હાથે મારેલો ધુમાડો કંઈ હારે ? ? એ આંખમાં, નાકમાં, કોટના ગજવામાં બધી જગાએ ભરાય. એનો કંઈ ઉપાય કરવો જોઈએ: મને થયું. મેં કર્યું ય ખરું. બીજે દિવસે ગાડીમાં બેઠો. જેવો કોઈ ધુમાડો કાઢે કે એની પાસે જઈને મારા ગજવામાંથી ધુમાડાભરેલો ફુગ્ગો કાઢી એના નાકમાં એની સૂંઢ ધરી રહી થોડો ધુમાડો છોડ્યો. હં હં: ધમાધમ, મારામારી બધું જ પછી તો. આ ઠીકઠીક અસર કરશે એમ માનતો હતો, એવી અસર થઈ લાગતી નથી. બધાએ સાથે મળી આ પ્રયત્ન કરવો જોઈએ: संहति श्रेयसी पुंसाम्.

મરાઠી લોકો બીડી ઓઢે, ગુજરાતીઓ પીએ અને બંગાળીઓ ખાય. બંગાળીઓ બીડી તો શું–એ તો પાન છે એટલે કદાચ ખાતા હશે પણ–એઓ તો પાણીય ખાય છે. જોલ કેમોન કરિયા ખાઉચ્યા જાય એ તો ભાલો કરે કોઈ પણ કહી શકે નહીં. બંગાળી લોકો ઘણી રીતે વિચિત્ર છે. એમને સંસ્કૃત વાંચતાં જોયા છે ? દતિ બ્રહ્મ ભાંગતા હોય એમ જ લાગશે. સરસ્વતીને શોરોશતી, વૃષ્ટિને બ્રિષ્ટિ અને સમને શોમ કહેશે. આજસુધી હું સમજી શક્યો નથી કે બંગાળ પાછળ ગુજરાત કેમ પડ્યું હશે ? એવા અક્ષર-દેહના

પરિચય કરતાં એના શરદેહનો જરાક જ પરિચય કર્યો હોત તો આટલું બધું ગાંડપણ ગુજરાતીઓએ ન કર્યું હોત ! શરદબાબુ વિરચિત ગ્રંથો અનુવાદીને થાક્યા ત્યારે શરદબાબુ પ્રશંસિત, શરદબાબુ સંપાદિત ગ્રંથોનું આપણે ભાષાંતર શરૂ કર્યું. તો હવે શરદ્‌બાબુ દૃષ્ટ–પૃષ્ટ–સ્પૃષ્ટ ગ્રંથો કેમ નહીં ?? બાબારે, ગૂજરાત અનુવાદકગણને એક જ વ્યક્તિ તરીકે ઉદ્દેશીને કહું તો, એના કરતાં 'વંદે માતરમ્' વગેરે છાપામાં કોલમ લખવી શરૂ કર. પત્રકાર આપણે ત્યાં નથી તો તે થા, પણ આ બાપારાઇ વિરમ વિરમ.

બીડી પીવાની શરૂઆત બીડીનાં ઠૂંઠાં તણી લાગી પીવાથી થાય છે. મારા આધાર રૂપ અનેક મહાપુરુષોનાં જીવનચરિત્રો છે. આખી બીડી લાવવી એ હિંમતનું કામ છે; ખરાબ ટેવ શરૂ કરનારમાં હિંમતનો અભાવ હોય છે. દરેકે દરેક કુટેવ પડે છે તે ચોર–માનસ પેદા કરે છે. પરંતુ પાછળથી એ ચોર–માનસ પોતાના રોજિંદા વ્યાપારમાં એટલું મશગૂલ બની જાય છે, અને એને એટલું સાચું માનતું જાય છે કે વખત જતાં એનો પક્ષ લેવા લાગે છે ! એને માટે મરી પણ ફીટે છે. એ ઓર્થોડોક્સીમાં પરિણમે છે. રૂઢિચુસ્ત માણસો પોતાના પક્ષ માટે ગમે તેટલા અત્યંતવાદી પણ બની જાય છે. બીડીનાં ઠૂંઠાથી થયેલી શરૂઆત સીગારેટનાં ટીનનાં ટીન પીવામાં અને સિનેમાઘર જેવી સામાજિક જગ્યામાં રૂઆબથી ધુમાડા કાઢવામાં ફેરવાય જાય છે.

ચોર–માનસની વાત કરતાં એક બીજી વાત યાદ આવે છે. ઇંદ્રિયાસક્ત માણસ પોતાની એક ઇંદ્રિયવાસનાને બીજી ઇંદ્રિયવાસનાતૃપ્તિથી મારી શકે છે. આ ઘણો ઊંડો માનસ-શાસ્ત્રીય નિયમ છે. જાતીય ભૂખ સામાજિક બંધનોને લઇને શમાવવી મુશ્કેલ થઇ પડે છે. આ ભૂખ કોઇકોઇ વાર બીડી પીવાથી પણ શમી જાય છે એમ લાગે છે. કોઇ ચોરીથી બીડી પીનારને જોજો. એને જાતીય વાસનાવાળાને વિકૃતિઓ થાય છે એવી જ વિકૃતિઓ થાય છે. આને પ્રયોગોથી માપી સાબીત કરી જોવાના યત્નો કરવા જોઇએ.

બીડી વિષે તો ઘણી વાતો થાય એમ છે. કેટલાક વૈદ્યો પુરવાર કરે છે કે અસલના લોકો પણ બીડી પીતા. જો કે એમાં તમાકુને બદલે બીજી વસ્તુઓ મૂકતા. હવે તો બીડી ઉપર આખી નોવેલો લખાય છે, અને એમાં ઘણે ભાગે બીડીનો ધુમાડો સંક્રાન્તિ બિન્દુ બની જાય છે. એક સંસ્કૃત શ્લોક કહે છે કે બીડી પીનારાઓ અને બિલાડીઓ સરખા છે, કારણકે એઓ તમાખું ન મુંજયન્તિ. એ શું ખરું હશે !

# દેડકાં

મૂળ લેખક: ખલિલ જીબ્રાન
અનુ: કાન્તિ ઉપાધ્યાય

ઉનાળાનો દિવસ હતો, ત્યારે એક દેડકાએ એના સાથીને કહ્યું: "મને તો ભય લાગે છે કે આપણા રજની–ગાનથી પેલાં દરિયાકિનારે વસતાં લોકોને ડખલ પડતી જ હશે."

બીજા દેડકાએ જવાબ દીધો: "જવા દે ને ભાઈ, એ લોકો દિવસે એમની વાતોથી આપણી શાંતિ નથી તોડતા શું!"

દેડકાએ કહ્યું: "છતાં આપણે રાત્રે તો વધારે ન જ ગાવું જોઈએ."

બીજાએ જવાબ દીધો: "આપણે પણ એ ન ભૂલવું જોઈએ કે એ લોકો દિવસે વધારે જોરશોરથી વાતો કરતા હોય છે."

દેડકો બોલ્યો: "પણ પેલા મોટા ભેંસિયા દેડકાનું શું! એ તો આજુબાજુની બધાંને એના બૂમોથી ડખલ કર્યા જ કરતો હોય છે."

એના મિત્રે જવાબ દીધો: "ત્યારે તમે રાજદ્વારી પુરુષો, પાદરીઓ અને વિજ્ઞાનવિદો વિશે શું માનો છો? એ લોકો તો આ દરિયાકિનારે આવીને હવામાનમાં ઘોંઘાટ અને બસૂરા અવાજ જ ભરી જાય છે!"

પછી દેડકો બોલ્યો: "ઠીક, ત્યારે, આપણે આ માણસો કરતાં તો સારા થવાનો પ્રયત્ન જરૂર કરીએ. આપણે રાત્રે શાંતિ જાળવીએ અને આપણાં ગીતો આપણા દિલમાં સમાવી દઈએ. ભલેને આ ચંદ્ર આપણો તાલ માગે અને આ તારા આપણો છંદ માગે. કંઈ નહિ તો આપણે એક બે અગર તો ત્રણ રાત શાંતિ જાળવીએ."

પેલા સાથીદારે કહ્યું: "કબૂલ, કબૂલ. તારું વિશાળ હૃદય શું શું બહાર લાવી મૂકે છે તે આપણે એકવાર જોઈ લઈએ."

તે રાત્રે દેડકાં શાંત રહ્યાં. બીજી રાત્રે પણ બધાં શાંત રહ્યાં અને એમ ત્રીજી રાત્રે પણ.

બેહૂદી વાત તો એ છે કે તળાવ પાસે રહેતી એક વાચાળ સ્ત્રી ત્રીજે દિવસે નાસ્તો કરવા આવી અને એના પતિને બૂમો મારવા લાગી: "આ ત્રણ દિવસ મને ઊંઘ જ નથી આવી. જ્યારે દેડકાંનો અવાજ મારે કાને પડતો ત્યારે મને સરસ ઊંઘ આવી જતી. પણ કંઈક બન્યું લાગે છે. ત્રણ ત્રણ રાતથી એ લોકો કશું ગાતાં જ નથી. અને હવે તો ઉજાગરે મારું આખું માથું ફરી ગયું."

આ સાંભળીને પેલો દેડકો એના સાથી તરફ ફર્યો અને આંખ મિચકાવી બોલ્યો: "અને આપણે શાંતિથી ઘેલા જેવા થઈ ગયા છીએ, ખરું કે નહિ?"

બીજો દેડકો બોલ્યો: "હા, સાવ સાચી વાત છે. રાત્રિની શાંતિ આપણે માથે ભાર રૂપ જ હતી. અને હવે તો મને લાગે છે કે આપણે ગાવાનું બંધ કરવાની કોઈ જરૂર નથી. જેમને જેમને જીવનની શૂન્યતામાં ધાંધલ ભરવાની જરૂર છે તેમની સગવડ ખાતર પણ આપણે ગાવું જોઈએ."

અને તે રાત્રે ચંદ્રનો તાલ ફોગટ ન ગયો અને તારાનો છંદ પણ કામ લાગ્યો.

# પશ્ચિમનું પુનર્દર્શન

સરોજિની મહેતા એમ. એ.

## બ્યુડાપેસ્ટ

વિયેનામાં તો રાત્રે મોડાં પહોંચેલાં એટલે 'ચિટ' એજન્સીના માણસની જાળમાં ફસાઈ એની પસંદગીની હોટેલમાં ગયાં હતાં. પણ બ્યુડાપેસ્ટ પહોંચ્યાં ત્યારે તો સાંજના માત્ર પાંચ વાગ્યા હતા. યુરોપની વસંતઋતુ એટલે સહેજે આઠેક વાગ્યા સુધી અજવાળું રહે. આથી અમે ત્રણ સ્ત્રીઓ–મિસિસ બિ, એમની પુત્રી અને હું–સ્ટેશન પર બેઠાં અને ડૉક્ટર અને ડૉક્ટર બિ– હોટેલની તપાસમાં ગયાં. અમે સ્ટેશન પર બેઠાં હતાં ત્યાં એક હંગેરિયન બુઢ્ઢો આવીને મને ને મિસિસ બિ–ને સુંદર ફૂલની કલગીઓ આપવા મંડ્યો. ફૂલ વેચનાર હશે એમ ધારી અમે લેવા ના કહી. પણ એણે ઇશારતથી સમજાવ્યું કે "પૈસા નથી જોઈતા, તમને ભેટ આપું છું." હજુ તો ગામમાં પગ મૂકીએ છીએ ત્યાં આવો સત્કાર જોઈ હંગેરિયન લોકો માટે માનવૃત્તિ થઈ. વિશેષ અનુભવે એ વૃત્તિ મજબૂત બનાવી.

થોડીવારમાં ડૉક્ટર અને ડૉ. બિ– સારી હોટેલની તપાસ કરી આવી પહોંચ્યા. અમે સામાન લઈ ત્યાં ગયાં.

બ્યુડાપેસ્ટ ડાન્યુબ નદીને કિનારે છે. જર્મન ભાષામાં એ નદીને 'દોનાઉ' કહે છે, ત્યારે હંગેરિયનમાં દૂના કહે છે. વચ્ચમાં નદી અને એક કિનારે બ્યુડા અને બીજી તરફ પેસ્ટ છે. અમે રહ્યાં તે હોટેલ પેસ્ટમાં હતી. પેસ્ટ સપાટ જમીન પર આવેલું છે અને બ્યુડા ટેકરા ઉપર. અમારી હોટેલ નદીની પાસે જ હોવાથી અમે બારીમાંથી ડાન્યુબ અને તેના ઉપર ઝૂકી રહેલું બ્યુડા જોઈ શકતાં. રાત્રે અસંખ્ય વીજળીના દીવાથી શણગારાયેલાં બન્ને શહેર અને એ દીપકોનાં પ્રતિબિંબ ઝીલતી ઝીલતી વહી જતી 'દૂના' એ ખરેખર અનુપમ દૃશ્ય હતું.

બ્યુડા અને પેસ્ટ બન્નેમાં નદીકિનારે ફરવા માટે ખાસ રસ્તા બાંધ્યા છે. પેસ્ટ તરફનો કિનારો વધારે લોકપ્રિય છે. કેટલોક ભાગ મોટરો વગેરે વાહનો માટે બંધ છે. એટલે સાંજે લોકોનાં ટોળેટોળાં વિના સંકોચે ત્યાં ફરે છે. આખે રસ્તે બાજુ પર લીલી ધરો વાવી વચ્ચમાં ફૂલના ક્યારા ને સુંદર વાડા બનાવ્યાં છે. એવી આકર્ષક જગામાં 'કાફે' તો હોય જ. બેચાર નહિ પણ અસંખ્ય કાફે હારબંધ આવેલાં છે. લોકો સાંજ પડે કુટુંબ કે મિત્રોને લઈ ત્યાં નદીની શીતલ લહેરો વચ્ચે ચાપ પીએ ને કાફેમાં થતું સંગીત સાંભળે.

બ્યુડાપેસ્ટનું એક મુખ્ય આકર્ષણ સેંટ માર્ગરિટસ આઇલ નામનો બેટ છે. ડાન્યુબ નદીની વચ્ચમાં એ આવેલો છે. એના ઉપર એક બહુ જ સુંદર બગીચો છે. તે ઉપરાંત નાહવા માટે આરસપહાણનો બાંધેલો હોજ, ટેનિસ કોર્ટ, બોટક્લબ, ફુટબોલનું મેદાન—એવાં

આ બેટ ઉપર જવા માટે પુલ બાંધેલો છે. અમે પુલ ઓળંગી અંદર દાખલ થવાના દરવાજા આગળ ઊભાં હતાં ત્યારે ત્રણ છોકરીઓ બહુ જ આતુરતાથી અમારા સામું જોતી હતી. એટલે ડૉ. મિ—એ પૂછ્યું: "તમને અંગ્રેજી આવડે છે?" એટલે એ ત્રણે તરત અમારી સાથે ઈંગ્લિશમાં વાત કરવા મંડી ગઈ. વાત કરતાં જણાયું કે ત્રણે બહેનપણીઓ હોઈ એક જ શાળામાં ભણતી હતી. હાલ એમને ત્રણ અઠવાડિયાંની રજા હતી. બ્યુડાપેસ્ટમાં મોટી યુકેરિસ્ટિક કૉન્ફરન્સ ભરાવાની હતી તેમાં દેશપરદેશથી આવનાર મહેમાનો માટે મકાનોની જરૂર હતી; તેમજ કામકાજમાં મદદ કરનાર સ્ત્રીપુરુષોની પણ આવશ્યકતા હતી. એટલે બધી શાળાઓ ત્રણ અઠવાડિયાં માટે બંધ કરી હતી જેથી તેનાં મકાનો મહેમાનોના ઉતારા તરીકે વાપરી શકાય અને શિક્ષકો સ્વયંસેવકો તરીકે મદદ કરી શકે.

કન્યાઓએ ઉત્સાહથી અમને આખા બેટમાં ફેરવ્યાં. બગીચાનો એક ભાગ બતાવી એક કન્યા બોલી: "જુઓ, આ યાપાનીઝ ગાર્ડન." અમે પહેલાં તો કાંઈ સમજ્યાં નહિ. પણ ડૉક્ટર જર્મન ભાષા જાણતા હોવાથી એમને સમજણ પડી કે અહીંની ભાષામાં પણ જર્મન પેઠે J અક્ષરનો ઉચ્ચાર 'ય' થતો હશે અને કન્યા જાપાનીઝ ગાર્ડન કહેવા માગે છે. બધી ટ્યુટોનિક અને નૉર્ડિક ભાષાઓમાં J (જ)નો ઉચ્ચાર 'ય' જ થાય છે.

છોકરીઓ ઉંમરે પંદરસોળ વરસની ને વળી કસરત કરવા નીકળેલી એટલે કેટલું ચાલવું તેનો એમને હિસાબ નહોતો. એમના ઉત્સાહમાં અમને ખૂબ ચલાવીને થકવી નાખ્યાં. આખરે એમણે જ બતાવેલા એક સુંદર કાફેમાં ચા પીવા ગયાં. ત્યાં સંગીત વાગતું હતું અને નૃત્ય પણ થતું હતું.

કન્યાઓ સાથેની વાતચીત પરથી જણાયું કે હંગેરીની દરેક હાઈસ્કૂલમાં બીજી ભાષા તરીકે અંગ્રેજી શીખવે છે. એટલે ભણેલાં માણસો બધાં જ ઈંગ્લિશ સમજી શકે છે. આ ત્રણે કન્યાઓ મેરી, માર્થા અને મેરીઅનને અંગ્રેજી ઝડપથી બોલતાં શીખવાની બહુ હોંસ હોવાથી એમણે એ માટે ખાસ ખાનગી શિક્ષિકા રોકી હતી. જર્મન અને ફ્રેંચ પણ એ લોકો શીખતાં હતાં, પણ ઈંગ્લિશ પર વધારે પ્રેમ હતો.

અંગ્રેજી ભાષાનું મહત્ત્વ હંગેરીમાં ખાસું જ છે અને તેવું જ નૉર્વે, સ્વીડન, ડેનમાર્ક વગેરે દેશોમાં છે. દુનિયામાં અમેરિકાના પ્રભુત્વનો એ પ્રભાવ છે. હંગેરી ૧૯૧૮ સુધી ઑસ્ટ્રિયન સામ્રાજ્યમાં હતું તેના અવશેષ રૂપે હજી જર્મન ભાષાનું મહત્ત્વ રહ્યું છે પણ તે ધીમે ધીમે ઘસાતું જાય છે અને અંગ્રેજીનું મહત્ત્વ વધતું જાય છે.

બીજે દિવસે અમારી હોટેલમાં મળવા આવવાનું અમે કન્યાઓને આમંત્રણ આપ્યું, ને પછી છૂટાં પડ્યાં. અમે તો થાકી ગયેલાં એટલે કાફે આંગણેથી જ નીકળતી બસમાં બેસી હોટેલનો રસ્તો લીધો. છોકરીઓની કસરત પૂરી થઈ નહોતી એટલે તેઓ ચાલતી ઘેર ગઈ!

અમારું આમંત્રણ સ્વીકારી બીજે દિવસે કન્યાઓ હોટેલમાં આવી. એમની સાથેની વાતચીત પરથી બ્યુડાપેસ્ટના વિદ્યાર્થી જીવન વિષે ઘણુંએક જાણવા મળ્યું. હિંદુસ્તાન વિષે પણ એમણે ખૂબ સવાલો પૂછ્યા.

બ્યુડાપેસ્ટ એક અઠવાડિયું રહ્યાં તેમાં અમે ઓળખાણ ખૂબ કર્યાં. વિયેનાથી મિ. ડે—એ પોતાનાં ઓળખીતાનાં સરનામાં આપેલાં તેમને પણ અમે મળ્યાં. તેમાંના એક

ડૉ. રાબ અને તેમનાં પત્ની બન્ને આંખનાં ડાક્તર હતાં. આખો દિવસ ધંધામાં રોકાયેલાં રહેતાં મિસિસ રાબનું ઘર નિરંતર ઘરની દીવાલોમાં પુરાઈ રહેતી ગૃહિણીના ઘર કરતાં સ્વચ્છતા કે સુઘડતામાં કોઈ રીતે ઊતરતું નહોતું. તેમનો અતિથિસત્કાર પણ નિર્મળ, અહંભાવ વિનાનો હતો. એ લોકો જ્યુ હતાં એટલે નાત્ઝી સત્તા યુરોપમાં ફેલાતી જતી હતી એનાથી તેમને અતિશય ચિંતા હતી. જર્મની અને ઑસ્ટ્રિયામાં જ્યુ લોકોની જે દશા થઈ તે જ હંગેરીમાં થશે એવો એમને ભય હતો.

મિ. હે–ના બીજા બે મિત્રો શિલ્પી હતા. એમાંના એક પૂતળાં ઘડનાર અને બીજા મકાનોના શિલ્પકાર હતા. આ શિલ્પકાર અને એમની બહેન સંગીત બહુ સારું જાણતાં હતાં. તે અમને એક દિવસ વાયોલીનની હરીફાઈ જોવા લઈ ગયાં. બ્યુડાપેસ્ટની એકેડેમી ઑફ મ્યુઝિક (સંગીત પાઠશાળા)ના વિશાળ થિયેટરમાં આ હરીફાઈ હતી. હંગેરીનો પ્રખ્યાત સંગીતશાસ્ત્રી હુબાઈ જે આગલે જ વરસે મરણ પામ્યો હતો તેના સ્મારક ફંડમાંથી આ હરીફાઈનાં ઇનામો આપવાનાં હતાં. ચાર પુરુષો અને ત્રણ સ્ત્રીઓ એમાં ઊતર્યાં હતાં. એક હુબાઈની કૃતિ અને પાગાનીની નામના પ્રખ્યાત ઇટાલિયન સંગીતકારની એક કૃતિ એમ બે સંગીત દરેક હરીફ વગાડી બતાવવાનાં હતાં. એક એકથી સરસ રીતે બધાંએ પોતાનો વાદ્ય પરનો કાબૂ બતાવ્યો. કેટલાંક હરીફો તો વીસ વર્ષથી પણ નાનાં હતાં. હુબાઈની પત્ની સ્મારક સમિતિના ખાસ આમંત્રણથી હરીફાઈ સાંભળવા આવી હતી.

મુંબાઈથી અમારા એક મિત્રે અમને બૅરોનેસ ઇલિસાબેથ ફ્રેનક્રેસ્ટીનું શરનામું આપ્યું હતું અને કહ્યું હતું કે એને જરૂર મળજો, બહુ સારા સ્વભાવની બાઈ છે. અમે ટેલીફોન કરી ત્યાં મળવા ગયાં. બ્યુડામાં એમનું સુંદર મકાન છે. જિંદગીમાં કદિ નહિ મળેલાં છતાં બૅરોનેસે અમને ઘણો આવકાર આપ્યો અને ખૂબ વાતો કરી. એમના પતિ સરકારી અમલદાર છે. તે વખતે બહારગામ હતા. અમે દીવાનખાનામાં બેઠેલાં તેની પાછળ જમવાનો ખંડ અને તેની પાછળ બૅરોનેસના પતિનો ઑફિસ રૂમ એમ ત્રણ સુસજ્જિત ઓરડા સામટા જ દેખાતા હતા કારણકે વચ્ચે પાશ્ચાત્ય રિવાજ પ્રમાણે પરદા પણ નહોતા ને બારણાં બંધ પણ નહોતાં. પૂછતાં જણાયું કે અહીં સામાન્ય રીતે આ ત્રણ ખંડો આમ લગોલગ અને ખુલ્લા દેખાય તેમજ રાખવાનો રિવાજ છે. બૅરોનેસે પોતે જ કહ્યું: "બારીએ તો અમે ઘણુંખરું પડદા નાખીએ. પણ જુઓને, આ બારીમાંથી કેવો સરસ દેખાવ લાગે છે? એને કોણ પડદાથી ઢાંકી દે?" વાત સાચી હતી. પણ મને થયું કે આને બદલે જો અંગ્રેજ ગૃહિણી હોત તો પ્રકૃતિનાં સૌંદર્ય કરતાં રિવાજને મહત્ત્વ આપી પડદા મૂક્યા વગર ન જ રહેત. એમની એવી રૂઢિચુસ્તતાની હદ નથી. અમે જવા ઊઠ્યાં ત્યારે બૅરોનેસે કહ્યું: "કાલે પાછાં જરૂર આવજો. આજે તો મને જ મળ્યાં. કાલે મારાં થોડાં મિત્રોને ચા પીવા બોલાવીશ." એમનો આગ્રહ પાછો ઠેલાય એમ નહોતું.

બીજે દિવસે અમે ગયાં ત્યારે બૅરોનેસનાં નાના દીકરો અને દીકરી બહાર રમતાં હતાં તે પહેલાં સામાં આવ્યાં. અંગ્રેજી નહિ સમજતાં હોય એમ ધારી ડોક્ટરે જર્મનમાં પૂછ્યું: "તમે પેલા બાગમાં રમતાં હતાં?" આઠેક વર્ષની એ છોકરીએ આશ્ચર્યથી અંગ્રેજીમાં જ

જવાબ દીધો: "એ કાંઈ બાગ નથી, એ તો કિલ્લાનો બુરજ છે." આટલી ઉંમરે એ પોતાની હંગેરિયન ભાષા, જર્મન અને અંગ્રેજી ત્રણે ભાષા જાણતી હતી અને સાથે કહ્યું હતું કે ઈંગ્લિશ જાણનાર મહેમાનો આવવાનાં છે તેમની જોડે એ જ ભાષામાં બોલજો.

બેરોનેસે વિચારપૂર્વક અંગ્રેજી જાણનાર અને બધાંને રસ પડે તેવી વાતો કરનાર મિત્રો (સ્ત્રીઓ અને પુરુષો) તેડયાં હતાં. સૌની સાથે વાતચીતમાં અને ખાવાપીવામાં બે કલાક ક્યાં પસાર થઈ ગયા તે ખબર પણ ન પડી. મુંબાઈનો કિનારો છોડ્યા પછી પહેલી જ વાર આ ઘેર ખૂબ સરસ ચા પીવા મળી. સ્ટીમરમાં ડબ્બાનું દૂધ વાપરે, જેનો સ્વાદ તો કોફીની સખત વાસથી જ જરા ઢંકાય. ચા સાથે તો એ પીવાનું અશક્ય જ. અને યુરોપના ઈંગ્લંડ સિવાયના દેશોમાં પાણી જેવી ચા બધે મળે.

સ્વ. શ્રી અમૃતા શેર ગિલ નામની એક યુવાન ચિત્રકાર બહેનનું સ્મરણ કેટલાંક વાચકોને હશે. એ શીખ પિતા અને હંગેરિયન માતાની દીકરી હતી. એમની માતા આ બેરોનેસની નજીકની સગી હતી, એમ વાતચીત કરતાં જણાયું.

અંગ્રેજ લોકોના અક્કડપણા ઉપરથી બધી જ યુરોપિયન પ્રજાઓનો એ અવગુણ છે એમ માની લેવું તે ભૂલ છે. બેરોનેસને મળવા અમે બિલકુલ ઓળખાણ વગર ગયેલાં છતાં એમણે અમારું આટલું બધું સ્વાગત કર્યું. એમના ઉપર તો અમને અમારા મુંબાઈના મિત્રે ચિઠ્ઠી પણ આપેલી. પણ બીજાં સાધારણ ટ્રેનમાં થયેલાં ઓળખાણ ઉપરથી પણ કેટલાંક અમને અતિથિસત્કારથી તરબોળ કર્યાં છે.

[ચાલુ]

☆

'પ્રસ્થાન' દર મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે.
લવાજમ : હિંદમાં રૂ. ૫-૦-૦; પરદેશના રૂ. ૭-૮-૦; છુટક ૦-૧૦-૦
પ્રસ્થાન કાર્યાલય : પ્રાર્થના સમાજ મંદિર : રાયખડ : અમદાવાદ

# 卐 પ્રસ્થાન-પ્રકાશનો 卐

### ટોલ્સ્ટૉય ગ્રન્થાવલિ

| | |
|---|---|
| પ્રેમનો દંભ | ૨-૮-૦ |
| નવો અવતાર ભા. ૧ થી ૩ | ૯-૦-૦ |
| દૃષ્ટિ પરિવર્તન | ૨-૮-૦ |
| કથાવલિ ભા. ૨ | ૨-૮-૦ |
| હમસુખ | ૨-૮-૦ |

### શ્રીરવીન્દ્ર ગ્રન્થાવલિ

| | |
|---|---|
| ચતુરંગ અને બે બહેનો | ૨-૮-૦ |
| નૌકાડૂબી | ૪-૦-૦ |

### બૃહદ્ ગ્રન્થાવલિ

| | |
|---|---|
| ક્રાન્તિકારની આત્મકથા ભા. ૧-૨ | ૫-૦-૦ |
| ગાતા આસોપાલવ | ૩-૦-૦ |
| દ્વિરેફની વાતો ભા. ૨ | ૨-૮-૦ |
| હમપ્રપંચ | ૫-૦-૦ |

### પ્રકીર્ણ પ્રકાશનો

| | |
|---|---|
| રશિયાનું ઘડતર | ૪-૦-૦ |
| ભૂખમરાનો ઉપાય | ૩-૦-૦ |
| સાબરમતી | ૨-૮-૦ |
| ખાંડાની ધાર | ૪-૦-૦ |
| દિનચર્યા | ૩-૦-૦ |
| ગાંધી મણિમહોત્સવ અંક | ૨-૮-૦ |
| યૌવન અને બીજી વાતો | ૨-૮-૦ |
| શહીદનો સંદેશ | ૧-૮-૦ |
| રામ અને કૃષ્ણ | ૧-૦-૦ |
| બુદ્ધ અને મહાવીર | ૧-૦-૦ |
| તમને એ નહિ સમજાય | ૦-૧૨-૦ |

### સરસ્વતી ગ્રન્થમાળા

| | |
|---|---|
| વીર વલ્લભભાઈ | ૦-૬-૦ |
| અમેરિકાનું સ્વા. યુદ્ધ | ૦-૮-૦ |
| ક્રાન્તિ | ૦-૧૨-૦ |
| ક્રાન્તિકારી હમ | ૦-૬-૦ |
| ઇટાલીનો મુક્તિયજ્ઞ | ૦-૧૨-૦ |
| વીરની હાકલ | ૧-૮-૦ |
| " ભા. ૨ | ૦-૬-૦ |
| દારૂનિષેધ અને સ્વરાજ | ૦-૮-૦ |
| ગાંધીકૃત્ય આલબમ | ૨-૦-૦ |
| લૂંટાતું હિંદ | ૦-૬-૦ |
| ગુફાનું કમળ | ૦-૬-૦ |
| ક્રાન્તિને માર્ગે | ૦-૮-૦ |
| રૂપિયાનું ઝાડ | ૦-૮-૦ |
| પરદેશી કાપડની હરીફાઈ | ૦-૧૨-૦ |
| ચણતરો | ૧-૦-૦ |
| કાચા ભગતની કડવી વાણી | ૧-૦-૦ |
| પ્રિન્સ બિસ્માર્ક | ૧-૦-૦ |
| કળજુગ | ૦-૬-૦ |
| કન્યાને પત્રો | ૦-૧૨-૦ |
| જીવનચર્યા | ૧-૦-૦ |
| નૂતન રશિયામાં ડોકિયું | ૧-૦-૦ |
| ચીન જાપાનની યાત્રા | ૧-૦-૦ |
| ગરીબાઈનો ગુનો | ૦-૬-૦ |
| ઓહરીવચમ અને બીજી વાતો | ૦-૧૨-૦ |
| રામ કે પ્રપંચ ? | ૧-૦-૦ |
| સામ્યવાદ અને સર્વોદય | ૦-૧૨-૦ |
| કાગળો | ૦-૬-૦ |
| આપણો આહાર | ૦-૧૨-૦ |
| ગિરિરાજ આબુ | ૧-૦-૦ |
| શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા | ૨-૮-૦ |

પ્રસ્થાન કાર્યાલય : પ્રાર્થના સમાજ મંદિર અમદાવાદ

**આખો સેટ આપનાં પુસ્તકાલયમાં વસાવી લો.**

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૪ | અષાઢ : ૨૦૦૨ | અંક ૩


## પયોધર ૨


સુન્દરમ્


મને આકર્ષ્યો છે સતત ગરવાં આ પયધરે<br>
અષાઢે જે ઘેરી ગગનપટ ને યૌવન વિષે<br>
ભિંસી જે નારીને હૃદય ધરતાં પીન બનતાં.

નથી તાગ્યો યાવત્ ગહનતર હો શાશ્વત રસ<br>
ધરાએ કે તાવત્ લઘુ મનુજ અર્થે ન અવર<br>
રહ્યું કે જે અર્પી અમિત રસ સૌન્દર્યસવન,<br>
પ્રફુલ્લાવે એનો પડતર ઘણો જીવનપટ.

૨૩-૨-૪૫

卐

# કીલક

રસિકલાલ છોટાલાલ પરીખ

હિંદુસ્તાનનું ભાગ્ય આ ઘડીએ બદલાય છે એવો ભણકાર વાગ્યા કરે છે. બ્રિટ મોકલેલા મંત્રણાદૂતોની દરખાસ્તો સ્વીકાર્ય છે કે વર્જ્ય છે એનો નિર્ણય 'ભારતભાગ્ય વિધાતા' બનશે એમ કહેવાય છે. ખરેખર એમ છે?

મંત્રણાદૂતો આપણને 'સ્વરાજ્ય' આપવા આવ્યા છે, અને એમની દાનત સાફ એવું પ્રમાણપત્ર બધા પીઢ મુત્સદ્દીઓ આપ્યા કરે છે. સામુદાયિક વ્યવહારમાં વ્યક્તિઓની દાનતનો પ્રશ્ન અપ્રસ્તુત છે. પ્રશ્ન તો એ જ છે કે સાફ દાનતથી જે 'સ્વરાજ્ય' તેઓ આપશે તે ભારતનું ભાગ્ય કેવું ઘડશે? જે બળોએ ભારતનું વર્તમાન ભાગ્ય ઘડ્યું છે તે બળો દૂર થાય છે?—નિર્મૂળ થાય છે? કે કાયમ રહે છે?

૧૮૫૭ પછી બ્રિટિશ મુત્સદ્દીઓએ જે હિકમતોથી બ્રિટિશ મુત્સદ્દીની રાજ્ય સ્થિર કર્યું તે પહેલી પ્રજા પાસેથી હથિયાર પડાવી લીધાં એ અને એમ છતાં હિંદુસ્તાનમાં 'સ્વરાજ્ય'ની ભાવનાની એકતા ફેલાવા લાગી છે એમ જ્યારે જણાયું ત્યારે કોમભેદનો કીલક મારી બીજી 'અસ્મા'ની સ્વરાજ્ય આપવાની શુદ્ધ દાનતથી જે પહેલું પગલું મિન્ટો-મોર્લીએ ભર્યું, તેમાં એ એકતાને છિન્ન અને ભિન્ન કરવાનું પણ પહેલું પગલું ભરાયું. આપણા મુત્સદ્દીઓએ સ્વરાજ્યની લાલચથી રાજકીય જીવનમાં 'કોમભેદ'ની ગોળી ગળી લીધી; સ્વરાજ્યની સાકર તો ગળવા પૂરતી રહી પણ ગોળીના ઝેરે એ ઊગતી એકતાને ગાળી નાખી એટલું જ નહીં, પણ રાષ્ટ્રદેહમાં ઘડાવા જતાં અવયવોને અલગ કરી નાખ્યાં. જે સકલ થતું હતું તેને વિકલ કરી નાખ્યું! ત્યાર પછી શુદ્ધ દાનતથી સ્વરાજ્ય આપવાનાં જે જે પગલાં ભરાયાં તેમાં ક્રમે ક્રમે જેમ સાકરનો પાસ વધારે તેમ 'કોમભેદ'નું ઝેર વધારે. પહેલા જગદ્યુદ્ધ પછી નષ્ટ પામવા જતી ખિલાફતને ટકાવવા હિંદુસ્તાનમાં હિંદુમુસ્લિમનો જ્યારે ભારે પ્રયત્ન થયો ત્યારે ઘડીભર એમ લાગી ગયું કે હિંદના રાજકીય જીવનમાંથી 'કોમભેદ' વાસ્તવિક રીતે ગયો. સત્યાગ્રહના આચાર્યની શુભ નિષ્ઠા ફળી! એક વ્યક્તિની શુભનિષ્ઠાનું પ્રબલ કેટલું હોઈ શકે તેનું જગતને અનુપમ દૃષ્ટાંત મળ્યું; બ્રિટિશ મુત્સદ્દીગીરીનો પરાજય થતો દેખાયો! પણ પછીના ઇતિહાસે બતાવ્યું કે કોમભેદનું ઝેર કેટલું ઊંડું ગયું હતું, અને રાષ્ટ્રીય એકતા માટે કેટલું જીવલેણ હતું; ઉપરાંત અસાધારણ પ્રબળ છતાં, વૈયક્તિક શુભનિષ્ઠાની સામુદાયિક જીવનમાં કેટલી અને કેવી મર્યાદાઓ છે તેનું ભાન પણ કરાવ્યું. હિંદી મુત્સદ્દીઓને છે તેના કરતાં હિંદની નબળાઈઓની જેમને વધુ પકડ છે એવા બ્રિટિશ મુત્સદ્દીઓએ પોતાની એકતોતિનું સામર્થ્ય જોઈ લીધું અને, તેમને, મહાત્માજીની શુભનિષ્ઠાનું ફળ વટાવી લેતાં વાર ન લાગી; જેનું ક્રમે ક્રમે ઉપજેલું પરિણામ મહાત્માજીએ હાથે આઝમ આગળ મુંબઈમાં જે થાળ ધર્યો તેમાં દેખાયું!

હિંદુસ્તાનના સામુદાયિક જીવનમાં રાજકીય અને આર્થિક હિતો કોમવાર સમજવાના, અને એ ઇષ્ટ હોય કે અનિષ્ટ—ઇતિહાસની વસ્તુઘટના એ ફરજ પાડે છે કે 'કોમવાદ'ના ધોરણે સ્વરાજ્યની રચના થવાની! હિંદ સ્વરાજ્યને ઠેકાણે કોમસ્વરાજ્ય!

સાફ દાનતથી મંત્રીદૂતોએ જે દરખાસ્તો રજૂ કરી છે તેમાં સાફ દાનતથી અત્યાર સુધી લેવાયેલાં સ્વરાજ્યપગલાંમાં હતું તેના કરતાં 'કોમભેદ'નું તત્ત્વ વધારે વ્યક્ત અને દૃઢ-ચીરસ્થાયી જેવું-બનાવવામાં આવ્યું છે? એ જ મહત્ત્વનો પ્રશ્ન છે. કાયદે આઝમની તીક્ષ્ણ બુદ્ધિએ આ ઉદ્ધતી સાકરિયા ગોળીમાં કેટલી સાકર છે અને કેટલું ઝેર છે એ બતાવી રાષ્ટ્રીય એકતાની મોટી સેવા કરી છે!

૧૮૫૭ પછી હિંદુસ્તાનના નાયકોને હાથે બે મોટી ગફલતો થઈ મનાય: એક બીન-અધિકારીનો સ્વીકાર; અને બીજી, રાજદ્વારમાં કોમભેદનો સ્વીકાર. અત્યારે કદાપિ આપણે એમ વાંધો લઈ શકીએ કે એ સ્વીકારવું નહોતું જોઈતું—લડી લેવું હતું—મરી ફીટવું હતું! પણ એ કહેવું નિરર્થક છે. ભૂતકાળના નાયકોને દોષ દેવો અસ્થાને છે—અને દેશહિત વિષેની એમની બુદ્ધિમાં વહેમ લાવવો એ અજુગતું છે! એમના સમયના સંજોગોમાં તેમને જે 'અનિવાર્ય' લાગ્યું તે પ્રમાણે તેમણે કર્યું.

પણ મહત્ત્વનો પ્રશ્ન એ છે કે અત્યારે ગફલત થઈ રહી છે? અત્યારના સંજોગોમાં પણ 'કોમભેદ' અનિવાર્ય છે એમ માની રાજકીય અને આર્થિક જીવનમાં તેને સ્વીકારી લઈ અમર કરી બ્રિટિશ દરખાસ્તોનો અમલ કરવો? એ દરખાસ્તોમાં એવું કાંઈ છે કે 'કોમભેદ'ના કીલકને ક્રમે ક્રમે ઉખેડી શકાય—અગર એમાં એવું છે કે અત્યાર સુધીનાં સ્વરાજ્યનાં પગલાંમાં બન્યું છે તેમ, એ ''કોમભેદ'' નો કીલક ઊંડો અને ઊંડો જાય અને ઉત્તરે દેશના ભાગલા કરી નાખે? કાયદે આઝમની તીક્ષ્ણ બુદ્ધિ એ શક્યતા જુએ છે અને તેથી દરખાસ્તો અપનાવે છે. પ્રતિપક્ષીઓને પણ કાયદે આઝમની બુદ્ધિ માટે તો માન હોવું જોઈએ. હિંદ-સ્વરાજ્યમાં માનનાર રાષ્ટ્રીય મહાસભા એક જ ખ્યાલથી આ દરખાસ્તો સ્વીકારી શકે: તેમાં હિંદુસ્તાનની એકતા સાધવાનાં બીજ છે અને તે બીજને ઉગાડી શકાશે!

અને ધારો કે આ દરખાસ્તો ન સ્વીકારાય તો પણ ભારતખંડની 'અખંડતા'માં માનનાર માટે તો એ પ્રશ્ન રહેશે કે 'કોમભેદ' કેમ દૂર કરી શકાય?—અને એકતા કેમ સાધી શકાય? તાત્પર્ય કે 'કોમભેદ' એ હિંદનો સૌથી મોટો કોયડો છે. પણ કોમભેદ સામે વાંધો શો છે? દરેક સમાજ ભેદાભેદ ઉપર જ રચાયો છે. ગુણકર્મના ભેદ સહજ અને આવશ્યક છે; જન્મને ગુણ અને કર્મ સાથે કંઈક લેવાદેવા પણ છે. છતાં ભેદ અભેદ માટે છે.—એટલે કે આ મુખ્યત્વે હિંદુસ્તાનની સામાજિક રચનાનો ઇતિહાસગત પ્રશ્ન છે: તેના બલાબલ અને હિતાહિત વિચારવા યોગ્ય છે!

છતાં ગુણ અને કર્મને શાસ્ત્રોમાં રહેવા દઈ જન્મના અકસ્માતથી જ માણસને ઓળખવાની પ્રથાવાળા આ દેશમાં 'એ 'બુદ્ધિરાક્ષસી' કેવી વળગી છે તેનું—ધિક્કારપદ કે હાસ્યાસ્પદ—દર્શન અત્યારે થઈ રહ્યું છે. પંડિત જવાહર પોતાને ઊંચી નાતના હિંદુ માને કે ન માને, પણ વાઈસરૉયની કારોબારીમાં તેમને જવું હોય તો કાશ્મીરી બ્રાહ્મણ તરીકે જ આવી શકે! અને અમદાવાદની ગુજરાત કૉલેજમાં છોકરો ગમે તેટલો હોશિયાર હોય, પણ જો બ્રાહ્મણ કે વાણિયાનો હોય, તો તેને ભણવાની તક ન મળે! એટલે કે દુનિયાભરમાં ગમે તેમ હોય પણ હિંદુસ્તાનમાં તો મનુષ્યોને પ્રાણીઓની જેમ ફક્ત જન્મથી જ મળેલો વર્ગ જિંદગીભર વળગી રહે છે!

ભારતભાગ્યવિધાતા મંત્રીદૂતોની દરખાસ્ત નથી—કોમભેદનો કીલક છે.

૨૨-૬-૪૬

# વિચાર—શોધન

રસિકલાલ માણેકલાલ વકીલ. બી. એ.

" Change is not only universal and ever present, but to-day occurs with unprecedented speed."
H. Levy

*

न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ (गीता- ३-५)

*

૧

પ્રશ્ન ૧:—આપ શું કામકાજ કરો છો ?
ઉત્તર ૧:—હું ધંધો કરું છું.
પ્રશ્ન ૨:—શા માટે ?
ઉ. ૨:—જાતનું અને કુટુંબનું ભરણપોષણ કરવા માટે.
પ્રશ્ન ૩:—શું કામ ?
ઉ. ૩:—તમે પણ વિચિત્ર સવાલ પૂછો છો ! ખાધાપીધા વિના જીવાય કેમ ?
વળી સમાજમાં આબરૂ તો રાખવી જોઈએ ને !
પ્રશ્ન ૪:—આબરૂ જળવાય તેથી શો લાભ ?
ઉ. ૪:—સમાજમાં જીવનની આપ-લેમાં સગવડતા અને શાન્તિ મળે.
પ્રશ્ન ૫:—આ સગવડતા અને શાન્તિ મળે તેથી તમને શું ?
ઉ. ૫:—અંતઃકરણને નિરાંત વળે.
પ્રશ્ન ૬:—આવી નિરાંતથી શો લાભ ?
ઉ. ૬:—મુક્તિ અને પ્રભુકૃપા મળે.
પ્રશ્ન ૭:—તેથી શું ?
ઉ. ૭:—આત્માને આનંદ મળે.
પ્રશ્ન ૮:—આત્માને આનંદ મળે તેથી શું ?
ઉ. ૮:—આનંદ તે આત્માનો મૂળ સ્વભાવ છે. તે સ્વતઃસિદ્ધ છે.

૨

ઉપરોક્ત પ્રશ્નોત્તરીમાં જીવનના સ્થૂલ અને સૂક્ષ્મ પ્રેરક તત્ત્વોનું દર્શન આવી જાય છે. જિજ્ઞાસા તેનું પ્રવેશદ્વાર છે. આત્માનો આનંદ તેનું અંતિમ નિરાકરણ છે. જિજ્ઞાસા અને આત્માનંદ વચ્ચે અનેક સામાજિક અને ધાર્મિક ભૂમિકાઓ દેખા દે છે. આ વચગાળાની ભૂમિકાઓની અવગણના કરવાથી આપણા જીવનદર્શનમાં વિષમતા ઉદ્ભવે છે. વિચારધારા વિકૃત અને વિસંગત થવા પામે છે.

"શા માટે ધંધો કરો છો ?" આ બીજા નંબરના પ્રશ્નના જવાબમાં સાતમા નંબરનો ઉત્તર આપવામાં આવે કે "આત્માને આનંદ મળે" ત્યારે આપણને સ્પષ્ટ નથી

નહિ પણ બીજાં અનેક ઐતિહાસિક બળોમાં સમાયેલાં છે. આ રીતે લાભ અને અલાભની મિશ્ર આંકણી અને કાર્યકારણની ગુંથણીના સૂત્રની ચિકિત્સા સમતાપૂર્વક કરીએ તો જ ખરું નિવારણ પ્રાપ્ત થાય.

૫

કોઈપણ પ્રસંગ યા પ્રથાનો ઉકેલ કરવામાં આપણે સામાન્ય રીતે કાલભેદ અને દેશભેદની અવગણનાના પ્રમાદમાં ગરકાવ હોઈએ છીએ. આજથી સો વર્ષ કે હજાર વર્ષ પહેલાં સમાજની સ્થિતિ અનુસાર અમુક પ્રથા અસ્તિત્વમાં આવી હોય તે પ્રથાને આજના જુદા પ્રકારના સમાજમાં આપણે વળગી રહીએ તે કાલભેદની અવગણનામાંથી ઉદ્‌ભવતો પ્રમાદ છે. તેમજ યુરોપના દેશોમાં જે પ્રકારની રહેણીકરણી હોય તેવી જ રહેણીકરણી આપણે અપનાવવી જોઈએ તે દેશભેદની અવગણનામાંથી ઉદ્‌ભવતો બીજો પ્રમાદ છે.

ઉપરોક્ત વિચાર પ્રમાદમાં હેતુભેદ અને દૃષ્ટિભેદ મહાન ફાળો આપે છે. હેતુનું પ્રેરક બળ સ્વાર્થસિદ્ધિની કામનામાં છે. દૃષ્ટિ–દૃષ્ટિબિન્દુ–નું પ્રેરક બળ જ્ઞાન–જિજ્ઞાસામાં છે. આ બન્ને એક બીજામાં ગુંથાઈ ગએલાં હોય છે.

૬

એમ ધારીએ કે, બે વ્યક્તિઓ–એક ગાંધીવાદી અને બીજો લીગવાદી–મહાત્મા ગાંધીના રાજકારણની ચર્ચા કરે છે. ગાંધીજીના એકેએક વચનમાં અને કાર્યમાં ધર્મ, સત્ય અને અહિંસા સિવાય બીજાં તત્ત્વો ગાંધીવાદી દેખી શકશે નહિ. તેનો હેતુ ગાંધીવાદને સર્વશ્રેષ્ઠ માન્ય કરાવવાનો છે. તેથી ગાંધીજીની રાજકરણી પ્રવૃત્તિઓમાં ગાંધીવાદ જ છે એમ જોશે. રાજકારણમાં ગાંધીજી જેવાને પણ ગાંધીવાદ–સત્ય–અહિંસા–વાદ–ની મર્યાદાઓ અને દેશકાળનાં લાક્ષણિક પરિબળો રંગે છે તે સત્ય ગાંધીવાદી ભૂલી જાય તે સ્વાભાવિક છે. ગોર્કી કહે છે તેમઃ—

> "Humbly submitting to the exigencies of the Capitalist state, the intellectuals of Europe and America—the writers, the publicists, the economists, the ex-Socialists, who have of late blossomed forth as adventurers and as dreamers of the type of Gandhi—consciously or unconsciously defend bourgeois class society, a society which obstinately impedes the process of development of human culture.....The idea of class-collaboration is just as naive and absurd as friendship between wolves and lambs." ( Gorky: *Culture and the People*: Reply to an Intellectual, 1931 )

બીજી બાજુ લીગવાદી ગાંધીજીના રાજકારણમાં અસત્ય, દંભ અને હિંદુત્વનો અતિરેક જ જોશે. ગાંધીજીના ટૂંકા પોતડીના પહેરવેશમાં 'Naked fakir' જોશે. ગરીબ નિઃસ્વ પ્રજાની દરિદ્રતાના દશ્યથી ઉદ્‌ભૂત કરુણભાવનાના પરિણામે ટૂંકી ધોતલી ગાંધીજીએ ધારણ કરી છે તે લીગવાદીને નહિ દેખાય. કારણ, લીગવાદીનો હેતુ ગાંધીવાદમાં કાયરપણું અને

પ્રયતાનીયત આરોપવાનો છે. પરિણામે એક જ ગાંધીવાદ હેતુભેદના લીધે જુદાં જુદાં મનને જુદા જુદા રૂપે દેખાય છે.

૭

વિચારપ્રમાદનું બીજું કારણ દૃષ્ટિભેદ છે. એક જ વસ્તુ યા પ્રસંગ જુદા જુદા દૃષ્ટિબિન્દુથી જુદાં જુદાં લાગે છે. ચંદ્રગ્રહણની ઘટના વિચારીએ. પૌરાણિક ભાગવતી માન્યતાવાળા મનુષ્યને તેમાં દેવ–અસુરનાં યુદ્ધ, રાહુની નિર્દયતા દેખાશે. જ્યારે તે જ ચંદ્રગ્રહણ કવિના હૃદયની ઊર્મિઓ હચમચાવી મૂકશે અને વિરાટ વિશ્વમાં વિલસી રહેલાં અગમ્ય ભેદી તત્ત્વોનાં સૌન્દર્ય અને ભીષણતાનાં દર્શન કરાવશે. વળી આધુનિક ભૌતિક વિજ્ઞાનના અભ્યાસીને તેમાં પ્રકૃતિની સાદી, સરલ, બુદ્ધિગમ્ય ગતિનું વિધાન જ દેખાશે, તેની ઊર્મિઓ ઊછળશે નહિ અને ધાર્મિક લાગણીથી અલિપ્ત જ રહેશે. આ વૈવિધ્ય દૃષ્ટિભેદના કારણે છે. દૃષ્ટિભેદના પરિણામે અંદર અંદર મતભેદ દર્શાવી, વાદવિવાદ ઊભો કરી, પોતપોતાનાં દર્શનનો આગ્રહ કરવા જતાં કલહ થાય તેવી પરિસ્થિતિ પણ ઉપસ્થિત થઈ જાય. ઊલટું, જો દરેક એક બીજાના દૃષ્ટિબિન્દુમાં ભેદ હોઈ શકે એટલું જ સત્ય સમજી જાય, તો વાદવિવાદ યા ઝગડાને સ્થાન ન રહે.

ઉપરોક્ત વિચારનીતિનું નિદાન સમજવાથી જીવનનાં ઘણાં ઘણાં સત્યોનું શુદ્ધ સ્વરૂપ આપણને સહેજે મળી રહેશે. પ્રસંગોનાં કારણો શોધવામાં અને તેની ઉપરનો આપણો કાબુ વધારવામાં સરલતા પ્રાપ્ત થશે. કારણોની શોધમાં દૂર દૂર ભાગવાને બદલે નિકટની પરિસ્થિતિમાં જ ઉપયોગી માર્ગ નજરે પડશે. રાષ્ટ્રિય સ્વતંત્રતા અને સામાજિક સંપત્તિની પ્રાપ્તિ અર્થે સગુણ યા નિર્ગુણ ઈશ્વરની પાસે દોડી જવાને બદલે રાષ્ટ્રિય જાગૃતિ અને સંગઠન તેમજ સામાજિક ન્યાય અને સમાનતાનાં સાધનો વધુ ઉપયુક્ત જણાશે. અશક્ય અભિલાષાઓ અને અગમ્ય આચાર વિચારનાં તત્ત્વનિરૂપણની ગડભાંગ અદૃશ્ય થવા પામશે. અને આપણી વિચારસરણી તથા કાર્યપદ્ધતિ જીવનની વાસ્તવિકતાનું અવલંબન કરી સાર્થક બનશે.

૮

પાષાણયુગ યા વૈદિક યુગના મનુષ્યે પ્રકૃતિનાં બળોનો સામનો કરવામાં જે જે કારીગરી કરી અને સાથે સાથે જે વિધિનિષેધનાં શાસ્ત્ર અને નીતિ ઘડ્યાં તે બધાં આધુનિક સમાજને અનુકૂલ થવાં જ જોઈએ તે માન્યતા ઓસરવી જોઈએ.

"Every moral teacher worth his salt knows in his heart of hearts that all the ethical systems of the past have bankrupted themselves in the present. There is hardly a single precept of the great moral preachers of the past that does not stand out as incept and inapplicable. All of them have attempted to formulate general and universal judgments and principles of conduct of an individual or personal nature, 'independent of time and place. With the voice of a particular social period they have attempted to speak for all periods......... Such principles as "turning the other cheek" and "loving your

# તપસ

જયન્તીલાલ આચાર્ય

**ભા**રતભૂમિ સાધનાભૂમિ છે, યુગે યુગે તેણે તપસ્વીઓને જન્મ આપ્યો છે, અને તેમની તપશ્ચર્યાદ્વારા તે નવપલ્લવિત થતી આવી છે. તેથી જ આર્યોનાં અને અનાર્યોનાં કેટલાંય કાળનાં સંઘર્ષોમાંથી પસાર થતી તે પોતાની સાધનાના જઠરાગ્નિમાં બધાંને હજમ કરતી આવી છે. તત્ત્વવિદો, દ્રષ્ટાઓ, ધાર્મિક નેતાઓ, વિજ્ઞાનશાસ્ત્રીઓ—બધાય પોતપોતાની સાધનાનું દોહન આપણને વારસામાં આપી ગયા છે. અને આ દોહનને જેઓ પોતાના જીવનમાં પચાવી શક્યા છે, તેઓ મરજીવા બનીને કાળે કાળે લોકજીવનને દોરતા આવ્યા છે.

જગતના ધાર્મિક ઇતિહાસમાં તપસ પ્રધાન પાઠ ભજવે છે, કારણ કે દરેક ધર્મની પ્રાથમિક અવસ્થામાં માનવજાતિની વૃત્તિ તપ તરફ દોરાયેલી જોવામાં આવે છે. પરંતુ કાળના પ્રવાહમાં જેઓ આ તપસને જ અને તેની કઠોર સાધનાને જ પોતાના જીવનનું અથઇતિ સમજ્યા હતા, તેઓ આગળ વધી શક્યા નહીં. કારણ કે તેઓ ભૂલી ગયા, તપસ્યા સાધન છે, સાધ્ય નહીં. કોઈ પણ પ્રકારની શોધમાં માનવ કે સમાજ જો કેવળ સાધનની કઠોરતા કે આંટીઘૂંટીમાં જ મશગૂલ રહે તો તે પરિણામે લક્ષ્યભ્રષ્ટ થઈને પડે છે.

આ સાધના, આ તપસ્યા આપણે આસપાસ ક્ષણે ક્ષણે જોઈએ છીએ. પ્રકૃતિ અહોનિશ સાધના કરી રહી છે. સૂર્ય, ચંદ્ર, ગ્રહો, નક્ષત્રો, વનસ્પતિ, પૃથ્વી અને પ્રાણીઓ—સર્વે તપસ્યા કરી રહ્યાં છે. સૂર્યના તાપથી માનવજગતમાં ચેતન આવે છે, વનસ્પતિમાં નવપલ્લવિતતા આવે છે.

વિજ્ઞાન જણાવે છે કે ઘર્ષણથી ગરમી ઉત્પન્ન થાય છે. તેવી જ રીતે માનસિક વિચારોનાં ઘર્ષણથી પણ અનેક સર્જનો થાય છે. કવિ, કલાકાર, તત્ત્વવિદ, કે વૈજ્ઞાનિક—તે દરેકના ચિત્તમાં પ્રથમ વિચારોનાં ઘર્ષણ થાય છે, અને તે જ્યારે હૃદયની લાગણીઓથી આર્દ્ર બનીને વેદનારૂપે વ્યક્ત થાય છે ત્યારે તે કાવ્ય, ચિત્ર, તત્ત્વ કે શોધ રૂપે બહાર આવે છે. તેથી જ માનસિક ઘર્ષણ—માનસિક તપસ (સરખાવો: स अकामयत, स तपोऽतप्यत)—સૃષ્ટિની પૂર્વભૂમિકા છે.

ભારતમાં ત્રણ ધર્મોનું બીજારોપણ થયું: હિંદુધર્મ, જૈનધર્મ અને બૌદ્ધધર્મ. આ ત્રણે ધર્મોની પૂર્વે એક લોકધર્મ હતો, જેને આપણે આર્યપૂર્વધર્મ કહી શકીએ. આ બાબત ઉપર હડપ્પાંની મોહેન્જો ડેરોની થયેલી શોધથી ઘણો પ્રકાશ પડ્યો છે તે ઉપરથી આપણે જાણી શક્યા છીએ કે શિવની પૂજા અતિ પ્રાચીન છે. આ શિવ એટલે મહાયોગી મહાતપસ્વી શિવ.

ત્યાર પછીનો સમય વૈદિક ધર્મને નામે ઓળખાય છે. આ યુગનું પ્રથમ ઉપલબ્ધ પુસ્તક ઋગ્વેદ છે. સમસ્ત ઋગ્વેદમાં અગ્નિ અને સૂર્ય પ્રત્યક્ષ દેવતાઓ હોવાથી તેમનું

તાપને લગતા સૂચનો વારંવાર આવે છે. વિયોગથી ઉત્પન્ન થતો માનસિક સંતાપ, પ્રતિભા અને વિભૂતિ શબ્દોમાં રહેલો તપસ્વીપણાનો મર્મ, ચાંદ્રાયણ વગેરે વ્રતો: એવા અર્થમાં 'તપસ' શબ્દ વારંવાર વપરાયેલો જોવામાં આવે છે. પણ આ બધા અર્થોથી ઉન્નત અર્થમાં વપરાયેલાં બે સ્થળો છે. એક તો ઋગ્વેદના દશમા મંડળના ૧૨૯મા સૂક્તમાં, તેમ જ ૧૯૦મા સૂક્તમાં: 'तपसः तत् महिना अजायत एकं' અને 'ऋतं च सत्यं चाभीद्धात्तपसोऽध्यजायत.' પશ્ચિમના વિદ્વાનોમાં આના અર્થનિર્ણયમાં મોટો મતભેદ છે, છતાં સર્વે સામાન્યપણે સ્વીકારે છે કે અહીંયાં ઇંગિત થયેલું તપ સામાન્ય તપ નથી, પણ સર્જન કરતી વખતનું પર્યાલોચનરૂપી (स्रष्टव्य-पर्यालोचनरूपलं–'तपः पर्यालोचने') સર્જક તપ છે. આ પ્રકારના તપનાં અનેક દૃષ્ટાંતો આપણે બ્રાહ્મણ સાહિત્યમાં તેમજ ઉપનિષદોમાં ઘણીવાર જોઈએ છીએ. યજુર્વેદ કે સામવેદમાં ખાસ વિકાસ થયો જોવામાં આવતો નથી. અથર્વમાં શ્રમેણ અને તપસા શબ્દો વારંવાર જોવામાં આવે છે. 'શ્રમણ સંસ્કૃતિ' અથવા જો કહી શકીએ તો 'તપસ સંસ્કૃતિ'નો અહીં પ્રચાર મળી આવે છે.

બ્રાહ્મણો અને આરણ્યકોનું વિપુલ સાહિત્ય મૂકીને જેવા આપણે વેદના અન્તના ભાગમાં – વેદાન્તમાં – પ્રવેશીએ છીએ, તેવા જ 'તપસ'ને બ્રહ્મજ્ઞાનના સાધનરૂપ આપણે જોઈએ છીએ. નીચેનાં કેટલાંક પ્રખ્યાત વાક્યો ઉતારું છું:

तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति ॥

(તૈ. ઉ. ૩, ૨, ૧.)

तपसा चीयते ब्रह्म । (મું. ઉ. ૧, ૧, ૮)

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा । (મું. ઉ. ૩, ૧, ૫.)

यस्य ज्ञानमयं तपः । (મું. ઉ. ૧, ૧, ૧૯.)

હવે આપણે બીજા બે ધર્મો તપાસીએ. જૈનધર્મના મહાપુરુષ મહાવીરે બાર બાર વર્ષ કઠોર તપસ્યા કરીને કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. ગૌતમબુદ્ધે પણ શરૂઆતમાં તપસ્યાનો આશરો લીધો, પણ ૭ વર્ષો બાદ તેમને લાગ્યું કે તપસ્યાથી બુદ્ધત્વ પ્રાપ્ત નહીં થાય. દીર્ઘ તપસ્વી મહાવીરે તપસ્યાની ભારપૂર્વક ઘોષણા કરી, અને મહાશ્રમણ ગૌતમે મધ્યમ માર્ગનું ધર્મચક્રપ્રવર્તન કર્યું.

જૈન શાસ્ત્રોમાં તપસ્યાને પૃથક્ભાવે આલોચના કરાયેલી જોવામાં આવે છે. તપસ્યાના બે પ્રધાન ભાગ પાડવામાં આવે છે: બાહ્ય અને આભ્યંતર. આ બન્નેમાંથી દરેકના છ વિભાગો પાડવામાં આવ્યા છે, અને તે દરેકને પાછો પૃથક્ પૃથક્ ભાવે તપાસવામાં આવ્યો છે. આથી આપણે જાણી શકીએ કે જૈનધર્મમાં તપસ્યા પ્રધાન ભાગ ભજવે છે.

પરંતુ બુદ્ધ ભગવાનને છ વર્ષની પ્રખર તપસ્યા પછી લાગ્યું કે: "આ દુઃષ્કર તપસ્યા બુદ્ધત્વની પ્રાપ્તિનો માર્ગ નથી." ભગવાન બુદ્ધનું આ વાક્ય શતપથ બ્રાહ્મણના એક ફકરા સાથે સરખાવવા જેવું છે.

ब्रह्म वै स्वयंभु तपोऽतप्यत । तदैक्षत न वै तपस्यानन्त्यमस्ति हन्ताहं भूतेष्वात्मानं जुहवानि भूतानि चात्मनि इति तत्सर्वेषु भूतेष्वात्मानं हुत्वा भूतानि चात्मनि सर्वेषां भूतानां श्रैष्ठ्यं स्वाराज्यमाधिपत्यं पर्यैति ॥ (શ. બ્રા. ૧૩, ૭, ૧.)

# ક્યારે ?

બાલમુકુન્દ દવે

કે દી એ વાણુલાં વાશે ?
　　માડી તારાં કે દી એ વાણુલાં વાશે ?

પરભાતે ભાણુડાં ઊઠે છે આશે
　　ને રાતે પોઢે છે નિરાશે.
　　માડી તારાં કે દી એ વાણુલાં વાશે ?

નદીઓનાં નીર માડી ઝૂરે છે ડુંગરા
　　કે આંસુના ધોધવા નાસે ?

ઊંચેરી ટૂંકે મા ગહેકે છે મોરલા
　　કે મરતક ભોલે છે મીંઢાશે !
　　માડી તારાં કે દી એ વાણુલાં વાશે ?

કાયાની કાય પીએ સપનાંની છાય
　　કે દી થાનેલાં દૂધે ભરાશે ?

પરવરતા પ્રાણ ફરી નાડીઓમાં નાચશે
　　ને કોઠે કોઠે દીવા થાશે—
　　માડી તારાં કે દી એ વાણુલાં વાશે ?

# એક કરુણ વાત

ગુલાબદાસ બ્રોકર

પર્વતનાં અનેક મુખોમાંથી જેમ અનેક સરિતાઓનાં જલ ધસી આવે તેમ આ મિત્રોનાં મુખોમાંથી વિધવિધ પરાક્રમોની વાતો નીકળી નીકળી બધાનાં હૈયાંને રસાર્દ્ર કરતી વહેવા લાગી. એક ઉપર એક એમ વાત નીકળતી ગઈ અને વાતમાં રસ જામતો ગયો. જુદા જુદા પ્રદેશોમાંથી એકઠા થયેલા મિત્રો અદ્ભુત રસે ભરેલી એક બીજાની વાતો સાંભળવામાં એટલા તલ્લીન થઈ ગયા કે આ જેલનાં સળિયા અને તેની ઊંચી ઊંચી દીવાલો, ફળફૂલથી ખીલી રહેલો તેનો બગીચો અને તેને બંધનમય કરી મૂકનાર પેલા તોતીંગ દરવાજા—એ બધાંને ભૂલી જઈ તેઓ અત્યારસુધી હિંદ માટે માત્ર અકલ્પિત જ નહિ, આવડા મોટા પ્રમાણમાં બની શકે એ તો અકલ્પ્ય જ એવાં પરાક્રમો કરતા, દુશ્મનને હઠાવતા, હંફાવતા અને પોતાના જાનને દરપળે જોખમમાં મૂકતાં મૂકતાં યે કોઈ અકલ્પ્ય, અવર્ણ્ય એવો આનંદ અનુભવી રહેતા ન હોય એવા ભાવે પોતપોતાનાં વિધવિધ પ્રદેશ અને કાર્યક્ષેત્રમાં જાણે વિચરી રહ્યા.

અંતે એક મિત્રે દરખાસ્ત મૂકી:

"આમ નહિ, આપણે એમ કરીએ કે દરેક જણ આ લડત દરમિયાન પોતપોતાને થઈ ગયેલ વધુમાં વધુ રોમાંચક અનુભવની વાત કરે."

સાંભળતાં શ્વાસ પણ થંભી જાય એવી વીર અને અદ્ભુત રસની વાતોએ વાતાવરણને ભરી દીધું. એક પછી એક મિત્રની વાત એકી ટસે, એકી ધ્યાને સાંભળી રહેલી મિત્રમંડળીના મુખમાંથી વારંવાર ઓચિંતા ટપકી પડતા, 'શાબાશ,' 'વાહ,' 'ખરેખર?' વગેરે શબ્દોની તો જાણે ધૂન મચી રહી.

o

એમ કરતાં કરતાં વસંતનો વારો આવી પહોંચ્યો ત્યાં સુધીમાં તો મંડળીની ઉત્સુકતા અને જિજ્ઞાસા કયાંના કયાં પહોંચી ગયાં હતાં.

"આ વસંતનો અનુભવ તો વળી સૌથી ચડી જાય એવો હશે," કોઈકે કહ્યું.

આ એકઠા થયેલા વીર સૈનિકો પણ જેને એકીમતે વીરપુરુષ ગણતા તે જુવાન બેઠી દડીના, ચમકતી આંખોવાળા વસંત સામે બધાએ પોતાનાં આતુરતાપૂર્ણ નેત્રો સ્થિર કર્યાં.

જરા જેવું સ્મિત મુખ પર લાવી વસંત બોલ્યો:

"મને તો આવી કોઈ રોમાંચક વાત અત્યારે સૂઝતી નથી. એક કરુણ વાત સૂઝે છે. તે સાંભળવી હોય તો કહું."

"જરૂર સાંભળવી છે." "સાંભળવી જ છે." "સાંભળવી હોય તો—એટલે શું?" બેત્રણ જણા એકી સાથે બોલી ઊઠયા.

"વસંતની કરુણ વાત તો વળી સૌથી વધારે રોમાંચક હશે." એક મિત્રે કહ્યું. એકી ધ્યાને વાત સાંભળવા તૈયાર થઈ જઈ બધા વસંત સામે તાકી રહ્યા.

વસંતે વાત શરૂ કરી:

બેતાળીસનો ડિસેમ્બર મહિનો હતો. ત્યારે એ દિવસે મારે અરુણાને અને ચંદ્રકાંતને એક જગ્યાએ પહોંચાડવાનાં હતાં.

એ મહિનો, એ દિવસ, એ તારીખ બધું મને બરોબર યાદ છે. કેમકે એને બીજે જ દિવસે વહેલી સવારમાં જ મારે યુ. પી. તરફ ચાલ્યા જવાનું હતું. ત્યાંની સાહસોની વાત તો મેં તમને કરી જ છે. પણ એ તો આડી વાત થઈ.

"જખરી ખરી નહિ, અરુણા? આપણે બધા અહીં બેઠા છીએ ને એ કે અચ્યુત તો હજી હાથ આવતાં જ નથી."

હા, મેં કહ્યું તેમ, તે દિવસે અરુણાને અને ચંદ્રકાંતને મારે એક જગ્યાએ પહોંચાડવાનાં હતાં. એ વખતે મુંબઈના આફિસર અન્ડ 'કામને દોરવણી આપતી.' આપણે તો રંગતારામ રહ્યા: ન કોઈને દોરવણી આપીએ, ન કોઈની દોરવણી પ્રમાણે દોરાઈ શકીએ. પણ મારી પાસે મોટર ખરી ને એટલે એ મુંબઈ હતી ત્યાં સુધી મારું કામ મારી રીતે કરવા છતાં યે તેને એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જવાનું, તેની રહેવાની જગ્યાઓ બદલવાનું વગેરે કામ મેં ઉપાડી લીધું હતું.

તે દિવસે સાંજે ૭ એક વાગ્યે ગોવાળિયા ટૅંકના એક ઘરમાં મારે તેને પહોંચાડવાની હતી.

તને ખબર છે, અરુણ, ગોવાળિયા ટૅંકની સામેનું પેલું જંગી મકાન? મહાવીર જૈન વિદ્યાલયના મકાનથી બીજું કે ત્રીજું જ મકાન છે પેડરરોડની દિશામાં તે? ત્યાં એ લોકોની કંઈ સભા હતી. ૭ વાગ્યે મેં તેમને બન્નેને એ મકાન પાસે ઉતારી દીધાં અને આઠ વાગ્યે ત્યાંથી તેમને પાછાં લઈ જવાનું નક્કી કર્યું. મેં તો કહ્યું કે હું મોટર લઈને નીચે ઊભો રહીશ. પણ ચંદ્રકાંતે કહ્યું: "ના, એમ નહિ. ત્યાં બધાં ચર્ચાએ ચડ્યાં હશે તો કોઈને ભાન નહિ રહે ને પાછું સાડા આઠે તો બીજે પહોંચવાનું છે એટલે તું જ ઉપર આવી અમને લઈ જજે. દાદરની બાજુમાં જ ફલાણા ફલાણા માણસનો ફલાણો ફલાણો બ્લૉક..................."

ચંદ્રકાંત ચીકણો છે એ તો તમે જાણો જ છો. લાંબી લાંબી વાતો કરવાની તેને ટેવ ને મને તો એક મિનિટની પણ ફુરસદ નહોતી. "સમજ્યો, સમજ્યો," કરી ,ચાલુ રહેલા એન્જિનથી ધમધમી ઊઠેલી મોટરને મેં તો પળવારમાં મારી મૂકી.

આઠમાં બેચણ મિનિટે હું ભાગભાગ ત્યાં પહોંચ્યો. મારા કામમાં અણધારી મુશ્કેલીઓ ઊભી થઈ હતી. એની વળી કોઈ બીજી વાર વાત કરીશ, પણ હું એકદમ ઉતાવળમાં હતો. અરુણાને ત્યાંથી તરત લઈ જઈ એની જગ્યાએ પહોંચાડી દઉં, પછી તો આખી રાત મારે મારા કામ માટે રખડવાનું હતું. એટલે ઝપાઝપ હું તે જંગી મકાનના દાદર ચડી ગયો.

ત્રીજે માળે આવ્યો. ઉતાવળમાં સાંભળેલું ચંદ્રકાંતે આપેલું નામ હું ભૂલી ગયો હતો પણ તેણે જણાવ્યા પ્રમાણે દાદરની બાજુમાં જ આવેલો ચાર નંબરનો બ્લૉક મને

બરાબર યાદ રહી ગયો હતો. માળ પણ ત્રીજો જ તેણે કહ્યો હતો એવો મને ચોક્કસ ખ્યાલ હતો.

મેં બારણું ઠોક્યું. અંદરથી કોઈના હસવાનો અવાજ આવતો હતો. મને થયું કે કામ પૂરું થયું હશે એટલે એ લોકો કામનો થાક હાસ્યદ્વારા ઉતારતાં લાગે છે. પળ બે પળ ગઈ, બારણું તો ન ઊઘડ્યું પણ અંદર કંઈક હળવી દોડાદોડ થઈ રહી હોય તેમ મને લાગ્યું. રખે તે બહારનો માણસ આવે તો કંઈ યે પુરાવો હાથમાં ન આવે એટલા ખાતર એ લોકો અંદર બધું સરખું કરવા દોડાદોડ કરતાં હશે એમ મને લાગ્યું. એમને મેં આ સમય આપ્યો હતો. એટલે આવે સમયે આવું તો હું જ આવું એ એ લોકો જાણતાં હોવા છતાં આટલી તકેદારી રાખતાં હતાં તેથી એકબાજુથી મને એમની ઉપર હસવું આવ્યું અને બીજી બાજુથી એમને માટે માન પણ થયું. બધું કામ વ્યવસ્થિત, તેમાં અકસ્માતને ચોતા તરફથી તો રેજમાંન પણ અવકાશ ન મળવો જોઈએ એની કેવી તકેદારી! ને હું હોઉં તો!

ત્રણચાર મિનિટ વીતી ગઈ. અંદરનાં હાસ્ય અને ધમાચકડી તો ચાલુ રહ્યાં પણ બારણું ન ઊઘડ્યું એટલે હું મૂંઝાયો. મને વખત થતો હતો. અનેક કામ મારી રાહ જોતાં ઊભાં હતાં. મેં ફરીથી જરા જોરથી બારણું ઠોક્યું.

"કૌન હૈ" એવો અજાણ્યો, જરા કચવાટભર્યો અવાજ મારે કાને પડ્યો ન પડ્યો ત્યાં તો બારણું ઊઘડી ગયું. મારી સામે કુતૂહલથી જોતો, માથે તાલવાળો, શરીરે ધોતિયું અને મલમલનું અર્ધું પહેરણ પહેરેલો, જરા સ્થૂળકાયનો, આડત્રીસથી ચાળીસ વર્ષનો લાગતો, મુલતાની જેવો દેખાતો એક માણસ એ ખુલેલા બારણાને ભરી દેતો ઊભો રહી ગયો.

"ક્યા કામ હૈ, ભાઈ!" તેણે મને પૂછ્યું.

"ઉનકો લે જાને કો . . ." અંદરથી મને ગુસ્સો ચઢતો હતો. મને વખત થતો હતો અને ક્યાં મરી ગયાં હતાં એ? પણ હું વાક્ય પૂરું કરું તે પહેલાં એ જ બોલ્યો:

"કિસકો? કોનું કામ છે તમારે?" જાણે કશું જાણતો જ ન હોય ને!

ઓરડાના-એની પાછળના ભાગમાં મેં નજર ફેરી. જાણે બહારગામથી કોઈ આવ્યું હોય તેમ હજી એ-દીવાનખાનામાં સામાન પડ્યો હતો. અને પેલા મુલતાનીની થોડી પાછળ વીસેક વર્ષની રૂપાળી એવી લાગતી એક સ્ત્રી સંકોચાતી લપાતી ઊભી હતી. થોડા કુતૂહલથી અને થોડા અણગમાથી મને જોઈ ન રહી હોય!

મને પાછું થયું: "જબરાં છે આ લોકો તો! પોતે અંદરના ભાગમાં ક્યાંના ક્યાં સંતાઈ ગયાં અને ભલભલો સી. આઈ. ડી. એ ન પકડી શકે એવાં આ બે ઓઠાંને બહાર મોકલ્યાં. વાહ રે વાહ અનુભવ સિદ્ધિ!"

પણ આમ બીતાં ફરતાં સમય ગુમાવતાં કામ કેમ થાય? સમય વહ્યે જ જતો હતો. મેં જરા ઉતાવળમાં હોઉં એમ કહ્યું:

"કોનું-કામ છે શું? હું અહીં ૭ વાગ્યે જેમને મૂકી ગયો છું એમનું." કોઈ પણ

અંગ્રેજોમાં અજાણ્યાને મોંએ અમારે એક બીજાનાં નામ ન દેવાં એ સંકેત તો અમારી વચ્ચે હતો જ.

પેલાના મુખ ઉપર જરા સ્મિત પથરાયું

" ઘર ભૂલ્યા લાગો છો, મહેરબાન, અહીં તો કોઈએ નથી !" પછી મોટેથી હસતાં હસતાં " આ હું યે હમણાં જ આવ્યો."

મારી ઉતાવળ વધતી જતી હતી. મેં ઘડિયાળમાં જોયું. આઠ ને સાતઆઠ મિનિટ થવા આવી હતી. આવી મશ્કરી કરવા માટે મને સમય નહોતો. મેં કહ્યું:

" મશ્કરીમાં સમય ગુમાવવો રહેવા દો. હું એમનો જ માણસ છું. ભૂલ થવાનો સંભવ નથી. દાદરની બાજુમાં, ચોથા નંબરનો બ્લોક, ત્રીજે દાદરે. મને બધું બરાબર કહેલું. ભૂલ તે કેમ થાય ?" ને પછી વધારે વિશ્વાસ બેસાડવા ઉમેર્યું: " આવું કામ કંઈ આજકાલ જ કરવા નીકળ્યા નથી તે ભૂલ થાય."

હવે પેલો મૂંઝાયો. તે જરા ફર્યો અને પેલી સ્ત્રીને ઉદ્દેશીને કહ્યું:

" આ શું કહે છે, કોઈ આવ્યું હતું આપણે ત્યાં ?"

" ના, અહીં તો કોઈ આવ્યું નથી." પેલી બોલી.

આ લોકો નાહકનો મારો સમય ગુમાવતાં હતાં. હું જરા ગુસ્સાથી બોલ્યો:

" આ શું માંડ્યું છે તમે લોકોએ ? મને સમય નથી. અંદર કે જ્યાં એમને સંતાડ્યાં હોય ત્યાંથી એમને બહાર કાઢો. હું મારી જાતે જ છ વાગે તેમને અહીં ઉતારતો ગયો અને બરાબર આઠ વાગ્યે અહીંથી બોલાવવાનું તેમણે મને કહ્યું." પછી જરા નમ્રતાથી: " કે મારા પર વિશ્વાસ નથી પડતો ? હું તેમનો જ માણસ છું. સાડાઆઠ પહેલાં તો તેમણે કોઈ પણ હિસાબે અહીંથી નીકળી જવું જોઈએ તેમ મને ખાસ કહેલું તે આમ કેમ કરે છે !"

પેલો માણસ આ છેલ્લા વાક્યથી ચમકતો લાગ્યો. તેણે પૂછ્યું:

" કેટલા વાગ્યે જવું જ જોઈએ ?"

" સાડા આઠ પહેલાં." મેં માંડ ગુસ્સો દબાવી કહ્યું.

" એ...મ !" તે મનમાં કશુંક ગોઠવતો હોય તેમ ધીમેકથી બોલ્યો. પછી તેની સ્થૂળ કાયામાં અકલ્પ્ય લાગે એવી ઝડપથી તે ઘરમાં ધસ્યો. અંદરથી ઓરડાઓનાં, બાથરૂમનાં, સંડાસનાં વગેરેનાં બારણાંઓ ઝડપથી ઉઘાડબંધ થવાના અવાજ આવવા લાગ્યા.

પળવારમાં તો તે પાછો ફર્યો. ગુસ્સાથી તેની પત્ની સામું જોઈ તેણે પૂછ્યું:

" કોણ આવ્યું હતું અહીં ? ક્યાં રાખ્યા છે એમને !"

" કોણ ? બાબુજી, અહીં તો કોઈ આવ્યું જ નથી." પેલી ગભરાટથી બે કદમ પાછળ હઠી ગઈ.

તેની સામે એક ગુસ્સાભરી નજર નાખી એ મારી તરફ ધસ્યો અને બરાડા પાડતો હોય એમ બોલ્યો:

" કિસકો રૂપ ગયા થા ઉધર !"

એના આ ઓચિંતા પરિવર્તને અને આક્રમણે હું યે અવાચક જેવો બની ગયો, મેં ડગલાં પાછળ હઠી ગયો.

"જર્મનીના પ્રથમ આક્રમણે રશિયન સૈન્ય પણ પાછું હઠયું હતું જ ને!" મંડળીમાંથી કોઈ બોલી ઊઠયું અને હસાહસ થઈ પડી.

"બોલો. ચૂપ ક્યોં હો ગયા?" તે હજી યે વધારે ગુસ્સાથી બરાડા પાડવા લાગ્યો: "તુમ કૌન હો!"

"અરે ભાઈ, જરા સુનો. ગુસ્સા ક્યોં કરતે હો" કહી હું એને શાંત પાડવા જાઉં ત્યાં તો એ બમણો ઉશ્કેરાયો અને મોટે મોટેથી બોલવા લાગ્યો:

"હું એક પંદર દિવસ બહારગામ ગયો એટલામાં તો......બદમાશ, હરામખોર... રંડી........"

મામલો બિચકેલો મને લાગ્યો. કંઈક બફાયું હતું એ તો ચોક્કસ. આમાંથી શી રીતે છટકવું? હું બે ડગલાં આગળ વધી તેની પાસે ગયો. તેની પત્ની તો એક ખૂણામાં લપાઈ આંસુ સારી રહી હતી.

"દેખો ભાઈ," તેનો હાથ પકડવા પ્રયત્ન કરતાં કરતાં હું બોલવા ગયો.

"મુઝે છૂતે હો, સાલે," બોલી તેણે ઝડપથી મારા હાથને દૂર હડાવી દીધો: "હો કૌન તુમ? બોલો, નહીં તો પોલિસકો અભી કે અભી દે દેતા હૂં." પછી એકલો એકલો: "સારું થયું કે આજે મારી ટ્રેન ટાઈમસર આવી પહોંચી. સાંડા આઠ બજેની પહેલાં તો...... બદમાશો, શેતાન, હરામજાદી."

બાજુના ઓરડાનાં બારણાં ફટાફટ ઊઘડી ગયાં.

"ટાગોરની શ્રીમતીના કાવ્યમાં તો બારીઓ ફટાફટ બંધ થાય છે હોં!" અરુણ હસતો હસતો બોલ્યો. બધા હાસ્યયુક્ત વદને વસંત સામે જોઈ રહી તેની વાત સાંભળી રહ્યા.

માણસો બહાર ધસી આવ્યા "શું છે, શું છે," કરતાં તેમ તેનો ગુસ્સો વધારે ચગ્યો: "આ બદમાશ, ચોર, ડાકુ, પોલિસ......"

ફરી તે મારી સામે ધસ્યો. પોલિસના નામે હું યે ગભરાયો. મારાં બધાં કામ અધૂરાં પડયાં હતાં. નાસી જવામાં જ મેં ડહાપણ જોયું. આડા પડી મને પકડી લેવા માગતા પડોશીઓ વચ્ચેથી જોર કરી હું છટકયો, અને ભાગ્યો.

"શાબાશ, વસંત! રંગ છે." એક જણ બોલી ઊઠયો અને બધા ખડખડાટ હસી પડયા.

હું નાઠો, મૂઠીઓ વાળીને નાઠો, આગળ પાછળ જોયા વિના નાઠો. આંખ મીંચીને ઉઘાડો એટલી વારમાં તો સડસડાટ ત્રણે દાદરા ઊતરી ગયો. પાછળ 'પકડો, મારો, ચોર, ડાકુ' વગેરે બૂમો પડતી હતી. હું ક્યાં સુધી દોડી ગયો. બૂમરાણ શાંત થઈ ગયા એમ લાગ્યું પછી પણ કેટલીવાર સુધી દોડયે જ ગયો. પછી એકાદ રેસ્ટોરાંમાં પેસી ગયો.

"જાણે કોઈ મોટી બહાદુરી કરી હોય એવી રીતે નાસવાનું વર્ણન કરે છે તો, વસંત!" અરુણ હસતાં હસતાં બોલ્યો.

ઊભરી ફૂટલી બે પળોથી વચ્ચે વચ્ચે હસી લેતા અને આખી યે વાત મુખ પર સ્મિત ધરીને સાંભળી રહેલા મિત્રો હવે પેટ પકડીને હસવા લાગ્યા.

"વાહ રે વસંતરાજ, આટલું નાટક કર્યું ત્યાં સુધી તમને ખબર જ ન પડી કે આ કોઈકના ઘરમાં આપણે ઘૂસી ગયા છીએ!" એકે કહ્યું.

"ને અરુણા ને ચંદ્રકાંત શું તમાસો કરવા ભેગાં થયાં હતાં કે કામ કરવા કે આટલું લાંબું નાટક જોયાં જ કરે, જોયાં જ કરે!" બીજાએ કહ્યું.

"અરે, તમે લોકો સમજો તો ખરા. આ બધું હજી વસ્તુસ્થિતિ પૂરી સમજાય ન સમજાય ત્યાં જ બની ગયું." પછી હસતાં હસતાં "જાણે પડદો ઊપડતાં જ નાટકની પરાકાષ્ઠા આવી ગઈ." એ હાસ્યનો અવાજ જ ચાલુ રાખીને "ને હું તો એટલો હોશિયાર ખરો કે નાસી છૂટ્યો, તમારામાંથી કોઈ હોય તો તો પૂરો મેથીપાક ખાઈ, ચોર કે એના કરતાં યે ખરાબ અભિધાનથી ઓળખાઈ, પોલિસ ચોકીએ જઈ, બધાં કામ અધૂરાં મૂકી તે દિવસથી જ આ સરકાર માબાપનું મહેમાન બની ગયું હોત."

"હા રે હા."

"બડા ઉસ્તાદ ભાઈ પોતે તો."

"બની ગયા એ જોના નથી ને હોશિયારી કરે છે."

એવા એવા અનેક અવાજો હાસ્યના તરંગની સાથે હવામાં ઊછળી રહ્યા.

વસંતે આગળ ચલાવેલી વાત, બધા મુખ પર સ્મિતની રેખાઓ ધારીને ફરી પાછા સાંભળવા લાગ્યા:

પંદરેક મિનિટ પછી જ્યારે મને લાગ્યું કે હવે બધું શાંત પડી ગયું હશે ત્યારે હું ધીમે પગલે ફરી પાછો એ ઘર પાસે ગયો. મનમાં નક્કી કર્યું કે મારી મોટર ત્યાંથી ઉપાડીને મારે કામે ચાલી જાઉં. જહન્નમમાં ગયાં અરુણા અને ચંદ્રકાંત!

ચૂપકીથી લપાતો છુપાતો મોટર આગળ પહોંચ્યો. આજુબાજુ બધું શાંત પડ્યું હતું. ઝડપથી બારણું ઉઘાડી અંદર પેસવા જાઉં ત્યાં જ અંદરથી અવાજ આવ્યો:

"ક્યાં રખડો છો, બિરાદર?"

હું ચમક્યો, પોલિસ કે શું? બારણું છોડી નાસવાનો વિચાર કરું ત્યાં તો અંદર બેઠેલાં અરુણા અને ચંદ્રકાંત ઉપર નજર પડી, ને મારો ગુસ્સો એકદમ એમના ઉપર ઠલવાયો:

"ક્યાં મરી ગયાં'તાં અત્યાર સુધી?"

"ડરતાં ડરતાં જ અહીં દસ પંદર મિનિટથી તમારી રાહ જોઈએ છીએ." અરુણાએ હસતાં હસતાં કહ્યું.

"અમને તો લટક જ આપી ને! અહીં મોટર રાખી તું ક્યાં ચાલી ગયો'તો!" ઠપકો આપતો હોય તેમ ચંદ્રકાંતે કહ્યું: "મેં નક્કી કર્યું કે આપણે બીજે જ્યાંએ પહોંચવું જોઈએ ને આ અરુણા વાતમાંથી નવરી જ નહિ પડે! ને અધૂરામાં પૂરું

અમારે બન્નેએ કાલે સવારે જ સતારા બાજુ જવાનું નક્કી થયું એટલે તો તારા ઉપર એટલી ખીજ ચડતી'તી! કેમ બધે પહોંચી વળીશું આ એક રાતમાં?"

તે વધુ બોલે તે પહેલાં તો મંડળીમાંથી જ એક જણ બોલી ઊઠ્યું:

"સરનામું સાંભળવાની તો ભાઈને નવરાશ નહોતી!"

"ને મારી વાત સાંભળવાની ચંદ્રકાંતને નવરાશ નહોતી," વસંતે પોતાની વાત ચાલુ રાખી: "નીચે ધાંધલ થતી હતી એના અવાજથી તેમની વાતચીતમાં વિક્ષેપ પડ્યો અને સમય વહી ગયો જોઈ મારી રાહ જોવાની પણ દરકાર કર્યા વિના એ લોકો નીચે ઊતરી ગયાં એમ એણે મને કહ્યું."

"શેની ધાંધલ? તમે ક્યાં હતાં?" મેં કુતૂહલથી પૂછ્યું.

"કોને ફુરસદ હતી એ જોવાની?" અરુણાએ કહ્યું: "ઘડિયાળમાં સવાઆઠ તો થઈ ગયા હતા. તું આવ્યો નહોતો એટલે ટૅક્સી કે એવું કંઈ શોધવામાં યે સમય જાય તેમ હતો, ને અમે ઉતાવળમાં હતાં. ત્રીજે દાદરે એક જાડા જેવો મૂલતાની એની જુવાન પત્ની ઉપર ગાળોનો વર્ષાદ વર્ષાવતો હતો.

"આજુબાજુ 'પડોશીઓનું ટોળું' જામ્યું હતું." ચંદ્રકાંતે કહ્યું: "અમને નીકળવાને રસ્તો કરતાં યે મિનિટ બે મિનિટ તો નીકળી ગઈ."

"એમ! શા માટે?" મેં પૂછ્યું.

"શી ખબર?" અરુણાએ કહ્યું: "પેલો મૂલતાની પઠ્ઠો ખૂબ ઉશ્કેરાયેલો જણાતો હતો. 'નીચ, કુલટા, વેશ્યા, રંડી' કહી મૂઠી ઉગામી ખડીમાં એક ખૂણામાં ડૂસ્કે ડૂસ્કે રોઈ રહેલ અને 'બાબુજી, મેં સચમુચ કુછ નહિ જાનતી' એમ અસ્પષ્ટ બબડી રહેલી તેની પત્ની તરફ ધસતો હતો તો ઘડીમાં દાદર તરફ ધસી 'સાલે બદમાશ નિકલ ગયા પર મૈં છોડુંગા નહીં!' ફરી પાછો બૈરી તરફ ધસી, 'મૈં તેરા નાક કાટ લુંગા, તુઝે જેલ બિઠા દુંગા' એવી એવી બૂમો પાડતો હતો."

સમય વહ્યો જતો હતો તો યે મેં મોટર જરા ધીમી પાડી. પાછળ બેઠેલાં તેમની તરફ જોઈ મેં કહ્યું:

"આ બધું ત્રીજે માળે બન્યું તો તમે ક્યાં હતાં!"

"કેમ, મેં તને કહ્યું'તું ને ચોથે દાદરેનું!" ચંદ્રકાંતે કહ્યું: "તું ક્યાં રખડતો'તો અહીં મોટર રાખીને? અમે તારી મોટર જોઈ એટલે તેમાં જ બેસી ગયાં."

"સારું કર્યું," મેં કહ્યું: "પણ તેં મને ચોથા માળનું જ કહ્યું હતું!"

"બરાબર. એકવાર નહિ, ત્રણવાર. ચોથે દાદરે ત્રણ નંબરનો બ્લૉક." ચંદ્રકાંતે ભારપૂર્વક કહ્યું.

"એમ ત્યારે..." હું જરા વિચારમાં હોઉં તેમ બોલ્યો.

"કેમ એમ એટલે!" તે બન્ને બોલી ઊઠ્યાં.

મારી ત્રીજા માળની સાહસકથા મેં એમને વીગતવાર કહી સંભળાવી. આખા કજિયાનું મૂળ હું જ હતો અને બેહોશ સ્થિતિમાં હું ત્યાંથી નાસ્યો હતો એ સાંભળી એ બન્ને

એટલાં હસે, એટલાં હસે! એમના હસવા ઉપર મને ગુસ્સો ચડ્યો, પણ એમ તો એમનું હાસ્ય વિધવિધ પળોએ વિધવિધ પલટાઓ લેતી મારી મૂર્તિની કલ્પનાએ ઓર વધી પડ્યું. હસવું કે રડવું એની મને યે સમજ ન પડી. અંતે હું યે તેમના હાસ્યમાં જોડાયો. શું કરું? મૂર્ખની જેમ એટલાં હસતાં હતાં એ લોકો!"

"તે હસે નહિ તો શું કરે રડે, હસવા જેવું હોય ત્યાં યે?" મંડળીમાંથી કોઈક બોલ્યું.

"પછી?" થોડી વાર વસંત કંઈ ન બોલ્યો એટલે કોઈકે પૂછ્યું.

"પછી શું? અમારી વાત થઈ પૂરી." વસંતે કહ્યું.

બેએક પળ બધા મૂગા બેસી રહ્યા. પછી જાણે ભાનમાં આવ્યો હોય તેમ અરુણ બોલ્યો: "વાત તો સારી કહી, વસંત. પણ તું તો એક કરુણ વાત કહેવાનો હતો ને?"

"તે આ શું કર્યું મેં!" વસંતે કહ્યું. ને પળ પછી ખિન્નતાથી: "જો, આ તું એની કરુણતા ન સમજ્યો એ જ એની ગોઝી કરુણતા નહિ?" કહી, એક વિષાદમય સ્મિત સહિત તેણે આખી વાત સમેટી લીધી.



## આશા શી!

નાથાલાલ દવે

ધીખે ધીમ; પરાસ્ત તસ ધરણી, આકાશ આગે બળે;
સૂકાયો સરિતાપ્રવાહ, વસમી રેતી રહી પ્રજ્વળે.
ખાલી ખીણુ પડી, વિવર્ણું વિટપો, જાણે ગયાં સૌ ખરી;
શો નિષ્ઠુર નિદાઘ! શાખ પરથી જો. તું ય જાશે ઊડી
તો રે કોકિલ! શીર્ણું જીર્ણું તરુને જીવ્યા તણી આશ શી?

### કોકિલનો જવાબ:

ના, ના એમ કહો; ધરાતલ લગી છે મૂળ ઊંડાં ગયાં
એનો રસ ના ખૂટશે, પમરશે કૈં કેસરી કૂંપળો,
ને આવી ઘનશ્યામ મેઘ વરસી જાશે નવી જીંદગી
જાતાં જ્યાં મુજ નીડ અન્ય વિટપે, પ્રાશું નવાં પંખી કો'
રેલો.પંચમ સૂર, મિત્ર! તુજ રે શાખા ન સૂની પડે.

# ઇંડિયન ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સ : બેંગલોર

## આપણી વૈજ્ઞાનિક સંશોધન સંસ્થાઓ

ડૉ. નરસિંહ મૂળજીભાઇ શાહ

[ વારંવાર સંભળાય છે કે યુદ્ધોત્તર કાળમાં સરકાર વૈજ્ઞાનિક સંશોધનની ખીલવણી અર્થે દેશમાં મોટી સંશોધન સંસ્થાઓ કાઢવાની યોજનાઓ હાથ ધરી રહી છે. આવી કાઢવા ધારેલી ૭ સંસ્થાઓમાંથી બેત્રણની તો શરૂઆત પણ થઇ ગઇ છે. આ સંબંધી અત્યારે દેશમાં કેટલી સંસ્થાઓ હયાતિ ધરાવે છે, તેમનાં સાધનો શાં છે, તેઓ કેવી જાતનું કાર્ય કરે છે, ઇત્યાદિ માહિતી અગત્યની થઇ પડશે. અમે આ લેખમાળા દ્વારા જુદી જુદી સંસ્થાઓની માહિતી આપવા ઉમેદ રાખીએ છીએ. આ માહિતી વાચકોને રસપ્રદ તેમજ અભ્યસનીય થઇ પડશે એ જણાવવાની જરૂર રહેતી નથી. દેશની ઔદ્યોગિક ખીલવણીમાં આપણે હજી દુનિયાના બીજા દેશો કરતાં ઘણા પછાત છીએ એ વસ્તુસ્થિતિ સમજાવવા આ લેખમાળા ઉપયોગી થશે. —સંચાલક. ]

વિજ્ઞાને છેલ્લાં સો વર્ષોમાં નવી દુનિયા સર્જાવી છે. માનવીજીવનની પ્રત્યેક પ્રવૃત્તિમાં રાષ્ટ્રીય તેમજ આંતરરાષ્ટ્રીય દરેક ક્ષેત્રમાં વિજ્ઞાને પોતાનું સ્થાન જમાવ્યું છે. ડગલે ને પગલે આજે વૈજ્ઞાનિક સંશોધનોથી ઉપસ્થિત થયેલ શોધોની અસર જનતાના જીવન પર થાય છે. વિજ્ઞાનની નવી શોધોએ મનુષ્યના દૃષ્ટિબિંદુમાં પરિવર્તન આણ્યું છે. પરિણામે સામાજિક પરિવર્તનો ઝડપભેર થઇ રહ્યાં છે.

વિજ્ઞાનદ્વારા અનેક અપૂર્વ ફાયદા મોટે ભાગે યુરોપના દેશોને થયા: ત્યાં વૈજ્ઞાનિક શોધખોળોને લીધે ઉદ્યોગોની વૃદ્ધિ થઇ. વૈજ્ઞાનિક સંશોધન અર્થે જગતના પ્રગતિમય દેશોમાં મોટી મોટી સંસ્થાઓ અસ્તિત્વમાં આવી. તે દેશોની સરકારોએ તેની પાછળ પુષ્કળ ખર્ચ કરવા માંડ્યો. પરંતુ હિંદમાં પરિસ્થિતિ સાવ નિરાળી હતી.

ઓગણીસમી સદીમાં હિંદમાં વૈજ્ઞાનિક શિક્ષણ અને સંશોધન પ્રત્યે ખાસ ધ્યાન અપાતું નહોતું. ઉચ્ચ શિક્ષણ ખાસ કરીને સાહિત્ય અને કાયદાના વિષયોમાં અપાતું. પરિણામે દેશના ભણેલાઓમાં બેકારી વધવા લાગી. વીસમી સદીની શરૂઆતમાં આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય અને શ્રી જગદીશચંદ્ર બોઝે પોતાનાં સંશોધનોથી જગતના વૈજ્ઞાનિકોની દૃષ્ટિ હિંદ તરફ ફેરવી, એટલું જ નહીં પણ હિંદમાં વૈજ્ઞાનિક શિક્ષણ અને સંશોધનને વેગ આપ્યો. હિંદના વિદ્યાર્થીઓમાં વિજ્ઞાનના અભ્યાસ પ્રત્યે રુચિ થવા લાગી અને ઉત્સાહ આવવા લાગ્યો, અને દેશના ઉદ્યોગોની ખીલવણી અને વૈજ્ઞાનિક શિક્ષણના વિસ્તાર માટે પગલાં ભરવાનું કાર્ય ઉપાડી લેવાયું.

દાનવીર જમશેદજી નસરવાનજી તાતાએ પશ્ચિમના દેશોમાં થયેલી વૈજ્ઞાનિક પ્રગતિ અને તેથી તે દેશોને થયેલા લાભોનું અવલોકન કર્યું અને હિંદમાં વૈજ્ઞાનિક સંશોધન માટે કાંઇક કરવાની તેમને અગત્યતા જણાઇ. તેમણે દીર્ઘ દૃષ્ટિ વાપરી વૈજ્ઞાનિક સંશોધન અર્થે એક મોટી સંસ્થા સ્થાપવાનો નિર્ણય કર્યો અને ઇંગ્લાંડના વિખ્યાત વૈજ્ઞાનિક સર વિલિયમ

રામ્સેને સલાહ આપવા માટે વીસમી સદીના પ્રારંભમાં હિંદ બોલાવ્યા. તેમની સલાહ મુજબ બેંગલોરમાં ઈંડિયન ઈન્સ્ટીટયુટ ઑફ સાયન્સની સ્થાપના કરવામાં આવી. આ ઈન્સ્ટીટયુટ સામાન્યતઃ તાતા ઈન્સ્ટીટયુટ તરીકે ઓળખાય છે. શ્રીયુત તાતાએ આ સંસ્થા માટે ત્રીસ લાખ રૂપિયા આપવાનું જાહેર કર્યું. મૈસુરના મહારાજાએ આ નવી સંસ્થાને ૩૭૧ એકર જમીન આપી અને પાંચ લાખ રૂપિયા શરૂઆતના ખર્ચ માટે આપ્યા. ઉપરાંત મૈસુર સરકાર પચાસ હજાર રૂપિયા દર વર્ષે આ સંસ્થાને આપે છે. હિંદની સરકારે દોઢ લાખ રૂપિયા આપવાનું જાહેર કર્યું. આ બધાની વ્યવસ્થા માટે અને સંસ્થાના વહીવટ માટે દાતા, સરકાર અને મૈસુર સરકાર વચ્ચે સમજૂતી થઈ. દુર્ભાગ્યે, ૧૯૦૪ ના મેની ૧૯મી તારીખે આ જ અરસામાં શ્રી. તાતાનું અવસાન થયું. આથી સંસ્થાને તેમના અનુભવનો લાભ મળી ન શક્યો અને યોજના જરા ખોરંભે પડી. પરંતુ જમશેદજી તાતાના ચિરંજીવીઓ સર દોરાબ અને સર રતન તાતાએ પોતાના પિતાની ઇચ્છા મુજબ સંસ્થાને આગળ ધપાવવા ઉત્સાહ દર્શાવ્યો અને સખાવતની રકમ મુંબઈના ચેરીટેબલ એન્ડાઉમેન્ટસના ટ્રેઝરરના નામ પર કરી આપવામાં આવી. ૧૯૦૬ના ઑગષ્ટમાં ડો. ટ્રાવર્સ સંસ્થાના પ્રથમ નિયામક ચૂંટાયા. ૧૯૦૯માં સંસ્થાની કાઉન્સિલ અસ્તિત્વમાં આવી. તેણે મકાનો, સાધનો માટે જરૂરી તૈયાર યોજનાઓનો અમલ શરૂ કર્યો. આ કાર્યમાં મૈસુર સરકારે, હિંદી સરકારે અને મદ્રાસ સરકારે અનુક્રમે પાંચ લાખ, અઢી લાખ અને દોઢ લાખની મદદ આપી હતી.

આ સંસ્થાના ધ્યેયો નીચે પ્રમાણે રાખવામાં આવ્યા છેઃ

૧. જ્ઞાનના બધા વિભાગોમાં ઉચ્ચ શિક્ષણ અને સંશોધન;

૨. હિંદુસ્તાનની ઔદ્યોગિક ખીલવણીને ઉત્તેજન મળે એ માટે ખાસ સંશોધન;

૩. ઉપલાં કાર્યો માટે વિજ્ઞાન અને કળાના વિદ્વાનોને પ્રોફેસર નીમવા, યોગ્ય લાયબ્રેરીઓ, પ્રયોગશાળાઓ કાઢવી;

૪. ઉપરના ધ્યેયોની સિદ્ધિ અર્થે એવું કામ કરતી બધી સંસ્થાઓ સાથે શક્ય હોય તેટલો સહકાર કરવો.

ઈન્સ્ટીટયુટ પોતાના ધ્યેયોને આગળ ધપાવવા સંશોધન હાથ ધરે છે અને વિદ્યાર્થીઓને તેને અંગે જરૂરી બધી સગવડો આપે છે. તેમાં કામ કરીને બહાર પડતા વિદ્યાર્થીઓને જુદી જુદી પદવીઓ આપવામાં આવે છે. આ સંસ્થા ફેલોશિપ (F. I. I. Sc.) આપે છે. આ માન સૌથી મોટું છે. ઓછામાં ઓછાં પાંચ વર્ષ કીમતી સંશોધન કર્યું હોય અને એ દ્વારા ઔદ્યોગિક યા વૈજ્ઞાનિક જ્ઞાનની પ્રગતિ અર્થે પોતાનો ફાળો આપ્યો હોય એવાઓને સંસ્થાની સેનેટની ભલામણ પરથી ફેલો નીમવામાં આવે છે. અત્યાર સુધી આવું માન ૭ ફેલોને મળ્યું છે. ઉપરાંત વિજ્ઞાનના ક્ષેત્રમાં અગ્રગણ્ય વ્યક્તિઓને માનાર્હ ફેલોશિપનું માન આપવામાં આવે છે. આ વ્યક્તિઓમાં ઈન્સ્ટીટયુટને પોતાની ખાસ સેવાઓ આપી હોય યા પોતાના સંશોધન કાર્યમાં નામના મેળવી હોય એવાનો સમાવેશ થાય છે. આવા માનાર્હ ફેલો ૭ છે.

જે વિદ્યાર્થીઓએ પાંચ સત્ર સળંગ સંસ્થામાં સંશોધન કાર્ય કર્યું હોય એવા વિદ્યાર્થીઓને 'એસોસિયેટ (A. I. I. Sc.) ગણવામાં આવે છે. આ પદવી હિંદુસ્તાનની બીજી યુનિવર્સિટીઓની માસ્તર ઑફ સાયન્સ (M. Sc.) ની બરાબર ગણાય છે. ઉપરાંત, જે વિદ્યાર્થીઓ ઇન્સ્ટીટ્યુટમાં જોડાયા પૂર્વે સંશોધન કર્યું હોય એવો સંતોષકારક પુરાવો લાવે, અને પછી ઇન્સ્ટીટ્યુટમાં ત્રણ સંપૂર્ણ સત્ર કામ કરે, તો તેમને પણ એસોસિયેટ બનાવવામાં આવે છે. જે વિદ્યાર્થીઓ ત્રણ સત્ર ઇન્સ્ટીટ્યુટમાં સંશોધન કામ કરી ઇન્સ્ટીટ્યુટ છોડી જાય પણ પછીનાં બે વર્ષ સુધીમાં બીજે કરેલું સંશોધન ઇન્સ્ટીટ્યુટને મોકલે, તો તેઓને પણ એસોસિયેટ બનવાનો લાભ મળે છે. અત્યાર સુધી આવા એસોસિયેટની સંખ્યા ૨૯૦ છે. ઇન્સ્ટીટ્યુટની સેનેટે મંજુર કરેલો અભ્યાસક્રમ જે વિદ્યાર્થીઓ સંતોષકારક રીતે પૂરો કરે તેમને સર્ટિફીકેટ આપવામાં આવે છે. આવાં ૪૭૭ સર્ટિફીકેટો આપવામાં આવ્યાં છે.

૧૯૧૧ના જુલાઈમાં, વિદ્યાર્થીઓની પહેલી ટુકડી ઇન્સ્ટીટ્યુટમાં દાખલ કરવામાં આવી હતી તે વખતે સામાન્ય રસાયન ખાતું, ઔદ્યોગિક રસાયન ખાતું અને વિજળીક ટેક્નોલોજી—એમ ત્રણ ખાતાંમાં કાર્ય શરૂ કરવામાં આવ્યું હતું. ત્રણ માસ બાદ કાર્બનિક-રસાયન ખાતું ખોલવામાં આવ્યું. ૧૯૧૪માં સામાન્ય રસાયન અને કાર્બનિક રસાયન ખાતાંને જોડી દેવામાં આવ્યાં. ૧૯૨૧માં ઔદ્યોગિક રસાયન ખાતું ધીમે ધીમે રસાયન ખાતામાં સમાવી દેવામાં આવ્યું. અને બાયો-કેમિસ્ટ્રી વિભાગ–જીવ રસાયનનું નવું ખાતું શરૂ કરવામાં આવ્યું. ૧૯૩૩–૩૪માં ભૌતિક વિજ્ઞાન વિભાગ શરૂ કરવામાં આવ્યો.

દર પાંચ વર્ષે સરકાર તરફથી સંસ્થાનાં કાર્યની તેમજ ખાતાંઓની તપાસ કરવા તપાસ સમિતિ નીમવામાં આવે છે. તેની ભલામણ અનુસાર સામાન્ય અને કાર્બનિક રસાયન ખાતાંઓને ૧૯૪૦માં શુદ્ધ અને ઔદ્યોગિક રસાયન ખાતામાં ફેરવવામાં આવ્યાં. બીજે વર્ષે ફાર્માકોલોજી—ઔષધિ અન્વેષણ વિજ્ઞાનનો વિભાગ શરૂ કરવામાં આવ્યો. ૧૯૪૧–૧૯૪૨માં રાસાયનિક એન્જીનિયરીંગ અને ફર્મેન્ટેશન ટેક્નોલોજી—કિણ્વીકરણ વિધિ વિજ્ઞાનના વિભાગો કાઢવામાં આવ્યા. ૧૯૪૩માં કોસ્મીક રે–વિશ્વકિરણ–સંશોધન વિભાગ શરૂ કરવામાં આવ્યો. આ માટે સર દોરાબજી તાતા ટ્રસ્ટ તરફથી નાણાં આપવામાં આવ્યાં હતાં. હવે આ કોસ્મીક રે સંશોધન વિભાગ તાતા ઇન્સ્ટીટ્યુટ ઑફ ફન્ડામેન્ટલ રીસર્ચ, મુંબઈમાં લઈ જવામાં આવ્યો છે.

ધાતુ સંશોધન વિજ્ઞાન અને આંતરદાહક એન્જીનો સંબંધી ઇજનેરી વિજ્ઞાનનાં સમતાં બે નવાં ખાતાં ખોલવામાં આવનાર છે. આ સંબંધી ખાતાંઓની વ્યવસ્થા કરવા તે વિષયોના નિષ્ણાત પ્રાધ્યાપકોની નિમણૂક થઈ ગઈ છે.

ખાતાવાર ચાલતા સંશોધનનો સવિસ્તર ઉલ્લેખ સ્થળસંકોચને લીધે ટૂંકાવીને આપીએ છીએ, શુદ્ધ સંશોધનનો સવિસ્તર ઉલ્લેખ જાણીજોઈને છોડી દીધો છે. એનો અર્થ એવો નથી કે ત્યાં શુદ્ધ સંશોધન હાથ ધરવામાં આવતું નથી. ઔદ્યોગિક સંશોધનમાં ઉપયોગી થાય એવું અને બીજું મૂળગત શુદ્ધ સંશોધન ખૂબ બહાર પડ્યું છે.

સંસ્થાની વ્યવસ્થાપક સમિતિની ભલામણ અનુસાર જુદા જુદા ઔદ્યોગિક વિષયો પર સંશોધનો શરૂ કરવામાં આવ્યાં હતાં. આ વિષયોમાં, સક્રિય કાર્બન (activated

carbon ), કાચની બનાવટ, મીનાકામ, પ્લાસ્ટીક, લોહના મિશ્રિત ખનીજના શક્ય ઉપયોગો, રસાયનોની બનાવટ, વિટામીન સંબંધી સંશોધન, સૂક્ષ્મજંતુ વિજ્ઞાન, ખોરાકને લગતા પ્રશ્નો, પેનીસીલીનની બનાવટ, વિજળીક ધ્વનિશાસ્ત્ર, ગેજ બનાવટ અને ગેજની તપાસ વગેરેનો સમાવેશ થાય છે. આ ઉપરાંત સાયન્ટીફીક અને ઇન્ડસ્ટ્રીયલ રીસર્ચ બોર્ડ, એગ્રિકલ્ચરલ રીસર્ચ કાઉન્સિલ, મદ્રાસ સરકાર વગેરે તરફથી આવેલ જુદી જુદી તપાસના પ્રશ્નો પણ હાથ ધરવામાં આવ્યા હતા. આમાં ઔષધો, ખાતર, ખનીજ, હાઈડ્રોજન પેરોક્સાઇડની બનાવટ, કાર્બનિક રસાયનોની બનાવટ ઇત્યાદિનો સમાવેશ થાય છે. ઘીમાં ભેળસેળ શોધી કાઢવાના પ્રયોગો, ઘીની બનાવટ, ઘીના દાણા ઇત્યાદિ ઘીની શુદ્ધતા સાચવવા સંબંધી અનેક પ્રશ્નો લેવામાં આવ્યા હતા. બાળકોના કાળજામાં એક પ્રકારનું દર્દ—સીરોસીસ (cirrhosis) થાય છે તેની ઉત્પત્તિ અને આવજાત પર અન્વેષણ કરવામાં આવ્યું હતું. આ તપાસનું ખર્ચ શેઠ કસ્તુરભાઈ લાલભાઈ તરફથી મળેલ ફંડમાંથી કાઢવામાં આવ્યું હતું.

સંસ્થાની શરૂઆતમાં શિક્ષણ અને સંશોધન માટે આઠ અધ્યાપકો હતા. ૧૯૨૬–૨૭માં તેની સંખ્યા ૧૪ થઈ. ૧૯૨૯માં ખાતાંઓની સંખ્યાની વૃદ્ધિ થતાં તે સંખ્યા ૨૪ની થઈ. ૧૯૪૧માં અધ્યાપકોની સંખ્યા ૩૦ હતી; ૧૯૪૨માં સંશોધનની યોજનાઓ વૃદ્ધિ પામતાં, સંખ્યા ૪૫ સુધી ગઈ અને આજે ૮૨ સભ્યો છે.

વિદ્યાર્થીઓની સંખ્યા નીચેના કોષ્ટકમાં બતાવી છે :

| વર્ષ | ખાતાંની સંખ્યા | વિદ્યાર્થીની સંખ્યા |
|---|---|---|
| ૧૯૧૧–૧૨ | ૪ | ૨૪ |
| ૧૯૨૧–૨૧ | ૪ | ૮૩ |
| ૧૯૨૨–૨૩ | ૫ | ૧૦૬ |
| ૧૯૨૭–૨૮ | ૫ | ૧૨૪ |
| ૧૯૨૮–૩૩ | ૫ | ૧૨૪–૧૬૭ |
| ૧૯૩૩–૩૪ | ૬ | ૧૯૧ |

આજે આ સંખ્યા ૨૧૪ છે. છેલ્લાં વર્ષોમાં ખાતાંની સંખ્યામાં વધારો થયો છે. આજે ૧૦ ખાતાંઓ છે.

૧૯૪૪–૪૫ માં વિષયવાર વિદ્યાર્થીઓ નીચે પ્રમાણે છેઃ

| | | | |
|---|---|---|---|
| ભૌતિક વિજ્ઞાન | ૧૩ | વિજળીક ટેકનોલોજી | ૮૦ |
| સામાન્ય રસાયન વિજ્ઞાન | ૫૭ | ઉડ્ડયન ઇજનેરી | ૧૬ |
| કાર્બનિક રસાયન વિજ્ઞાન | ૧૯ | વિશ્વકિરણ સંશોધન | ૪ |
| જીવ રસાયન „ | ૨૫ | | |

સંસ્થામાંથી સંશોધનની તાલીમ લઈને બહાર પડેલા વિદ્યાર્થીઓ સરકારી ખાતાંઓમાં, ઉદ્યોગોમાં અને બીજી સંસ્થાઓમાં સારી જગ્યાઓ ભોગવે છે અને જવાબદારીભર્યું કામ સાચવે છે. વિદ્યાર્થીઓ માટે રહેવા ઇન્સ્ટીટ્યુટે હોસ્ટેલની સગવડ કરેલી છે. ૧૭૦ વિદ્યાર્થીઓ માટે એમાં સગવડ છે. ખાવાનો ખર્ચ ૫૦–૬૦ રૂપિયા આવે છે. ઇન્સ્ટીટ્યુટ જીમખાના વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકો માટે રમતગમતનાં સાધનો પૂરાં પાડે છે.

એમ આશા છે કે ઇન્સ્ટીટયુટ થોડા વખતમાં હજી પણ વિસ્તાર પામશે. સરકાર તરફથી નવાં ખાતાંઓ ખોલાવાનો સંભવ છે.

સંસ્થાની લાયબ્રેરીમાં ૩૩,૮૯૫ પુસ્તકો છે. તેમાં ૨૬,૧૫૪ પુસ્તકો અને પ્રકાશનોનાં બાંધેલાં પુસ્તકો છે. અભ્યાસ માટે લાયબ્રેરી હોલમાં સારી સગવડો છે. લાયબ્રેરી સવારના આઠથી રાતના દશ સુધી ઉઘાડી રહે છે.

ઇન્સ્ટીટયુટ તરફથી પોતાનું જર્નલ પ્રગટ થાય છે. તેમાં વિજ્ઞાનની જુદી જુદી શાખાઓમાં સંસ્થામાં થયેલ સંશોધનોના અહેવાલ પ્રગટ કરવામાં આવે છે. અત્યાર સુધી જર્નલના ૨૭ પુસ્તકો પ્રગટ થયાં છે. સંશોધન કરતા વિદ્યાર્થીઓને ફ્રેંચ અને જર્મન ભાષામાં પ્રગટ થતાં જર્નલો વાંચવામાં મદદ કરવા એ ભાષાઓના ક્લાસ લેવામાં આવે છે, અને વિદ્યાર્થીઓને પરદેશી પ્રકાશનોમાંથી ભાષાંતર કરવામાં મદદ કરવામાં આવે છે.

x x x

બર્લિનમાં કૈસર વિલ્હેલ્મ સોસાયટીની સ્થાપના વખતે જર્મનીના વિદ્વાન વૈજ્ઞાનિકો અને કૈસર સમક્ષ પ્રોફેસર એમિલ ફિશરે શુદ્ધ રસાયન અને ઔદ્યોગિક રસાયનનો સંબંધ બતાવીને ખાસ ઉલ્લેખ કરેલો કે જેટલી વધારે સગવડો શુદ્ધ વૈજ્ઞાનિક સંશોધનને મળશે તેટલો વધારે અંશે ઉદ્યોગોને લાભ થવાનો. હિંદુસ્તાનમાં વિશ્વયુદ્ધના કપરા કાળ દરમિયાન દસ્તૂરને ગાદીએ ગાંધી બની શુદ્ધ સંશોધનને ઉતારી પાડનારા આ વસ્તુ વિચારશે ?

ઔદ્યોગિક સંશોધનની મોટી મોટી ડંફાસો હાંકનારા અજાણતાં પ્રગતિરોધક બની જાય છે એ વસ્તુ ક્યારે સમજાશે ? ટેકનીકલ કેળવણી પર પોતાના વિચારો દર્શાવતા પ્રોફેસર હક્ષલીનાં વચનો ટાંકી આ લેખ પૂરો કરીએ:

"I would make accessible the highest and most complete training the country could afford. Whatever that might cost, depend upon it, the investment would be a good one. I weigh my words when I say that if the nation could purchase a potential Watt, or Davy, or Faraday at the cost of a hundred thousand pounds down, he would be dirtcheap at the money. It is a mere common place and everyday piece of knowledge, that what these three men did, has produced untold millions of wealth in the narrowest economical sense of the word."

[ દેશ આપી શકે એવી ઊંચી અને સંપૂર્ણ તાલીમ હું બધાને સુલભ કરી આપું. તેનું ખર્ચ ગમે તે આવે, વિશ્વાસ રાખો કે એ પૈસાનું રોકાણ સારું થશે. હું મારા શબ્દો તોળીને કહું છું કે જો દેશ એક સંભવિત વોટ, ડેવી કે ફેરાડેને ખરીદી શકે, તો તેને આપેલા પૈસાની રકમ ગમે તેટલી હોય છતાં તે સસ્તો પડવાનો એ તો સાવ સામાન્ય વાત છે કે આ ત્રણ વૈજ્ઞાનિકોએ જે કર્યું તેનાથી, સાવ ટૂંકી આર્થિક દૃષ્ટિએ પણ, ન ગણી શકાય એટલી દોલત પેદા થઈ છે. ]

卐

# જૂનો પ્રશ્ન

સરોજિની મહેતા, એમ. એ.

રામના સીતાત્યાગના પ્રશ્ન વિષે મેં ઉપાડેલી ચર્ચા ઉપર કેટલાંક લખાણો 'પ્રસ્થાન'માં આવ્યાં છે. આ બધાના છેવટના જવાબ રૂપે મારું મંતવ્ય રજૂ કરું છું.

આધુનિક દૃષ્ટિએ વિચાર કરીએ તો જ આ પ્રશ્ન વિષે ચર્ચા કરવાની રહે છે. બાકી પતિની આજ્ઞા એ પ્રભુની આજ્ઞા માની શિરસાવંદ્ય ગણનાર સ્ત્રીના પ્રાચીન દૃષ્ટિબિંદુથી જોતાં તો ચર્ચા કરવાની રહેતી જ નથી. સ્ત્રીના ઉતરતાપણાની અને ગુલામી દશાની ભાવનામાંથી એવું દૃષ્ટિબિંદુ ઉત્પન્ન થાય છે અને તે આધુનિક સ્ત્રીને માન્ય ન જ હોય. એટલે, અર્વાચીન સ્ત્રી સતીનું માનસ સમજી ન શકે એમ કહેવાથી કશો અર્થ સરતો નથી. એવા માનસ પ્રત્યે અર્વાચીન સ્ત્રીને જરા પણ સહાનુભૂતિ નથી જ.

રામે શા માટે સીતાને અગ્નિપ્રવેશ કરવા કહ્યું, પ્રજાના સંતોષ ખાતર, દેવોને રીઝવવા ખાતર એ બધી કપોલ કલ્પનાઓની શી જરૂર છે? રામાયણના યુદ્ધકાંડમાં ૧૧૫મા સર્ગમાં રામ પોતે જ સીતાને કહે છે કે "મેં રાવણને મારી દક્ષિણ દિશા જીતી છે. આ મહા ઉદ્યમ × × × મેં તારે માટે કર્યો નથી. પણ તે તો મને લાગતા અપવાદનું રક્ષણ કરવા અને વિખ્યાત મારા સૂર્યવંશને લાગતા કલંકનું માર્જન કરવા માટે જ કર્યો છે, એમ જ તું માનજે. જેના ચરિત્રને માટે સંદેહ છે એવી તું, આજે મારી સામે આવીને ઊભી છે તો ખરી પણ જેમ નેત્રના રોગીને દીપક પ્રતિકૂળ લાગે છે તેમ તું મને પ્રતિકૂળ લાગે છે. × × હું તને મુક્ત કરું છું. હવે તને જ્યાં ગમે ત્યાં તું જા. મારે હવે તારું કામ નથી. × × જે માટે હું તને જીત્યો છું તે માન મને મળ્યું છે, પણ તારા ઉપર મને પ્રીતિ નથી. માટે ઇચ્છામાં આવે ત્યાં હવે તમે ચાલ્યાં જાઓ."

લક્ષ્મણ, ભરત, સુગ્રીવ, શત્રુઘ્ન, વિભીષણ એમાંથી ગમે તેને બીજા પતિ તરીકે પસંદ કરવાનું રામ સીતાને એ જ સર્ગમાં કહે છે! જેમને શંકા હોય તેમણે રામાયણ ઉઘાડી વાંચી જોવું. આટલી હદ સુધી તો કળિયુગનો પતિ પણ ભાગ્યે જ સ્ત્રીનો તિરસ્કાર કરે.

આવા બધા શબ્દો રામે સીતાને મશ્કરીમાં કહ્યા હતા અથવા લોકોને દેખાડવા દંભ કર્યો હતો એમ તો કહેવાની ધૃષ્ટતા કોઇ નહિ જ કરે ને! રામને સીતા પર વિશ્વાસ નહોતો એ માટે રામના પોતાના શબ્દો કરતાં બીજા વિશેષ પુરાવાની જરૂર નથી. અને પ્રથમ લેખમાં મેં લખ્યું હતું તેમ, જ્યાં પરસ્પર વિશ્વાસ ન હોય ત્યાં સહજીવન એ લોકલાજે રાખેલો દંભ છે.

શ્રી રાજહંસે લખ્યું હતું કે રામે પ્રથમથી વાલ્મીકિના આશ્રમમાં સીતાને મોકલવાની વ્યવસ્થા કરી હતી. તેમને ઉત્તરકાંડના ૪૫મા સર્ગમાંના રામના નીચેના શબ્દો વાંચી જવા સૂચવું? "હે લક્ષ્મણ, કાલ પ્રભાતમાં × × સીતાને × × મારા દેશની

સીમની બહાર મૂકી આવ. ગંગાને સામે તીરે તમસાના પ્રદેશમાં મહાત્મા વાલ્મીકિ મુનિનો દિવ્ય આશ્રમ છે. × × તે એકાંત પ્રદેશમાં સીતાને મૂકીને તું શીઘ્ર અહીં પાછો આવજે." વાલ્મીકિના આશ્રમમાં સોંપી આવવાની પણ વાત નથી ત્યાં પહેલેથી વ્યવસ્થા કરવાની વાત જ ક્યાં રહી ? એવી વ્યવસ્થા કરવાનો સમય જ ક્યાં હતો ?

રાજમહેલમાં અન્ય સાથે અને સીતા સાથે પણ સીતાત્યાગનું છલ ચાલુ રાખવામાં આવ્યું હતું. સારથીને લક્ષ્મણે કહ્યું હતું કે "રાજાની આજ્ઞાથી મહર્ષિઓના આશ્રમો જાનકીજી જોવા જવાનાં છે." લક્ષ્મણ રાજભવનમાં ગયા અને જાનકીને કહ્યું: "આર્યે ! તમે સમર્થ રાજા પાસે ઋષિઓના આશ્રમોમાં જવાની પ્રતિજ્ઞા દર્શાવી × × તેથી રાજાએ તમને ઋષિના આશ્રમમાં લઈ જવાની મને આજ્ઞા કરી છે. × × રાજાની આજ્ઞાથી × × રમણીય આશ્રમોમાં મારે પહોંચાડવાનાં છે."

જાનકીએ કહ્યું : "હે દેવર ! હું ઘણાં અશુભ ચિન્હ જોઉં છું."

લક્ષ્મણે × × મનમાં આનંદ ન છતાં આનંદ હોય તેવો દેખાવ કરી કહ્યું: "સ્વર્ગે, સર્વ કુશળ છે. તમે ચિંતા ન કરો." (ઉત્તરકાંડ સર્ગ ૪૬)

એ જ કાંડમાં ૪૭ મા સર્ગમાં લક્ષ્મણ અને સીતાનો સંવાદ વાંચતાં સીતાને ભોળવીને આણવામાં આવી હતી તે વિષે બિલકુલ શક રહેતો જ નથી.

લક્ષ્મણ સીતાને એ જ સર્ગમાં કહે છે કે "આ ગંગાના તીર ઉપર બ્રહ્મર્ષિઓનું પવિત્ર અને રમણીય તપોવન છે ત્યાં તમે જાઓ." (લક્ષ્મણ મૂકવા જતો નથી.)

ઉત્તરકાંડના ૪૯મા સર્ગમાં લખ્યું છે કે "સીતાનું રોવું સાંભળીને તે સ્થળમાં ફરતા ઋષિકુમારો ત્યાં આવ્યા. × × વાલ્મીકિને સીતાનો રુદનવૃત્તાંત × × નિવેદન કર્યો." × × "ઋષિઓને ઓરેથી આવું વૃત્તાંત જાણીને ધર્મરૂપ અને તપથી જ્ઞાનચક્ષુ જેને પ્રાપ્ત થયેલાં છે એવા વાલ્મીકિએ તે કોણ છે તે વગેરેનો બુદ્ધિથી નિશ્ચય કર્યો."

એટલે મારી દલીલ ખરી છે કે સીતાનું રુદન સાંભળ્યાના અકસ્માતથી જ એ વાલ્મીકિનો આશ્રય પામી. પહેલેથી રામે કરેલી વ્યવસ્થાનું અહીં નામનિશાન નથી.

રામે ચૌદ વર્ષનો વનવાસ સ્વીકાર્યો તે પુત્ર તરીકેની ફરજ સમજી નહિ, પણ પ્રજા તરીકેનું કર્તવ્ય માની, એમ શ્રી રાજહંસ કહે છે. રામ એ પિતાના આજ્ઞાધીન આદર્શરૂપ પુત્ર તરીકે સર્વત્ર વખણાયા છે. રાજાની આજ્ઞા ઉઠાવનાર પ્રજાજન તરીકે શ્રી રાજહંસ એમને પ્રથમવાર જ મૂકે છે. અયોધ્યા કાંડના ૧૯, ૨૧, ૨૩, ૩૪ વગેરે સર્ગો વાંચતાં જણાશે કે રામ વારંવાર કહે છે કે પિતાની આજ્ઞાનું પાલન એ જ પુત્રનો ધર્મ છે. પ્રજાજન તરીકે રાજાની આજ્ઞાના પાલન વિષે લખેલું એક પણ ઠેકાણે જડ્યું નહિ.

વનવાસ જતી વખતે રામ રાજા થયા જ નહોતા તો પછી પ્રજાની ઇચ્છાને પ્રતિકૂળ થવાનો પ્રસંગ ઊભો જ નથી થતો એમ શ્રી રાજહંસ કહે છે. પણ જે દિવસે રાજા થવાના હતા તે જ દિવસે એમણે વનવાસ સ્વીકાર્યો. પ્રજાને મનથી રાજા જ હતા. અને યુવરાજ તરીકે પણ પ્રજા પ્રતિ ધર્મ હોય જ. કકળતી પ્રજા રામની પાછળ પાછળ ગઈ એ જ જણાવે છે કે રામ તરફ પ્રજાને અગાધ મમતા હતી. રામે તે મમતા તરછોડી.

બાલ્યાવસ્થામાં સીતા શિવધનુષ્ય લઈ દોડે એવી સશક્ત હતી એ વાલ્મીકિની કલ્પના ખરી હોય તો એ જ ધનુષ્ય ઉપાડી ન શકનાર રાવણને હાથે પોતાનું હરણ કેમ થવા દીધું? બે લાફા મારી તેને ભોંયભેગો કેમ ન કરી દીધો?

આધુનિક સ્ત્રીને ઉતારી જ પાડવી હોય તો અનેક રસ્તા છે. પણ એટલું તો ખરું જ છે કે સાચી આધુનિક સ્ત્રી એવી અસહાય નથી કે એક તરફ પતિ અને એક તરફ દિયર ધનુષ્યબાણ લઈ રક્ષણ કરે ત્યારે જ એ સહીસલામત રહે અને જરા વાર પણ એ રક્ષણહારો દૂર ખસે તો રાક્ષસ (ગુંડા) તેને ઉપાડી જાય. એ જાતે જ પોતાનું રક્ષણ કરી શકે છે; દેશને માટે કેસરીયાં કરવા બહાર પડે છે; પોલિસની લાઠીઓ સામે શિર ઝુકાવે છે; કારમા કારાવાસને હસતે મોંએ સ્વીકારી લે છે; બંદૂકની ગોળીઓની ઝડી વરસતી હોય ત્યાં ઘાયલોની સારવાર કરવા જાય છે; આઝાદ ફોજની સૈનિક બની જંગલો અને પહાડો ઘૂમી સશસ્ત્ર શત્રુદળોને હંફાવી શકે છે.

પહેલા લેખમાં મેં કહ્યું હતું તેમ, પ્રશ્નોની ચર્ચા કરવાથી કોઈ પોતાના વિચાર બદલતાં નથી. સૌ પોતાની જૂની માન્યતાને જ વળગી રહે છે. પણ એટલું તો ખરું જ છે કે વિચારને વેગ મળે છે. હું હજીયે મારા પહેલા લેખમાંના વિચારોમાં મક્કમ છું અને તે જ મુજબ પ્રતિપક્ષીઓ પણ હશે. મારી તરફથી આ ચર્ચા બંધ કરું છું અને આ સંબંધે મારો આ છેવટનો જ લેખ છે.

'ચૂંથણાં' ચૂંથવાની જરૂર એટલી જ કે હજી એ 'રાજહંસો' માનસ સરોવરમાં વસે છે, અને એમ માને છે કે દુનિયા પણ તેમ જ વસે છે. જુનવાણી આદર્શોથી સ્ત્રીના માનની કેવી હાનિ થઈ છે અને એનું જીવન કેવું રૂંધાઈ ગયું છે તેની, મોતીનો ચારો ચરનારને ક્યાંથી ખબર હોય?

卐

## પૂર્ણિમા

ઝાંખો સ્નિગ્ધ લપાય મેઘપટલે આષાઢનો ચંદ્રમા,<br>
ભીની ગંધભરી ધરા પર લસે વર્ષા તણી પૂર્ણિમા;<br>
ઓચિંતી ચમકી વળી ગગનમાં સંતાય તારાગણો,<br>
વાયે રમ્ય સમીર – સર્વ નીરખું લીલા પડી એકલો.<br>
જોતી ચંદ્ર હશે પ્રિયા નિજ ઘરે બેસી અગાશી પરે,<br>
રે શું એ ય વિચારતી મન મહીં જે ભાવ મારે ઉરે?

નાથાલાલ દવે

卐

## આષાઢના તારા

આભ ભરીને ઉગિયા આ આષાઢના તારા રે
આંખને લાગે આજ તમારાં તેજ અકારાં રે—આષાઢના૦
માંડી મેં તો આંખ ઇશાને,
ઢૂંઢું સૂનાં વ્યોમવિતાને,
વસમાં લાગે આજ રંગીલાં રૂપ તમારાં રે—આષાઢના૦
સૂનાં મારાં વન ને વાડી,
તરસ્યાં મારાં ખેતર ખાલી,
તરસી મારી સીમ ને સૂકી ડુંગરમાળા રે—આષાઢના૦
હોય આષાઢી રાત અંધારી,
જામે કેવી મેઘલી કાળી,
નેવે મીઠાં ગીતડાં ગાતી નીરની ધારા રે—આષાઢના૦
મેઘ તણી જ્યાં મોરલી બોલે,
ફેણ ઉછાળી વીજળી ડોલે,
મેહુલિયાને માંડવે જામે નાચ એ ન્યારા રે—આષાઢના૦
પૂરવ કેરા વાયરા આવો,
કાજળકાળાં વાદળ લાવો,
નક્ષત્રોના દીપ બુઝાવો.
લાવો ભીની ગંધભર્યાં ઘનઘોર અંધારાં રે—આષાઢના.

નાથાલાલ દવે

# પશ્ચિમનું પુનર્દર્શન

સરોજિની મહેતા, એમ. એ.

## બ્યુડાપેસ્ટ (ચાલુ)

બ્યુડાપેસ્ટમાં જોવાલાયક સ્થળોમાં ફીશર ઍસ્ટિયન નામનો બુરજ છે. એક વખત કોઈ પ્રસંગે માછીમારોએ સિપાઈ તરીકે કામ કરેલું અને આ સ્થળેથી બહુ બહાદુરીથી લડ્યા હતા. તેની યાદગીરીમાં માછી લોકોના મહાજને આ સ્થળ બંધાવી તેને ખૂબ શોભીતું કર્યું છે. એના ઉપરથી બ્યુડા અને પેસ્ટ બન્નેનો દેખાવ બહુ રમણીય લાગે છે.

આની પાસે સેંટ સ્ટીવન્સ ચર્ચ છે. હંગેરીમાં ખ્રિસ્તી ધર્મ સ્વીકારનાર પ્રથમ રાજા સ્ટીવન્સ હતો, તેની યાદગીરીમાં આ દેવળ બાંધ્યું છે. એણે એ ધર્મ માટે ખૂબ પ્રચાર કરી આખી પ્રજાને ખ્રિસ્તી કરી તેથી એ 'સેંટ સ્ટીવન્સ' કહેવાયો.

૧૯૧૮માં વિશ્વયુદ્ધ પૂરું થયું ત્યાં સુધી હંગેરી ઑસ્ટ્રિયાને તાબે હતું. તે વખતે ઑસ્ટ્રિયન રાજકુટુંબનાં માણસો ઘણીવાર બ્યુડાપેસ્ટ આવતાં. એમનો મહેલ બ્યુડામાં ઘણો વિશાળ છે. અહીં પણ સ્થનાં અને સરસામાન વરસાઈ જેવાં જ છે.

મહેલના ચોગાનમાં એક સ્પેનિશ રાઈડીંગ સ્કૂલ છે. ત્યાં લશ્કરી માણસોએ સુંદર કેળવાયેલા ઘોડા ઉપર બેસી જુદી જુદી કવાયતો બતાવી. વાજિંત્રના તાલ સાથે ઘોડા બરાબર તાલ ભરતા હતા. એક પણ ભૂલ વગર લગભગ અર્ધા કલાક સુધી, જાતજાતની કવાયત કરી બતાવી.

મહેલના એક ભાગમાં હંગેરીનો 'રીજંટ' રહે છે. ૧૯૧૮ પછી આ દેશમાં પ્રજાસત્તાક રાજ્ય ચાલે છે. પણ મુખ્ય રાજ્યાધિકારીને પ્રેસિડેન્ટ ન કહેતાં 'રીજંટ' કહેવામાં આવે છે. રીજંટ તો સગીર અથવા ગેરહાજર રાજાને બદલે કામ ચલાવનાર અધિકારીને કહેવાય, છતાં અહીં પ્રમુખને કેમ રીજંટ કહે છે એમ અમે પૂછ્યું, ત્યારે કહેવામાં આવ્યું કે, "હંગેરીની પ્રજા રાજસત્તાક રાજ્યમાં જ માને છે. વરસાઈના સુલેહકરાર પ્રમાણે ઑસ્ટ્રિયન રાજાએ ગાદી છોડી એટલે અમારે પ્રજાસત્તાક રાજ્ય બનાવવું પડ્યું. પણ એ તો કામચલાઉ વ્યવસ્થા છે. કોઈ દિવસ અમારો રાજા પાછો આવશે જ એમ અમે ચોક્કસ માનીએ છીએ. ઑસ્ટ્રિયન રાજા અમારે નથી જોઈતો. પણ અમારો પોતાનો રાજા અમને કોઈક દિવસ મળશે જ. તેના આવતાં સુધી જ હાલ પ્રજાએ ચૂંટેલો પ્રતિનિધિ રાજ્ય ચલાવે છે એટલે અમે એને રીજંટ કહીએ છીએ." રાજા ક્યાંથી આવશે અને ક્યારે આવશે તે તો હંગેરિયન પ્રજા જ જાણતી હશે!

હંગેરીની હાલની પ્રજાએ મધ્ય એશિયામાંથી આવી ત્યાંની જૂની પ્રજાને હરાવી હાંકી કાઢી તેને લગતાં ચિત્રો એક ઠેકાણે છે તે ખાસ જોવા જેવાં છે. ખૂબ મોટા તંબુ જેવું ગોળાકાર મકાન છે. તેની વચમાં ગોળાકાર બ્યાસપીઠ બનાવી છે. તેના ઉપર ચઢીએ એટલે ગોળાકાર ભીંત ઉપર ચિતરેલા વિજયી આક્રમણના જુદા જુદા પ્રસંગો નજરે પડે છે. માણસો, ઘોડા, ઝૂંપડાં બધું એવાં દેખાય તેવાં જ બતાવ્યાં છે એટલે નજર આગળ સાચું

દશ્ય જ ખડું હોય એમ લાગે છે. વિજય કરનાર નેતા આરપાડ અને એની પુત્રીનાં પણ ચિત્રો છે. અસલની જંગલી પ્રજાનાં ઝૂંપડાં, તેમનો સરસામાન, બધું આબેહૂબ છે. જ્યાં ચિત્રમાં દેવતા સળગાવેલો હોય ત્યાં અંદરની બાજુએથી લાલ પ્રકાશ આણી તાદૃશ દેખાવ કર્યો છે. નાનામાં નાની વિગતો પણ ખૂબ સંભાળપૂર્વક ચીતરી છે. મકાનની અંદર માત્ર ચિત્રો ઉપર જ અજવાળું આવે અને બાકીનો ભાગ અંધારામાં જ રહે એવી વ્યવસ્થા કરી છે એટલે ચિત્રોની ખૂબી ઓર જ લાગે છે.

બાકી બ્યુડાપેસ્ટમાં કુદરતી ગરમ પાણીના ઝરા ઘણા છે અને લંડન પેઠે જાહેર હમામખાનાં પણ ત્યાં બનાવ્યાં છે, જ્યાં લોકો દાક્તરી સલાહ મુજબ પાણી પીએ છે અને સ્નાન કરે છે.

બ્યુડામાં સેંટ ગેલર્ટ'સ નામની હોટેલમાં તરવાનો હોજ છે તે ખાસ જોવા જેવો છે. આરસપહાણના બાંધેલા ખૂબ મોટા સુંદર હોજમાં કાચ જેવું નિર્મળ પાણી છે. યંત્રથી કરેલી ગોઠવણ પ્રમાણે જ્યારે જોઈએ ત્યારે આમાં મોજાં ઉત્પન્ન કરી શકાય છે. અમને બતાવવા માટે યંત્ર ચલાવ્યું એટલે એકદમ સમુદ્ર માફક મોટાં મોટાં મોજાં ઊછળી, ધીર ગંભીર અવાજ કરતાં હોજને સામે કિનારે જઈ અથડાવા લાગ્યાં! વગર દરિયે સમુદ્રસ્નાનનો લાભ જ્યારે જોઈએ ત્યારે મળી શકે છે.

હંગેરિયન પ્રજાના ખેડૂત લોકોના પહેરવેશ બહુ જ કળામય હોય છે. સ્ત્રીઓએ હાથે કરેલું ભરતકામ એમાં ઘણું જોવામાં આવે છે જે કચ્છી અને કાઠિયાવાડી ભરતને કાંઈક મળતું હોય છે. રવિવારે પોતાના શ્રેષ્ઠ પોશાક પહેરી ગામડાંનાં લોકો દેવળમાં જાય છે. એટલે એ જોવા માટે બસ કંપનીઓ રવિવારે ગામડાંની સફર ખાસ ગોઠવે છે. ડૉ. બિન્નું કુટુંબ એ સફરમાં ગયું, પણ માત્ર પોશાક જોવા માટે દસ કલાકની સફર કરવી તે અમને તો વધારે પડતું લાગ્યું. વળી શહેરમાં પણ ગામડેથી આવેલાં ઘણાં માણસો એવા પોશાક પહેરી ફરતાં નજરે પડતાં હતાં. અમે તેને બદલે ડૅન્યુબ નદી ઉપર સ્ટીમરમાં સહેલગાહે ગયાં. નદી ઉપર ધીમે ધીમે ચાલતી નાવ ખૂબ દૂર સુધી જાય છે. સેંટ માર્ગરેટ આઇલૅંડના એક કિનારા પાસે થઈ નીકળે છે અને પાછાં આવતાં બીજા કિનારા પાસેથી આવે છે. બેટ ઉપર, કિનારા પાસે સર્વત્ર જાતજાતની ક્લબનાં મકાન છે. ટેનિસની, હલેસાં મારવાની, વાંસડાથી હોડી ચલાવવાની, તરવાની એવી વિવિધ રમતગમતની ક્લબનાં હારબંધ સુશોભિત મકાનોથી કિનારો દીપી રહ્યો છે. રમતોમાં મશગૂલ સ્ત્રી પુરુષોથી સર્વત્ર સ્થળ રળિયામણાં બની રહ્યાં હતાં.

સ્ટીમરમાં એક કન્યા આતુરતાથી અમારા સામું જોયા જ કરતી હતી. અમને કાંઈ કારણ સમજાયું નહિ. પાછાં આવી ઊતરવાને માત્ર દસેક મિનિટ રહી, ત્યારે તે અમારી પાસે આવીને પૂછ્યું કે, "તમે હિંદુસ્તાનથી આવો છો?" અમે હા કહી એટલે પાસે બેસી વાતો કરવા માંડી. તેણે કહ્યું કે મારી બહેનપણી મેરીએ મને ટેલિફોન કરી કહ્યું કે મેં, મેરીઅને અને સોફીએ હિંદુસ્તાનનાં પાંચ માણસો સાથે મૈત્રી કરી છે. પણ તમે તો બે જ છો." અમે કહ્યું કે બીજાં ત્રણ ગામડાં જોવા ગયાં છે. થોડી વારમાં ઊતરી જવાનું

હતું, તેટલામાં ખૂબ વાતો કરી લીધી. એ કન્યાનું નામ ઇવિ હતું. એણે કહ્યું કે છેક અત્યારે ઓળખાણ કરી તેને બદલે વહેલેથી કરી હોત તો અમારો પણ વખત આનંદમાં જાત. પણ મેરીએ એને પાંચ માણસ કહેલાં અને અમે તો બે જ હતાં, એટલે એને ખાત્રી નહોતી કે અમે એ જ મંડળનાં હોઈશું. વળી સ્વાભાવિક રીતે પરદેશીઓ સાથે વાત કરતાં સંકોચ લાગતો હતો. એક જ મંડળમાંની આ ચોથી કન્યા સાથે અમારે ઓળખાણ થઈ.

સાંજે હોટેલમાંથી મેરીઅનને ટેલીફોન કર્યો કે માર્યાને લઈ સેંટ માર્ગરેટસ આઇલેંડમાં આવે. એણે હા કહી. ત્યાં પહોંચ્યાં ત્યારે માર્યાને બદલે બીજી બહેનપણીને લઈને મેરીઅન આવેલી. માર્યા બહાર ગઈ હતી એટલે આને લઈ આવી એટલે અમારે તો એ જ મંડળની પાંચમી કન્યા સાથે ઓળખાણ થઇ. નવાઈ જેવું એ હતું કે આ પાંચે પાંચ બહેનપણીઓ એમનાં માબાપનું એકનું એક સંતાન હતી! મેરીઅન અને એની બહેનપણી સાથે અમે બેટ પર ખૂબ ફર્યાં ને પછી એક રેસ્ટોરાંમાં ગયાં. એ રેસ્ટોરાં હંગેરિયન ગામડાંનાં ઘર જેવું બનાવેલું હતું. ખેડૂતના ઘર પેઠે ઘાસની ગંજી, ઢોરની કોઢ, બધું ત્યાં કૃત્રિમ બનાવેલું. અંદરનો સામાન ને ગોઠવણ પણ ગામડાંનાં ઘર જેવાં. પીરસનારી સ્ત્રીઓએ ખેડૂત સ્ત્રીઓ જેવા જ સુંદર ભરતના પોશાક પહેરેલા. એટલે આખા દિવસનો મોટર બસની સફરનો શ્રમ કર્યા વગર અમને ગામડાંનાં દૃશ્યો જોવા મળ્યાં! પાછાં જતી વખતે કન્યાઓ કહે કે બસને બદલે સ્ટીમરમાં પેસ્ટ જઈએ. નવો અનુભવ લેવા અમે પણ હા કહી. પણ ખૂબ ચાલ્યા પછી સ્ટીમરનું સ્ટેશન આવ્યું અને ઘણી જ વાટ જોવડાવી ને પછી સ્ટીમર આવી. નાની સરખી, આ કિનારેથી પેલે કિનારે લઈ જનારી બોટ માત્ર હતી. એમાંથી ઊતરી કન્યાઓની છેવટની વિદાય લઇ અમે હોટેલ પર આવ્યાં.

બ્યુડાપેસ્ટમાં એક પ્રૌઢ સ્ત્રી અમને ભોમિયા તરીકે મળી હતી. એક દિવસે શહેરમાં ફરીને પાછાં ફરતાં વહેલાં અમે આવ્યાં. હોટેલમાં જમવાના વખતને હજી વાર હોવાથી જે કંપની મારફત મોટરબસમાં શહેર જોવા ગયેલાં તેની ઓફિસમાં જ બીજા મુસાફરો સાથે વાતો કરતાં અમે બેઠાં. પેલી ભોમિયણ પણ અમારી વાતોમાં સામેલ થઈ. વાત કરતાં જણાયું કે એ મૂળ હંગેરીના એક શ્રીમંત ઉમરાવ કુટુંબની હતી. પણ વરસાઈના કરારમાં થયેલી વહેંચણી પ્રમાણે હંગેરીના ઘણાએક પ્રાંતો ઝેકોસ્લોવેકિયાએ પચાવી પાડયા. આ બાઈની જમીન જાગીર પણ બધી એમાં ઘસડાઈ ગઈ. એટલે વૃદ્ધાવસ્થાને આરે પહોંચેલી છતાં એને આજીવિકા માટે આ ધંધો કરવો પડતો હતો. કોઈને આવી રે પડી ઓશિયાળો રોટલો ખાવો એનો તો એને સ્વપ્ને પણ વિચાર નહોતો આવ્યો. એણે યુરોપની મુસાફરી ખૂબ કરેલી હોવાથી અમે પૂછ્યું કે ઝેકોસ્લોવેકિયાની રાજધાનીનું શહેર પ્રાગ જોવા જેવું ખરું કે નહિ! ત્યારે એણે જે જવાબ દીધો તે હજી, મને બરાબર યાદ છે. "તમારે જોવા જવું હોય તો જાઓ. પણ અમને અન્યાય કરનાર દેશમાં જવાનું હું મારે મોંએ નહિ કહું. એ દેશની બદદાનતથી અમારા દેશનાં હજારો લોકો રખડી ગયાં. એક વખત કેટલાક મિત્રો સાથે હું મોટરમાં લાંબી મુસાફરી કરતી હતી ત્યારે ઝેકોસ્લોવેકિયાના એક ગામમાં રાતવાસો રહેવાની જરૂર પડી. મારા બધાં મિત્રો હોટેલમાં રાત ગાળવા ગયાં.

પણ મેં તો દ્રઢતાથી કહી દીધું કે ‘ એ દેશનો એક રાત પૂરતો આશ્રય કે પાણીનો છાંટો પણ મને ન ખપે. ગામ બહાર મોટરમાં જ હું સૂઈ રહીશ. અને એક રાત ભૂખી રહીશ તો મરી નહિ જાઉં.' એમણે ઘણોયે આગ્રહ કર્યો પણ હું તો મક્કમ જ રહી અને ગામ બહાર મોટરમાં જ ભૂખી તરસી સૂઈ રહી. બીજે દિવસે સવારે થોડી મુસાફરી કર્યા પછી ઝેકોસ્લોવેકિયાની હદ પૂરી થઈ ત્યારે મેં ઉપવાસ છોડ્યો.”

સ્વમાન અને સ્વદેશપ્રીતિના ઉજ્જ્વલ દષ્ટાંતરૂપ આ નારીને મેં ધન્યવાદ આપ્યો.

હંગેરિયન લોકો પોતાના દેશને અને ભાષાને 'મા ન્યાર' કહે છે. એ ભાષા યુરોપની બધી જ ભાષાઓથી તદ્દન જુદી છે અને પરદેશીઓ માટે શીખવી ઘણી મુશ્કેલ છે. અંદર હિંદી ભાષાના કોઈક શબ્દો છે અને વ્યાકરણ પણ હિંદીને કાંઈક મળતું છે એમ એક વખત સાંભળ્યું હતું, પણ તે કેટલે અંશે સાચું છે તે જરા પણ ખબર નથી. અંગ્રેજી ભાષા જાણનારને બ્યુડાપેસ્ટમાં જરા પણ મુશ્કેલી પડતી નથી કારણ કે, પહેલાં કહ્યું તેમ, અંગ્રેજી જાણનારની સંખ્યા બહુ જ છે. હંગેરિયન લોકો પણ પરદેશીઓ તરફ બહુ આદરભાવ રાખે છે. ટ્રામમાં, બસમાં, રસ્તામાં, દરેક ઠેકાણે આપણને જરા પણ મુશ્કેલીમાં જુએ કે તરત જ અંગ્રેજી જાણનાર માણસો વગર પૂછ્યે મદદ કરવા દોડી આવે. સ્ટેશન ઉપર પહેલે દિવસે જેમ ડોસાએ ફૂલ આપેલાં તેમ પેસ્ટમાં ફરતાં હતાં ત્યારે ફૂલની દુકાનમાંથી એક સ્ત્રી દોડી આવી, ને અમારા સૌના હાથમાં લાંબી છડી વાળું એક એક સુંદર ફૂલ મૂક્યું, ને બોલી કે “ ફક્ત ભેટ આપું છું, પૈસા લેવા માટે નથી આપતી. ” ‘ મહેમાનો આપણે ત્યાં ક્યાંથી ’ એ પૂર્વની ભાવના હંગેરીમાં ખૂબ પ્રવર્તે છે.

પશ્ચિમના દેશોમાં શહેરોને સુંદર બનાવવા પ્રયત્ન ખૂબ કરવામાં આવે છે. પણ બ્યુડાપેસ્ટમાં તો કુદરતી સૌંદર્ય પણ સર્વત્ર ઉભરાઈ જાય છે. અલબત્ત શહેરીઓના પ્રયત્નોએ એમાં ઉમેરો કર્યો છે. વિયેના માફક અહીં પણ ઘોળાં અને ગુલાબી મનોહર ફૂલની કલગીઓ ઝુલાવતાં ચેસ્ટનટનાં ઝાડ જ્યાં જઈએ ત્યાં નજરે પડે છે. નાનાં છોડ પર ઉગેલાં ફૂલ દરેક રસ્તાની બે બાજુએ જાણે હસી ઊઠે છે. ડાન્યુબ નદીના સાંકડા પટની બન્ને બાજુને લીલી ઘરોની કિનારી વાળા રસ્તા શોભાવે છે. આસપાસ સુંદર મકાનો, અને અનેક કુદરતી દૃશ્યોથી શહેર દીપી રહ્યું છે. જો કોઈ પણ ઠેકાણે શહેરી સગવડો સાથે હવા ખાવાના સ્થળની સુંદરતા ભળી હોય તો તે બ્યુડાપેસ્ટમાં છે. હંગેરિયન પ્રજાના ભાવભીનાં હૃદય શહેરના આકર્ષણમાં ખૂબ વધારો કરે છે.

ચાલુ ]

卐

‘ પ્રસ્થાન ’ દર મહીનાની ૧ લી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.
લવાજમ : હિંદમાં રૂ. ૬; પરદેશના રૂ. ૭-૮-૦; છુટક નકલ ૦-૮-૦

## અષાઢની સાંજ

મંજારામ રાવળ

અષાઢની સુન્દર એ સાંજ હતી.
ભૂરાં ભૂરાં પાણી નદી તણાં અમ
નિહાળતો હું ત્યહિં બેસી પાળ પે.

અરે, અતિ સુન્દર સાંજ એ હતી!
વર્ષાદિની કેડનું વ્યોમ નિર્મળું,
ને, સાંજની શાંત હવા હતાં : હતો
બેઠેલ હું પાળ પરે નદીની
નીચે વહેતાં જળને નિહાળતો.

સૌન્દર્ય આ કેરું જ ચિત્તમાંહી
ત્યાં કાવ્ય લાગ્યું ઉઠવા;—ત્યહીં તો
નીચે વહેતી જલમૂકતાએ
કરી દીધી ચિત્ત તણી પ્રવૃત્તિ
આ, શાન્ત : આખું બન્યું ચિત્ત મૂક.

# પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૪ શ્રાવણ : ૨૦૦૨ અંક

## એક સંગ્રામ

સુન્દ

તેં કર્યાં ઘા ઘણા
વિષમ આ આપણા
ક્રુદ્ધ યુદ્ધે મને
કેંક શસ્ત્રાસ્ત્રથી મ્હાત કરવા ચહ્યું.
ને ગયું એહ મેં
એકલે હાથ અણુકંપ હૈયે સહ્યું.
યુદ્ધ ચાલુ રહ્યું.
વિજયની વાત તવ દૂર દૂરે સરી,
માહરા અજયની શાન થાતી પુરી !

આહ સંગ્રામ આ !
એક ગામ હું અહીં,
એક ગામ તું તહીં,
હું ધરા ઉપર ચોહાથનું પૂતળું,
તું ગૂઢે આભેથી ઘોર ઘન વાદળું;
માહરી પાસ બે ચાર કો તણખલાં,
તાહરી પાસ કૈં અદલ હા અણુગણ્યાં;
એક પછી એક મુજ તણખલાં તોડિયાં,
તો ય મેં દીન થઈ હાથ ના જોડિયા.

તેં હર્યું દ્રવ્ય મુજ,
મેં કહ્યું, ભાર તુજ એથી ઝાઝો થયો !
તેં હરી કીર્તિ મુજ,
મેં કહ્યું, એથી તુજ વર્ણ કાળો થયો !
તેં હરી કાંતિ મુજ,
મેં કહ્યું, એથી તુજ તેજ અસ્તે ગયું !
તેં હરી શાંતિ મુજ,
મેં કહ્યું, તેથી તુજ ગીત માર્યું ગયું !

શી મઝા વિજયની !
નમ્ર ઉત્તુંગ કો શ્યામળા શિખર શો
ગગનના ફલક પર નૃત્ય-જય આદર્યું.
ગરુડની પાંખ શી ક્ષિતિજને આંબતી,
અગ્રઅગ્રે શિખા જ્યોતિની વેરતી
મુજ ભુજા લાસ્યના લય વિષે મેરું ત્યાં:
આહ શો ઝાટકો !

પુષ્પ લાદેલ છેદાય કો વેલડી,
ભૂમિ પાસે ભલે પુષ્પવર્ષાઝડી,
થાય પણ શી દશા વેલની બાપડી !

શસ્ત્ર એ તાહરું !
ઊંચકી ઝીંક્યું તે !
શિખરનું ટોચકું તત્ક્ષણે તૂટિયું,
સરા પાતાળ લગ હૈયું અહ ચીરિયું,
જો અરે, જો, કશો લા થયો, જોઈ લે.
વિજયનાં દુંદુભિ લે બજાવી ભલે.

શસ્ત્ર એ તાહરું !
વ્યોમઅંધારને તેજઅંબારથી
ડારતું ઝગઝગારાભર્યું ઊતર્યું:
પ્રથમ તો પુષ્પની પાંદડી સમ દિસ્યું,
મરા મુજ હૃદય ઉન્માદઘેલું હસ્યું:
શી રમત છોકરાંની અરે આદરી !

ત્યાં અરે પાંદડી,
થે શું આંધી ચડી !
ઘુમરતી ઘુમરતી,
પારિજાતો તણો સૌરભો ઉભરતી,
આવી પટકાઈ મુજ વદનને પટકતી
તીમ મૂર્છાતણે ઉંબરે અટકતી.

તેં કર્યા ઘા ઘણા,
આહ, પણ એહ ઘા :
માનવીવદન હે તેં હણ્યો જે મને,
કૃત્ય એ કોઇ શત્રુથી યે ના બને !

આવ, જયમાળ આપું તને આજ હું,
લાવ, તુજ જીતનો ડંક બજવી દઉં.
સત્ય હો, જીત તવ,
કે પછી જીત મમ ?
માનવી વદન તો મારું,
કે તારું પણ ?

એ વદન,
તેં ય તારું રચ્યું ત્યાં સદન ?
એ વદન ચાહ્યું મેં, ચૂમ્યું મેં,
એહના સ્મિતતણા અંકુરે
મુજ પ્રણયની બધી પૂંજી ઓવારી મેં.
કિંતુ એ વદન તવ દિગ્વિજય કેરું હા
અસ્ત્ર થઈ આવશે, એ ન કલ્પેલું મેં—
પંડિતે, પ્રેમીએ, યુદ્ધના આશકે.

આવ, વિજયોત્સવે નોતરું વિશ્વ આ.
કંઠ તારે અહા મારી વરમાળ આ
કેવી શોભી રહી,
જોઈ લે જગત આ,
માહરા વિષમ આ યુદ્ધના અંતમાં,
આપણા મિલનના મધુર એકાંતમાં.

૧૯-૪-૪૫
૨૨-૨-૪૬

# મધ્યવર્તી સત્યો અને નીતિ

રસિકલાલ માણેકલાલ વકીલ બી. એ.

"The Owl of Minerva takes not its flight till the shades of Night have fallen." Hegel

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ गीता० २-२८

૧

અંતિમ સત્ય એક છે. તેને સર્વ ધર્મના ધુરંધરોએ દેશકાલાનુસાર જુદાં જુદાં નામ આપ્યાં છે. આ સત્ય તે આત્મજ્ઞાન-સચ્ચિદાનંદ. વિશ્વનું દરેકે દરેક પ્રાણી, દરેકે દરેક પરમાણુ આખરે યોગ્ય સમયે સચ્ચિદાનંદમાં લય પામશે. આ ધ્યેયની પ્રાપ્તિથી ઉદ્ભવતું સુખ અનુપમ છે. ગીતા કહે છે તેમ :

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥ गीता० ६-२२

પરન્તુ આ અંતિમ સત્યની પ્રાપ્તિ થતાં પહેલાં અસંખ્ય મધ્યવર્તી સત્યોમાંથી પાર થવું પડે છે તે કાલની એક અકલિત, અનિવાર્ય ગતિ છે. અંતિમ ધ્યેયની પ્રાપ્તિ વિરલ અધિકારીને જ ગમ્ય છે, કારણ તે અતિશય કઠિન છે. अव्यक्ता हि गतिः । આવી ગતિને પામનાર શ્રીશંકરાચાર્ય જેવા જ કહી શકે કે:-

अंतर्ज्योतिः बहिर्ज्योतिः प्रत्यग्ज्योतिः परात्परः ।
ज्योतिर्ज्योतिः स्वयंज्योतिरात्मज्योतिः शिवोऽस्म्यहम् ब्रह्मज्ञानावली ॥

અંતિમ સ્થિતિ પ્રાપ્ત કરવાનાં મુખ્ય સાધનો અભ્યાસ અને વૈરાગ્ય છે. અતિ ઉત્કૃષ્ટ કોટિનાં મનુષ્યો જ આ સાધન અમલમાં મૂકી શકે છે. બાકી સામાન્ય વ્યક્તિ અને સામાન્ય સમાજને ભાગે તો મધ્યવર્તી સત્યોની પરંપરા જ સાંપડે છે. પરિણામે મધ્યવર્તી ઘટનાઓનું જ્ઞાન જેટલા પ્રમાણમાં શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક હોય તેટલા પ્રમાણમાં તેનો લાભ મળે. મધ્યવર્તી ઘટનાઓની ગતિ અને રચના દ્વન્દ્વાત્મક અને ભૌતિક મુખ્યતઃ હોય છે.

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ॥ गीता० ८-२६
द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ॥ गीता० १६-६

દ્વન્દ્વાતીત ત્રિગુણાતીત ધોરણથી મધ્યવર્તી દ્વન્દ્વાત્મક ગતિનો નિર્ણય કરવામાં પરસ્પરવિરોધનો દોષ આવે. સંબંધાતીત પ્રમાણથી સંબંધરત પ્રસંગોનું નિરાકરણ કરવામાં આવતા પ્રયત્નો અન્યાય અને બુદ્ધિસંકરના ભોગ બને છે, જો કે નિરાકરણ કરનારને તેનો ખ્યાલ સામાન્યતઃ હોતો નથી. હીરાનું આર્થિક મૂલ્ય ઝવેરી જ કરી શકે—પોપી નહિ.

૨

દુનિયાના કેટલાક મહાન ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રીઓ અને ફિલસૂફો મનુષ્યજીવનને કેવળ ભૌતિક સ્વરૂપ આદ્યન્ત આરોપે છે તેમાં વિશાળ દષ્ટિની અને અપરોક્ષાનુભવની ઊણપ

છે. બ્રહ્મભાવના કેવળ આર્થિક યા સામાજિક પરિબળોમાંથી ઉદ્ભવતી એક કલ્પના છે તેવું વિધાન કરવામાં તેઓ પોતાના જ સિદ્ધાન્તોની સીમા બાંધી દે છે. "Man is the highest product of nature"—આ સિદ્ધાન્તનો તેઓ સ્વીકાર કરે છે, અને તેથી મનુષ્ય સર્વોચ્ચ ભૌતિક ગુણવાળો છે એવી માન્યતાના વમળમાં ગોથાં ખાયા કરે છે. પરન્તુ તેથી એક કદમ આગળ વધે તો તેમને કબૂલ કરવું પડશે કે : "Mind is the highest product of Man" અને તેથી પણ એક કદમ આગળ વધે તો તેમને આટલો સરખો પણ ખ્યાલ આવવો જોઈએ કે : "Self-realisation or सच्चिदानंद is the highest product of Man's Mind." પ્રકૃતિના પાયા ઉપર માનસિક અને આધ્યાત્મિક સૃષ્ટિ રચવામાં આવી હોય તેથી તે માનસિક અને આધ્યાત્મિક સૃષ્ટિ ગૌણ છે અથવા તરંગી અને કાલ્પનિક છે તેમ કેમ કહી શકાય ? ઊલટું, એમ કેમ ન ઘટાવી શકાય કે આ માનસિક અને આધ્યાત્મિક સૃષ્ટિમાં પ્રકૃતિ સાથેનો આદિ સંબંધ રહે છે અને આ સંબંધ પૂર્ણકારક બની એક અલૌકિક બ્રહ્મભાવનામાં ફલિત થાય છે? આ આધ્યાત્મિક ઘટના તરફનું અજ્ઞાન ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રીઓના સૃષ્ટિ સંબંધી વિચારોને અપૂર્ણ અને અર્ધદગ્ધ રાખે છે.

૩

પરન્તુ આથી એમ માનવાનું કારણ મળતું નથી કે ભૌતિક વૈજ્ઞાનિકો સર્વાંશે ખોટા છે. તેમની શોધખોળ અને તલસ્પર્શી પ્રયોગો મૂલ્યવાન છે. તે મૂલ્ય અંતિમ સત્ય ઘટાવવામાં નહિ પણ મધ્યવર્તી સત્યોના અન્વેષણમાં અને વિધાનનીતિમાં છે. જેમ વૈજ્ઞાનિકો અંતિમ સત્ય સમજવામાં અને સમજાવવામાં સફલ થતા નથી તેમ મહાન સંત મહાત્માઓ મધ્યવર્તી સત્યો ઘટાવવામાં સામાન્યતઃ સફલ થતા નથી. સામાન્ય પ્રસંગોનો તોડ લાવવામાં સંત મહાત્માઓ નિષ્ફળ નીવડે છે. કારણ કે તેઓ સાધારણ ભૌતિક પરિસ્થિતિનો ઉકેલ અંતિમ આધ્યાત્મિક ધોરણ પર લાવવા પ્રયુક્ત હોય છે. આધ્યાત્મિક ધોરણનો વિનિયોગ કરવામાં ધર્મ અને નીતિના નામે વિવરણ ઉપસ્થિત કરે છે. પરન્તુ ધર્મનો ઉપયોગ આધ્યાત્મિક યોગ સાધવામાં જ યોગ્ય છે. ખરી રીતે ધર્મ વ્યક્તિગત પ્રદેશની સીમામાં જ ઉચિત છે. તેને સમાજ જીવનમાં મિશ્ર કરવાથી અનેક વિકાર અને ભ્રષ્ટાચાર પેદા થવાનો ભય રહેલો છે. ધર્મના નામે સમાજમાં કેટલો સડો, કેટલા ઝગડા, રમખાણો, યુદ્ધો અને અનીતિના અખાડા થવા પામ્યા છે તે સૌ કોઈ જાણે છે.

૪

નીતિનો વિનિમય જે પ્રકારે કરવામાં આવે છે તે પ્રકાર સામાન્યતઃ ઘણો અપૂર્ણ અને વિકૃત હોય છે. ધર્મ અને નીતિનો સેળભેળ કરી નાખવાથી વિચારસંકર યા વિપથગમન ઉદ્ભવે છે. ધર્મ વૈયક્તિક જીવનના આધ્યાત્મિક અંશ માટે ઉપયુક્ત છે, જ્યારે નીતિ સામાજિક મનુષ્યના વાસ્તવિક, ક્રિયાત્મક જીવનવ્યવહાર માટે આવશ્યક છે. નીતિ સમાજજીવનનું કીમતી અંગ છે અને તેનો પ્રદેશ અતિ વિસ્તૃત છે. આ નીતિ એટલે ફક્ત Morality નહિ. વધુમાં તેની અંદર Philosophy, Psychology,

Sociology, Politics, Economics અને Scienceનો પણ સમાવેશ થવો જોઈએ. સમાજનું સ્વરૂપ અને વ્યક્તિનું સામાજિક વર્તન ઘડવામાં નીતિનાં ધોરણો જરૂરી છે. માટે તે નક્કી કરવામાં ઉત્કૃષ્ટ વિચાર, સૌમ્ય ભાવના અને વૈજ્ઞાનિક જ્ઞાનનો ઉપયોગ સારા પ્રમાણમાં કરવો ઘટે. અંતિમ सत्यम् પ્રતિ દોરતાં મધ્યવર્તી સત્યોનું ગ્રહણ ઉચ્ચ, વિશાળ વિચારથી સાધી શકાય; અંતિમ शिवम् પ્રતિ દોરતા મધ્યવર્તી વર્તનની પ્રાપ્તિ સૌમ્ય, સમભાવનાથી થાય; અને અંતિમ सुन्दरम् પ્રતિ દોરતા મધ્યવર્તી માનસની પ્રાપ્તિ વૈજ્ઞાનિક જ્ઞાનથી થાય. सत्यम्, शिवम्, सुन्दरमની દિવ્ય ત્રિપુટી સાધ્ય કરવાના પથે દોરતાં મધ્યવર્તી સત્યોનું સર્વાંગી ભાષ્ય તે નીતિનું કર્તવ્ય.

## ૫

મધ્યવર્તી સત્યોનું વિવરણ કરવામાં આપણે વૈજ્ઞાનિક માનસને બદલે તરંગી, મનમનામણા માનસની વૃત્તિઓ ધારણ કરીએ છીએ. આપણને ભાન પણ હોતું નથી કે અનેક ભ્રમ અને પૂર્વગ્રહો આપણને જકડી રહ્યા છે. મૃગજળને સાગર કે સરોવર માનવાની ઇન્દ્રજાળમાં ફસાઈ રહીએ છીએ. મધ્યવર્તી સત્યો શાશ્વત નથી, નીતિનાં ધોરણો શાશ્વત નથી, હોઈ શકે નહિ. કારણ યુગપલટા સાથે તેમાં પણ પરિવર્તન આવ્યા કરવાનાં. આજે જે વર્તન ઇષ્ટ છે તે બીજા યુગમાં કે બીજા દેશમાં અક્ષમ્ય ગણાય તેમાં નવાઈ જેવું કાંઈ છે જ નહિ.

"There is hardly a vice or a crime (according to our moral standard), which has not at some time or other in some circumstances been looked upon as a moral and religious duty. Stealing was accounted virtuous for the young Spartan and among the Indian caste of Thugs. In the ancient world, Piracy i. e. robbery and murder, was a respectable profession. To the Medieval Christian religious persecution was the highest of duties and so on."
—Canon Rashdall.

નીતિનું સ્વરૂપ દેશ અને કાલ અનુસાર વિવિધ હોય છે એટલું જ નહિ પરંતુ તેનું વિશિષ્ટ અંગ એ હોય છે કે, સમાજમાં જે વિજેતા સત્તાધારી વર્ગ હોય છે તે જ નીતિના રંગઢંગ ઘડી કાઢે છે અને સમસ્ત સમાજ ઉપર લાદે છે. ગીતામાં પણ કહેલું છે કે: नीतिरस्मि जिगीषताम्॥ (૧૦–૩૮) સમાજનો મોટો ભાગ નાના સત્તારૂઢ વર્ગનો ગુલામ બની રહે છે. બુદ્ધિશાળી પુરુષો, કલાકાર, સાક્ષર, કારકુન, સૈનિક, કારીગર, કામદાર, ખેડૂત– આ બધાને સત્તાધારી વર્ગે સ્થાપિત કરેલી નીતિ સ્વીકારવી પડે છે. આ નીતિનો સ્વીકાર કરાવવામાં બળાત્કાર અને હિંસાનાં સાધનોનો ઉપયોગ છૂટથી કરવામાં આવે છે.

"What has induced the many to put up with this treatment? Force, no doubt, but not only Force; for the moral sentiments have been recruited in Force's assistance, the rulers having throughout history made the laws, laid down the lines of education, and set the standards of public opinion, including, therefore, those of Right and Wrong, to operate in their own interests." (C. E. M. Joad : *Philosophy* Page 127)

ધન અને સત્તાનાં બળ સામે આશાવાદી પણ લાચાર બની અશક્તિના બળાપા કાઢતો જીવન ગુજારે છે.

> खलोल्लापाः सोढाः कथमपि तदाराधन परैः
> निगृह्यान्तर्बाष्पं हसितमपि शून्येन मनसा ।
> कृतश्चित्तस्तंभः प्रतिहतधियामञ्जलिरपि
> त्वमाशे मोघाशे किमपरमतो नर्तयसि माम् ॥ ( भर्तृहरिः वैराग्य० )

ઉપરોક્ત નીતિનું પૃથક્કરણ આપણી દૃષ્ટિમાં સમાજનું ચિત્ર જુદા જ રંગમાં આલેખે છે. આ ચિત્ર સતત ધ્યાનમાં રાખીએ તો મધ્યવર્તી પ્રણાલિકા, પ્રસંગો અને તળપદો આપણે યથાયોગ્ય સમજી શકીએ. અલ્પજીવી સામાજિક રીતરિવાજોની નીતિ સ્પષ્ટ રૂપે દેખાય, અને તેને અંતિમ સત્યથી અલગ પાડી શકાય. દેશકાળના સંબંધથી પરિમિત પ્રસંગો અંતિમ સંબંધાતીત પ્રમાણથી ન ઘટાવતાં તેમનું નિયમન યથેચ્છ કરી શકાય.

૬

માનવી જીવનના દીર્ઘકાલિન ઇતિહાસમાં મધ્યવર્તી ઘટનાઓ પરિવર્તન પામતી જાય છે; આ પરિવર્તનની પરંપરાનાં લક્ષણ સમજવાથી આપણી જીવનદૃષ્ટિ અકુંઠિત રહેવા પામે. જે પૃથક્કરણ નૈતિક વિષયમાં કર્યું તે જ પદ્ધતિ રાજકીય વિષયમાં સહાયભૂત થશે. દરેક દેશને પોતાની રાજકીય નીતિ શ્રેષ્ઠ લાગશે અને તે જ નીતિ બીજો દેશ અપનાવે તે અપ્રિય લાગશે. અણુ બૉમ્બના ધડાકાથી અંગ્રેજ અને અમેરિકનની છાતી અભિમાનથી ફૂલે છે, પણ જ્યારે જર્મની યા જાપાન તે પ્રકારની નીતિ આદરે ત્યારે તે Vandals અને Barbarians અને Brutes લાગે છે !

"If the Axis Powers had used the Atom bomb, they would have been condemned as the greatest War, criminals. Since the victorious Allies used it, it is condoned, though it is against all laws of international usage and morality. All this talk about War criminals is pure hypocrisy. " ( Sir S. Radhakrishnan : *Is this Peace* p. 20 )

હિન્દી આઝાદ ફોજના સૈનિકોનો દાખલો પણ આપણી સમક્ષ તાજો પડેલો છે.

દુનિયાભરમાં શાન્તિ અને સ્વતંત્રતા સ્થાપવા નીકળેલાં રાજ્યો વિજય પામતાં તેમની UNO માં જર્મની અને જાપાનને સ્થાન આપવાની લાભદાયી અને ન્યાયી કલ્પના પણ કરી શકતાં નથી. ધરી રાજ્યો આસુરી અને મિત્ર રાજ્યો દૈવી એ સૂત્ર લોકોના કાનમાં ગર્જના સાથે ઘુસાડવામાં એક પણ કરતુક બાકી રાખ્યું નથી. સર્વ રાષ્ટ્રોની સ્વતંત્રતા અને શાન્તિ સ્થાપવાનો ગગનભેદી નાદ ગજવતાં મિત્રરાજ્યો યુદ્ધમાં કેવી રીતે વર્ત્યાં અને યુદ્ધ બાદ શું કરી રહ્યાં છે ?

"We started the War with the noble object of fighting the evil things, brute force, bad faith, injustice, oppression and persecution. We ended the War by the greatest act of outrage on civilized values. " ( Ibid : p. 20 )

"Again, can we say that what won the War is the power of Spirit and the love of Freedom? The Allied nations are not all democracies. It is not their democracy or love of freedom that has saved them. They won the War by the power of physical force, scientific cunning, industrial organisation and ruthless determination to defeat the enemy; unenfeebled by any scruples of conscience, honour, or international morality."

( Ibid : p. 21 )

૭

ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દરેક રાષ્ટ્ર, સમાજ અને વ્યક્તિનાં નીતિનાં ધોરણો વિવિધ હોય છે એટલું જ નહિ પણ તેનો અર્થ ઘટાવવામાં સહેતુક ઉદ્દેશ વિવિધ હોય છે. આવાં મધ્યવર્તી વિધાનોનો નિર્ણય અંતિમ સત્યના પ્રમાણથી ન થઈ શકે. હિંદુસ્તાનને સ્વરાજ્ય આપવાની બ્રિટન ના નથી પાડતું, ફક્ત આપતું નથી; આપી શકે નહિ તે ઐતિહાસિક બળોનું અનિવાર્ય પરિણામ છે. મીઠી મીઠી વાતોનો ભંડાર બ્રિટિશ મુત્સદ્દીઓ પાસે અખૂટ છે, પરન્તુ સરળ, સીધી, શાન્તિભરી રીતે તે સ્વરાજ્ય આપી દેશે તે માન્યતા એક જાતની વિષમ શ્રદ્ધા છે, વૈજ્ઞાનિક ઐતિહાસિક સત્ય નથી. પોતાનો રાજ્યદોર હિંદ ઉપર ચલાવવાની ચાવી તેમના હાથમાં આવી ગઈ છે. અને તે ચાવી આજકાલની નથી. ઘણા લાંબા સમયથી તે ચાવી જાણીતી છે: Divide and Rule. ઈ. સ. ૧૮૫૯ની સાલમાં લોર્ડ એલ્ફીન્સ્ટને કહ્યું હતું કે:

"*Divide et impera* was the old Roman motto and it should be ours."

૧૮૮૮માં સર જૉન સ્ટ્રેચીએ તેમના "India" નામના પુસ્તકમાં લખ્યું છે કે:—

"The truth plainly is that the existence side by side of these hostile creeds is one of the strong points in our political position in India."

હિંદમાં જન્મ થતાં ક્રાન્તિકારક પરિબળોનું નિવારણ કરવાના હેતુથી ૧૮૮૫માં હિંદી રાષ્ટ્રીય મહાસભા અસ્તિત્વમાં લાવવા બ્રિટિશ મુત્સદ્દીઓએ સારો ફાળો આપેલો. ત્યાર બાદ ૧૯૦૬માં મુસ્લીમ લીગની સ્થાપનાને તેમણે સારું ઉત્તેજન આપ્યું. મુસ્લીમ લીગની સ્થાપના અંગે વાઈસરૉય લોર્ડ મિન્ટોને એક બ્રિટિશ ઑફિસરે વધામણી આપેલી કે:—

"I must send your Excellency a line to say that a very, very big thing has happened to-day—a work of statesmanship that will affect India and Indian history for many a long year. It is nothing less than the pulling back of 62 millions of people (viz. Muslims) from joining the ranks of the seditious opposition (Congress).

( Lady Minto; *India*; Minto and Morley 1934 p. 47 )

કૉન્ગ્રેસ બ્રિટિશવિરોધી થાય ત્યારે લીગને પંપાળવી અને લીગ માથું ઊંચકે ત્યારે કૉન્ગ્રેસની પ્રશંસા કરવી આ રાજનીતિને બ્રિટિશ મુત્સદ્દીઓ ઔચિત્યે વળગી રહેલા

શક્તિમાન થયા છે તે તેમની અખૂટ ધીરજ અને ચીવટપણાને આભારી છે. આવી મુત્સદ્દી પ્રજાના રાજ્ય પરના ત્રણ પ્રધાનો હિંદને સ્વરાજ્ય આપવા–આપવાની વ્યવસ્થા કરવા–વ્યવસ્થાની મંત્રણા કરવા–મંત્રણાની ગોઠવણ કરવા—આવ્યા અને ગયા. આપણા રાષ્ટ્રીય નેતાઓએ તેમને વધાવ્યા, અને તેમની ખૂબ તેમની મુક્તકંઠે પ્રશંસા કરી. નેતાઓએ મિશનમાં શ્રદ્ધા રાખી એટલું જ નહિ પણ આમજનતાને શ્રદ્ધા રાખવા શક્ય પ્રયત્નો કર્યા. ચાર માસનાં વહાણાં વીત્યાં છે. પાંચમો ચાલુ છે. કલકત્તામાં રમખાણો થયાં છે. પંડિત જવાહરલાલ દિલ્હી જવા ઊપડયા છે. સાથે સરદાર વલ્લભભાઈ પણ છે. સરદાર સત્તાની મીમાંસાના અભ્યાસી, અનુભવી અને શોખીન છે. બ્રિટિશ સત્તાધારી મુત્સદ્દીઓ પાસેથી સત્તા પ્રાપ્ત કરવાની આ રમત કેટલી કામયાબ આવે છે તે સમય બતાવશે. લંડનનાં પત્રો જુદા જુદા સૂર અને અર્થ કાઢી રહ્યાં છે. મી. ચર્ચિલ લેબર સરકાર સામે મોટો મોરચો રચવાની પેરવીમાં છે. મધ્યવર્તી ઘટનાઓના આવા મિશ્ર અને વિષમ વાતાવરણમાંથી કોયડો કેવી રીતે ઉકલશે તે જોવાનું છે. તેના મંથનમાંથી કેવા પ્રકારનું નવનીત નીકળશે તે પ્રશ્ન સર્વને મુગ્ધ કરી રહ્યો છે. પ્રાંતિક સરકાર લોકમાન્ય પ્રધાનોના હાથમાં છે, પણ ગવર્નરો હાજર છે. બ્રિટિશ મુત્સદ્દીઓ Quit Indiaની ઇચ્છા ભારપૂર્વક દર્શાવી રહ્યા છે, પણ વાઇસરૉય અને બ્રિટિશ લશ્કર હિંદના હાડપિંજર ઉપર ડોળા કાઢી ઊભાં છે. કામચલાઉ મધ્યસ્થ સરકાર રચવાનું બીડું ઝડપી પંડિતજી દિલ્હી જાય છે. પણ સાથે વિચાર કરતાં જણાય છે કે, સ્થિતિ ગૂઢ અને ગહન છે. Interim Government આવે તો પણ આવ્યા પછી દેશની ઉન્નતિ માટે આવશ્યક પગલાં તે ભરી શકશે કે નહિ અને ભરી શકશે તો કેટલા પ્રમાણમાં અને કયા પ્રકારનાં તે ખૂબ જ શંકાસ્પદ છે. હજુ દેશી રાજ્યોનો સવાલ અણઉકેલ ઊભો છે. તેમની સાથેનો બ્રિટિશ સંબંધ સંપૂર્ણ મુત્સદ્દીભર્યો રાખવામાં આવ્યો છે અને આવે છે. કાશ્મીરનો કીસ્સો તાજો છે.

" The situation of these feudatory states, checker-boarding all India as they do, is a great safeguard. It is like establishing a vast network of friendly fortresses in debatable territory. It would be difficult for a general rebellion against the British to sweep India because of this network of powerful loyal Native States."

( Rushbrook Williams ਨ *Evening Standard*, May 28, 1930 )

લીગ, દેશી રાજ્યો અને Scheduled Castesના ગૂંચવણભર્યા સવાલ ઉપરાંત મૂડીદારીનો પ્રશ્ન પણ ગંભીર છે. હિંદી મૂડીદારો પરદેશી વેપારી વર્ગ સાથે સંબંધો બાંધી હિંદના આર્થિક હિતનો ભોગ આપી રહ્યા છે. આવી રાજકીય પરિસ્થિતિનો ઉકેલ સરલ નથી. સરલતાથી અને શાન્તિથી કોઈ પણ દેશનાં મહાન પ્રશ્નોનો ઉકેલ ઇતિહાસને પાને નથી. હિંદમાં કોન્ગ્રેસ પક્ષ કામચલાઉ મધ્યસ્થ સરકાર રચે તે અસંભવિત નથી. પરન્તુ આવી સરકાર એ શરતે જ ચાલી શકે કે દેશના મૂડીદારો અને જમીનદારો અને ઉદ્યોગપતિઓની પ્રવૃત્તિમાં અંતરાય ન આવે, આ અંતરાય ગંભીર પ્રમાણમાં ઉપસ્થિત ન થાય તો અને ત્યાં સુધી હિંદી કામચલાઉ સરકાર દેશનો દિન પ્રતિદિનનો વહીવટ ચલાવી શકશે. આમવર્ગનો મહાન સવાલ, ગરીબાઈનો પ્રશ્ન, જે દિવસે સબળ રૂપ પકડશે તે દિવસથી સરકારી વહીવટ ચૂંથી ઊઠશે. ઐતિહાસિક પરિબળો કેવળ મંત્રણાઓ, શરતો, છૂપી સુલેહ-

સમજૂતી અને સત્તાની લોલુપતા પર અવલંબતી નથી. યોગ્ય પળ આવ્યે તે ફાટી નીકળે છે, ક્રાન્તિનું સ્વરૂપ પકડે છે. અણધાર્યા, ભયંકર પ્રસંગો દેશની ભૂમિ પર ઊતરી આવે છે.

૮

અંતિમ સત્યની મીમાંસામાંથી મધ્યવર્તી સત્યોની મીમાંસામાં પ્રવેશ કરતાં કેવા ગહન સવાલો ઉપસ્થિત થાય છે તે આપણે જોયું. દેશ અને સમાજના પ્રશ્નો મધ્યવર્તી સત્યોના પ્રદેશમાં છે. તેથી તેના ઉકેલ માટે વાસ્તવિક અને વૈજ્ઞાનિક વિચારસરણી અને કાર્યપદ્ધતિ આવશ્યક છે. અંતિમ સત્ય–આત્મજ્ઞાન–વ્યક્તિનો અંતર્ગત કોયડો છે. તે અભ્યાસ, વૈરાગ્ય અને યોગસાધનથી ઉકલી શકે. આધ્યાત્મિક મુક્તિ મેળવવા અધિકાર આવશ્યક ગણાય છે.

> किं स्थानस्य निरीक्षणेन मुरजिद्ध्यानाय भूमण्डले
> भ्रातश्चेद्विरतिर्भवेद्दृढतरा सकृच्चन्दनादौ सदा ।
> सा चैषा यदि नास्ति हन्त सुतरां व्यर्थं तदन्वेषणं
> स्थानस्यानधिकारिणः सुरधुनीतीराद्रिकुञ्जादिषु ॥

( ભર્તૃહરિ : વિજ્ઞાન૦ ૪૪ )

卐

## હીંચોને હંસરાજ×

'અર્થિન'

હૈયાને હીંચકે હીંચોને હંસરાજ!
　　　　હીંચો માનવરાજ!
　　　　નન્દનથી પૂરો નિનાદ!—હીંચોને૦

પૃથ્વીને પારણે....
પૃથ્વીને પારણે પોઢયાં જે માનવી,—
પામે કેં હૂંફ હાસ હંમેશ અવનવી,
　　　　જાગી સૂણીને એ નાદ!—હીંચોને૦

જગને આકાશે....
જગને આકાશ શોધ અર્પ્યાં ઓજસ્ના,
જગવ્યાં ચોમેર પૂર ચૈતન્યય-શનાં,
　　　　ક્રાન્તિને દીધા કેં સાદ!—હીંચોને૦

બ્રહ્માંડ–ગોળકે...
બ્રહ્માંડ–ગોળકે ભેદો ભર્યા ઘણા,
ગગનને ગુંબજે તારાની ક્યાં મણા?
　　　　ત્યાં ત્યાં વિરાટ તોરી યાદ!—હીંચોને૦

# 'મારું મંતવ્ય'

લેખક: આલ્બર્ટ આઇન્સ્ટાઇન

અનુવાદક: કૃષ્ણવદન જેટલી એમ. એ.

**આ** પૃથ્વી પર આપણી સ્થિતિ વિચિત્ર છે. દરેક જણ અહીં ટૂંકી મુસાફરીએ-મુલાકાતે આવે છે; શા માટે તે જાણતો નથી, છતાં કેટલીક વખત આંતરિક શક્તિ વડે તે હેતુનું તેને જ્ઞાન થયું હોય એમ લાગે છે.

દૈનિક જીવનના દૃષ્ટિકોણથી, ગમે તે રીતે, આપણે એક વસ્તુ તો જાણીએ છીએ કે, માનવી અહીં બીજા માનવો માટે છે. —સર્વ માનવો કરતાં ખાસ તો જેના સ્મિત અને સ્વાસ્થ્ય પર આપણા અંગત સુખનો આધાર છે તેના માટે અને સહાનુભૂતિના બંધને જેના ભાવિ સાથે આપણે સંકળાયેલા છીએ એવા અગણિત અજાણ્યા જીવો માટે. દિવસમાં ઘણી વાર હું જોઈ શકું છું કે મારું બાહ્ય તેમજ આંતરિક જીવન મારા જીવંત અને મૃત માનવ બંધુઓની મહેનત પર રચાયું છે અને મને જેટલું મળ્યું છે તેનો પૂરતો બદલો વાળવા માટે કેટલી સહૃદયતાથી મારી જાતને કામે લગાડવી જોઈએ. મેં બીજા માનવોના કાર્યનું અત્યંત ભારે ઋણ માથે ચડાવ્યું છે, એ વિચારથી આવતી ગ્લાનિની લાગણીથી મારા મનની શાંતિ ઘણી વાર ક્ષુબ્ધ થાય છે.

તત્ત્વજ્ઞાનના અર્થમાં આપણે કોઈ પણ સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકીએ એવું હું માનતો નથી. કારણ આપણે ફક્ત બાહ્ય દબાણથી જ નહિ, પણ આંતરિક જરૂરીઆતને વશ થઈ કાર્ય કરીએ છીએ. 'માણસ પોતે ઇચ્છે તે જરૂર કરી શકે, પણ પોતે શું ઇચ્છે છે, તે નક્કી કરી શકતો નથી' એવા જર્મન તત્ત્વજ્ઞ શોપનહોરના કથને મારી યુવાનીમાં મારા પર ગાઢ અસર કરી અને જ્યારે મેં જીવનની મુશ્કેલીઓ જોઈ કે અનુભવી ત્યારે એ કથને અને હંમેશાં આશ્વાસન આપ્યું છે. આવી આંતરિક માન્યતા સહિષ્ણુતાને સતત પોષે છે; કારણ, તેથી આપણે આપણી જાતને કે બીજાને અત્યંત ગંભીર-પણે સ્વીકારતા નથી અને તેથી કાંઈક હાસ્યરસિકતાને સ્થાન મળે છે.

પોતાના અસ્તિત્વના કારણ વિશે કે જીવનના અર્થ વિશે સામાન્ય રીતે સતત મનન કર્યા કરવું એ તટસ્થ દૃષ્ટિકોણથી જોતાં મને કેવળ મૂર્ખતા લાગે છે. અને છતાં દરેક જણ પોતાની મહેચ્છા અને ન્યાયબુદ્ધિને દોરવા માટે અમુક આદર્શો તો ધરાવે છે જ. મારી સંમક્ષ હંમેશાં પ્રકાશતા અને મારા જીવનને આનંદથી ભરપૂર કરનારા આદર્શો, શુભ ભાવના, સૌંદર્ય અને સત્ય છે (સત્યમ્, શિવમ્, સુન્દરમ્). સુખસગવડ અને એશઆરામને જીવન-ધ્યેય બનાવવાની વાત મને કદી ગમી નથી. આવા પાયા પર રચાયેલ નૈતિક સિદ્ધાંતરચના ફક્ત પશુઓનાં ટોળાને માટે જ પૂરતી સંતોષકારક લાગે. કલા અને વિજ્ઞાનના સંશોધનમાં હંમેશાં અપ્રાપ્યને મેળવવાના ખંતભર્યા કાર્યમાં સમાન માનસના માનવો સાથે સહકારવૃત્તિ રાખ્યા વિના મારું જીવન ખાલી રહ્યું હોત. છેક બાળપણથી જ માનવની મહત્ત્વાકાંક્ષાને બાંધવા વારંવાર નિશ્ચિંત કરેલી હદને મેં તિરસ્કારી છે. હું માનું છું કે સરળ અને

આડંબર રહિત જીવનની રીત દરેક માનવ માટે તેના શારીરિક તેમજ માનસિક વિકાસ માટે ઉત્તમ છે.

સામાજિક ન્યાય અને જવાબદારીમાં મારો આવેશપૂર્ણ રસ સ્ત્રીપુરુષો સાથે સીધો સંપર્ક સાધવાની ઇચ્છાના અભાવ સાથે વિચિત્ર વિરોધાભાસ ખડો કરે છે. હું તો એક જ કાર્યભાર ઉઠાવનારો ઘોડો છું અને અનેક વિવિધ કાર્યો અથવા મંડળીમાં કે ટુકડીમાં રહી કાર્ય કરવા માટે ઘડાયો નથી. હું સંપૂર્ણ હૃદયથી દેશનો, રાજ્યનો, મિત્રમંડળનો કે મારા કુટુંબનો માણસ બની શક્યો નથી. આ બંધનોની સાથે સાથે હંમેશાં અસ્પષ્ટ એકાંતપ્રેમ રહ્યો છે અને વર્ષો વીતતાં મારી જાતમાં જ લુપ્ત થવાની ઇચ્છા વધતી જાય છે.

આવી અટૂલતા કેટલીક વખત કડુ લાગે છે, પણ બીજા માનવોની સમજણશક્તિ અને સહાનુભૂતિથી છૂટા પડવામાં મને શોક થતો નથી. આમ કરવાથી જરૂર હું કાંઈક ગુમાવું છું પણ તેનો બદલો મને મળી રહે છે. રિવાજો, અભિપ્રાયો અને બીજાના પૂર્વગ્રહોથી હું મુક્ત રહું છું અને આવા વારંવાર ફેરફાર પામતા પાયા પર મારા મનની શાંતિને આશ્રય સ્થાપવા લલચાતો નથી.

મારો રાજકીય આદર્શ લોકશાસન છે. દરેક જણને વ્યક્તિ તરીકે માન મળવું જોઈએ, પણ કોઈને પૂજાપાત્ર ન ગણવો જોઈએ. વણમાગ્યા અને અનુચિત પ્રશંસા અને માનનો ધોધ મારા પર વરસે છે એ નસીબનો કટાક્ષ છે. કદાચ આ પૂજન જનતાની મેં મારી નબળી શક્તિઓ હોવા છતાં આગળ ધરેલા વિચારોને સમજવાની અતૃપ્ત ઇચ્છામાંથી [illegible] છે.

હું એ સંપૂર્ણપણે જાણું છું કે કોઈ પણ ચોક્કસ ધ્યેયને પ્રાપ્ત કરવા એ અનિવાર્ય છે કે એક જણે જ વિચારવાનું, આદેશ આપવાનું અને સૌથી વધુ જવાબદારી ઉઠાવવાનું કાર્ય કરવું જોઈએ. પણ જે અનુસરે–દોરાય તેને હાંકવા ન જોઈએ, તેમને પોતાનો નેતા પસંદ કરવાની છૂટ હોવી જોઈએ. સામાજિક વર્ગોને એક બીજાથી છૂટા પાડનારી વિશિષ્ટતાઓ ખોટી છે એમ મને લાગે છે. છેવટના પૃથક્કરણમાં વિશેષતાનો આધાર બળજબરીપણા પર—સત્તા પર રહ્યો છે. મને ખાતરી છે કે દરેક આપખુદ હિંસા પર સ્થાપેલ રચના પાછળથી સડે છે કારણ હિંસા અચૂકપણે નૈતિક દૃષ્ટિએ હલકા માણસોને જ આકર્ષી શકે છે. સમયે પુરવાર કર્યું છે કે પ્રખ્યાત જુલમગારો પછી બદમાશોએ જ તેમનું સ્થાન લીધું છે.

આ કારણને લીધે જ હું હંમેશાં હાલની રશિયા અને ઇટાલીની આવી રાજ્યપદ્ધતિના અસ્તિત્વનો આવેશપૂર્ણ વિરોધ કરું છું. લોકશાસનના યુરોપીય સ્વરૂપોને બદનામ કરનાર વસ્તુ, કેટલાક જેને ખામીયુક્ત ગણે છે એ લોકશાસનનો પાયારૂપ સિદ્ધાંત નથી, પણ આપણી રાજકીય નેતાગીરીની અસ્થિરતા છે તેમજ વ્યક્તિગત જવાબદારીહીન પક્ષ સંગઠનોનો પ્રકાર છે.

હું માનું છું કે યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા) ને સાચો ખ્યાલ સમજ્યો છે. ત્યાં ઉચિત લાંબા કાળ માટે પોતાની જવાબદારીઓ યોગ્ય રીતે અદા કરી શકે એવી પૂરતી સત્તા

સાથે પ્રમુખને ચૂંટવામાં આવે છે. જર્મન સરકારમાં માણસ જ્યારે માંદો કે બેકાર હોય ત્યારે તેની રાજ્ય તરફથી લેવાતી વિસ્તૃત સંભાળ મને ગમે છે. આપણા જીવનની ગડમથલમાં જો કોઈ સાચી મૂલ્યવાન વસ્તુ હોય તો તે રાષ્ટ્ર નથી, પણ મારે એમ કહેવું જોઈએ કે, તે છે સર્જક અને અનેરું આકારદાયક વ્યક્તિત્વ. એનાથી જ ઉદાત્ત અને સત્ય સર્જન થાય છે ત્યારે સામાન્ય જનગણ વિચારમંદ અને લાગણીશૂન્ય રહે છે.

આ વિષય મારું ધ્યાન સમૂહમાનસના સૌથી દુષ્ટ બાળક—ઘૃણાત્મક લશ્કર—તરફ દોરે છે. જે માણસ સંગીતના સૂરો સાથે લશ્કરની ટુકડીમાં કવાયત કે કૂચકદમ કરવામાં આનંદ માને છે તેને હું ઘૃણાપાત્ર કરતાં હલકો ગણું છું. તેણે ભૂલથી મહાન મગજની પ્રાપ્તિ કરી છે, ફક્ત કરોડરજ્જુ જ તેને માટે પૂરતું હોત. હુકમ કે ફરમાનથી જાગતું આ વીરત્વ, તેની અર્થહીન હિંસા, એ દેશદાઝના શાપિત બુમબરાડા—એ સૌને હું કેટલી પ્રચંડતાથી ધિક્કારું છું! યુદ્ધ એ હલકી અને ધિક્કારપાત્ર વસ્તુ છે. હું એવાં કાર્યોમાં ભાગ લેવા કરતાં મારી જાતના ટુકડેટુકડા થઈ જાય એ વધુ ઇચ્છું.

માનવતા પરનું આ કલંક વિના વિલંબે ભૂંસાવું જોઈએ. પણ શાળાઓ અને વેપારી છાપખાનાં દ્વારા રાજકીય કારોબાર રાષ્ટ્રની સામાન્ય સમજણશક્તિનો પદ્ધતિસર બગાડ કરવામાં ન આવ્યો હોત તો મને માનવસ્વભાવમાં શ્રદ્ધા છે કે એ ક્યારનું યે ભૂંસાઈ ગયું હોત.

આપણે સૌથી સુંદર અનુભવી શકીએ એવી વસ્તુ અગમ્ય છે. એ બધી સાચી કલા અને બધા વિજ્ઞાનનું મૂળ છે. જે આ લાગણીથી અજાણ છે, જે આશ્ચર્યથી થંભી જઈ ભવ્યદર્શનના આનંદમાં જરા વાર સ્થિર નથી થઈ શકતો એ જીવતો છતાં મરેલો છે, તે આંખે આંધળો છે. આ ભય સાથે સંકળાયેલ જીવનરહસ્ય જોવાની આંતરિક દૃષ્ટિએ જ ધર્મનો ઉદય કર્યો છે. જે આપણને અભેદ્ય જણાય છે તે ખરેખર અસ્તિત્વ ધરાવે છે અને શ્રેષ્ઠ ડહાપણ અને સૌથી પ્રભાવંત સૌંદર્યમાં આવિષ્કાર પામે છે; તેને આપણી મંદ ઇંદ્રિયશક્તિઓ તેના સૌથી પ્રાથમિક સ્વરૂપે જ સમજી શકે છે—આ જ્ઞાન, આ લાગણી સાચા ધર્મતત્ત્વના કેન્દ્રસ્થાને છે. આ અર્થમાં, ફક્ત આ અર્થમાં જ હું ભક્તિપૂર્ણ ધાર્મિક માણસોના સમૂહમાંનો એક છું.

પોતાના સર્જનની વસ્તુઓને સજા કરે કે ભેટ આપે, જેના હેતુઓ માનવઆદર્શ પર લક્ષ રાખી ઘડાયા હોય, ટૂંકમાં જે મનુષ્યની ક્ષણભંગુર ચંચળતાનું પ્રતિબિંબ જ હોય એવા પ્રભુને હું કલ્પી શકતો નથી. શારીરિક મૃત્યુ પછી વ્યક્તિ જીવે છે એવી નબળા આત્માઓની ભય અને અહંતાથી ઘડાયેલી વિચારશ્રેણીમાં હું માન્યતા ધરાવી શકતો નથી. અનંતકાળ સુધી પોતાની સતત ઉત્પત્તિ કરનાર, ચેતનામય જીવનના રહસ્ય પર મનન કરવામાં મને સંતોષ છે. આપણે જેને ઝાંખી રીતે જોઈ શકીએ છીએ એવા આ વિશ્વની અદ્ભુત રચના પર ચિંતન કરી અને કુદરતમાં પ્રગટ થતી બુદ્ધિના કંઈક અંશને સમજવાનો પ્રયાસ કરવો એ મારે માટે પૂરતું છે.

# 'પ્યાસ'

હોરમઝદ્યાર દલાલ

શંકર બૂટપાલીશ વાળો હતો. દસ–અઠ્ઠાવીસની ફાસ્ટ ટ્રેનમાં તે અચૂક હોય જ, અને સાહેબ,' બૂટપૉલીશ–બૂટ પાલીસ, એમ બૂમ પાડતો પાડતો તે ડબ્બાના એક નાકાથી બીજા નાકા સુધી ફરી વળે—અને 'દાદર' સ્ટેશન આવતાં એક ડબ્બામાંથી ઊતરી બીજા ડબ્બામાં ઘરાકની શોધમાં ઊપડી જાય. તે કહેતો: 'શેઠ, આમ સવારથી રાત સુધી આખો દિવસ રખડું છું તો કોઈ દિવસ રૂપિયો–દોઢ રૂપિયો પણ મળી રહે છે; અને નહિ તો વળી આઠ–બાર આના જ મળે; કંઈ ધાર્યું ઊતરે નહિ.'

પહેલી દૃષ્ટિએ જોતાં શંકરના જીવનમાં કાંઈ રસ જ નહિ હોય એમ લાગે. તે તો જોડા–ચંપલ નવાં હોય કે જૂનાં પણ બસ એક ધાર્યો પાલીસ કર્યે જાય. એમાં જૂના જોડાને પાલીસ કરતાં તેને કંટાળો આવતો હશે અને જે પૈસો–બે પૈસા મળે એટલા માટે જ તેને પાલીસ કરતો હશે–અને જોડા નવા હોય તો 'બહુ સરસ છે!' એમ લાગવાથી જરા વધારે ઉમળકાથી, સારી રીતે દિલથી પાલીસ કરતો હશે–અને કોઈ સ્ત્રીનાં નાજુક ચંપલને વધારે ઉમળકાથી ખૂબ ચકચકિત બનાવવા પ્રયત્ન કરતો હશે કે કેમ–અને એ નાજુક ચંપલ પહેરનારી સ્ત્રી એટલી જ સુંદર હોય તો એનાં ચંપલ સાફ કરતાં એ પોતાની કલામાં પોતાનો સઘળો પ્રાણ પૂરતો હશે કે કેમ–આમ એના હૃદયમાં ઉદ્‌ભવતા અનેરા ભાવો શંકરના મોઢા ઉપરથી ઉકેલવા બહુ મુશ્કેલ પડે તેમ હતા.

એ તો બસ 'શેઠ! પાલીસ' કરતો આવે ને નીચું જોઈ ગજવામાંથી પાલીસની ડબ્બી–બ્રશ કાઢી પાલીસ કરવા મંડી પડે અને કામ પૂરું થતા પૈસો–બે પૈસા જે મળે તે લઈ ખીસામાં નાખી ચાલતો થાય.

પણ શંકરનું જીવન આવું ધાર્યા પ્રમાણે નીરસ નહોતું. તેના જીવનમાં પણ અનેક રસો ભર્યા હતા અને આ રસ તે પોતાની કલામાં વધતા–ઓછા પ્રમાણમાં નીચોવતો હતો.

હું કોઈ દિવસ સરસ નવા બૂટ પહેરી જાઉં છતાં શંકર રોજની ટેવ પ્રમાણે બૂમ પાડતો આવે, અને પહેલાં તો બૂટ નવાં છે માટે પાલીસ કરવાના નથી, એટલે પૈસા ગુમાવવાના ખ્યાલે તે જરા નિરાશ થઈ જાય. પણ, 'શેઠ! બૂટ સરસ છે' કહેતો તે તેના ઉપર બ્રશ કે કપડું ફેરવ્યા વિના તો રહે જ નહિ. અને એ વખતે એને કમાણી ગુમાવ્યાની નિરાશા કરતાં નવા બૂટ ઉપર પોતાનું કપડું ફેરવ્યાનો વધારે આનંદ આવતો હશે એમ એના મુખ ઉપર છવાયલી ઝીણી હાસ્યરેખા ઉપરથી જરૂર લાગે.

અને શંકર જ્યારે કોઈ મારી સામે જ બેઠેલી કે દરવાજા આગળ ઊભેલી છોકરીનાં ચંપલ પાલીસ કરતો હોય ત્યારે તેના મુખ ઉપર ફરકેલું સુસ્મિત હાસ્ય તે કેમે કરી છુપાવી શકતો નહિ—ને પૈસા લેવા તે જ્યારે તેની સામે જુએ ત્યારે તે સુંદર છે એમ તેને લાગે તો તો તેના હાસ્યની સાથે તેની આંખ પણ હાસ્ય કરી નાખતી. અને તે વખતે શંકરે છાનો નિશ્ચય કરી નાખ્યો હોય કે 'હવે તો આનાં ચંપલ રોજ સાફ કરવાં.'

આ બધાં પ્રસંગોમાં 'ખાર' સ્ટેશનથી બેસતી પેલી રૂપાળી સ્ત્રીનાં ચંપલ પાલીસ કરવામાં કે મખમલનાં હોય તો ફક્ત બ્રશ જ લગાવવામાં અને સોનેરી પટ્ટીનાં હોય તો તો ખૂબ હળવા હાથે માત્ર કપડાથી જ સાફ કરવામાં જેટલો આનંદ શંકરને આવતો હતો તેટલો આનંદ એને આખા દિવસમાં કોઈનાં બૂટ કે ચંપલ સાફ કરવામાં નહિ આવતો હોય. તે વખતે જરૂર લાગતું કે શંકર સાચો કલાકાર છે. આ પ્રસંગે તે સર્વ પ્રાણ પોતાની

કલામાં પૂરતા હોય એમ લાગ્યા વિના રહે જ નહિ. અને આ જ શંકરના જીવનનો કદાચ સર્વોચ્ચ રસ હતો. એ સિવાયના જીવનમાં રસ છે અને નથી એમ શંકરને પણ લાગતું હશે કે કેમ પણ તે આ બે-ત્રણ ક્ષણો પછી પાછો રસહીન તો બની જતો.

શંકરના રસભર્યા જીવનનું પ્રતીક આ બે-ત્રણ ક્ષણોમાં જ છતું થતું લાગતું. ત્યાર પછી શંકરને જોનાર બધા જ એના જીવનમાં કંઈ રસ નથી એમ માનતા.

પણ, આ ઉપરાંત શંકરને એ રૂપાળી સ્ત્રીનું નામ જાણવાની તમન્ના લાગી હતી. એ સ્ત્રી કોણ છે તે પણ તેને જાણવું હતું.

કેટલીયે વાર શંકરે આ સ્ત્રીને તેણે બીજી જોયેલી કેટલીક સ્ત્રીઓ સાથે સરખાવી જોઈ, પણ આવા રૂપાળા મોં વાળી સ્ત્રી તેણે ક્યારેય જોઈ હોય એમ એને યાદ આવતું નહિ. કોઈ કોઈવાર એ ડબ્બામાં એક બીજી પણ સ્ત્રી બેસતી તેને ક્યાંક જોઈ છે એમ શંકરને ઘણીવાર લાગતું; અને એક દિવસ તો એને બરાબર યાદ આવ્યું કે શું, પણ, મારા બૂટ પાલીસ કરતાં કરતાં તેણે કહ્યું: 'શેઠ, પેલી ગોરી નહિ, પણ શામળી સ્ત્રી માથામાં પીળાં ફૂલ ખોસીને કોઈ કોઈ વાર આવે છે ના, તે તો 'પ્રકાશ'ની મેનકા દેવી છે.'

પણ, તેને પેલી સુંદર સ્ત્રીનું નામ ખબર નહોતું એટલે તે નિરાશ થયો હતો: "શેઠ, પણ-આ રૂપાળી સ્ત્રીનું નામ મને ખબર નથી-એ બહુ સુંદર છે. કેમ, શેઠ? મને રોજ બે આના આપે છે-પણ એ બે આના ન આપે તો પણ હું તો એનાં ચંપલ રોજ મફત સાફ કરું. એના ચંપક જેવાં સુંદર ચંપલ તો તમે આખી ટ્રેનમાં નહિ દેખો! કોઈ વાર તો એ ચૂમવાનું મન થાય એવાં નાજુક હોય છે."

આમ, શંકર ઘણી વાર તેની ધૂનમાં પોતાના રસ મારી આગળ વ્યક્ત કરતો-પણ પાછો ભાન આવતાં શરમાઈ જતો-તેને લાગતું હશે કે 'શેઠને આવી વાત ક્યાં કરી!' પણ ગમે તેમ શંકર એના મનોભાવ આ સ્ત્રીને જોતાં છુપાવી શકતો નહિ.

એને જોતાં શંકરના મગજમાંથી અનેક વિચારો પસાર થઈ જતા લાગતા. અને તેનાં ચંપલ સાફ કરતાં જ્યારે શંકર પોતાની કલામાં પ્રાણ પૂરી રહ્યો હોય ત્યારે તે જરૂર પેલી સ્ત્રીનાં ચરણકમલનો પૂજારી બનતો લાગતો.

આ રૂપાળી સ્ત્રીએ શંકરના હૃદયની અનેક સૂતેલી લાગણીઓને કો વાજિંત્રના મૂંગા તારની જેમ જગાડી હતી. તેણે પોતાના અંગુલિસ્પર્શથી તેની હૃદય-વીણાનો એક એક તાર ઝણઝણાવ્યો હતો. કદી નહિ ઉદ્ભવેલી એવી લાગણીઓ આ સ્પર્શથી શંકરના હૈયા-કોતરે તોફાન મચાવી રહેતી. અને શંકરને ન સમજાય એવું ચેતન તેના આખા શરીરમાં રેલાઈ રહેતું. તે હમણાં હમણાં વધારે રસિક બનતો જતો હતો. કપડાં પણ રોજ ધોયેલાં સ્વચ્છ પહેરતો અને વાળમાં પણ સુગંધી તેલ નાખી સારી રીતે ઓળતો.

શંકર સમજ્યો હોય કે નહિ પરંતુ તેનામાં સૂતેલો પેલો તોફાની આત્મા તો આ બધાનો અર્થ સમજી ગયો હતો. શંકર અત્યારે પોતાને પણ ન સમજાય એવું જીવન જીવી રહ્યો હતો.

*   *   *

આજે પાંચ-છ દિવસથી પેલી રૂપાળી સ્ત્રી આવતી નથી. શંકરની આંખો તેને આખા ડબ્બામાં શોધી વળે છે પણ તે ક્યાંયે દેખાતી નથી. અને શંકર એક ન સમજાય એવો નિશ્વાસ નાખી કોઈ બીજી સ્ત્રીનાં ચંપલ સાફ કરવા નીચે મોંએ બેસી જાય છે.

પેલી સ્ત્રીની ઘરાકી ગુમાવવા કરતાં તેણે બીજું ઘણુંયે ગુમાવ્યું હોય એમ તેના નિશ્વાસ ઉપરથી લાગે છે.

શંકર હતો તેવો પાછો જીવનમાં બેદરકાર બની ગયો. તેને હવે પોતાની કલામાંથી રસ ખરતો લાગ્યો. વર્ષોની તપશ્ચર્યા અને કલા–સાધના પછી પોતે ઘડેલી મૂર્તિ ઘડી બેઘડીમાં કોઈ અકસ્માતને લીધે નાશ પામે અને તે વિનાશ જોતાં એ મૂર્તિવિધાયકને જેટલું દુઃખ થાય તેટલું દુઃખ શંકરને આ સ્ત્રીના અદૃશ્ય થઈ જવાથી લાગ્યું હતું. તે પાછો પોતાનાં જૂનાં–ફાટેલાં–ગંદાં કપડાંમાં જ ફરતો હતો. તેના લાંબા સૂકા વાળ પવનમાં આમ તેમ ઊડતા હતા તેની તેને પરવા નહોતી. બેદરકારીના પ્રતીક સમો એ લાગતો.

કોઈ ભગ્ન કલાકારની જેમ આંખો ફેરવતો મૂંગો મૂંગો પોતાની રોજની ટેવ પ્રમાણે આખા ડબ્બામાં ફરી જતો અને 'દાદર' સ્ટેશન આવતાં ઊતરી પડતો.

અને આમ બે–ત્રણ દિવસ પછી તો શંકર પણ અદૃશ્ય થઈ ગયો.

* * *

પોતાના અંધકારમાં વિલીન થઈ જવાનું આવાહન આપતી રાત પડી હતી. શહેરના રસ્તાઓ ઉપર અને ઘરોમાં વીજળીના દીવાઓ સળગી રહ્યા હતા અને આકાશના તારાઓ પૃથ્વી પરના માનવીની કંગાલિયત અને કંગનસીબીની છાની છાની વાતો કરતા હતા તે વખતે, એક બંગલાની દીવાલ આગળ પાગલ જેવી દેખાતી વ્યક્તિ ઊંચે બારીમાં ઊભેલી સુંદર સ્ત્રીને જોઈ રહી હતી. અને પછી કેટલાયે દિવસથી પોતે ગુમાવેલી કોઈ વસ્તુ ફરી જડી હોય તેમ આનંદમાં આવી જઈ તેણે ઉપર જવાનો નિશ્ચય કર્યો. પણ, દરવાજા આગળ જ ગુરખા દરવાને 'અભી કીધર જાતા હૈ', કહી તેને રોકી.

'અંપન સકો કરને કે લીએ' કહેતી પેલી વ્યક્તિ આગળ જતી હતી ત્યાં–'અબે પાગલ!' કહી ગુરખાએ તેને ધક્કો મારી બહાર કાઢી મૂકી.

'બડા પોલીસ વાલા આયા હૈ–દેખા નહીં તો!–પાગલ–બસ, ફુપોક અંધે–નહીં અમીરી દેખતે, નહીં ફકીરી!' કહી ગુરખાએ અટ્ટહાસ્ય કર્યું અને પેલી વ્યક્તિ ફરી એકવાર ઊંચે જોઈ નિશ્વાસ નાખતી ત્યાંથી ચાલતી થઈ. તે વખતે એ સુંદર સ્ત્રી ત્યાં ઊભી નહોતી.

પોતે ક્યાં જતી હતી તેનું પણ તે વ્યક્તિને ભાન રહ્યું નહોતું. પરંતુ, 'શંકર', એવી એના નામની કોઈએ બૂમ પાડી હોય કે પછી તેનો તેને માત્ર ભ્રમ થયો હોય પણ તે ઊભી રહી અને આસપાસ જોવા લાગી. તેનું આખું શરીર એક ક્ષણ માટે ધ્રૂજી ઊઠ્યું–તેને ખબર નહોતી કે તે ક્યાં જાય છે. પણ આ સ્થળે આવવાની તો તેને ઇચ્છા નહોતી.

રૂપાળી દેખાવા ઇચ્છતી સ્ત્રીઓ પોતાનું યૌવન છતું કરતી, નફ્ફટ હાસ્ય કરતી, અંજન ભરી આંખો નચાવતી અહીં બેઠી હતી.

# સમાજનું વિજ્ઞાન

ડૉ. ન. મુ. શાહ

**સ**માજ અને વૈજ્ઞાનિકનું કર્તવ્ય યા તો વૈજ્ઞાનિકો પ્રત્યે સમાજનું ઋણ એવા સામાન્ય વિષય પર હું નહીં બોલું : આંકડાશાસ્ત્રમાં આધુનિક પ્રગતિ પર મુખ્યત્વે હું બોલવા ઇચ્છું છું. આંકડાશાસ્ત્ર એટલે ભેગા કરેલા આંકડાના પૃથક્કરણ દ્વારા નિર્ણયો કાઢવાનું વિજ્ઞાન. અને આપણો સમાજ એટલે વ્યક્તિઓની પુષ્કળ સંખ્યાનો બનેલો સમુદાય. એટલે આંકડાશાસ્ત્ર એ સમાજનું વિજ્ઞાન છે. અમુક પ્રશ્ન પરત્વે ભેગા કરેલા આંકડાઓમાંથી વિશેષતઃ સાચા નિર્ણયો તારવવાની રીતોમાં જે સુધારાવધારા થાય એને આપણે આંકડાશાસ્ત્રની પ્રગતિ કહીશું.

વસતી ગણતરી એ આંકડાશાસ્ત્રનો એક પ્રકાર છે : તેનાથી આપણે સારી રીતે વાકેફ છીએ. આપણા દેશમાં દશ વર્ષે વસતીની ગણતરી કરવામાં આવે છે. આ વખતે વસતીના દરેક અંગને ગણવાનો પ્રયત્ન થાય છે. પછી એમાંથી જાત, ઉંમર, ધર્મ, જ્ઞાતિ, ધંધો, આવક, કેળવણી, ભાષા વગેરે અનુસાર વસતીના વિભાગ ગોઠવવામાં આવે છે. રોમવાસીઓ પોતાના દેશની સંપત્તિનો અંદાજ કાઢવા બે 'સેન્સરો' નીમતા. મધ્યકાલીન યુરોપમાં પણ ઉમરાવો પોતાના પક્ષના માણસોની ગણતરી કરાવતા, અને તે ઉપરથી તેમને માટે ખોરાકનો અંદાજ કાઢવામાં આવતો. પરિણામે, ખોરાક પૂરો પાડી શકાય એટલા માણસો રાખવામાં આવતા અને વધારાનાને છૂટા કરવામાં આવતા.

દેશની દોલત માણસોની સંખ્યામાં છે; નહીં કે અમુક માણસ પાસે ભેગી થયેલી સંપત્તિ પર. દેશની દોલત સંબંધી આવા વિચારો રજૂ કરવાનું માન સ્ક્રી અને બોડીને મળે છે. આનો સંબંધ કરવેરાની સાથે છે.

આધુનિક સમયમાં આંકડાશાસ્ત્રનો અનેક ઉપયોગ ક્ષેત્રોમાં થાય છે. રાજ્ય તેનો ઉપયોગ કરવેરા ઇત્યાદિ નાખવામાં કરે છે. વેપારી વર્ગ તેનો ઉપયોગ પોતાના ધંધાને લગતા સવાલોના નિરાકરણાર્થે કરે છે. વીમાનો ધંધો આંકડાશાસ્ત્રના આધારે રચાયેલો છે. વીમાના ધંધામાં તેનો ઉપયોગ ખૂબ થાય છે, એ ધ્યાનમાં રાખવું જોઈએ કે ભેગા કરેલા આંકડા સાચા હોવા જોઈએ, વિશ્વાસપાત્ર પણ હોવા જોઈએ. વીમાનો ધંધો જૂનો છે, જો કે જિંદગીના વીમાનું ક્ષેત્ર આધુનિક છે. દરિયાપાર મોકલેલા માલનો વીમો લેવાતો : અર્થશાસ્ત્ર જેવા પ્રાચીન ગ્રંથોમાં પણ જોખમકારક ધંધાઓમાં રોકેલી મૂડી માટે વધારે વ્યાજનો દર લેવાનું મંજૂર કરેલું છે. જિંદગીના વીમાને વૈજ્ઞાનિક-સિદ્ધાંત અનુસાર મૂકવા ૧૬૬૩માં રોયલ સોસાયટીએ જન્મમરણના આંકડા બહાર પાડયા હતા. આંકડાશાસ્ત્ર રાજકાજમાં તેમજ વેપારમાં અમૂલ્ય લાભ બજાવે છે એટલે વધારે ને વધારે તેની ખીલવણી થવી જોઈએ, પણ એથી ઊલટું બન્યું. ઓગણીસમી સદીમાં બેલ્જિયમ અને બીજા દેશોમાં ભેગા કરેલા આંકડાઓનું પૃથક્કરણ કરતાં માલુમ પડયું કે ગરીબોમાં મરણ પ્રમાણ વધારે હતું. જે મજૂરો ગંધાતા વાતાવરણવાળાં કારખાનાંઓમાં કામ કરતા

તેમનું મરણ પ્રમાણ વધારે સારા વાતાવરણવાળા ઉદ્યોગોમાં કામ કરનાર મજૂરો કરતાં વધારે હતું.

રૂઢીવાદીઓને આંકડાશાસ્ત્રની આવી શોધો પસંદ પડે નહીં એ દેખીતું છે એટલે વિરોધનો વંટોળ ઉઠાવવામાં આવ્યો અને તેની અવગણના થવા લાગી.

આંકડાશાસ્ત્રની ગણના થાય એ માટે અર્થશાસ્ત્રીઓએ કાંઈ ન કર્યું, પણ તેને ખાંચામાંથી ખેંચી બહાર કાઢવાનું કાર્ય જીવવિજ્ઞાને કર્યું. ખેતીવાડી, ઢોરઉછેર વગેરે જીવશાસ્ત્રના અનેક વિભાગોમાં આંકડાશાસ્ત્રની વધતી જતી ઉપયોગિતાને લીધે તેનો ઉદ્ધાર થવા લાગ્યો. ગયા સૈકામાં ડાર્વિન અને વાલેસે પ્રગટ કરેલો ઉત્ક્રાંતિવાદનો સિદ્ધાંત રૂઢિચૂસ્તોના વિરોધ છતાં ટકી શક્યો છે, કારણ કે તેના સમર્થનમાં એકઠા કરેલા આંકડા અવિરોધનીય છે. પરિણામે વંશાનુગતિકતાના નિયમો પુષ્કળ અખતરાઓને લીધે સિદ્ધ થઈ શક્યા છે.

જૂના આંકડાશાસ્ત્રમાં જુદા જુદા આંકડાઓ પરથી સરેરાશ કાઢીને સંતોષ માનવામાં આવતો. તેમાં ફેરફાર (variation)નો ખ્યાલ ખાનમાં ન લેવાતો. જીવ-વિજ્ઞાનમાં આવા ફેરફાર લક્ષમાં રાખવા જોઈએ. એટલે સરેરાશની રીતમાં સુધારાને અવકાશ હતો. કારણકે મુખ્ય પ્રશ્ન બે જાતના નમૂનાઓમાંથી એક બીજાને ઓળખવાનો છે. ધારો કે માછલીઓનો મોટો સમૂહ પડેલો છે. તેમાંથી કરચલા અને નાના કરચલાને તેમના માપ કાઢીને સહેલાઈથી જુદા પાડી શકાય. પણ બે જુદા બંદરોએથી નાના કરચલાના બે સમૂહ આવેલા છે; એમ હોય તો એકલું માપ કામમાં ન આવે. એટલે ઉપરની રીતમાં સુધારાની આવશ્યકતા ઊભી થઈ. પ્રોફેસર આર. એ. ફીશરે આ દિશામાં સુંદર કાર્ય કર્યું. ઈંગ્લાંડની ખેતીને તેમણે આ કામ વડે ખૂબ મદદ કરી.

પણ માત્ર નવી નવી રીતો ખીલવવી એ જ પૂરતું નથી. પણ સમાજને તે અપનાવવાની ઈચ્છા હોવી જોઈએ.

૧૯૧૧માં પ્રોફેસર થોમસ હન્ટ મોર્ગને વંશાનુગતિકતાના નિયમોનું વિશેષ અન્વેષણ કરવાનું નક્કી કર્યું. આ કામ માટે તેમણે ડ્રોસોફાઈલા નામની ફળ પર બેસતી માખી પસંદ કરી. આ માખી અગિયાર દિવસમાં પોતાની જીવનલીલા કરી લે છે: જલદીથી નવી માખો પુષ્કળ પેદા થાય છે અને તેને રાખવામાં પુષ્કળ ખર્ચ થતો નથી. હજારો માખીઓનો અભ્યાસ કરીને મોર્ગને બતાવી આપ્યું કે વંશાનુગતિકતા જીન (gene)ને આભારી છે. આ જીન ક્રોમોસોમ સાથે સંકળાયેલ છે. ક્રોમોસોમ દોરા જેવા છે અને જીન તેમાં લગભગ ગોળ પારા જેવા લાગે છે.

૧૯૩૪માં પેન્ટરે પણ આવાં જ અવલોકનો પ્રગટ કર્યાં. આપણું વંશાનુગતિકતાનું જ્ઞાન આ અવલોકનોને આભારી છે. પણ તેમાં આંકડાશાસ્ત્રે ખૂબ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. જિંદગીના બીજા અનેક પ્રશ્નોમાં આંકડાશાસ્ત્રના નિયમો લાગુ પાડી નિર્ણયો કાઢવામાં આવે છે; તે મોટે ભાગે સત્ય નીવડે છે. આમ આંકડાશાસ્ત્રનો ઉપયોગ વધતો જાય છે. આગળ વધેલા દેશોમાં જીવનના અનેકવિધ પ્રશ્નોના ઉકેલ માટે આંકડાશાસ્ત્રની રીતો અખત્યાર કરવામાં આવે છે.

તો પ્રશ્ન થશે: "આ બધું આપણા દેશમાં કેમ થતું નથી? આપણા અગત્યના પ્રશ્નો પર આંકડા ભેગા કરી આપણે લોકમત ન જાણી શકીએ?" ચોક્કસ આપણે જાણી

શાસ્ત્રીઓ. પણ આ બાબતમાં સત્યપૂર્વક પોતાના નિર્ણયો જાહેરમાં મૂકતાં કોઈ નિરવાધી નીકળે અને તેને આ કામ માટે સાધનો પૂરાં પાડવામાં આવે તો બની શકે. આપણા દેશમાં બીજા દેશોમાં છે તેટલા હોશિયાર આંકડાશાસ્ત્રીઓ છે; પણ આ કામ માટે આંકડા ભેગા કરનારાની સંખ્યા ખૂબ મોટી જોઈએ. આપણો દેશ અમેરિકા યા બીજા દેશો કરતાં ખૂબ મોટો છે. અમેરિકા કરતાં આપણા દેશની વસ્તી ત્રણ ગણી છે. આ આંકડા ભેગા કરનારા અત્યારે જેમ ચાલે છે તેમ ગમે તે ન ચાલી શકે. તેમને યોગ્ય શિક્ષણ મળેલું હોવું જોઈએ. બીજું, ફેરફાર જેમ મોટો તેમ અભ્યાસ માટે નમૂનાઓ પણ પુષ્કળ હોવા જોઈએ. જાત, ભાષાવાર ફેરફાર આપણા દેશમાં, દુનિયાના બીજા દેશો કરતાં સૌથી વધારે છે. કેળવણીની ખામી, નિરક્ષરતા અને આંકડા એકઠા કરનારાઓમાં અવિશ્વાસ—આ બધાને લીધે વિશ્વસનીય આંકડા ભેગા કરવામાં અનેક મુશ્કેલીઓ રહેલી છે. છતાં, આ બધું કરી શકાય: આપણા સમાજનું વૈજ્ઞાનિક પદ્ધતિએ પૃથક્કરણ કરવું હોય તો, એ માટેની રીતો સર્વવિદિત છે. ખેતીવાડી સંશોધનની સમિતિએ આવા પ્રશ્નો હાથ ધર્યા છે અને પદ્ધતિસર થોડુંક કામ કર્યું છે અને હજી કરે છે. આખા દેશમાં પાક કેટલો ઊતરશે એનો સાચો અડસટ્ટો કાઢી શકાય. સરકારે આ કામ માટે મદદ કરવી જોઈએ. સાચા આંકડાની મદદ વડે વેપારીને ખોટનો ધંધો ન આવે. પણ આવા આંકડાશાસ્ત્રની મદદ વડે કરેલ સ્પષ્ટ પૃથક્કરણની જરૂર હિંદની કોઈ વેપારી પેઢીને લાગી નથી.

રશિયા સિવાય, સ્થાપિત હકોને અથડામણ ન થાય એવી રીતે કામ લેવામાં આવે છે. સત્તાધીશો કહી દે છે કે સમાજમાં કાંઈ પણ ખોટું કે ખાપણું હોય એમ લાગતું નથી, અને આંકડાશાસ્ત્રને ઉતારી પાડવા સુધી જાય છે. આવું એક દૃષ્ટાંત આપું.

આંકડાશાસ્ત્રની રીતો અખત્યાર કરીને એક વાયુશાસ્ત્રીએ પુરવાર કર્યું કે હવાને લગતી આપણી માન્ય રાખેલ કલ્પના ખોટી છે. હિંદુસ્તાનની હવા આફ્રિકામાંથી અરેબિયન સમુદ્ર આડે ચાલે છે એ માનેલ સિદ્ધાંત બરાબર નથી; પરંતુ પૂર્વમાંથી, દક્ષિણ અમેરિકામાંથી તે જાય છે અને વિષુવવૃત્તને ઓળંગે છે. ગમે તે કારણસર આ વિષુવવૃત્તને અજેય અંતરાયરૂપે માનવામાં આવેલો. આ શોધને માટે તે વાયુશાસ્ત્રીને શ્રી લંકાના નૌકાખાતે ધન્યવાદ પાઠવ્યા; અમેરિકાના નિષ્ણાતોએ તેનાં વખાણ કર્યાં, પણ હિંદની સરકાર તરફથી તેને સખ્ત ઠપકો આપવામાં આવ્યો!

સામાન્ય માનવીની મથામણોમાંથી પોતે દૂર રહે એટલા માટે વૈજ્ઞાનિક નિરપેક્ષ અવલોકનકાર રહે એમ ધારવામાં આવે છે. સત્ય એમ છે કે સમાજનું માત્ર અવલોકન કરવું એ પૂરતું નથી. સમાજને બદલવાનો સમય આવી પહોંચ્યો છે. યુદ્ધકાળમાં વૈજ્ઞાનિક આવા ફેરફારોમાં ફાળો આપે છે. તો પછી શાંતિ-કાળમાં શા માટે નહીં!×



× રૉયલ ઈન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સ, મુંબઈના રજતમહોત્સવ પ્રસંગે તાતા ઇન્સ્ટીટ્યુટ ઑફ ફન્ડામેન્ટલ રિસર્ચ નામની સંસ્થાના પ્રોફેસર ડી. ડી. કોસાંબીએ આપેલ વ્યાખ્યાનોપયોગી સાર ભાગ.

# દીનબંધુ ઍન્ડ્રુઝ

નાથાલાલ દવે

કવિવર રવીન્દ્રનાથે કહ્યું છે કે "ઍન્ડ્રુઝ જેવા સાચા ખ્રિસ્તી અને સાચા અંગ્રેજની મને મૈત્રી થઈ એ મારે માટે મોટો આશીર્વાદ હતો. ઍન્ડ્રુઝ જેવા અંગ્રેજોને હું મારા અંગત પ્રિયમિત્ર નહિ, પણ સમસ્ત માનવજગતના મિત્ર ગણું છું. મને શ્રદ્ધા છે કે આવા અંગ્રેજો જ બ્રિટિશ લોકોના ગૌરવને ડૂબતું બચાવશે." હિંદ પર દીનબંધુને અસીમ પ્રેમ હતો. સાચા હિંદુસ્તાનને તેઓ સમજતા હતા. હિંદની આકાંક્ષાઓ તેમના હૃદયને હલમલાવી મૂકતી. છેલ્લી માંદગી વખતે જ્યારે તેઓ કલકત્તાની પ્રેસીડેન્સી હૉસ્પિટલમાં હતા અને ગાંધીજી તેમને મળવા ગયા ત્યારે દીનબંધુએ કહ્યું, "બાપુ ! સ્વરાજ આવે છે. હું એ આવતું જોઉં છું. હિંદ સ્વતંત્ર થશે."

અત્યંત ધાર્મિક સંસ્કારવાળાં માતાપિતાને ત્યાં દીનબંધુનો ૧૮૭૧ની ૧૨ મી ફેબ્રુઆરીને દિવસે ઇંગ્લાંડમાં જન્મ થયો હતો. પિતા દેવળમાં કામ કરતા. જગતનાં દુઃખો દૂર કરવા ભગવાન ઈસુ પાછા પધારવાના છે એમ તે માનતા. બાળક ઍન્ડ્રુઝ પ્રાર્થનામાં જાય અને પિતાનાં પ્રવચનો સાંભળે. રાતે પિતા તેની પાસે બેસી અવનવી વાતો કહે. નાની ઉંમરમાં ઍન્ડ્રુઝ ગંભીર માંદગીમાં સપડાયા. રોગ વધતો ગયો. મહિનાઓ ઉપર મહિનાઓ વીત્યા. બાળકે ખૂબ વેદના સહન કરી. જીવવાનો તેને ઉત્સાહ ન રહ્યો. એક દિવસ ઍન્ડ્રુઝે આંખો ઉઘાડી ત્યાં તેણે, માતાએ પથારી પાસે એક તાજું ફૂલ મૂકેલું જોયું. ફૂલ પર નજર પડવાની સાથે તેનો રંગ અને રૂપ બાળકને ગમી ગયાં, અને તેના હતાશ મનમાં આનંદની એક લહર આવી. ત્યારથી ઍન્ડ્રુઝનાં મનની નિરાશા જતી રહી. જીવનમાં પાછો રસ જાગ્યો. માંદગીમાંથી તે સાજા થયા.

પિતાને કામને અંગે બર્મિંગહામમાં રહેવા જવાનું થયું. એટલે આખું કુટુંબ એ શહેરમાં આવી ગયું. એ શહેરની સંકડાશ, ધુમાડો અને દોડધામ દીનબંધુ કદી ભૂલી ન શક્યા. શેરીઓ, મકાનો, અને કારખાનાં સિવાય બીજું કશું જ જોવા ન મળે. ધુમાડાથી હવા એટલી ખરાબ રહે કે વાવેલાં ઝાડો વધે નહિ. પૃથ્વીની સુંદરતા સાવ દટાઈ જ ગઈ હતી. ક્યાંય ખુલ્લું મેદાન જ નહિ. અને તેમાંય રાત્રે લોખંડના કારખાનામાં મોટી લાલ ભઠ્ઠીઓ સળગતી હોય ત્યારે એના ભયંકર દેખાવથી અને ગરમી અને ધુમાડાથી ભરેલી એ મલિન હવામાં બાળક-ઍન્ડ્રુઝને અકળામણ થતી. બચપણમાં તે ઘરમાં બેઠા સ્કૉટની નવલકથાઓ વાંચતા. કલ્પનાને તેથી ખૂબ આનંદ મળતો. ભ્રમર જેમ એક ફૂલથી બીજે જઈ બેસે અને રસ પીધા કરે તેમ કિશોર ઍન્ડ્રુઝ એક પછી એક વાર્તા વાંચ્યા કરતા.

દીનબંધુનાં માતાપિતા પાસે જે કાંઈ પૈસા હતા તેની વ્યવસ્થા તેમણે એક મિત્રને સોંપી હતી. મિત્રે સટ્ટામાં પોતાના જ પૈસા ખોઈ નાખ્યા. આ પૈસા પણ તેણે ઉપાડયા

અને એ પણ તે ખોઈ બેઠા. કોઈએ તાર કરી દીનબંધુના પિતાને ચેતવ્યા. પિતાએ તારથી બેન્કો પર પૂછપરછ કરી. સાંજે એક પછી એક જવાબ આવવા લાગ્યા. ખબર પડી કે કુટુંબ એક દિવસમાં નિર્ધન બની ગયું. વિશ્વાસુ મિત્રે આમ દગો દીધો તેથી પિતાને બહુ દુઃખ થયું.

સાંજે આખું કુટુંબ રિવાજ પ્રમાણે પ્રાર્થના કરવા બેઠું. બાઈબલમાંથી પિતા દગાબાજ મિત્ર વિષે વાત વાંચવા લાગ્યા. "બહારના કોઈ શત્રુએ મને આ દુઃખ આપ્યું હોત તો તો હું પહોંચી શકત. પણ હે સાથી ! મિત્ર બનીને તેં જ આ કામ કર્યું ? આપણે સાથે રમ્યા અને પ્રભુના આ સંસારમાં સાથે રહી પગલાં ભર્યાં..." પછી એ અટક્યા. મિત્રને ભયંકર શાપ આપવાની વાત તેમણે વાંચી નહિ. તેને બદલે તે કંપતા દર્દભર્યા અવાજે તેના મિત્ર માટે પ્રાર્થના કરવા લાગ્યા. તેમના હૃદયમાં મિત્રપ્રેમ ઉભરાયો અને નુકસાનની વાત તે ભૂલી ગયા. ઊભા થયા ત્યારે તેમના ચહેરા પરથી ખેદની છાયા ચાલી ગઈ હતી. એમનું પ્રસન્ન મુખ જોઈ એન્ડ્રયુઝની માતાના મનને પણ શાંતિ થઈ.

સાચું બોલવાના સંસ્કાર એન્ડ્રયુઝમાં બચપણથી જ પડી ગયા હતા. એક વખત તે કોઈ સગા સાથે લંડન જોવા ગયા. પ્રદર્શનો અને રોશની જોઈને તેમને ખૂબ આનંદ થયો. વધારે રોકાવાની ઇચ્છા હતી પણ પિતાની રજા ન હતી. સગાએ ઘેર તાર કરીને કહી દીધું કે "ગાડી ચુકાઈ ગઈ છે" અને એન્ડ્રયુઝને કહ્યું કે "ઘેર આ વાત કરીશ નહિ." પછી એન્ડ્રયુઝને સમજાયું કે આતો જુઠ્ઠાણું કહેવાય. પણ વાત ન કહેવાનું પોતે વચન આપેલું, તેનો ભંગ પણ કેમ થાય ? ઘણા દિવસ સુધી એ વાતનું તેમને દુઃખ રહ્યું.

કુદરતમાં ફરવું એન્ડ્રયુઝને બહુ ગમતું. પાણી પર પ્રકાશનો ઝળહળાટ કે ઝાડનાં પાનો પર ચળકતું તેજ તે જોઈ રહેતા. જંગલમાં તે એક દિવસ ફરવા ગયા. મન લહેરમાં આવી ગયું. રખડતાં રખડતાં પક્ષીનો એક માળો તેમણે જોયો. અંદર ભૂરા રંગનાં ચાર ઈંડાં હતાં. તે લઈને તે ઘેર આવ્યા. હોંશથી માતાપિતાને ઈંડાં બતાવ્યાં. પિતા કાંઈ બોલ્યા નહિ. માતા ધીમેથી તેમને એક બાજુ બોલાવી ગયાં અને વાત કરવા બેઠાંઃ "એ ઈંડાં મૂકનાર પક્ષી માળામાં પાછું આવશે ત્યારે તેને શું થશે ?, એક સાથે ચાર ઈંડાં લઈ આવ્યો તેમાં એ નિર્દોષ જીવને કેવી પીડા થશે !" બચ્ચાં વગરની કકળતી પંખિણીનો ખ્યાલ આવતાં એન્ડ્રયુઝ દુભાઈ ગયા, પસ્તાવાનો પાર ન રહ્યો. આખી રાત તેમને ઊંઘ ન આવી. સવારે વહેલા ઊઠી તે ઈંડાં પાછાં મૂકવા ગયા. ખૂબ મહેનત કરી પણ માળો પાછો હાથ જ ન આવ્યો. રડીરડીને તેમણે પ્રભુની પ્રાર્થના કરી અને પોતાની ભૂલ માટે માફી માગી.

નિશાળમાં એન્ડ્રયુઝ સૌથી દૂબળા વિદ્યાર્થી. બધા છોકરા તેમને હેરાન કરે. એન્ડ્રયુઝ કોઈની સામે થઈ ન શકે. મંદિરમાં જાય ત્યારે પ્રવચનો સાંભળતાં તેમને ખૂબ ગમ્મત લાગે. પિતા કહેતા કે "ઈસુ હવે પૃથ્વી પર પધારશે, કબરો ખુલી જશે અને મરેલા પાછા જીવનને પામશે." એન્ડ્રયુઝ આ વાતથી અકળાય. ફરવા નીકળ્યા હોય ત્યારે કબ્રસ્તાન પાસે આવતાં આંખો મીંચી દે. "અત્યારે જ ઈસુ આવશે અને કબરોની શિલાઓ ખસતા

મારશે તો ?" એવો એમને ભય લાગે. પિતા જે વસ્તુનો ઉપદેશ કરતા તેમાંથી એન્ડ્રુઝની શ્રદ્ધા જતી રહી. એક દિવસ ફરતાં ફરતાં પિતાને બધી વાત કરી. પિતા તો પોતાનું કામ પુત્ર ઉપાડી લેશે એવો વિશ્વાસ રાખીને બેઠા હતા. વાતનો ચોખ્ખો ઇન્કાર કરવાની એન્ડ્રુઝની તે વખતે હિંમત ન ચાલી. પણ મનમાં ખૂબ મંથન ચાલ્યું. પિતા કહેતા કે ઈસુ-ચોક્કસ વખતમાં પધારશે. પણ એમ તે ઈસુ કેવી રીતે આવે ? પ્રભુના આગમનની મુદ્દત કેમ આપી શકાય ? પિતાની વાત પોતાને ગળે ઊતરતી નથી તે જાણીને પણ એન્ડ્રુઝને દુઃખ થયું. સ્પષ્ટ કહેવા જતાં પિતાને આઘાત થાય. રાત્રે પોતે મોડે સુધી જાગતા રહ્યા. છેવટે મનમાં કોઈ અવર્ણનીય શાંતિ ઊભરાઈ આવી. ક્લેશ જતો રહ્યો. પોતાના ઘરથી અર્ધો ગાઉ દૂર એક દેવળ હતું અને ત્યાં સવારમાં વહેલાં પ્રાર્થના થતી હતી. પોતે કદીએ વહેલી પ્રાર્થનામાં જતા નહિ. પણ તે રાત્રે તેમણે નિશ્ચય કર્યો કે સવારમાં દેવળમાં જવું. બરાબર વખતસર તેમની નિદ્રા ઊડી ગઈ. અને કપડાં પહેરી સવારના તાજા પડેલા બરફમાં ચાલતા ચાલતા એન્ડ્રુઝ મંદિરે ગયા. પ્રાર્થના થઈ, બાઈબલનું વાંચન થયું પણ એમાં એન્ડ્રુઝનું ધ્યાન ન રહ્યું. તેમના મનમાં કોઈ નવીન ગીત જાગ્યું હતું. આત્માને જાણે કે પાંખો ફૂટી હતી. હૃદયમાં આનંદનાં પૂર ઊભરાતાં હતાં. પ્રભુનો પ્રેમ જાણે કે મહાસાગરની પેઠે તેમની ચારે બાજુએ ઊછળી રહ્યો હતો. યુવાન એન્ડ્રુઝ મસ્તક નમાવી ધ્યાનમગ્ન બેસી રહ્યા. આસપાસના લોકો ક્યારે ચાલ્યા ગયા તેની તેમને ખબર ન રહી. દેવળના નોકરે તેમને ખભે સ્પર્શ કરીને કહ્યું કે "બાર બંધ કરવાનો વખત થયો છે" ત્યારે એન્ડ્રુઝે ચમકીને જોયું અને પોતે ક્યાં છે તેની તેમને સમજ પડી. તે દિવસથી એન્ડ્રુઝનું જીવન બદલાયું. હૃદયમાં પ્રભુનો પ્રેમ, મહાસાગર જેવો ગંભીર, આકાશ જેવો ઉદાર, પ્રેમ આવી વસ્યો. સમસ્ત માનવજાત તેમને વહાલી લાગવા માંડી. તેમના ઘરથી થોડે જ દૂર ગરીબ લોકોનાં મકાનો હતાં. એન્ડ્રુઝ ઘેરઘેર જવા માંડ્યા, સહુનાં સુખદુઃખ જાણીને પોતાથી થઈ શકે તે સેવા કરવા લાગ્યા.

કોલેજમાં ભણતા ત્યારે એન્ડ્રુઝના મનમાં વારેવારે કશી ધૂન આવે. ગાતાગાતા ફરવા નીકળે. અને ચાંદની રાત હોય તો આનંદમાં ને આનંદમાં આખી રાત ચાલ્યા જ કરે. માણસોને દુઃખી જોઈને તેમને મદદ કરવાનું તેમનું મન તલપાપડ થાય. ચોમાસા પછીની શરદ્ ઋતુ હતી. સરસ તડકો નીકળ્યો હતો. એન્ડ્રુઝે ફરતાં ફરતાં ઝાડોની વચ્ચેથી દેવળના મિનારા જોયા અને તેમનું હૃદય આનંદથી પ્રફુલ્લિત બન્યું. પોતે અંદર ગયા અને પ્રાર્થનાનું ગીત ગવાતું હતું તે સાંભળ્યું. મન હળવું ફૂલ બની ગયું. પોતે બહાર આવ્યા ત્યાં એક ભિખારીએ હાથ લાંબો કર્યો. એન્ડ્રુઝે ખીસામાં હાથ નાખી પૈસા કાઢ્યા અને હતા તેટલા બધાય આપી દીધા. પોતે જમ્યા ન હતા, અને ઘર ઘણે દૂર હતું તે ખ્યાલ તેમને યાદ ન રહ્યું. પછી પૈસા વિના ગાડીની ટિકિટ ક્યાંથી લેવાય ? એટલે ચાલતા ચાલતા પોતાને ગામ પહોંચ્યા. હૃદયમાં એટલો આનંદ હતો કે ચાલવાનો થાક કે ભૂખની પીડા તેમને યાદ ન રહ્યાં. તેમને જે ગંભીર આધ્યાત્મિક અનુભવો થયા છે તેની તેમણે "What to owe Christ"- નામના તેમના પુસ્તકમાં ઉલ્લેખ કર્યો છે. જ્યારે જ્યારે મનમાં શંકા જાગે, શ્રદ્ધા ચાલી જાય અને મન મૂંઝાય ત્યારે તેમણે ઈશ્વરના સાંનિધ્યનો અનુભવ કર્યો છે અને ઈશ્વરની મદદથી પોતે કસોટીમાંથી પાર ઊતર્યા છે.

કૉલેજમાં તેમને ચાર્લ્સ આંદર નામના બહુ જ માયાળુ સ્વભાવના અધ્યાપકનો પરિચય થયો. એન્ડ્રુઝની ભાવનાઓ એ સમજ્યા અને તેમાં બનતી મદદ કરી. ઇંગ્લંડમાં તેમણે એન્ડ્રુઝને એક કંગાળ સ્થળે મોકલ્યા અને એવું કામ સોંપ્યું કે જેથી ગરીબી અને મુશ્કેલીઓનો તેમને પૂરો અનુભવ થાય, એન્ડ્રુઝે જે કામ આનંદથી પાર પાડ્યું. તેમણે લખ્યું છે કે "વાસ્તવિક માનવસમાજ વચ્ચેનું આ કામ ખૂબ સ્ફૂર્તિ આપે તેવું હતું. સમુદ્રમાં હોડકું મારીએ અને તોફાની મોજાં સાથે લડતા જે આનંદ આવે તેવો એ આનંદ હતો. હાસ્ય અને આંસુ, સુખ અને વેદના વચ્ચે, માણસોના સંપર્ક વચ્ચે, પ્રભુનો સાદ મને વધારે સ્પષ્ટ રીતે સંભળાયો." ૧૯૦૪ની સાલમાં દિલ્હીમાં મૅસિસ વેસ્ટકોટના મૃત્યુથી જગા ખાલી પડી અને એન્ડ્રુઝે તે જગ્યા સ્વીકારી. ૨૮મી ફેબ્રુઆરીને દિવસે તે હિંદ આવવા ઊપડ્યા. ઘણીવાર તે મિત્રોને કહેતા કે "હિંદ સાદ પાડે છે." એ સાદને હવે તેમનાથી ના કહેવાય તેમ ન હતી. નાના હતા ત્યારે માતાને એન્ડ્રુઝ કહેતા, 'મા! આજ તો મારે માટે ભાત બનાવ. હિંદના લોકો ભાત ખાય છે. મારે પણ રોજ બપોરે ભાત ખાવાની ટેવ પાડવી છે." બચપણની એ ઇચ્છા ૧૯૦૪માં ફળીભૂત થઈ. માર્ચની ૨૦મીએ તેમણે હિંદને કિનારે પગ મૂક્યો, ત્યારે તેમને લાગ્યું "મારો આજે નવો જન્મ થયો છે. હિંદમાં યજ્ઞોપવીત સંસ્કારથી જેમ નવો અવતાર મળ્યો કહેવાય છે, તેમ હું આજે ખરેખર દ્વિજ બન્યો."

દિલ્હીમાં દીનબંધુ સુશીલ નામના મિત્રની સાથે રહ્યા. કેમ્બ્રિજ મિશનની કૉલેજમાં તેઓ કામ પૂરું કરી સુશીલ સાથે ફરવા જાય; ગામડાંઓમાં ફરે, લોકોનાં દુઃખો સમજે. સુશીલનાં પત્ની તથા બાળકો વચ્ચે તેમણે હિંદનું કૌટુંબિક જીવન જોયું. હિંદની ગરીબી પણ તેમણે પ્રત્યક્ષ જોઈ હિંદીઓ સાથે રહેવાથી જ તેઓ સાચા હિંદને સમજતા થયા. વર્ણભેદનાં અનિષ્ટોનો તેમને ખરો ખ્યાલ આવ્યો. સિમલા જઈ તેઓ વારંવાર હિમાલયના અપાર સૌંદર્યનું દર્શન કરતા. નારકંડા તરફથી એકવાર તે હટુશિખર નામના પહાડ પર ચડ્યા. ત્યાંથી દૂરના બરફના પહાડો જોવાની તેમની ઇચ્છા હતી. ઉપર ગયા ત્યાં ધુમ્મસ આવ્યું. બધું ઢંકાઈ ગયું. નજીકનાં વૃક્ષો સિવાય બીજું કાંઈ દેખાય નહિ. ત્યાં બેસીને દીનબંધુ પ્રભાતની પ્રાર્થના બાઇબલમાંથી વાંચવા માંડ્યા: "સારાય જગતનો તું સ્વામી છે. હે નાથ! તારા ગૌરવને સીમા નથી." એમ વાંચ્યું ત્યાં એક એક ધુમ્મસ ખસી ગયું અને સૂર્યનો પ્રકાશ આકાશમાંથી ઠલવાઈ રહ્યો. સામે હિમાચ્છાદિત શિખરોની હાર પછી હાર પોતાના તેજસ્વી મસ્તકમાળા પર પ્રભાતનો પ્રકાશ ઝીલી રહી હતી. માણસ સ્તબ્ધ બની જાય તેવું એ સૌંદર્યદર્શન હતું. નીચે જંગલોનાં વૃક્ષો ધુમ્મસના પડદાઓથી ઝાંખાં દેખાતાં હતાં. પ્રાર્થનાના શબ્દે શબ્દે દીનબંધુના હૃદયમાં ઉલ્લાસની લહેરો આવવા લાગી: "હે જગત્પતિ! તારા ગૌરવને સીમા નથી."

દીનબંધુના મનમાં જગતના કોઈપણ ધર્મ તરફ અનાદર ન હતો. તેથી બાઇબલમાં જ્યારે ખ્રિસ્તી ધર્મમાં ન માનનારાઓને નર્કમાં કેવી વેદના સહેવી પડે છે તેનાં વર્ણનો આવતાં ત્યારે પ્રવચનોમાં કે એકાંતમાં તે વાંચતી વખતે એન્ડ્રુઝને મનમાં દુઃખ થતું. ખ્રિસ્તી પંથમાં જે વર્ણભેદ તે જોતા તેથી પણ તેમને અકળામણ થતી. અંગ્રેજ શાસકો હિંદ પર જે રીતે રાજ્ય કરતા હતા તે જોઈ તેમને ખૂબ આઘાતો થતા. ઊલટું પોતે વધારે

સ્વતંત્ર રીતે રહી શકે અને બોલી શકે તે ખાતર પોતે મિશનના કામમાંથી છૂટા થયા, અને હિંદની જનતા સાથે વધારે ઐક્ય તેમણે સાધ્યું. દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ જ્યારે લડત ઉપાડી ત્યારે ગોખલેજીની વિનંતિથી દીનબંધુ આફ્રિકા ગયા. આફ્રિકામાં વર્ણભેદનું અનિષ્ટ તેમને સહુથી ભયંકર રૂપમાં જોવા મળ્યું. આફ્રિકાના કાળા હબસીઓ અને ગૂલી લોકો પર જે જુલમો થતા હતા તેનું વર્ણન થઈ ન શકે. ગોરા માણસને જોઈ હબસીઓ સંતાઈ જતા. તેમની ચાબુકનો એવો ડર લાગતો. ઍન્ડ્રૂઝ અંગ્રેજ હતા તેથી તેમના પર એ લોકોને વિશ્વાસ ન બેસતો. હિંદીઓની એક સભામાં ઍન્ડ્રૂઝ પ્રવચન કરતા હતા. થોડા ગૂલી ત્યાં હાજર હતા. એમના દુઃખભરેલ ઉદાસ ચહેરા જોઈને ઍન્ડ્રૂઝનો જીવ બળવા લાગ્યો. સભાને અંતે તેમને એક ગૂલીએ વિનંતિ કરી, "અમારે તમને એક પ્રશ્ન પૂછવો છે." દીનબંધુએ કહ્યું, "બોલો, શું છે?" "તમે હિંદીઓ સાથે જ્યારે વાત કરો છો ત્યારે તમારી આંખની ચમક પરથી એમ જાણી શકીએ છીએ કે તમે હિંદીઓ ખાતર મરવા તૈયાર છો. અમારે ખાતર એવો ભોગ આપો ખરા?" એવા દર્દ અને આકાંક્ષા સાથે એણે એ સવાલ પૂછ્યો હતો કે દીનબંધુનું દિલ હલી ગયું. સમસ્ત સૃષ્ટિના માનવો એક છે તેમાં ભેદ માનવાનો હોય જ નહિ તેમ દીનબંધુનો અંતરાત્મા પોકારી ઊઠ્યો. તેમણે જવાબ આપ્યો. "જરૂર, ભાઈ! એવો પ્રસંગ આવ્યો હોય તો તમારે ખાતર પણ હું મારો પ્રાણ આપું."

દીનબંધુએ જોયું કે મહાત્મા ગાંધી હિંદીઓને અન્યાયની સામે પ્રેમથી લડવાનો આદેશ આપી રહ્યા છે. સહન કરીને શત્રુનું હૃદય જીતવા નીકળેલા આ હિંદી નેતામાં તેમને ક્રાઇસ્ટનાં દર્શન થયાં. ફિનિક્સ આશ્રમમાં તે ગયા ત્યારે ગાંધીજી કોઈ હરિજનના બાળકને રમાડતા હતા. બાજુમાં કોઈ બીમાર મુસ્લીમ બાળક સૂતો હતો. સમાધાન થવાની તૈયારી હતી. ગાંધીજી તેથી છૂટયા હતા. કસ્તુરબા હજી જેલમાં હતાં. આશ્રમનું સાદું જીવન જોઈ દીનબંધુને બાઇબલના શબ્દો યાદ આવ્યા, "તેના ભક્તોને એક પ્રાણ અને એક જ હૃદય. તેની સાથે બેસીને તેઓ આનંદથી ભોજન કરતા. તેના નામને ખાતર સહન કરવાને તેઓ પાત્ર ઠર્યા એ તેમનો પરમ આનંદ હતો." દીનબંધુ આશ્રમમાં હતા ત્યાં ખબર મળ્યા કે તેમની માતાનું મૃત્યુ થયું હતું. આફ્રિકાના કામને અંગે બીમાર માતા પાસે પોતે પહોંચી ન શક્યા. ત્યાં કસ્તુરબા પણ છૂટયાં. આશ્રમની બહેનોએ દીનબંધુને આશ્વાસન આપ્યું. ભારતની સેવામગ્ન પવિત્ર નારીમાં દીનબંધુને પોતાની મૃત જનેતા મળી ગઈ. તેમણે લખ્યું છે, "હિંદની હે કોમળ વત્સલ માતાઓ! કેવી પવિત્ર અને સહનશીલ! મારા દુઃખને વખતે તમારો સ્નેહ પામીને મારો શોક હું વિસારી શક્યો છું."

કાળા માણસોને દીનબંધુ દેવળમાં આવવા દે અને આશીર્વાદ આપે તેથી આફ્રિકાના યુરોપિયનો દીનબંધુ તરફ ઘણા ગુસ્સે થયા. પણ તેથી દીનબંધુ પોતાના સિદ્ધાંતોમાંથી ચલિત થયા નહિ. ગાંધીજી અને કસ્તુરબાને જોઈ તે કહેતા કે "આ લોકો આપણા કરતાં વધારે સાચા ખ્રિસ્તીઓ છે. પ્રભુનો આદેશ તેઓ રોજરોજ જીવનમાં ઉતારે છે." આફ્રિકાના પ્રશ્નનું સમાધાન થયું. તેમાં દીનબંધુએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. કેસો બધી પાછાખેંચાઈ પૂરી થઈ અને હિંદીઓની માગણી સંતોષવા જનરલ સ્મટ્સ તૈયાર થયા. ગાંધીજી

પ્રિટોરિયા આવ્યા હતા અને સ્મટસની સહીની વાટ જોતા ત્યાં રોકાયા હતા. તેમાં ડર્બનથી તાર આવ્યો કે કસ્તુરબા સખત બીમાર છે. દીનબન્ધુએ ગાંધીજીને તાત્કાળિક જવાનું કહ્યું. ગાંધીજીએ ડર્બન જવાની ના કહી. તેમણે કહ્યું: "જનતાનું કામ પડતું મૂકીને અંગત કારણો માટે મારાથી જવાય નહિ."

રાત્રે દીનબન્ધુને ઊંઘ ન આવી. સવારમાં વહેલા પોતે જનરલ સ્મટસ પાસે પહોંચ્યા અને બધી વાત કરી. વાત સાંભળી જનરલ સ્મટસને ખૂબ લાગણી થઈ અને તરત જ તેમણે કાગળો મંગાવી સહી કરી આપી. દીનબંધુ કાગળ લઈ ગાંધીજી પાસે આવ્યા અને પછી બંનેએ ડર્બનની ગાડી પકડી. રસ્તામાં ખબર મળ્યા કે કસ્તુરબા કટોકટીમાંથી પસાર થઈ ગયાં હતાં અને હવે તેમને આરામ હતો.

૧૯૧૨ના ઉનાળાની એક સાંજે રોથેનસ્ટાઇને દીનબન્ધુને પોતાને ત્યાં બોલાવ્યા. રવીન્દ્રનાથ ટાગોર લંડન આવ્યા હતા અને 'ગીતાંજલિ'માંનાં તેમનાં કાવ્યો કવિ યેટ્સ વાંચવાના હતા. તે રાત્રે હિંદની સંસ્કૃતિના એ ભવ્ય પ્રતિનિધિને દીનબન્ધુ પહેલવહેલા મળ્યા. કવિની તબિયત બરાબર ન હતી. મનમાં તેમને ક્ષોભ પણ થતો હતો. ગીતો વંચાતાં હતાં ત્યારે એ એક બાજુ છાનામાના બેઠા હતા. ગીતો સાંભળીને દીનબંધુનું હૃદય એટલું બધું ભરાઈ આવ્યું કે તે કવિનો આભાર માનવા ગયા ત્યારે કાંઈ બોલી શક્યા નહિ. કવિ તેમની લાગણી સમજી ગયા. રાત્રે દીનબંધુએ નિશ્ચય કર્યો કે "હિંદ ફરી જવું અને શાંતિનિકેતનમાં રહેવું. દિલ્હીમાં રહીને જે હિન્દથી પોતે દૂર રહ્યા છે તેનો પૂરો પરિચય કરી લેવો. પરદેશી નહિ પણ હિન્દી બનીને જો હું રહીશ તો તો હિંદુસ્તાનના દિલને હું જાણી શકીશ." કવિને તેમણે વાત કરી અને રવીન્દ્રનાથે તેમને સંમતિ આપી. તેઓ શાંતિનિકેતન આવીને રહ્યા. ધર્મોપદેશનું કામ તેમણે તે પછી મૂકી દઈ શાંતિનિકેતનને જ પોતાની તમામ સેવા આપવી એવો નિશ્ચય કર્યો. તે માટે પછી તો તેમણે ઘણા પ્રવાસ કર્યા; જ્યારે જ્યારે શાંતિનિકેતનને પૈસા સંબંધી મુશ્કેલી ઊભી થાય ત્યારે દીનબંધુ ઝોળી લઈ નીકળી પડે અને ફંડ કરી લાવે. તે હતા તેથી કવિને અર્ધી ચિંતા ઓછી થઈ ગઈ હતી.

પહેલી જર્મન લડાઈ આવી. યુદ્ધના ખબરોથી દીનબંધુને ખૂબ માનસિક દર્દ થતું. પોતે કોઈપણ જાતની લશ્કરી સેવા આપવાની ના કહી હતી. ગાંધીજીની સત્યાગ્રહની વાતે તેમને વિચારતા કરી મૂક્યા હતા. તેમને ખાતરી થતી જતી હતી કે ઈસુ અત્યારે જીવતા હોય તો ગાંધીજીની જેમ જ વર્તે. કવિને પણ એવું જ દુઃખ મનમાં રહેતું. એક વખત આ લડાઈ તો છેલ્લી જ હશે એમ દીનબંધુએ કહ્યું ત્યારે કવિ તેમની સામે જોઈ રહ્યા. ચહેરા પર અવર્ણનીય ગ્લાનિ પથરાઈ ગઈ. તેમણે કહ્યું "ચાર્લી! એમ થાય તો તો કેવું સારું! પણ એમ નહિ થાય. લડાઈના મૂળમાં લોભ અને સ્વાર્થ છે. લડાઈ પછી વધારે જલદીથી એ લોકો ખોટ પૂરવા દોડધામ કરશે અને પરાધીન દેશોને વધારે લૂંટશે. મૂળ એ લોભ તે લડાઈનું બીજ છે. એને નાબૂદ કર્યા વગર લડાઈ શી રીતે નાબૂદ થાય?"

૧૯૧૫માં દીનબંધુ બીમાર પડ્યા. કૉલેરા થયો. પાસે કોઈ ડૉક્ટર નહિ. કવિશ્રી બીજે દિવસે આવી પહોંચ્યા. રાતદિવસ એ દીનબંધુની પથારી પાસે બેઠા જ હોય. કૉલેરા જેવા ભયંકર દર્દના ચેપની દરકાર કર્યા વગર સ્નેહથી અને સુશ્રૂષા કરનાર આ કવિના ઊંડા

સ્નેહને અને લોકોત્તર માનવતાને દીનબંધુ ત્યારે સમજી શક્યા. ધીમે ધીમે ધીમે સ્ટી ગયો. દીનબંધુ સાજા થતા જતા હતા. પરશાળમાં બેઠા બેઠા વાંચતા હતા. તેમાં તેમણે ફીજી ટાપુમાં હિંદમાંથી ગયેલા હિંદી મજૂરોના વિતકની વાત વાંચી. અહીં થી ઉતરીને શરતોમાં એ મજૂરોને બાંધી લેવામાં આવે. ત્યાં હાડમારીનો પાર નહિ. પગાર ઓછો. પુરુષોની સંખ્યા વધારે અને સ્ત્રીઓની ઓછી. અનીતિ વધતી ગયેલી. પાછા આવવાનો માર્ગ બંધ હતો. કેટલાક મજૂરો હતાશ બનીને આપઘાત કરતા. એ આપઘાતના આંકડા વાંચીને દીનબંધુ વિચારમાં પડ્યા. ફીજીમાં વસતો નિરાધાર મજૂર જાણે કે મદદ માટે તેમણે સાદ પાડી રહ્યો. કવિને તેમણે વાત કરી કે "મારે ફીજી જવું છે." કવિએ સંમતિ આપી ને દીનબંધુ ફીજી ગયા. ત્યાં જઈ ને સાચી હકીકતોનો રીપોર્ટ તૈયાર કર્યો ઑસ્ટ્રેલિયામાં તેમણે વ્યાખ્યાનો કર્યાં. હિંદમાં ગાંધીજી અને માલવિયાજીએ આંદોલન જગાવી પ્રજામત તૈયાર કર્યો. અને છેવટે ૧૯૨૦ના જાન્યુઆરીની પહેલી તારીખે મજૂરોની ભરતીનું કામ સરકારે બંધ કરાવ્યું અને ફીજીમાંના મજૂરોને મુક્ત કર્યા.

૧૯૧૬માં જ્યારે ટાગોર જાપાન ગયા ત્યારે દીનબંધુ સાથે હતા. યુરોપમાં લડાઈ ચાલતી હતી અને જાપાન પોતાની પ્રજાને લશ્કરી તાલીમ આપી રહ્યું હતું. કવિએ નાનાં નાનાં બાળકોને લડાઈની કવાયત કરતાં જોયાં ને તેમને આઘાત લાગ્યો. નવો રાષ્ટ્રવાદ કેવી રીતે એશિયાની સંસ્કૃતિને વિનાશકારક નીવડે તે વિષે તેમણે વ્યાખ્યાનો આપ્યાં. જાપાનનાં વર્તમાનપત્રો કવિની વિરુદ્ધ થઈ ગયાં અને જોસથી પ્રચારકામ ઉપાડ્યું. છાપાંઓએ જાહેર કર્યું કે "એ તો પરાજિત દેશનો કવિ છે, એની વાત ન સાંભળશો." કવિને એથી ઊંડો આઘાત થયો પણ કવિએ તે ઝીરવી લીધો, અને તે આઘાતમાંથી "આ મન પરાજિતનું ગાન" એ કાવ્યનું સર્જન થયું. વળતાં દીનબંધુ જાવા રોકાયા અને બોરોબુદરના પ્રખ્યાત મંદિરોની તેમણે યાત્રા કરી. પછી તો દીનબંધુએ ઘણા પ્રવાસો કર્યા છે. એકેય દેશ તેમને માટે અજાણ્યો ન હતો. જગતમાં જ્યાં જ્યાંથી દીન દુઃખી લોકોનો અવાજ સંભળાય ત્યાં તે સેવા કરવા પહોંચી જતા. ગાંધીજીએ તેમને 'દીનબંધુ' નામ આપ્યું તે પૂરેપૂરું સાર્થક થઈ ગયું છે.

તેમના નિર્દંભ, નિખાલસ, સ્નેહાળ સ્વભાવથી તેઓ જ્યાં જતા ત્યાં સહુને પ્રિય થઈ પડતા. ગાંધીજી માટે તેમને જે પૂજ્યભાવ હતો તે તો જગજાહેર વાત છે. ૧૯૩૨માં જ્યારે ગાંધીજીએ ઉપવાસ કર્યા ત્યારે એ ઉપવાસનો જેમ અને તેમ વહેલો અંત લાવવા એન્ડ્રુઝે આકાશ પાતાળ એક કર્યાં હતાં. ૧૯૩૩માં યરવડા જેલમાં ગાંધીજીએ ઉપવાસ કર્યા ત્યારે દીનબંધુએ રાતદિવસ દોડધામ કરી રેમ્જનાલ્ડ મેક્સવેલને મનાવ્યા અને ગાંધીજીને મુક્ત કરાવ્યા. કોઈનું દુઃખ જોઈ તે એટલા મુઝાય કે પોતાથી બનતું કર્યા વગર તેમનાથી રહેવાય નહિ એવો કોમળ તેમનો સ્વભાવ હતો. પોતાની છત્રી કોઈને આપી દે ને વરસાદમાં ભીંજાતા પોતે ઘેર આવે. કોઈ ઠંડીમાં ધ્રૂજતું હોય તો પોતાનો કોટ આપી દઈને પણ પોતે ટાઢે ઠરતા આવે એવા દાખલા ઘણીવાર બન્યા છે. પ્યારેલાલે એક વાર તેમને દસ રૂપિયાની નોટ આપી હતી. દીનબંધુ તે ક્યાંક પાડી આવ્યા. ગાંધીજીને પ્યારેલાલે તેની વાત કરી ત્યારે ગાંધીજીએ કહ્યું: "દસની નોટ એને આપી જ શા માટે? એ પડી ગઈ ન હોત તો કોઈને તે આપી દેત. દીનબંધુને પૈસા સાચવાય નહિ, એ તો બાળક જેવા છે."

દીનબંધુના સમૃદ્ધ જીવનમાંથી કેટલા પ્રસંગો યાદ કરવાં ? એ તો ખૂટે તેમ જ નથી. લોકોનાં હૃદય જીતવાની તેમનામાં કુદરતી બક્ષીસ હતી. છતાં એક સુંદર વાત કહ્યા વગર ચાલે તેમ નથી. આફ્રિકાના ગવર્નર સર જોર્જ ગ્રેનફેલસબર્ગને દીનબંધુને મળવાની ઇચ્છા હતી. મી. એ. જી. મેન્ડર નામના એક મિત્રે તે મુલાકાત ગોઠવી આપી. એક પ્રખ્યાત ક્લબમાં ભોજનસમારંભ ગોઠવાયો. એ ક્લબમાં પોશાકના નિયમો બહુ કડક હતા. ગવર્નરને કહેવામાં આવ્યું કે દીનબંધુ કદાચ પોશાકના નિયમો તરફ ધ્યાન નહિ આપે. ગવર્નરે કહ્યું "કાંઈ વાંધો નહિ." મહેમાનો આવી ગયા. દરવાને આવીને કહ્યું: "બહાર કોઈ ગૃહસ્થ આવ્યા છે. પણ તેમના પહેરવેશ પરથી આપને પૂછવા આવવું પડ્યું છે કે એમને અંદર આવવા દઉં કે નહિ." ગવર્નરને ફેંસલો કહ્યું "એ જ ચાર્લી હશે." દીનબંધુ અંદર આવ્યા અને સૌને મળ્યા. સેનાપતિઓ, મોટા અમલદારો, ઉમરાવો સહુ આવ્યા હતા. દીનબંધુએ સહુની સાથે વાતો કરી. ભોજન સમારંભને અંતે ગવર્નર ચાર્લી સાથે બહાર આવ્યા અને મોટર મંગાવી તેમને વિદાય આપી. મોટર ગઈ ત્યાં સુધી ગવર્નર તેની સામે જોઈ રહ્યા અને પછી ફેંજરને તેણે કહ્યું, "આજે સાક્ષાત પ્રભુ મારે ત્યાં પધાર્યા હોય એવી મને લાગણી થાય છે."

લગભગ પાંત્રીસ વર્ષ સુધી દીનબંધુએ અહીં રહીને આપણા દેશની સેવા કરી. હિંદના સુખદુઃખમાં તેમણે પૂરો ભાગ લીધો. તેમના અવસાન વખતે ગાંધીજીએ કહ્યું છે કે 'દીનબંધુના અવસાનથી એકલા હિંદ કે ઇંગ્લેંડને નહિ, પણ સમસ્ત માનવજાતને એક મહાન સેવકની ખોટ પડી છે. તે પછી ગાંધીજી, મૌલાના આઝાદ, માલવિયાજી, પંડિત જવાહર, સરોજની નાયડુ, શ્રીનિવાસ શાસ્ત્રી, શ્રી વેરકોટ અને એસ. કે. દત્તની સહીથી એક જાહેર નિવેદન બહાર પાડવામાં આવ્યું હતું અને તેમાં દીનબંધુનું સ્મરણ કાયમ રાખવા રૂા. પાંચ લાખની દેશ પાસે માગણી કરવામાં આવી હતી. ગાંધીજીએ બે વરસ વાટ જોઈ પણ જનતા તરફથી બરાબર જવાબ ન મળ્યો ત્યારે પોતે ફંડ કરવા નીકળ્યા અને આઠ દિવસમાં રૂ. પાંચ લાખ એકઠા કરી આપ્યા. શાંતિનિકેતનની સંસ્થા ચિરંજીવ બને તે માટે તે પૈસાનો ઉપયોગ થશે. તેમાંથી એક હોસ્પીટલ ત્યાં બંધાશે, ખ્રિસ્તી સંસ્કૃતિના અભ્યાસ માટે ચીની ભવન જેવું એક ભવન સ્થાપવામાં આવશે, અને જ્યાં બહુ જરૂર છે ત્યાં દીનબંધુના નામે કુવાઓ બંધાવવામાં આવશે. દીનબંધુની સેવાઓ યાદ રાખવા માટે આટલો પ્રયત્ન કરવામાં આવ્યો છે. સ્વ. મહાદેવભાઈએ સાચું જ કહ્યું છે કે, "હિંદ પર આટલો પ્રેમ હોય અને હિંદની જેણે આટલી સેવા કરી હોય એવો કોઈ બીજો અંગ્રેજ મેં જોયો નથી. તે હિંદને ચાહતા તે માત્ર લાગણીના આવેશથી નહિ, પણ હિંદને તે સમજતા હતા; હિંદના સાચા પરિચયથી તેમનો પ્રેમ દિનપ્રતિદિન વધતો ગયો. તેમના જાતભાઈઓએ આ દેશનું જે અહિત કર્યું છે તે તેઓ જાણતા હતા અને તેનું પ્રાયશ્ચિત્ત કરવાનો જ તેમણે નિશ્ચય કર્યો હતો."

☆

ધુકુ—બરાબર છે. બીજું કાંઈ !

ધ્રુકુ—હું ગઈકાલનો આવ્યો છું. ખબર મળી છે કે આરોગ્યવિદ્યાના કોઈ પ્રોફેસરે આજના બધા જુવાનોને ખૂબ ઠપકો આપ્યો છે. "મામકાગલા કેમ છો ? તબિયત સુધારો. પછી ભણો." ત્યારથી અમારી બાજુ જરા ગભરાટ ફેલાયો હતો: કે આપણને હવે ખોરાક મળશે નહીં.

પુકુ—દીકરા, ગભરાઈશ નહીં. એમ કોઈને કહેવે તબિયત સુધરતી નથી. એ તબિયત-વાળાનું એકલાનું જ કામ નથી; એ તો આખી સામાજિક પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે. પ્રોફેસરને કહેવું હતું ને કે સમાજનું આભ ફાટે ત્યાં વ્યક્તિનાં થીંગડાં કોણે ચાલવાનું છે ! ને ભુકુ, એને ય કાલે બાંઝીએ તો કાંપણ કરતો નહીં રહી જશે કે ! મારી વાત કેવી લાગી ?

ભુકુ—ખરી વાત; પણ આ વાત આપણે જ બહાર પાડીએ એના જેવું ગાંડું શું ! કરીને પગમાં કુહાડો મારવો ! ફુકુ, રાજાની શી વાત કરતો હતો !

ફુકુ—આપણને રાજાએ જ રોક્યા છે ? હું કંઈ જ જાણતો નથી, નવો છું ને !

ધુકુ—આપણા રાજાના વંશનું રાજ્ય ઘણાં વરસોથી આ પ્રદેશ ઉપર અખંડ તપ્યા કરે છે, પણ એને ઘણી કામગીરી રહે છે. કોઈ વખત આખું લશ્કર જ બાળવા કરે—

ભુકુ—પેલા તો કહે એ, બાળવો નહીં—

ધુકુ—(ધ્યાન ન આપતાં) એક વખત તો રાજાઓનું લશ્કર એની સામે થયું હતું તેને જેમતેમ હરાવ્યું ! તો કોઈ વખત કરોડો ક્વીનાઈન પરદેશથી મગાવવાની પેરવી કરવામાં—

ભુકુ—ઘાસતેલ નથી એટલે તો આપણે જીવીએ છીએ, ને એણે ક્વીનાઈન મગાવ્યાં ? !

ધુકુ—(એ તરફ ધ્યાન નથી.) એનો વખત જાય છે. એટલે આપણને તો ગમે તે કરવાની, ગમે ત્યાં ફરવાની આઝાદી છે. એ મિત્ર જ ને ?! ભુકુ વચ્ચે બોલ્યા કરે છે એ બહુ ખરાબ.

ફુકુ—પણ એમનું કહેવું સાચું લાગે છે.

ધુકુ—હારે હા, પણ જીવવું હોય તો આ દરિયાવ દિલ મહારાજાના હાથ નીચે જ જીવાશે, તેનો તો ખ્યાલ કરો.

ભુકુ—એવું કંઈ નથી. શું થાય એ ભાવિ કહેશે.

ફુકુ—બરાબર છે.

ધુકુ—તમે બંને સમજતા જ નથી.

(આમ વાદવિવાદ ચાલે છે. વિવાદથી વાતાવરણ ગરમ થાય છે એટલે દરદીનું ટેંપરેચર વધે છે. એને ટાઢ વાય છે અને એ સાઈ જાય છે.)

ધુકુ—હશે, ચાલો સાથે મળીને આજનું કામ પૂરું કરો. ગીત સાથે નૃત્ય આરંભો એટલે દરદી વધુ લથડશે.

બધા—(નાચ સાથે ગાયન માંડે છે.)

આનંદ ભયો, આનંદ ભયો રે
આજ આનંદ ભયો રે
રોજ ઠંડી ને અચ્ચાર ડીગરી
ફરી હોળી થયો રે
આજ આનંદ ભયો રે!!

(દરદીનું ટેંપરેચર ખૂબ વધે છે.)

## પાળી ૨ જી

પુકુ—કેમ છોકરાઓ, શા ખબર છે? જીત છે ને?

કુકુ—હારે હા.

લુકુ—અરે આબાદ.

મુકુ—પણ જરા ચિંતા એ છે કે એ ખાતો નથી!

ભુકુ—અરે એની શી વિસાત છે. કવીનીન ખોવાઈ ગયેલું કહેવાય છે. હજી મળતું નથી એટલે કર લો મજા.

પુકુ—કંઈ બોલતો હતો ખરો!

કુકુ—તાવમાં ને તાવમાં હાથ જોડીને બોલતો હતો કે હે ભગવાન્, સારું કરી દે. પરીક્ષા આપવી છે.

પુકુ—ઓહો, પરીક્ષાર્થી છે! એ લોકોને ય ભગવાન હોય છે ખરા. ગામડામાં જતાં તો તો ભાઈ જોતા પણ હશે. હશે; એ તો બધા જ ગામડેથી ભગવાન લઈ આવેલા હતી? કેમ ભુકુ?

ભુકુ—તું અમથા બહુ ડાંપણ કરે છે!

પુકુ—તું તો જ્યારે હોય ત્યારે લાગ્યા જ માગે છે. હં, પછી શું કહેતો હતો?

કુકુ—પછી તો સંસ્કૃત બોલતો હતો:

सीदन्ति मम गात्राणि
वेपथुश्चोपजायते ।
तस्मात् क्वीनीनं यच्छ,
यमराज-सहोदर ॥

એ પણ કોઈ પ્રાર્થના જ હશે.

ભુકુ—ના ના, આ તો મશ્કરી છે. તાવમાં બિચારો પણ મજાનો કરે છે, છોકરાઓ.

પુકુ—પછી પછી!

લુકુ—કહે છે: એક કવિતા લખું—રાગ એના મિત્રો: મેલેરીઆ, ગરીબાઈ, ભૂખ બનાવું રાજા ખસી જાય; હું રાજા બનું, બધાને હાંકી કહું: મેલેરીઆ, હજાર!! તા જાય, તરીઓ જાય; રોગ જાય, રાજા જાય; જાય રે પેલા મોટા દરિયાની માંય.

પુકુ—લખવા ન દેશો. રાજા ભાગશે તો આપણે મરીશું. ચાલો કુચમો કરો. તાલ-ભર નાચ સાથે આ ગીત ગાઓ:

(બધા નાચે છે, એ ગવડાવે છેઃ)

જેને રાજા રાખે રે
તેને કોણ ચાખે રે?
સો સો સુઆને આપ્યાં દિવાન હાં
રોજ મેતા ગાળે હાથે દાન હાં
પણ જેને રાજા રાખે રે
તેને કોણ ચાખે રે!!

(એટલામાં પાંચ ગ્રેન ક્વીનીનની કેપ્સ્યુલ દડદી ગળે છે. એ તો આમને મન આપણા હવાઈ બૉમ્બમારા જેવી! ઘણા મરી જાય છે.)

ભુકુ—અરે ભાઈઓ, આશરો લઈ લો નહીં તો મરી જશો.

પુકુ—પણ તું કહેતો હતો ને કે ક્વીનીનના બૉમ્બ નથી?

ભુકુ—લાગ્યો હશે, આજને આજ ક્યાંકથી. હું શું કરું? (એ પણ મરે છે.)

(ધીરે ધીરે લગભગ બધા મરે છે. પુકુ, કુકુ અને બીજા બે રહે છે.)

કુકુ—કાકા, શું કરું?

પુકુ—ગભરા મા બેટા.

માલેરિયા' મા શોક
મા કર આંખો રાતી!

વંશ જીવતો રાખવો હોય તો એક કામ કર. પેલા બે ને તું આ બરમાં એક પેટી છે, તેમાં પુરાઈ જાઓ. આવતા વરસે જોર મારજો. આ વરસે તો બેલ ખલાસ થયો લાગે છે!!

(કુકુ વગેરે પેટીમાં પુરાય છે. પુકુ તેને અંદરના એક સલામત ભાગે મૂકવા કરે છે, ત્યાં દરદી બીજી કેપ્સ્યુલ લે છે. ખળભળાટ, ઉથલપાથલ, ધમાલ વગેરે મચી રહે છે. પુકુ ગબડી પડે છે ને પેલી પેટી નીચે આવી પડે છે. અંદરના બન્ને મરી જાય છે. આબેહૂબ 'એર-રેઇડ' (air-raid)ના જેવો જ દેખાવ થાય છે. દરદી છુટકારાનો શ્વાસ લે છે.)

૨૨ : ૧૧ : ૪૪

卐

# રામાયણની વનસ્પતિઓ

બાપાલાલ ગ. વૈદ્ય

कमलः—સંસ્કૃત કાવ્ય સાહિત્યમાં કોઈ એવું પુસ્તક નહિ હોય જેમાં કમલનો ઉલ્લેખ ન હોય. સંસ્કૃત કવિઓનું આ અત્યંત પ્રિય પુષ્પ છે અથવા આર્યોના જીવન સાથે કમલ એવું તો વણાઈ ગયેલું છે કે તે કેમે કરીને વિભક્ત થઈ શકે એમ નથી.

જ્યાંને ત્યાં સરિતાઓમાં કમલોનાં વર્ણનો તો હોય જ.

હેમંત ઋતુમાં ઝાકળ પડવાને લઈને કમળનાં ફૂલ કરમાઈ ગયેલાં જણાય છે.

> जराजर्जरितैः पत्रैः शीर्णकेसरकर्णिकैः
>
> नालशेषा हिमध्वस्ता न भान्ति कमलाकराः । (३/१६–२६)

હેમંતમાં તુષાર પતનને લીધે કમળનાં પાન પીળાં થઈ ગયેલાં–પાઠ૦ વા જરઠ થઈ ગયેલાં, પુષ્પો તેમજ તે અંદરની કણિકાઓ શીર્ણ થઈ ગયેલાં અને ફૂલ કરમાઈને ખરી ગયેલાં ફક્ત ફૂલના દાંડા જ બાકી રહેલા એવાં કમલોના સમૂહો શોભતા નથી.

> " इयं न नलिनी रम्या फुल्लपङ्कजमण्डिता ।
>
> क्वचिन्नीलोत्पलैश्छन्ना भाति रक्तोत्पलैः क्वचित्
>
> क्वचिदाभाति शुक्लैश्च दिव्यैः कुमुदकुड्मलैः ॥ ४/२७–२२

સફેદ રંગનાં, ભૂરા રંગનાં, લાલ રંગનાં–આમ વિવિધ રંગનાં પુષ્પવાળાં કમલોથી નલિનીઓ રમ્ય લાગતી હતી.

अम्बुज—(૪/૩૦–૪૧) શરદના વર્ણનમાં "सरःसु बुद्धाम्बुजभूषणेषु" વિકસિત કમલો રૂપી આભૂષણોવાળાં સરોવરો.

अरविन्द (૬/૭૫–૨૧)

उत्पल—(૩/૭૫–૨૧; ૬/૪–૮૫) ઉત્પલ એટલે નીલકમળ.

નીલોત્પલ—નીલોફળ (ગુજરાતી) રમ્ય જલાશયોમાં પદ્મ, સૌગન્ધિક, કુમુદ વગેરે સાથે ઉત્પલ તો હોવાનું જ.

नलिन—इमानि शुभगन्धीनि पश्य लक्ष्मण सर्वशः ।

> नलिनानि प्रकाशन्ते जले तरुणसूर्यवत् ॥ ४/१–६२

બાલસૂર્યની પેઠે હે લક્ષ્મણ! અહીંયાં જલોમાં ચોતરફ શુભ-ગન્ધવાળાં કમલો કેવાં શોભે છે! રામાયણમાં ઘણી જગોએ પરાગના ભારથી શોભતી નલિનીઓનું[1] વર્ણન આવે છે. આ નલિનીઓ એટલે કમલ ખૂબ ઊગતાં હોય એવું જલસ્થાન. નલિન એ કમળના અનેક પર્યાયોમાંનો એક પર્યાય છે.

નીલોત્પલ—ઉત્પલ એટલે ભૂરું કમળ–છતાં નીલોત્પલ શબ્દપ્રયોગ પણ ઘણી જગાએ ધ્યાન ખેંચે છે–વિષ્ણુના વર્ણનમાં नीलोत्पलदलश्यामः (૭/૩૭ પછી જે પ્રક્ષિપ્ત અધ્યાયો છે તેમાં ૭ જો અધ્યાય) શ્યામ રંગ એટલે નીલ કમળ જેવો રંગ.

---

૧ इयं च नलिनी रम्या फुल्लपंकजमण्डिता । ४/२७–११

**पङ्कज**—(૪/૧-૬૪; ૪/૨૭-૧૧) પંકમાં ઉત્પન્ન થાય તે પંકજ=કમળ. जले तरुणसूर्याभैः षट्पदाहत केसरैः । पङ्कजैः शोभते पम्पा समन्तादभिसंवृता (૪/૧-૬૪) ભમરાઓ કમળનાં પુષ્પો ઉપર આવીને બેસે અને તેથી કમળપુષ્પોની રજ પાણીમાં પડે. એથી પમ્પા સરોવરનું પાણી એ રજથી વ્યાપ્ત થઈ ગયેલું જણાતું હતું. કેટલાં કમળો હશે? સીતાને "सततं प्रियपंकजाम्" કમળો ખૂબ જ પ્રિય હતાં. (૪/૧-૬૬)

पवनाहतवेगाभिः उर्मिभिः विमलेऽम्भसि ।
पङ्कजानि विराजन्ते ताड्यमानानि लक्ष्मण ॥ ૪/૧-૬૬

પવનના વેગથી વિમલ જલનાં 'મોજાં' ઉછળતાં હોય અને તેની છાલકો વારંવાર કમળો ઉપર વાગતી હોય અને તે સુંદર ડોલે એ દશ્ય જોવા જેવું હોય છે.

**पद्म**—पद्मकोशपलाशानि द्रष्टुं दृष्टिर्हि मन्यते ।
सीताया नेत्रकोशाभ्यां सदृशानीति लक्ष्मण ॥ ૪/૧-૭૧
पद्मकेसरसंसृष्टो वृक्षान्तर विनिःसृतः
निःश्वास इव सीताया वाति वायुर्मनोहरः । ૪/૧-૭૨

સીતાજીનાં નેત્રો શ્વેતકમળની કળીનાં દલ સમાન હતાં અને એથી એ પદ્મકોશ પલાશોને જોઈને સીતા જાણે દૃષ્ટિ સમક્ષ છે એવું વારંવાર રામચંદ્રને લાગતું.

પદ્મકેસરની સુગંધીથી સુવાસિત થયેલ મનોહર વાયુ સીતાના શ્વાસ જેવો રામને લાગ્યો. સીતાને-पद्मपत्रविशालाक्षी કમલના પુષ્પના દલ જેવાં વિશાલ આંખોવાળી-તરીકે વારંવારે ઓળખાવવામાં આવેલ છે.

"संप्रत्यनेकाश्रयचित्रशोभा लक्ष्मीः शरच्चारुगुणोपपन्ना ।
सूर्याग्रहस्त प्रतिबोधितेषु पद्माकरेष्वभ्यधिकं विभाति ॥" ૪/૩૦-૨૯

શરદ ઋતુના ગુણથી યુક્ત થયેલી લક્ષ્મી આ ઋતુમાં તો અનેક પદાર્થોનો આશ્રય કરીને રહી હોવાથી વિચિત્ર શોભાસંપન્ન લાગે છે. પરંતુ આ બધા રમ્ય પદાર્થોમાં પણ સૂર્યનો અગ્રહસ્ત પણ ઉપર સૌ પ્રથમ પડેલો હોઈ તેથી કમલો વિકસિત થયાં હોય તેમાં જ અધિક શોભે છે.

**सरोरुह**—नवाम्बुधारा हतकेसराणि ध्रुवं परिष्वज्य सरोरुहाणि ।
कदम्बपुष्पाणि सकेसराणि नवानि हृष्टा भ्रमराः पिबन्ति ॥ ૪/૨૮-૪૨

વર્ષાઋતુ છે, વરસાદ પડે છે. વરસાદની ધારાઓ કમલનાં ફૂલોને વાગે છે એથી ભમરાઓ નવાં કદંબપુષ્પો જોઈને ખુશ થતા થતા ત્યાં જઈને તેમાંથી મધ પીએ છે. અર્થાત્ વર્ષાઋતુમાં કમલોને ભમરો ત્યજે છે.

**कुमुद**—(૩/૭૫-૨૦; ૬/૪-૮૫) કુમુદ એટલે ચંદ્રવિકાસી કમલ-શ્વેત રંગનાં કમળ. "शुक्लां कुमुदमण्डलैः" કુમુદ મંડલોને લઈને પમ્પા શ્વેત જણાતી હતી.

**कुवलय**—(૩/૭૫-૨૦)-કુવલય એટલે નીલોત્પલ. "नीलां कुवलयोद्घातैः" અર્થાત્ નીલકમળોને લઈને પમ્પા નીલ રંગવાળી જણાતી હતી.

**पुष्कर**—( ૪/૨૮-૩૧ ) સુગ્રીવનો પરિચય આપવામાં આવ્યો છે એમાં "यस्यैषा कांचनी माला शोभते शतपुष्करा। कान्ता देवमनुष्याणां यस्यां लक्ष्मीः प्रतिष्ठिता ॥" સો કમળની ફૂલની એક સુંદર માલા સુગ્રીવના ગળામાં પહેરેલી હતી. કમળમાં લક્ષ્મીનો વાસ છે એ વાત ઉપલી પંક્તિઓમાં સ્પષ્ટ કરી છે.

કમળનાં પાન ઉપર પાણીનું ટીપું રહેતું નથી. કોઈ નિર્લેપ માણસ હોય તો જલકમલવત્ એ નિર્લિપ્ત છે એમ કહેવામાં આવે છે. રાવણ બિભીષણને ઠપકો આપતાં કમળની ઉપમાને યાદ કરે છેઃ—

" यथापुष्करपत्रेषु पतिताः तोयबिन्दवः ।
न श्लेषमभिगच्छन्ति तथानार्येषु सौहृदम् ॥ ૬/૧૬-૧૧

જેમ કમલપત્ર પર પડેલાં જલબિંદુઓ પાન ઉપર જરા પણ ટકતાં નથી. તેમ અનાર્યોની સાથેનું સગપણ પણ જરા પણ ટકી રહેતું નથી.

**कांस्मरी**—ચિત્રકૂટના વર્ણનમાં અન્ય વૃક્ષોની પેઠે કાશ્મરી એટલે શિવણ પણ તેની શોભામાં વૃદ્ધિ કરતાં મહાકવિએ આપણને બતાવ્યાં છે. ( ૨/૯૪-૯ ) કાશ્મરીને ગુજરાતી શીવણ કહે છે. લેટિન નામ Gmelina arborea ( મેલિના આર્બોરિયા ). આ બહુ સુંદર વૃક્ષ છે. એનાં મોટાં પીંપળા જેવાં પાનથી તે તરત જ ઓળખાઈ આવે છે અને આથી જ સંસ્કૃત નામ काश्मरी ( काशते अन्येभ्यः वृक्षेभ्यः ) બીજાં બધાં વૃક્ષોમાં પણ એ તુરત જ એની શોભાથી ઓળખાઈ આવે છે એ ઉપરથી પડેલું છે. પાનનાં વૃન્ત બહુ લાંબાં હોય છે, પાન મોટાં, અખંડિત, હૃદયાકૃતિ, ચળકતાં મોટાં થાય છે અને તે ઉપર મોટાં સુંદર પીળાશ લેતા રંગનાં પુષ્પો આવે છે—આનાં બધાં જ અંગો સુંદર હોવાથી તેનું એક નામ "सर्वतोभद्रा" ખરેખર સાર્થક છે. પાનના સૌંદર્યને લઈને એનું નામ श्रीपर्णी भद्रपर्णी-પડેલાં છે. श्रीयुक्तानि पत्राणि इति श्रीपर्णी। भद्राणि पत्राणि इति भद्रपर्णी અને मधूनि मृष्टानि पर्णानि अस्याः इति मधुपर्णी ( ક્ષીર સ્વામી ) मध्विव पर्णानि अस्याः इति मधुपर्णी ( ભાનુજી દીક્ષિત ) વૈદ્યોના પ્રસિદ્ધ દશમૂલ વૃક્ષોમાં આનો સમાવેશ થાય છે. રામાયણમાં એક જ ઉલ્લેખ છે. આનાં વૃક્ષો ૫૦ થી ૬૦ ફીટ જેટલાં ઊંચાં થાય છે. આનાં સુંદર પાન શિયાળે ખરી જાય છે, અને હોળી પછી તરત જ નવાં પાન અને ચૈત્ર માસમાં સુરાખ લેતા પીળા રંગનાં ફૂલો આવે છે. વૈશાખ જેઠમાં ફલ પાકે છે. ફૂલ રંગે પીળાં, લીસાં, ચળકતાં અને મોટાં રાયણાં જેવાં સુંદર થાય છે. સાગ, નગોડના વર્ગનું આ વૃક્ષ છે.

**कानन**—પુષ્પિત ગુલ્મલતાયુક્ત પંચવટી પ્રદેશ જ્યારે આવ્યો ત્યારે રામચંદ્રે લક્ષ્મણને કહ્યું કે—

" वनरामण्यकं यत्र जलरामण्यकं तथा।
संनिकृष्टं तु यस्मिंस्तु समित्पुष्पकुशोदकम् ॥ ૩/૧૫-૫

જ્યાં વનની રમણીયતા હોય, જલની રમણીયતા હોય અને જ્યાં સમિધો સુલભ હોય, કુશ, પુષ્પો વગેરે સુપ્રાપ્ય હોય તેવું સુંદર સ્થાન શોધી કાઢ, તું વનનો રસિયો છું. "कानने निपुणो ह्यसि:" આવા સુંદર પ્રદેશમાં સુંદર પર્ણશાલા લક્ષ્મણે બનાવી અને એને કુશ, કાસ, શરનાં પાનો વડે સારી રીતે છાવવામાં આવી. ( ૩/૧૫-૨૨ )

આ કાસનો સુંદર પરિચય નીચેના શ્લોકમાં કવિએ આપણને કરાવ્યો છે.

नवैर्नदीनां कुसुमप्रहासैः व्याधूयमानैः मृदुमारुतेन ।
धौतामलक्षौमपटप्रकाशैः कूलानि काशैः उपशोभितानि ॥ ४|३०-५१

( શરદ ઋતુના વર્ણનમાં આ સુંદર શ્લોક છે. )

નદીઓના બન્ને કિનારાઓ, ધૌતવિમલ રેશમી વસ્ત્રના જેવાં અત્યંત શ્વેત પુષ્પોવાળા કાસના છોડવાઓથી શોભી રહ્યા હતા અને આવા છોડવાઓ મંદમંદ પવનથી કંપિત થતા જાણે હસી રહ્યા ન હોય એવા સુંદર જણાતા હતા. કાસના છોડ જેણે નદી કિનારે ઊગેલા જોયા હશે તે આ શ્લોકનું સૌંદર્ય સારી રીતે અનુભવી શકશે.

......काशैर्दुकूलैरिव संवृतानि । वधूमुखानीव नदीमुखानि ॥ ४|३०-५५
વધૂઓનાં મુખની જેમ નદીનાં મુખો પણ કાશ દુકૂલોથી ઓર જ શોભતાં હતાં.

કાસનાં ચમરી જેવાં ફૂલોમાં મધ નથી હોતું. બિભીષણે જ્યારે રાવણને રામચંદ્ર સાથે જ લડવાની સલાહ આપી, ત્યારે કાલચોદિત રાવણે બિભીષણને ખૂબ ઉધડો લીધો. એમાં નીચેનો શ્લોક ધ્યાનાર્હ છેઃ—

यथा मधुकरः तर्षात् काशपुष्पं पिबन्नपि ।
रसमत्र न विन्देत तथानार्येषु सौहृदम् ॥ ६/१६-१४

તરસ્યો મધુકર કાસપુષ્પની ઉપર રસ પીવા માટે જાય છે પરંતુ તેમાં રસ ન હોવાથી તરસ્યો પાછો ફરે છે તેમ જ અનાર્ય-વૃત્તિઓના મનુષ્યોમાં મૈત્રીનું સમજવાનું છે.

निर्वृत्तपर्जन्यजलाभिषेका प्रफुल्लकाशा वसुधेव रेजे । (કુમાર સંભવ)
પર્જન્યજલથી અભિષેક પામેલી વસુધા કાસનાં પ્રફુલ્લ પુષ્પોથી જેમ અધિક શોભે છે તેમ પાર્વતી પણ મંગલસ્નાન કરીને સુંદર કમનીય વસ્ત્ર ધારણ કર્યું ત્યારે એવાં સુંદર શોભ્યાં. કાલિદાસની ઉપમાઓ તો કાલિદાસની જ. કાસપુષ્પોથી શોભતી વસુધાનું શરદમાં જે રસિક કવિએ દર્શન કર્યું હશે તે જ આ ઉપમાઓનું બલ સમજી શકશે.

કવિ દલપતરામે ‘ભાદરવાનો ભીંડો’ વર્ણવ્યા પછી માલિનીવૃત્તમાં કાસપુષ્પોનું વર્ણન કર્યું છે તે ખરેખર સુંદર છેઃ—

નવલ ધવલ રંગે કાસનાં પુષ્પો દીસે છે
ચમર ધરણી ધારે ચારુ શું વિલસે છે.
સરિત તટ બગલાની પંક્તિ દેખાય કેવી
ધવલ નવલ રંગે હાથીના દાંત જેવી ( શરદ ઋતુનું વર્ણન)

કાસપુષ્પોની પીંછાં જેવી શ્વેત ચમરીઓથી ધરણી ખરેખર શોભે છે. શરદઋતુના વર્ણનમાં દલપતરામનું આ વર્ણન કવિના સૃષ્ટિસૌંદર્યની સારી સાખ આપનારું છે. વળી કાસમાંથી જ કાળક્રમે શેરડીનો છોડ થયો છે—એ વાત પણ દલપતરામને જમાનામાં જાણીતી હતી—

સુધરે તન મન સુધરતાં, ઘટતાં કંઈ ઘટી જાય
કાસ સુધરી થઈ શેલડી, વળી કાસ તે થાય.
( દલપતકાવ્ય. ભા. ૧. પૃ. ૧૩ )

શ્રી નાથાલાલ દવેના 'કાલિંદી'માં 'યશોધરા'ના સુંદર કાવ્યમાં બુદ્ધને શોધવા યશોધરા એક સરોવર કિનારે જાય છે તે વખતે કાસપુષ્પો નિહાળ્યાં છે તે જુઓઃ—

"વન પ્રાન્તે હતું સ્વચ્છ નાનું સ્નિગ્ધ સરોવર
ઊડતો કાસ ફૂલોમાં વાયુનો મંદ મર્મર."

બુદ્ધે મહાભિનિષ્ક્રમણ કઈ ઋતુમાં કર્યું હતું? શરદમાં કર્યું હોય તો જ આ વર્ણન યથાર્થ લાગે. પરંતુ મને હજી સુધી કોઈ પણ ગ્રંથમાંથી મહાભિનિષ્ક્રમણ ક્યારે થયું તે મળ્યું નથી. વિદ્વાનો સૂચવશે! આટલું પ્રસંગોપાત્ત.

કાસ—કાસડો—Saceharam spontaneum
શેરડી S. officinarum—

બન્ને સગાં ભાઈબહેન છે. ખેતીની સુધારણાથી કાસડો શેરડી થઈ ગયો છે, જ્યારે ખેતી સિવાય કાસડો હજી કાસડો જ રહ્યો છે: વર્ષા ઊતર્યા પછી શરદ બેસે ત્યારે જ કાસ ખીલે છે. શરદઋતુના વર્ણનમાં કાસ હોય જ. "धौतामलक्षौमपटप्रकाशैः कूलानि काशैः उपशोभितानि" આવું ચરણ સામાન્ય કવિની કલમમાંથી ન જ નીકળે.

ચાલુ ]



# પશ્ચિમનું પુનર્દર્શન

સરોજિની મહેતા, એમ. એ.

## જર્મની

રમ્ય બ્યુડાપેસ્ટનાં અનેક સુંદર સ્મરણો સાથે, અમે તા. ૨૫મી મેને દિવસે એ છોડયું અને જર્મની જવા નીકળ્યાં. હંગરીની સરહદ ઓળંગી ઑસ્ટ્રિયામાં પેસતાં પાછું પાસપૉર્ટ, પૈસા, પેટીઓ તપાસાવવાના વિધિમાંથી પસાર થવું પડ્યું. ઑસ્ટ્રિયા હવે જર્મન રાજ્યનો અંગ છે એટલે તેની સરહદમાંથી નીકળી જર્મનીમાં પેસતી વખત બિલકુલ તપાસ થઈ નહિ. રાત્રે દશ વાગે મ્યુનિક આવી પહોંચ્યાં. બ્યુડાપેસ્ટની હોટેલવાળાએ સરનામું આપેલું તે હોટેલમાં ગયાં. યુરોપના કોઈપણ દેશોમાં હોટેલોમાં અડધી રાતે પણ હિંદી મુસાફરો માટે બારણાં ખુલ્લાં જ છે. રંગભેદની ભાવના બિલકુલ નથી. માત્ર પોતાને સ્વાતંત્ર્યના મહા પ્રવર્તક તરીકે ઓળખાવનાર ઈંગ્લંડમાં જ અગાઉથી રંગભેદની સમ વગરની હોટેલમાં ગોઠવણ કરાવવી પડે છે, નહિ તો રસ્તામાં ઊભાં રહેવાનો વખત આવે !

મ્યુનિક એ જર્મનીના બાવેરિયા પ્રાંતનું મુખ્ય શહેર અને નાટ્ઝી પક્ષનું ઉદ્‌ભવસ્થાન છે. જર્મન ભાષામાં એનું નામ મ્યુંચન છે. જ્યારે બાવેરિયાનું રાજ્ય પ્રશિયાથી જુદું હતું ત્યારે એની રાજધાનીનું શહેર મ્યુનિક જ હતું.

સવારમાં અમે ચાલતાં જ ફરવા નીકળ્યાં. ઇંગ્લીશ ગાર્ડન નામનો વિશાળ બાગ અને ત્યાંથી થોડે દૂર હોફ ગાર્ડન નામનો બીજો બાગ જોયો. ઇંગ્લીશ ગાર્ડન જેને અંગ્રેજીમાં 'પાર્ક' કહે છે તે જાતનો છે, એટલે એકરના એકર જમીનના વિસ્તારમાં મોટાં ઝાડ, તળાવ, લીલા ઘાસનાં સફાઈબંધ મેદાનો અને વચ્ચે ફરવાની સડકો એ સર્વથી ભરેલો છે. જર્મન લોકોનો કોઈ તહેવાર હોવાથી આજે નિશાળો બંધ હતી અને બગીચામાં વિદ્યાર્થીઓની શરતો હતી. જર્મનીમાં શારીરિક બળ વધારવા પર અતિશય ધ્યાન આપવામાં આવે છે એટલે રમત ગમતો વગેરે માટે રાજ્ય તરફથી ખૂબ મદદ મળે છે.

હોફ ગાર્ડન એ ફ્રેંચ પદ્ધતિએ બનાવેલો બગીચો છે. રંગરંગિત ફૂલના ક્યારા, હોજ, ફુવારા, આરસપહાણનાં પગથિયાં, બેઠકો વગેરેથી બગીચાને બહુ સુશોભિત બનાવેલો છે.

નાટ્ઝી પક્ષના ઉદય વખતે જે બળવો થયેલો તેમાં માર્યા ગયેલા નેતાઓ માટે એક સ્મારક બનાવ્યું છે. એક તરફ દીવાલ અને ત્રણ તરફ માત્ર થાંભલાવાળું મકાન છે. ઘણાં પગથિયાં ચઢી એના પર જવાય છે. દીવાલ ઉપર શહીદ થયેલા નેતાઓનાં નામ અને જન્મ-મરણની તારીખો છે.

ઉપરના ઘુમ્મટ પર વિજયવંત નાટ્ઝી વાવટો ફરકી રહ્યો છે. આસપાસ રાતદિવસ લશ્કરી પહેરો રહે છે. અમે ત્યાં ગયાં તે જ વખતે પહેરો બદલાવાનો વખત હતો. ઘણા લોકો બદલાતી વખત થતી ક્વાયત જોવા ઊભાં રહ્યાં હતાં. જર્મન લશ્કરના પ્રખ્યાત Goose stepમાં ક્વાયત થતી હતી. અને તેટલાં લાંબાં પગલાં ભરી, પગ સીધો ને સીધો લગભગ મોઢાની સામે સુધી ઊંચા લાવી ચાલતા સીપાઈઓ જોઈ આપણને તો હસવું જ

આવે. લશ્કરી નજરે આવાં પગથાંનું મહત્ત્વ હશે પણ દેખાવમાં તો કઢંગું જ લાગે છે. આ સ્મારક આગળથી પસાર થતી વખતે દરેકે દરેક માણસ—ચાલતો જનાર કે વાહનમાં બેસનાર—હાથ લાંબો કરી નાઝી પદ્ધતિએ સલામ કરે છે.

બપોરે હોટેલ આગળ તેડવા આવેલી બસમાં બેસી શહેર બહારની સહેલગાહે નીકળ્યાં. રસ્તામાં દૂર બાવેરિયન આલ્પ્સનાં શિખરો જણાતાં હતાં. પાઈન (દેવદાર) વૃક્ષોથી છવાયેલાં અને હિમના મુકુટથી શોભતાં એ શિખરો અનંત ગિરિમાળમાં સગર્વ ઊભેલાં હતાં. અનેક નાનાં સુંદર ગામડાં વટાવતાં અમે લેક ટેગર્ન ઝી નામના વિશાળ સરોવર આગળ આવી પહોંચ્યાં. પ્રકૃતિએ ચારે તરફ છૂટે હાથે સૌંદર્ય વેરી દીધું છે. એક તરફ નાનું ગામ વસ્યું છે. ત્યાંથી હોડી ભાડે કરી હાથે જ ચલાવવાનું નક્કી કરી અમે ચાર જણ સરોવરમાં ફરવા ગયાં. મિસિસ બ્રિન્ને પોતાના પતિની કે ડૉક્ટરની હોડી ચલાવવાની શક્તિ પર એટલો વિશ્વાસ નહોતો કે એમના હાથમાં પોતાની જિંદગીનું જોખમ મૂકે. એટલે એ તો કિનારે જ બેસી રહ્યાં. વિશાળ સરોવર, તેમાં પવનની લહેરો તો ખૂબ એટલે હોડી ડગમગ ડોલ્યા કરે. વળી અમુક અંતરે જો કોઈ બીજી હોડી પસાર થાય તો તેનાથી ઉત્પન્ન થયેલું મોજું આવીને અમારી હોડીને ધક્કો મારી વાંકી કરી દે. પદાર્થવિજ્ઞાન (Physics)ના નિયમો પ્રમાણે કઈ દિશાએથી મોજું મુસાફરી કરે તેનો અમને જરાયે ખ્યાલ નહિ એટલે અણધાર્યો જ ધક્કો વાગી જાય. એવા જોખમ વચ્ચે પણ સફરમાં ખૂબ મઝા આવી.

આવી રમ્ય જગામાં થાકેલાં મુસાફરોને તાજાં કરવા 'કાફે' તો હોય જ. સરોવર પર ઝૂકી રહેલા એ કાફેમાં બેસવાની જગા તો બહુ સરસ હતી. પણ ચા તો યુરોપમાં ખર્ચે મળે તેવી પાણી જેવી જ!

જર્મનીનો વિચાર કરતાં સામાન્ય રીતે એનાં વિશાળ કારખાનાં, પ્રવૃત્તિમય શહેરો અને ધમાલિયા જીવનનો ખ્યાલ આવે. પણ આ સરોવર જેવી જગાએ જઈએ ત્યારે જ ખબર પડે છે કે કુદરતની પણ એના પર અતિશય કૃપા છે. પ્રકૃતિએ આપેલા સૌંદર્યને સાચવવા જર્મન લોકો ખૂબ જહેમત ઉઠાવે છે અને ઉદ્યોગપ્રધાન પ્રજા હોવા છતાં એ સૌંદર્યનો ઉપભોગ પણ ધરાઈને કરે છે.

બીજે દિવસે મનુષ્યે ઘડેલા સૌંદર્યનું દર્શન કરવા ગયાં. ચિત્રસંગ્રહમાં જર્મન અને વિદેશી ચિત્રકારોનાં અનેક કળામય ચિત્રો છે. બાવેરિયન રાજાઓનો મહેલ ચિત્રોવાળા મ્યુઝિયમના વિશાળ ચોગાનમાં આવેલો છે. અઢારમી સદીમાં પૅરીસના લુવ્ર અને વરસાઈના નમૂના પર મહેલો બાંધવાની ફૅશન હોવાથી યુરોપમાં લગભગ બધે જ એ પદ્ધતિનું જ કામ જોવામાં આવે છે. કારણ કે ફ્રેંચ રાજદરબાર મોજશોખ, કળાપ્રિયતા અને ખર્ચાળપણાથી સૌ કોઈને આંજી નાખતો હતો. આ બાવેરિયન રાજાઓનો મહેલ પણ એ જ ઢબનો છે. રાજરાણીઓએ પેઢી દર પેઢી સુધી એશઆરામથી ભોગવેલા સુશોભિત ખંડો સૂના પડેલા છે. વિશાળ દરબારખંડમાં ભવ્ય સિંહાસન પ્રભાવહીન દશામાં એકલું પડી રહ્યું છે. રાજાઓની અત્યંત કૃપાને પાત્ર થઈ માન ચાંદ લેવા કે અત્યંત અવકૃપાને પાત્ર થઈ મોતનો પેગામ લેવા માટે જ પ્રજાજનો આ સિંહાસન સમક્ષ આવી શકતાં હશે. આજે તો

જેની ઇચ્છા હોય તે જઈને સિંહાસનની ઉપેક્ષા કરી શકે છે. શહેરથી દૂર આવેલા ગ્રીષ્મ-ભવનમાં બાવેરિયન રાજાના વંશજો હજી રહે છે.

મ્યુનિકનું પ્રખ્યાત બીઅર હાઉસ + એ પણ મુસાફરોને જોવા લાયક સ્થળ ગણાય છે. જર્મન લોકો બીઅર, પાણી માફક પીએ છે. બીજાં માદક પીણાં કરતાં એમાં નશાનું પ્રમાણ અત્યંત ઓછું છે, અને વળી જર્મન પ્રજાને તો એ સદી ગયું છે એટલે બીઅર હાઉસમાં બીજાં પીઠાં જેવાં દારૂડિયાનાં દશ્યો દેખાતાં નથી. જર્મનીમાં બીઅર સસ્તો પણ બહુ જ છે. અહીં સંખ્યાબંધ સ્ત્રીપુરુષો બીઅર પીતાં બેઠેલાં હતાં. કામમાંથી આરામ લેવા આવેલાં અને બેકારીનાં દુઃખ ભુલવા આવેલાં પણ હતાં. જુવાનો, વૃદ્ધો સૌનું વિશ્રાંતિ-સ્થાન આ છે. મધ્યમ અને ગરીબ વર્ગોની ક્લબ ગણો, સભાસ્થાન ગણો, જે ગણો તે આ જ છે. ખાવાનું સસ્તા દરે વેચાતું મળે છે તેમ પોતાને ઘેરથી લાવવા માટે પણ બીજાં રેસ્ટોરાં માફક મનાઈ નથી. બીઅર પીતાં ને ખાવાનું ખાતાં ખાતાં સ્ત્રીપુરુષોનાં ટોળાં વાતોમાં મશગુલ હતાં. એમાં નિંદા કુથલી પણ થતી હશે તેમજ સાહિત્યની કે રાજકારણની ચર્ચાઓ પણ થતી હશે. દેશના ઇતિહાસની અનેક ઘટનાઓનું સર્જન આવી સામાન્ય દેખાતી જગાઓમાં જ ઘડાય છે. બેઠકો તરીકે લાંબી પાટલીઓ ને સામે ઘરખમ લાકડાનાં ટેબલો. એમાં કાંઈ કે રેસ્ટોરાં માફક સુશોભિત કે નાજુક સામાનની ગોઠવણ કરવાનું અહીં પરવડે નહિ. બાજુ પરના ચોગાનમાં પણ કેટલીક બેઠકો હતી. અહીં તો ટાઢ, તાકા ને વરસાદમાં સરસામાનને નુકસાન બહુ પહોંચે એટલે લોખંડની ખુરસીઓ અને ટેબલને બદલે ગોટાં બીઅરનાં ખાલી પીપ મૂકેલાં. એક એંશીએક વરસનો બુઢ્ઢો લહેરથી બીઅર પીતો બેઠેલો. ડૉક્ટરે જર્મનમાં પૂછ્યું કે "કેમ, મઝા આવે છે ને?" એટલે એણે પોતે ખાલી કરેલા સાત રાક્ષસી કદના ગ્લાસ ગર્વથી ગણી બતાવ્યા!

મ્યુનિકમાં ખાસ જોવા લાયક સ્થળ હોય તો સાયન્સ મ્યુઝિયમ છે. વિજ્ઞાનના અભ્યાસમાં જર્મન પ્રજા જેવી નિષ્ઠાવાન પ્રજા બીજી કોઈ નથી. દરેક કામ અંગ્રેજીમાં જેને thorough (પરિપૂર્ણ) કહે છે તે મુજબ કરવાની જર્મન પ્રજાની ચીવટને ભાગ્યે જ કોઈ પહોંચી શકે. એ વૃત્તિના સાક્ષાત્ નમૂના રૂપે જ આ સંગ્રહસ્થાન છે. બીજા કોઈ દેશમાં એનું અસ્તિત્વ સંભવિત નથી.

ઈ. સ. ૧૯૦૩માં ડૉ. ઑસ્કર ફોન મિલર નામના મહાન વૈજ્ઞાનિકે પ્રથમ આવું સંગ્રહસ્થાન કરવાનો વિચાર કર્યો. એણે આખા દેશમાં પ્રચારકાર્ય કરી દરેક પ્રકારના લોકોની મદદ મેળવી. સમસ્ત દેશના વૈજ્ઞાનિકો, ઇજનેરો, શિલ્પીઓ, કળાકારો, દાક્તરો, વેપારીઓ સૌ કોઈએ એમાં પોતાનો ફાળો આપ્યો. અને ૧૯૨૫માં એ તૈયાર થઈ પ્રજા માટે ખુલ્લું મુકાયું. જુદા જુદા વિભાગોને લગતા સિત્તેર હજાર નમૂના અહીં છે. એ બધાએ રોકેલી જગાનું ક્ષેત્રફળ નવ માઈલ જેટલું થાય છે!

દરેક પ્રકારની વૈજ્ઞાનિક શોધોની શરૂઆત કેવી રીતે થઈ અને હાલને સ્વરૂપે કેવી

+ છેલ્લા યુદ્ધ દરમિયાન એ જ સ્થળે હિટલર ઉપર બૉંબ પડયો હતો અને તેમાંથી એ ચમત્કારિક રીતે બચી ગયો હતો.

રીતે પહોંચી તે તવારીખવાર એવી સરસ રીતે ગોઠવીને બતાવેલું છે કે સામાન્ય માણસ પણ નજરે જોઈ એ શોધોનો વિકાસ સમજી શકે છે. આ સંગ્રહસ્થાનની વ્યાપક વિશાળતાનો અને સર્વદેશીયતાનો ખ્યાલ આવે તે માટે એના વિભાગોનું ટુંકામાં વર્ણન આપું છું. ભોંયતળિયે પૂર્વ બાજુએ ભૂસ્તરવિદ્યા, ખનીજ પદાર્થો અને પાવર એંજિન એ વિભાગો છે. પશ્ચિમ બાજુએ જમીન પર ચાલતાં વાહનો, રસ્તા, રેલવે, ટનલો, પુલ, વહાણ, એરોપ્લેન એ સર્વ બાંધવાને લગતા નમૂના છે, તેમજ હવામાન જાણવાનાં યંત્રો છે. પહેલે માળે વખત માપવાનાં યંત્રો, ગણિતશાસ્ત્ર, યંત્રવિદ્યા, વીજળી ટેલિફોન, ટેલિગ્રાફ, ટેલિવિઝન, અવાજનાં યંત્રો, વાજિંત્રો, રસાયણશાસ્ત્ર વગેરેને લગતા નમૂના છે. બીજે માળે અગ્નિકામનાં સાધન, પ્રકાશ, ગરમી, પાણી-પૂરું પાડનાનાં યંત્રો, ગેસ, ઇલેક્ટ્રીકલ એંજિનિયરીંગ, એ સર્વને લગતા નમૂના છે. ત્રીજે માળે ખગોળશાસ્ત્ર, સરવે (મોજણી), વણાટકામ, કાગળનો ઉદ્યોગ, ખેતીવાડી, દારૂ ગાળવાનો ઉદ્યોગ એ સર્વ વિષે માહિતી આપતા નમૂના છે. ખાદ્ય પદાર્થો સંબંધી પણ એક વિભાગ છે. કાચો ખોરાક તેમજ રંધાયેલો ખોરાક એ સર્વના અસંખ્ય નમૂના છે. અલબત્ત સાચા પદાર્થો તો તરત બગડી જાય, એટલે બનાવટી મૂક્યા છે. પણ આકાર, રંગ, માપ એ સર્વ એટલું બધું સંપૂર્ણ છે કે આપણને તો ખરી ચીજો જ મૂકેલી છે એમ લાગે. દરેક ખાદ્ય પદાર્થના ગુણદોષ બતાવતી તખતીઓ મારેલી છે.

આખું સંગ્રહસ્થાન બારીકાઈથી જોઈએ તો સવારથી સાંજ સુધીમાં પણ પૂરું ન થાય. એટલે અમારે તો થોડા ભાગો જોઈને જ સંતોષ માનવો પડ્યો. પણ કદી ન ભુલાય એવી બે ચીજો જોઈ; અને તે ટેલિવિઝન અને પ્લેનેટેરિયમ.

અમે તેવી દૂરની વસ્તુ ટેલિવિઝનમાં સિનેમાની ફિલ્મ માફક નજર આગળ જણાય છે. મ્યુઝિયમના ટેલિવિઝનના ખંડમાં એક નાના લાકડાના ચોકઠામાં જડેલા સફેદ પડદા પર બહારના રસ્તાની છબી—હાલતીચાલતી—પડતી હતી. જતાંવેંત તો અમે એમ જ સમજ્યાં કે કોઈ ફિલ્મ ચાલે છે. પણ પછી બતાવનારે કહ્યું કે આ બારીમાંથી બહાર જુઓ ને પછી પડદા પર જુઓ. ત્યારે સમજાયું કે આ તો ટેલિવિઝનની મદદથી રસ્તા પરના દૃશ્યની છબી ઝીલી લેવાય છે. એથી વધારે મઝા ટેલિવિઝન ટેલિફોનમાં આવી. એ જ ખંડમાં એક નાનો વિભાગ બનાવ્યો હતો. એની અંદર વારાફરતી એક એક જણને ટેલિવિઝન ટેલિફોનનો ઉપયોગ કરવા દે છે. અંદર જવાને આતુર લોકોનું મોટું ટોળું જામેલું. પણ ખંડના બતાવનારે એમને કહ્યું કે તમે તો કોઈ પણ દિવસ આવી શકશો. હજારો માઈલ દૂરથી આવેલાં આ પરદેશીઓને પહેલાં અંદર જવા દો. અંદર જઈને મેં ટેલિફોન રીસીવર હાથમાં લીધું કે તરત સામે જડેલા સફેદ કાચમાં કેટલાયે માઈલ દૂર આવેલી તાર ઓફિસમાં ટેલિફોન લઈ બેઠેલી બાઈ દેખાઈ. તેણે ફોનમાં એકદમ પૂછ્યું: 'તમે હિંદુસ્તાનથી આવો છો?' મેં ખૂબ નવાઈ પામી જવાબ દીધો: "હા, પણ હજી તો હું એક શબ્દ બોલી નથી ત્યાં તમને કેવી રીતે ખબર પડી?" તેણે કહ્યું: "કેમ, આ સામે કાચમાં તમારી છબી દેખાય છે તે, એટલે તમારી સાડી પરથી જાણ્યું કે તમે હિંદુસ્તાની છો." હું એ તો ભૂલી જ ગઈ હતી કે જેમ મારાથી એની છબી દેખાય છે તેમ એનાથી મારી દેખાતી હશે.

પછી એણે પૂછ્યું "હિંદુસ્તાનના ક્યા ભાગમાંથી આવો છો ?" મેં કહ્યું "મુંબા-ઈથી." ત્યારે કહે કે "મુંબાઈમાં મારી એક બ્હેનપણી છે ને તે માંદીમમાં રહે છે." ક્યાં મ્યુનિક, ક્યાં માહીમ, અને કેવી અકસ્માત્ રીતે આ વાતચીત !

બીજી યાદગાર વસ્તુ તે પ્લેનેટેરિયમ. એક કાળી ભીંતોવાળા અને ઘુમ્મટના અંદરના ભાગ જેવી ગોળ છતવાળા ઓરડામાં અમે ગયાં કે તરત તદ્દન અંધારૂં કરી નાખવામાં આવ્યું. પછી ગોળ છત તરફ જોયું તો જાણે નજર આગળ આકાશ ખડું થઈ ગયું ! સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહો, નક્ષત્રો, બધાં જ પોતાની આબેહૂબ સ્થિતિમાં દેખાયાં. એક એક માણસ દરેક ગ્રહ, નક્ષત્ર વગેરે વિષે વિગતથી સમજણ આપતો હતો. જેને વિષે એ બોલતો હોય તેની આગળ એક નાનકડું તેજસ્વી તીર પોતાની અણી બતાવતું. જેમ એને બોલવાનો વિષય બદલાય તેમ તીર આમથી તેમ કૂદકા મારે ! આ કૃત્રિમ આકાશ એટલું બધું તાદૃશ બનાવ્યું છે કે આપણને એમ જ લાગે કે અંધારી રાત્રે અસંખ્ય તારાથી ઝગઝગતું ખરું આકાશ જ આપણા માથા ઉપર આવી રહ્યું છે.

સમસ્ત દુનિયાને ધ્રૂજાવનાર નાઝી પક્ષની શરૂઆત પાંચ માણસોએ મ્યુનિકમાં કરી હતી. એક દુકાનની ઉપર નાના ઓરડામાં તેઓ મળ્યા હતા. ત્યાં નિશાની તરીકે હજી પણ બારીની બહાર સ્વસ્તિક ચિહ્નવાળો વાવટો ઊડે છે. એ પક્ષનું હાલનું મુખ્ય મથક પણ મ્યુનિકમાં એક વિશાળ મકાનમાં છે. હિટલરનું અસલ ઘર પણ અહીં જ છે. મોટા મકાનમાં એક નાનો ફ્લેટ છે. રસ્તે જતા પ્રવાસીઓને ચાલતી મોટરે પણ એ બતાવી શકાય માટે બારીની બહાર પાળ પર ફૂલનાં કુંડાં ગોઠવ્યાં છે.

મ્યુનિકમાં બે અઢી દિવસ રહી અમે બાડન-બાડન ગયાં. ટ્રેનમાં ત્રણ કલાકનો જ રસ્તો છે. આગળથી ખબર કરેલી હોવાથી ફ્રૅંકફર્ટરહોફ નામની હોટેલનો માણસ સ્ટેશને તેડવા આવેલો હતો. સ્ટેશનથી પાંચસાત મિનિટના રસ્તા પર જ એ સુંદર વિશાળ હોટેલ આવેલી હતી. [અપૂર્ણ

卐

## ગ્રાહકોને

હુલ્લડ અને તે પછીની અવ્યવસ્થાને અંગે આ અંક મોડો થયો છે. હવે સપ્ટેમ્બર તા. ૧૫મીની આસપાસ, અને આસો અંક મુદ્દલસર તા. ૩૦મીએ રવાના કરવા વિચાર્યું છે તેની નોંધ લેશોજી. વ્યવસ્થાપક

'પ્રસ્થાન' દર મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે.
લવાજમ : હિંદમાં રૂ. ૫-૦-૦; પરદેશના રૂ. ૭-૮-૦; છુટક ૦-૧૦-૦

# પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૪ ભાદ્રપદ : ૨૦૦૨ અંક ૫


## કત્લની રાત


સુન્દરમ્


એ હતી કત્લની રાત,
ન્હોતી એ ઉષા, ન્હોતો મધ્યાન્હ, ન્હોતી એ સાંજ,
હતી એ રાત,
કત્લની રાત.

સજ્જ હું હતો,
સજ્જ તું હતો,
હતું તૈયાર સમરનું ક્ષેત્ર;
આપણાં નેત્ર
ચમકતી તેગ સમાં,
સમસમાટ વીંઝી રહ્યાં હતાં નિજ તેજ;
ઘાવ પર થતા હતા ત્યાં ઘાવ,
નિરખતી હતી વ્યોમથી સ્તબ્ધ થઈને તારકતણી કતાર.

હું ઘણું લડ્યો 'તો,
ઘણું ઝુઝ્યો 'તો,
ઘણું જીત્યો 'તો,
અંગ અંગ પર મેં પહેર્યા 'તા,

શત્રુગણોના ઘાતતણા હૈ હાર,
વિજયની ધ્વજ માહરી આકાશે જઈ લહરાતી અણકાર,
હવે આ જંગ આખરી જીતી લેવા મેં કીધો પડકાર.

તેં ઝીલ્યો એ પડકાર.
ગગનને હૃદય થયો થડકાર.
કડેડી ગાજી ઝીંક્યા મેઘતણા કે તોજતખર પગથાર,
ખડ્ગની સંગ ખડ્ગ શું ભીડયા! વીજળીઓ કરી રહી ચમકાર

એ યુદ્ધ વિષે
આપણ બે વચ્ચે,
નિર્ણય કાજે ખડો હતો ત્યાં
એક જ માત્ર સવાલઃ
કોણ હરાવે છે સામાને
અર્પણ કરવે
આપતણા સહુ વૈભવના આગાર.
ને મારી પ્રત્યેક ચાલમાં
હું હાર્યો અફસોસ,
અહાહા, પ્રગટ કરું શો રોષ ?

એક અર્પું ત્યાં બે તું આપે,
બે આપું ત્યાં ચાર,
સો સામે તું ધરે સહસ્રો,
ગણું શું અપરંપાર ?

મારો સહુ ભંડાર ખૂટયો,
મુજ ડગ્યો ધૈર્યનો પ્હાડ,
ને મેં દાંત પીસી દ્રઢ કીધું:
હવે ન પામું હાર.

મેં ખેંચી મુજ કમર પરેથી,
            તગતગતી તલવાર,
અને શીશ મુજ અર્પણ કરીને
            થઈ ગયો તૈયાર.

કહ્યું મેં તીવ્ર કરી પડકાર:
જોઈ લે આ મુજ છેલ્લો વાર.
એક ઘાવથી આ મુજ મસ્તક,
કત્લ બનીને ચરણે તારે ચઢી જશે ને -
કરશે જયજયકાર.
જોઈ લઉં છું શી વિધ એમાં
આપી શકીશ તું મુજને હીરા હાર !

ગરદન તે તલવાર તણું ત્યાં બન્યું મિલન તત્કાલ,
તહીં ઊભો એ વધ પામીને મર્ત્ય ભૂમિનો બાલ
નેત્રમાં પ્રસન્ન કોમલકાટ,
હવે તું શું લઈશ શો ?
કૌતુકથી હું જોઈ રહ્યો ત્યાં વાટ.

વાટ શું જોઉં ?
જોઉં ના જોઉં તહીં તે કો અણુકલ્પ્યો કીધો શો ચમત્કાર,
ઝળ્ળ દઈ તુજ હૃદય વિશેથી ભેગ્યો તેં કો તેજ તણો અંબાર
અને મર્ત્યના મૃત મસ્તક પર તેં આરોપ્યો તારો દ્યુતિભંડાર.

ઝળળ ઝળળ તુજ અંગી દિવ્યતા,
મનુષ્યના એ મર્ત્ય દેહ પર થઈ ગઈ જ સવાર,
અને પૃથ્વીને કાજે ઊગ્યું સોનલ કોક સ્હવાર.
એમ એ વીતી કત્લની રાત.

એ હતી કત્લની રાત,
મિલનની ઉષા, ભોગ મધ્યાન્હ, શાંતિની સાંઝ
થકી યે મહત હતી એ રાત,
અમારી કત્લ તણી એ રાત.

# આધુનિક હિંદની એક સમસ્યા

રસિકલાલ માણેકલાલ વકીલ, બી. એ.

"The frog in the well is proud of his puddle, the River Spirit is proud of his little autumn flood, the summer insect who knows not winter discusses ice, the lake sparrow cannot understand why the giant roc has to fly five thousand miles, Peng Tsu is proud of his long life of eight hundred years, the screech owl is proud of the dead rat in its claws, and little men are proud of their power and success." (Lin Yutang : *Between Tears and Laughter*, P. 210)

"The fact is that if the Moslems did not exist, the English would have to invent them."

—Lin Yutang (Ibid)

૧

**સા**માન્યતઃ આપણને એવી ટેવ હોય છે કે જ્યારે કોઈ વિષય સંબંધે વિવેચન થતું હોય ત્યારે કેવળ તે જ વિષયના નિરાકરણથી જીવનના સર્વ પ્રશ્નોનો ઉકેલ આવશે એમ માની લઈએ છીએ. કેવળ ધર્મ અને ધાર્મિક પ્રવૃત્તિ દેશને, વિશ્વને સ્વર્ગ બનાવી શકે એવું ધર્માસક્ત પુરુષો પ્રટાવશે. કેવળ રાજકીય સ્વતંત્રતા સર્વ રાષ્ટ્રોને મુક્ત કરી સુખી બનાવી શકે એવું વિધાન રાજકીય પુરુષો કરશે. કેવળ આર્થિક અને સામાજિક ક્રાન્તિ દુનિયાભરની ન્યાયપૂર્વક શાન્તિ અને સંપત્તિ સિદ્ધ કરી શકે એમ સમાજવાદી યા સામ્યવાદી માનશે—મનાવવા આગ્રહ કરશે. કેવળ ક્રિશ્ચિયાનિટી (Christianity) વિશ્વનો ઉદ્ધાર કરી શકે અને જીવનના સમસ્ત પ્રશ્નોનું નિવારણ કરી શકે એમ ખ્રિસ્તીધર્મી કહેશે. તે જ પ્રકારનાં સમર્થન વેદાન્તી, ઇસ્લામી, જૈન, પારસી, પોત પોતાના ધર્મ સંબંધે કરશે. કેવળ સાયન્સથી વિશ્વનું સુખમય નિયમન થઈ શકે તે માન્યતાની સર્વોપરિતા વૈજ્ઞાનિકો દઢતા પૂર્વક સ્થાપિત કરવા મથશે. મનુષ્ય એક પામર પ્રાણી છે અને તેની દરેક ક્રિયા અને પ્રવૃત્તિ ગગનમંડળનાં ગ્રહ નક્ષત્રો જ નક્કી કરી રાખે છે તેમ જ્યોતિષપ્રેમી કહેશે અને ગગનમંડળમાં ચાલી રહેલી અનન્ત ગતિની ગણતરીમાં જ નિમગ્ન રહેશે. આ પ્રમાણે વ્યાપાર, કલા, સાહિત્ય, શિક્ષણ, નીતિ પ્ર૦ ના તેના ઉપાસકો ઉચ્ચતમ ભૂમિકા પર મૂકવા પ્રયત્ન કરશે.

આ પ્રમાણે કેવળ એક જાતના નિર્ણયથી સમસ્ત વિશ્વ કે મનુષ્યજીવનનો કોયડો ઉકેલવામાં અનુચિત સાહસ ઉપસ્થિત કરવામાં આવે છે તેમાં વિચારસરણીની એકદેશીયતાનો દોષ – અખિલને તેના એકાદ ખંડ માત્રથી માપવાનો દોષ – આપણી વિવેકબુદ્ધિને કલુષિત કરે છે.

૨

પ્રાચીન ફિલસૂફીમાં જીવનના સંખ્યાબંધ પ્રશ્નોનું નિરાકરણ કરનારાં શાશ્વત સત્યો સમાયેલાં છે તેવી શ્રદ્ધા વીસમી સદીના વૈજ્ઞાનિક યુગમાં ઘણાને વસમી લાગે તેમાં નવાઈ

નથી. કારણ કે સામાજિક અને વ્યક્તિગત જીવન સમય સાથે બદલાતું જાય છે અને કેવાં રૂપ પકડશે તેનું સંપૂર્ણ સવિગત ચિત્ર આલેખવું તે લગભગ અશક્ય છે. વિજ્ઞાનના સિદ્ધાન્તોમાં દિન પ્રતિદિન પલટા આવ્યા કરે છે, જ્ઞાનભંડારમાં વૃદ્ધિ થયા કરે છે. પરિણામે જીવનના રૂપરંગ પરિવર્તન પામે છે. આ પરિવર્તનનો નિર્ણય વાસ્તવિક રીતે કરવામાં શાશ્વતસત્યાનુરાગી એકંદરે એકસવાયીપણું અનુભવશે.

"Never before have we had to rely so completely on ourselves. No guardian to think for us, no precedent to follow without question, no lawmaker above, only ordinary men sit to deal with heart-breaking perplexity. All weakness comes to the surface. We are hopeless in a single of machines and untamed powers that haunt and lure the imagination. Of course our culture is confused, our thinking spasmodic, and our emotion out of kilter. No mariner ever enters upon a more uncharted sea than does the average human being born in the twentieth century."

(Lippmann: *Drift and Mystery*, pp. 196–197)

## ૩

સત્ય અને આત્મજ્ઞાન જેવાં વિધાનો ઘણી ઊંચી ભૂમિકાના અનુભવી સંતોના અપરોક્ષાનુભવમાંથી ઉદ્ભવ્યાં છે. તેને શાશ્વત ગણવામાં આવે છે. પણ તેનો અર્થ એમ ન થવો જોઈએ કે આ શાશ્વત સત્યના પ્રમાણથી જીવનના સર્વ ભૌતિક અને સામાજિક પ્રશ્નોનો ઉકેલ આવી જાય. સત્ય અને આત્મજ્ઞાન જેવા ગૂઢ અનુભવ કોઈક વિરલ વ્યક્તિને જ ગમ્ય છે, અને તે વ્યક્તિ પૂરતાં જ મુક્તિદાયી છે. પરંતુ સામાન્ય દૃષ્ટિથી, સામાન્ય હેતુથી જીવનના સામાજિક સવાલો ઉકેલવા આપણે પ્રવૃત્ત થઈએ ત્યારે તે ઉકેલમાં શાશ્વત સત્યનું પ્રમાણ અનુપયોગી નીવડવાની દરેક વકી છે. એક નાના ગાળામાં પ્રવર્તતી પરિસ્થિતિનું નિરાકરણ એકદમ મોટા ગાળાની પરિસ્થિતિના પ્રમાણથી કરવામાં વિવેકવિષમતાનો દોષ ઉપસ્થિત થાય છે. પ્રથમ પ્રયાસ સાંનિધ્યમાં આવેલાં પરિબળોની સમીક્ષાથી કરવો ઘટે. ત્યારબાદ ક્રમે ક્રમે સમીક્ષાની સીમા વિસ્તૃત કરી શકાય.

## ૪

આધુનિક હિંદમાં સામાજિક વ્યવહાર અને વ્યાપારમાં નીતિનું અધઃપતન સહેજે જણાઈ આવે છે. તેની ચિકિત્સા અને નિવારણ સત્ય, અહિંસા અને ધર્મનિષ્ઠાની દૃષ્ટિએ ન થઈ શકે. વાસ્તવિક રીતે જોતાં આ અધઃપતનનાં મૂળ આમવર્ગની ગરીબાઈ અને ધનિકવર્ગના ધનભંડારમાં પડેલાં જણાશે. નીતિ વિકૃત થવાનાં બે પરસ્પર વિરોધી કારણો અત્યન્ત ગરીબાઈ અને અત્યન્ત શ્રીમંતપણામાં સમાયેલાં છે. ગરીબ હિંદીને જીવનના ભૌતિક ધારણ પોષણ અર્થે નીતિ અને સ્વમાન ઊંચાં મૂકવાં પડે છે, જ્યારે ધનિકોને સ્વચ્છંદી આચરણનાં સાધનો સહેજે સાંપડવાથી નીતિ, ન્યાય અને આત્મોદ્ધારની પરવા

નથી. હિંદની દરિદ્રતાનો ચિતાર બીજા દેશોની આર્થિક આવક સાથે સરખાવતાં સ્પષ્ટ દેખાઈ આવશેઃ

| દેશ | માથાદીઠ વાર્ષિક આવક |
|---|---|
| | રૂ. |
| યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા ... ... | ૨૦૫૩ |
| કૅનેડા ... ... ... ... ... | ૧૨૬૮ |
| ઇંગ્લંડ ... ... ... ... ... | ૧૦૯૨ |
| ફ્રાન્સ ... ... ... ... ... | ૬૩૬ |
| જાપાન ... ... ... ... ... | ૨૭૧ |
| હિંદ ... ... ... ... ... | ૬૫ |

(From *Planned Economy* by Sir M. Visvesvarayya)

ઉપર જણાવેલા આંકડા સરેરાશ આવકના છે. હિન્દીની સરેરાશ માસિક આવક રૂ. ૫) જેટલી થાય. તેમાં ધનિક હિંદીની મોટી આવક હિસાબમાં લઈએ તો મધ્યમ અને ગરીબવર્ગની આવક રૂ. ૫) થી પણ નીચી જાય. મેસર્સ. શાહ એન્ડ ખમ્ભાતા હિંદીની આવકવાર સંખ્યા નીચે પ્રમાણે આપે છેઃ—

| હિંદીની સંખ્યા | | વાર્ષિક આવક |
|---|---|---|
| | | રૂ. |
| ૬,૦૦૦ હિંદી | ... ... | ૧૦૦,૦૦૦ થી વધુ |
| ૨,૨૩,૦૦૦ ,, | ... ... | ૧૦,૦૦૦ ,, |
| ૨,૭૦,૦૦૦ ,, | ... ... | ૫,૦૦૦ ,, |
| ૨૫,૦૦,૦૦૦ ,, | ... ... | ૧,૦૦૦ ,, |
| ૩,૫૦,૦૦,૦૦૦ ,, | ... ... | ૨૦૦ ,, |
| ૩૧,૦૦,૦૦,૦૦૦ ,, | ... ... | ૫૦ થી ઓછી. |

આ બોલતા આંકડા પોકારે છે કે હિંદના મોટા ભાગની આવક એટલી બધી ઓછી છે કે તેનું જીવનધોરણ કંગાલિયત અને જંગલીપણાની પકડમાં જકડાયેલું છે. મોટો વર્ગ હાડપિંજર જેવો બની, અનેક રોગના ભોગ બની, મરવાની આળસે જ જીવે છે, તેમ કહેવામાં અતિશયોક્તિ નથી. એક બાજુ ધનિક વર્ગ વાડી, ગાડી, લાડી અને લાડીના વિલાસમાં ચકચૂર બને છે, ત્યારે આમવર્ગના મોટા ભાગને ખાવાને પૂરતું અન્ન નથી, શરીરની લાજ ઢાંકવા વસ્ત્ર નથી, શારીરિક દરદો માટે દવા દારૂ નથી. ઓરીસા પ્રાંતમાં અન્ન કુનરોગીએ નાખેલા એઠવાડમાંથી દાણા પકડી લેવા લડી મરે છે. આપણી આવી નિર્ધનતાની કરુણતાની કહાણી કાચી અને ટૂંકી હોય તેમાં નવાઈ નથી. જ્યારે એક અમેરિકન કે યુરોપિયનનું સરેરાશ આયુષ્યપ્રમાણ ૫૦ વર્ષથી વધુ હોય છે, ત્યારે આપણું સરેરાશ આયુષ્યપ્રમાણ ફક્ત ૨૬ વર્ષનું છે. જ્યારે આપણે મરવાની બીકે જીવન ગુજારીએ છીએ, ત્યારે પાશ્ચાત્ય દેશોમાં આયુષ્યપ્રમાણ વધારીને ૨૦૦ વર્ષ કેમ કરવું તે વિષયમાં શોધખોળ કરનારું Gorontology નું વિજ્ઞાન વિકાસ પામતું રહે છે.

## ૫

આવી હૃદયદ્રાવક કંગાલિયતમાં દિવસ ગુજારતા મનુષ્યમાં નીતિનું અધઃપતન ન થાય તો બીજું શું થાય? તેમને વર્ષોથી અહિંસાના પાઠ ભણાવવા છતાં કેવાં હીચકારાં, અમાનુષી હિંસાનાં કૃત્યો થાય છે તે, આજકાલ કલકત્તા, મુંબઈ વ૦ સ્થળોએ પ્રત્યક્ષ જોઈ રહ્યા છીએ. કારણ એ છે કે આમવર્ગમાં અહિંસાના શુદ્ધ સિદ્ધાન્તો સમજવાની બૌદ્ધિક શક્તિ નથી, હોઈ શકે પણ નહિ, તેમ જ વ્યવસ્થિત હિંસાનો યોગ્ય રાજકીય ઉપયોગ કરવાની આવડત નથી. પરિણામે ગરીબાઈમાંથી ઉદ્ભવતી નાકેમેદી અને નાસીપાસીની જ્વાળા સળગી ઊઠે છે. શ્રીમંતો સાધનસંપન્ન છે. તેમની અંગત અને આર્થિક સલામતી સાચવવા સરકારનાં બધાં સાધનો તૈયાર છે.

દરિદ્રતા તાકીદે નષ્ટ પામે તો જ પ્રજા સ્વમાની, સ્વતંત્રતાચાહક અને ઉપયોગી બની શકે. ધ્યેયના નૈતિક પાઠ ગોખી બેસાડવાથી દરિદ્રતા ન જાય. દરિદ્રતાનાં કારણો મૂડીવાદ અને મૂડીવાદમાં છે. તેમાંથી અશાન્તિ ઉદ્ભવે છે.

> "Of all the fifty or sixty nations in the world, only three or four big powers are upsetting the peace of the world, ....There will be peace in the world only when the English, French and Dutch Empires collapse."
>
> (Lin Yutang : *Between Tears and Laughter*, p. 157)

સદ્ભાગ્યે હિંદ સરકારનું સંચાલન રાષ્ટ્રિય નેતાઓના હાથમાં આવી લાગ્યું છે. પરંતુ આ કહેવાતી Interim Government પોતાની પ્રવૃત્તિ હિંદની ગરીબાઈનો પ્રશ્ન ઉકેલવા તરફ ઝડપથી નહિ વળે તો Status Quo—મોચીડાના ગોચીડા જેવી પરિસ્થિતિ—કાયમ રહેવા પામશે. દિન બ દિનના વહીવટમાં નજીવા સુધારા વધારા કરવાથી નવી સરકાર મોટા ફેરફાર સિદ્ધ ન કરી શકે. રાજકીય નીતિરીતિમાં મૂળભૂત સુધારા યા ક્રાન્તિ થાય તો જ તલસ્પર્શી સમૃદ્ધિ આમવર્ગને પ્રાપ્ત થાય. Interim Govt.ની સ્થાપના ઘણા કપરા સંજોગોમાં થયેલી છે. દરિદ્રતાનો મહાન પ્રશ્ન વૈજ્ઞાનિક રીતે છણવાની તેને તક મળશે કે નહિ તે શંકાસ્પદ છે. કારણ કે કોમી પ્રશ્ન, નવા રાજ્યબંધારણની ઘડતર અને યુદ્ધોત્તર પરિસ્થિતિનો સામનો નવી સરકારની પ્રવૃત્તિ અને શક્તિને રોકી લેશે. કોમી પ્રશ્ન નેતાઓના નિવેદન પ્રતિનિવેદનથી વધુ ભયંકર બની શકે છે તે વસ્તુસ્થિતિ આપણને યથાયોગ્ય વિદિત નથી. નિવેદન પ્રતિનિવેદનની અખંડ ધારામાં સરકારી અધિકારાનાં પ્રમાણ નક્કી કરવામાં જે બધી શક્તિ વેડફાઈ જાય છે. પરસ્પર દોષારોપણનાં ઝેરી નિવેદનો સમાચારપત્રોને સતેજ રાખી કોમી કડવાશમાં વધારો કર્યે જાય છે. તેના કરતાં મોટું શ્રેય છે, બ્રિટિશરો છે ત્યાં સુધી કોમી વિખવાદ રહ્યા કરવાનો. Lin Yutang કહે છે તેમ: "The fact is that if the Moslems did not exist, the English would have to invent them."

૬

હિંદની અનેક કોમને એકત્રિત કરવાનો એક માત્ર ઉપાય આર્થિક પરિસ્થિતિના ઉકેલમાં છે. રાષ્ટ્રિય ગરીબાઈનો સવાલ દરેક હિંદવાસીને સ્પર્શે છે. આ સવાલને પ્રધાન-પદ આપી રાજકીય પ્રવૃત્તિ આદરવામાં આવે તો વિરોધી પક્ષોનો ઝગડો તત્કાળ નષ્ટ થવા પામે. કોમી ઝગડાની શરૂઆત કોમી નેતાઓ તરફથી થવા પામે છે. કોમી આમવર્ગને ખરું જોતાં આ ઝગડાનો ખ્યાલ પણ પૂરો હોતો નથી. મુસ્લીમ ગાયક ઉસ્તાદો બંસીવાળા કૃષ્ણનાં ગાયન ગાતાં આનંદ અનુભવે છે. " Hindus and Muslims live on the same streets in India and get along just as well as, if not better than, the Italians and the Irish in Brooklyn." ( Lin Yutang ). ધાર્મિક ભેદ ઉપર ભાર મૂકી બેઉ કોમોને સાથે ફેરવવાની તક બ્રાહ્મિત સંરચા આપે છે. " Religion is the greatest godsend to the British Empire, and the English may well thank the gods for it. The British Empire and monotheism don't go together. Polytheism is more valuable than you think." ( Lin Yutang ).

કલકત્તામાં કોમી રમખાણ ફાટી નીકળ્યું તેના બેત્રણ અઠવાડિયાં પહેલાં ટપાલ-ખાતાના કામદારોની હડતાળ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવામાં હિંદુ, મુસ્લિમ અને અન્ય કોમોએ એકત્ર બની ઐક્યતાની શક્યતાનું એક જ્વલંત દૃષ્ટાંત આપણી સમક્ષ રજૂ કર્યું છે. આ દૃષ્ટાંતનો પાઠ સ્પષ્ટ એ નીકળે છે કે આર્થિક હિતના પાયા પર રચવામાં આવેલી હિલચાલને આમવર્ગ તરફથી બિનકોમી ટેકો મળી શકે છે. લગભગ તે જ પ્રકારના દૃષ્ટાંત R. I. N. અને I. N. A. તરફ આમવર્ગે બતાવેલી સહાનુભૂતિના છે, જો કે I. N. A. ની બાબતમાં રાષ્ટ્રીય ભાવના અને સ્વમાનની લાગણી પ્રધાનપદે છે.

૭

ઉપર્યુક્ત સમીક્ષાનો હેતુ એટલું સમજવા પૂરતો છે કે ફક્ત રાજકીય સત્તાની રમતથી—Interim Goverñment ની સ્થાપનાથી—દેશનો પ્રશ્ન ઉકલી ન શકે. સ્વતંત્રતા અને શાન્તિની સિદ્ધિ ઇચ્છતા હોઈએ તો Power Politics ખાસ તુરત માટે મોકૂફ રાખવું જોઈએ.

" Peace and Power are two jealous women and always refuse to stay in the same house. Our rulers are courting and cavorting with the harlot, and while Peace sees them through the window and hears the mad laughter, the bawdy noisiness and the clinking of champagne glasses inside, she will turn her steps away and never come. For, Peace is a lady, and she comes to our house only when

she knows she is loved. But those who are guiding the nations' destinies are hypocrites, they love not her but the wench Power, and she knows it. Therefore, her face will be hidden from us until she knows that we love her truly and not the harlot Power."

(Lin Yutang : *Between Tears and Laughter*. p. 232)

રાષ્ટ્રની સાચી સ્વતંત્રતાના ઉપાસકે રાજકીય સત્તા અને ધાર્મિક કોમાંધપણું ફગાવી દઈ, આર્થિક પાયા પર પ્રચારકાર્ય કરવું જોઈએ. આ જાતના પ્રચારથી કોમ કોમના ઝઘડા ગૌણ બની જશે. અંદર અંદરના વિરોધો નષ્ટ પામશે અને ઐક્ય આપોઆપ સિદ્ધ થશે. સામાજિક પ્રશ્નનો ઉકેલ તામસિક સત્તાની રાજકીય શેતરંજથી ન આવી શકે, તેમ જ તત્વજ્ઞાનની છણાવટથી પણ ન આવી શકે.

"The ultimate causes of all social changes and political revolutions are to be sought, not in the minds of men, in their increasing insight into eternal truth and justice, but in changes in the mode of production and exchange, they are to be sought not in the philosophy but in the economics of the epoch concerned."

(Engels : *Anti Duhring*)

ધાર્મિક ચિંતન અને આધ્યાત્મિક પ્રેરણા અવગણવાનીય નથી, પરંતુ તેનો પ્રદેશ વ્યક્તિગત છે. એટલું જ નહિ પરંતુ સાચું આધ્યાત્મિક ધન સંપાદન કરવા માટે પ્રથમ આર્થિક સલામતી, સ્વતંત્રતા અને સંપત્તિ આવશ્યક છે. આ સહેજે સમજાય તેવું સત્ય આપણે અપનાવી શકતા નથી. પરિણામે રાજકીય ઝઘડાઓમાં અને કોમવાદી પ્રશ્નોમાં વિલીન થવા પામીએ છીએ. આમવર્ગને તો કોમી રમખાણોની ભડક વળગી છે, ઠેકઠેકાણે, છુરેબાજી, કોમી રમખાણ સિવાય બીજી વાત કાને અથડાતી નથી. આવી અનિષ્ટ પરિસ્થિતિનો ઉકેલ એકમાત્ર આર્થિક સ્વતંત્રતા તરફ દોરતા કાર્યક્રમમાં છે. જેટલા પ્રમાણમાં આ આર્થિક સમસ્યા તરફ ધ્યાન અને શક્તિ અર્પવામાં આવશે તેટલા પ્રમાણમાં કોમવાદનો કોયડો હલ થશે. Divide and Rule India ના સ્થાને Unite and Quit India નું સૂત્ર અમલમાં આવશે. Interim Government ની સ્થાપનાની શરૂઆત કલકત્તા, મુંબઈ વ૦ સ્થળોએ અમંગળ મંગળાચરણથી કરી છે. હજુ તો આ નાટકના બીજા અંકો Constituent Assembly, Constitution, Provincial Groups, Native States ઇત્યાદિ અનેક પ્રવેશોથી ભરચક છે. આ પ્રવેશોનો સામાન્ય અર્થ પણ આમવર્ગને પ્રાપ્ય નથી. આમવર્ગનો પ્રશ્ન તુરતમાં ખોરાક, વસ્ત્ર અને રહેઠાણનો છે. સત્તાપ્રાપ્તિની મંત્રણાઓ અને કરતુકો નેતાઓને એટલા બધા કાર્યમગ્ન રાખશે કે તલસ્પર્શી આર્થિક પ્રશ્ન ખોરંભે પડી જવાની બીક ઊભી રહેશે. હિંદુ-મુસ્લિમ ઐક્ય એ ધ્યેય નથી. તે શાહીવાદી—પરદેશી સત્તાનો—સામનો કરવાનું એક સાધન છે. આ સાધનની પ્રાપ્તિ આર્થિક ન્યાય અને સામ્યતાના પ્રચારથી જ થઈ શકે. શારીરિક અને માનસિક શ્રમજીવીને તેના શ્રમનો યોગ્ય બદલો મળે તેવી સામાજિક પરિસ્થિતિ સિદ્ધ થવી જોઈએ. પરંતુ:

"No good thing has been or can be enjoyed by us without having first cost labour. And inasmuch as most good things are produced by labour, it follows that all such things of right belong to those whose labour has produced them. But it has so happened, in all ages of the world, that some have laboured, and others have without labour enjoyed a large proportion of the fruits. This is wrong and should not continue. To secure to each labourer the WHOLE product of his labour, or as nearly as possible, is a worthy object of any good government." —Abraham Lincoln.

૮

હિંદની ઉપર્યુક્ત વેદનાભરી સમસ્યાનો ઉકેલ આર્થિક પાયા પર આવી શકે તે સત્ય કાંઈક વિચિત્ર હોવા છતાં સંપૂર્ણ રીતે વાસ્તવિક છે. તેનો અર્થ એમ નથી કે સમાજનું આર્થિક સમીકરણ તું એક અંતિમ ધ્યેય છે. આર્થિક સમીકરણ હાલની વિષમ પરિસ્થિતિમાંથી મુક્તિ પ્રાપ્ત કરવાનું એક અજોડ સાધન છે. અજોડ એટલા માટે કે આર્થિક સમીકરણથી કેવળ આર્થિક ગૂંચ ઉકલી જાય છે એટલું જ નહિ, પરંતુ તેનાથી અનેક કોમી અને રાષ્ટ્રીય અંતરાયો મૂળમાંથી અદૃશ્ય થતા પામશે. સમાજના જુદા જુદા વર્ગોમાં આવેલું નૈતિક અધઃપતન લુપ્ત થશે, કારણ કે આર્થિક સંપત્તિ યોગ્ય પ્રમાણમાં આવવાથી જુદા જુદા વર્ગો અને વ્યક્તિઓ હરીફાઈના બદલે સહકારથી સંયુક્ત કાર્યક્રમો યોજાશે. કોમી અણબનાવનાં કારણો ફક્ત કોમી કોમી ભેદભાવ નથી. પરંતુ પ્રત્યેક કોમમાં ઉત્પાદક સાધન અને સામાજિક સંબંધોની વિષમતાથી વિરોધી વર્ગો ઉદ્‌ભવે છે. આ વિરોધના અતિરેકથી ઉપસ્થિત થતાં ઘર્ષણો રૂપ પકડી લે છે. કોમી ભેદભાવને સ્પર્શી રહેલાં નિવેદન પ્રતિનિવેદનથી આગમાં ઘી હોમાય છે. નીતિ અને ધર્મના નામે થતી અપીલો રોગનું મૂળ કાઢી શકતી નથી, ઉપરઉપરની ક્ષણિક શાન્તિ સાધે છે. ચાર દહાડાનું ચાંદરણું ને ફિર અંધારી રાત જેવું છે. પરિણામે, જો આપણે હિંદની આફતનું તલસ્પર્શી નિકંદન કાઢવા ઇંતેજાર હોઈએ તો આર્થિક સમીકરણ પ્રત્યે જેટલા પ્રયત્ન કરીશું તેટલા ઓછા છે. આ આર્થિક સમીકરણની સિદ્ધિના માર્ગમાં અંતરાય નાખતાં પ્રત્યાઘાતી બળોનો સામનો કર્યા વિના છૂટકો છે જ નહિ.

તા. ૫-૯-'૪૧.

卐

# 'આવે આઝાદી'

નાથાલાલ દવે

દિશદિશ લલકાર કરે, આવે હો આવે આઝાદી,
દિલદિલ બુલંદ રણકાર કરે, આવે હો આવે આઝાદી.
બહુ દિન ઉપાડ્યા મર્દન પર ઝંઝીરો કેરા ભાર,
બહુ દિન વરસ્યા કારાગારે થઈ દીન, હીન, લાચાર;
આજ ગગનમાં ઉષા ઝળકતી, દૂર સરે અંધાર,
ફરી અમારાં ઉન્નત મસ્તક ને છાતી દદાર.
નંદનવન શા દેશ તણી જાલીમો કરતા બરબાદી,
એ જોઈ રોવાના દિવસ ગયા, આવે હો આવે આઝાદી.—૧

જાલીમ તણી સંગીન સામે નિર્ભય છાતી ધરનાર,
વતન તણા ગૌરવને કાજે જીવન પાથરનાર;
કુરબાન બની આઝાદીની મહેલાત તણા ચણનાર,
કેમ ભુલાયે અણનમ વીરો અમ કાજે લડનાર.
જેનાં ભીષણ ભોગ થકી માભોમ તણી થઈ આબાદી,
દિલ એને આજ સલામ ભરે, આવે હો આવે આઝાદી.—૨

મા ! હર્ષ ન માતો હૈયે, તુજ કોટિ કોટિ સંતાન,
જુગજુગજૂની ઝંઝીર તોડી બને ખરા ઇન્સાન;
વિજયી આજ તિરંગી તારું જો ! લહરાય નિશાન
ઊર્ધ્વ ગગનમાં; અને હસે જો ! ખુશખુશાલ આસમાન.
નિર્બલ તારી કાય બની ગઈ પરાક્રમોથી પોલાદી;
રાષ્ટ્રપિતાનાં સ્વપ્ન ફળે, આવે હો આવે આઝાદી.—૩

ધનધાન્ય તણી છોળોથી આ છલકાવીશું દેશ,
લૂંટાયલી ઓ માતા ! તારા પલટાવીશું વેશ.
ખંડેખંડ જગતના ગાશે તારાં યશગાન,
ને નવલાં તેજે ઓપે મા ! પ્રફુલ્લ તારા પ્રાણ.
વહેમ ટળે, અજ્ઞાન ટળે, થરથર કંપે કોમીવાદી,
સંતાતા તુજ શત્રુ દૂરે, આવે હો આવે આઝાદી.—૪

અમ કદમે કદમે સ્વાર્થી કેરાં જુલ્મ થશે તારાજ,
એક, અખંડિત ભારતમાં જનતાનાં થાશે રાજ;
કો' દેશદ્રોહીનાં ખંજર કે કાતીલ છાની છૂરી
નહિ રોકે કૂચ અમારી, અમ મઝલ થવાની પૂરી.
કોની છે તાકાત ખરી ને કોની વાતો તકલાદી,
કો આલમ એનો ન્યાય કરે, આવે હો આવે આઝાદી.—૫

૨-૪-૪૬

★

## બાપુને

'અગ્નિ[illegible]'

[અનુષ્ટુપ]

સત્યને કારણે બાપુ ! ધર્યાં કાયમનેન્દ્રિય:,
અહિંસા શોભી ત્યાં જાણે શાશ્વિતા કાઞ્ચનશ્રિય: !
વિશ્વનું ચિત્ત ચંપાયું હિંસાના અંચળા તળે,
માનવી એ ફગાવી દે આપના મંત્રને બળે;
પ્રાણ-પંખેરુ શેકાયું પાપના તાપની નીચે,
આપની સત્યનિષ્ઠા ત્યાં અમીસંજીવિની સીંચે;
હૈયાના કાન્ત પોકારો વિશ્વમુક્તિ વિષે ભમે,
વિશ્વનો આતમા જાણે વિશ્વકલ્યાણમાં રમે !
પ્રાણની સૌરભો જેવા પ્રણોને પાળવા કર્યા
મહત્ત્યાગો, – હરિશ્ચંદ્ર ફરીને શું અવતર્યા ?
શિબિરાજા સમા બાપુ, સંત-રાજર્ષીથી ચઢયા,
આપ સૌ એષણા સ્થૂલ પ્રવૃત્તિ પાર ઊતર્યા;
હાડ યે ગાળિયાં આપે તટે સાભ્રગતિ તણા,—
સૃષ્ટિના સત્ત્વરક્ષાર્થે દધીચિની ન ક્યાં મણા !
સૃષ્ટિ-સંતાપ શામંતા પુણ્યશ્લોક ! શતાયુ હો !
પ્રભુનાં ચક્ષુની કુંળી કરુણાને નમો નમો !

૧૯-૧-૪૧

卐

# મરણવિધિ

કિશોરલાલ ઘ. મશરૂવાળા

**થોડા** મહિના પર એક મિત્રે મારી પાસે વૈદિક સોળ સંસ્કારોમાં આ જમાનાને અનુસરી શા ફેરફાર કરવા જોઈએ એ વિષે માગણી કરી હતી. મેં એમને જણાવ્યું હતું કે કર્મકાંડની બાબતમાં મને બહુ ગતાગમ નથી તેમ રસ પણ નથી. તમારે એવી બાબતો ગાકા સાહેબ કે વિનોબાજી જેવાને પૂછવી જોઈએ.

આજે (તા. ૨૨ ઑગસ્ટ) એક નીચે મુજબ કાગળ આવ્યો છે:" તા. ૧૮–૮–૪૬.

પૂજ્ય કિશોરલાલભાઈ,

ગઈ કાલે રાત્રે મોડે સુધી ઊંઘ ન આવી — અને અચાનક, કોણ જાણે શાથી, એવો વિચાર સ્ફુર્યો કે, પૂ. કિશોરલાલભાઈ પાસે મૃત્યુ પ્રસંગની વિધિ, અગ્નિ સંસ્કાર કરતી વખતની વિધિ, તેમજ તે પછી ૧૪ દિવસ સુધી હિંદુઓમાં જે ક્રિયાકાંડો વગેરે થાય છે તેમાં શા ફેરફારો કરવા જોઈએ કે કઈ કઈ વિધિ કરવી જોઈએ – એ વિષેનો એક વિસ્તૃત માહિતીપૂર્ણ લેખ લખાવવો. મૃત્યુ પ્રસંગે દાન કરવાની વિધિ છે તે કેવી રીતે કરવી જોઈએ વગેરે વગેરે વિષે આજની પેઢીને માર્ગદર્શન થાય એવું લખાણ હોય તો ઉપકારક થાય, એવું મને લાગે છે.

(૧) મૃત્યુ-પહેલાં ચાર-છ કલાક અગાઉ કરવાની વિધિ;
(૨) દાન, નામ-સ્મરણ, ભજન-કીર્તન વગેરે. કરવું ?
(૩) ચોકા ઉપર નાંખવાની વિધિ: સ્નાન વગેરે.
(૪) મૃત્યુ થયા પછી પુત્ર, ભાઈઓ, દીકરીઓ, વધૂઓ વગેરેએ ક્ષમા-યાચના કે આશીર્વાદ માગવા જોઈએ ?
(૫) પૂજન–અર્ચન–હાર વગેરેથી દેહને શણગારવો ? ઠાઠડી પ્રસંગની ક્રિયા.
(૬) ઘરની બહાર કાઢવાની વિધિ: સ્મશાનની વિધિ.
(૭) મૃત્યુ પછીના એક, બે, ત્રણ, સાત, પંદર દિવસ સુધી શું કરવું જોઈએ ?

—ટૂંકમાં, મૃત્યુના ૨૪, ૪૮ કે ૭૨ કલાક અગાઉથી તે ૧૫ દિવસ પૂરા થાય ત્યાં સુધી શું કરવું જોઈએ એ વિષેનો એક લેખ 'પ્રસ્થાન' માં આપશો તો ઉપકૃત થઈશ."

મરણની તદ્દન પૂર્વે અને પછીના વિધિઓ કરવામાં જેવા સંસ્કારોમાં આપણે ઊછર્યા હોઈએ અને જે સમાજમાં રહેતા હોઈએ, તેની અસર હોવાની જ. સુધારા કરીએ તે પણ તે અસરથી તદ્દન મુક્ત થઈને કરી શકાશે નહીં. પણ તે વિધિઓને હું ધર્મનું–એટલે કે, તેના ઉપર મરનાર કે વિધિઓ કરનારની સદ્ગતિ–દુર્ગતિનો આધાર છે, એવી શ્રદ્ધાનું–મહત્ત્વ આપતો નથી હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે સંપ્રદાયો પ્રમાણે કેવા વિધિઓ જરૂરી કે બિનજરૂરી અથવા યોગ્ય કે અયોગ્ય ગણાય તે વિષે લખવાનો મને અધિકાર પણ નથી,

રુચિ પણ નથી. ધર્મ-સંપ્રદાયોથી પર કેવળ માનવ વિવેકની દષ્ટિએ જ મને આનો વિચાર કરવો ઠીક લાગે છે. અને એ દષ્ટિએ લેખકના સવાલોનો, જાણે હું પોતે તે વિધિઓ કે વર્તનનું નિમિત્ત હોઉં તો મને શું યોગ્ય લાગે, તે રીતે જવાબ આપું છું.

(૧) મરણ પૂર્વે : જ્યારે મારી આજુબાજુના લોકોને એમ લાગે કે હવે હું થોડા દિવસનો કે કલાકનો જ મહેમાન છું તે વખતે, જો મને ભાન હોય અને હું મારી ઘડી નજીક આવેલી છે એમ ન જાણતો હોઉં તો, મને સાવધ કરી દેવો જોઈએ. પોતે અંદર અંદર રોતી જવું અને મને અંધારામાં રાખવો એ બરાબર નથી. હું તો જ્ઞાની અને સમજુ છું. મને શું કહેવાનું હોય એવી કલ્પના પણ ન કરી લેવી. કારણ કે જિજીવિષા આત્મજ્ઞાનીને ય મોહમાં નાંખી દે છે. હું જીવવા માટે તલપાપડ થતો હોઉં તો મિત્રોએ મારાં ફાંફાંની વ્યર્થતા બતાવી મને મરણનો ભય છોડવા સમજાવવો જોઈએ.

દાક્તરો અને સગાંઓનો એક સ્વભાવ પડેલો હોય છે કે છેલ્લા શ્વાસ સુધી જિવાડવા માટે કાંઈ ને કાંઈ દોડધામ કર્યા જ કરે છે. છેલ્લી ક્ષણે પણ હેમગર્ભ આપવા, ઈંજેક્શનો ભોંકવા, "શક્તિ સાચવવા માટે" ખોરાક આપ્યા કરવા અને કોઈક નવા દાક્તર, વૈદ, હકીમ ઇત્યાદિની કોઈ ભલામણ કરે તો તેને બોલાવવા દોડે છે. આને પરિણામે કોઈ વિરલ જ જીવી જાય છે; મોટે ભાગે માણસો વધારે રિબાઈને મરે છે. આમાં મને ડહાપણ લાગતું નથી.

દવાઓ બે પ્રકારની હોય છે : એક હૃદયને થોડા કલાક વધારે ચાલતું રાખવાના ઉદ્દેશવાળી, અને બીજી મરનારની વેદનાઓને ઓછી કરી તેને થોડી રાહત આપવાવાળી. જીવવાની આશા બિલકુલ ન લાગતી હોય છતાં જો બે કલાક મરણ ઠેલાય તેટલું ઠીક એ વિચારથી થતા ઉપચારો મને ખોટા લાગે છે. મને અસહ્ય વેદનાઓ થતી હોય તેમાં મને કાંઈક રાહત મળે, અને મારું મરણ શાંતિમય અને શીઘ્ર થઈ જાય તેવા ઉપચારો કરવાને હરકત ન હોય. દા. ત. ગળું સુકાતું હોય તો તેમાં પાણી રેડવું, શ્વાસ લેવાતો ન હોય તો ઑક્સિજનની મદદ આપવી વગેરે આમ કરવામાં કદીક કુદરતને યે પોતાનું કામ કરવાની તક મળી શકે. પણ દવાઓ તો સામાન્ય રીતે કુદરત વિરોધી જ હોય છે. હિંમત હોય તો વિષમ અવસ્થામાં વિષ આપવું પણ અયોગ્ય નથી.

દાક્તરો સમજતા છે કે છેલ્લી ક્ષણ સુધી પ્રયત્ન ન છોડવો એ એમનો ધર્મ છે, ડાહ્યાઓ તેને ટેકો આપે છે કે આશા અમર છે, કદી નિરાશ થઈને પ્રયત્ન છોડાય નહીં. આ બન્ને કથનો અધૂરાં છે. જો પ્રયત્નની અસર વિષે આપણી ખાતરી હોય તેને છોડવો નહીં, એ તો બરાબર છે; પણ જ્યાં મનુષ્યનું જ્ઞાન પૂરું, ત્યાં કેવળ ડૂબતો માણસ તણખલું ઝાલે તેમ ફાંફાં મારવાં અને તેને પ્રયત્ન કહેવો એ બરાબર નથી. અને "આશા અમર છે" તેથી આશાજીતા હંમેશાં ડહાપણનું જ લક્ષણ છે એમ ન કહેવાય. દરેક આશાને અમર રાખવી એ વિવેક નથી. વિવેકભરી આશાને ન છોડવી એ બરાબર ગણાય. વળી, આશા અને ઇચ્છા એ બે જુદી બાબતો છે. મારા સ્નેહીઓ ઇચ્છે કે હું સદા જીવતો રહું, અને તેથી તેઓ આશા રાખે કે કદાચ હું જીવી જઈશ; તો તે આશા નહીં પણ ઇચ્છા જ છે. સર્વ સંજોગો તપાસતાં શું બનવાનો સંભવ છે, તેનો અંદાજ તે આશા અથવા

નિરાશા છે. તે જોતાં જો એવો અંદાજ થાય કે હું જીવી શકું એમ નથી, તો ત્યાં "આશા અમર છે" એ ન્યાય લાગુ પડતો નથી. ત્યાં મને મરણ માટે તૈયાર કરવો અને બીજાઓએ પણ તૈયાર રહેવું, એમાં વિવેક છે.

મને ભાન હોય તો મારું મરણ નજીકમાં છે એમ મને સાવધ કર્યા પછી જો હું તે સમાચારથી ગભરાઈ જાઉં કે નાહિંમત થઈ જાઉં તો સમજુ મિત્રોએ મને બુદ્ધ-ચરિતમાં નકુલમાતાના કિસ્સામાં છે, તેમ સદુપદેશ આપી હિંમત આપવી જોઈએ. પોતે ચે રડારોળ ન કરવી જોઈએ અને મનેયે જાણે મારા પર કોઈ મહાન આપત્તિ આવી પડેલી હોય તેવ બેબાકળો ન થવા દેવો જોઈએ. મારે કાંઈ કહેવા કરવાનું હોય, સૂચનાઓ આપવાની હોય તો તે હિંમતપૂર્વક પૂછી લેવી જોઈએ, અને નોંધી લેવી જોઈએ. આ કામ જેમ બને તેમ ઝપાટાબંધ પતાવી દેવું જોઈએ.

**(૨) ઈશ્વરભજન:** તે પછી મને ઈશ્વરપરાયણ કરવા પ્રયત્ન કરવો જોઈએ. આ બાબતમાં સગાં-સ્નેહીઓએ પોતાને ગમતાં ભજનો, સ્તોત્રો કે નામસ્મરણને બદલે, જાણતા હોય તો, મને પ્રિય હોય, સમજાતાં હોય અથવા જેની ટેવ હોય તેવાં કરવાં. દા. ત. હું મુસલમાન મિત્રો વચ્ચે મરતો હોઉં અને તેઓ મને કુરાનની સુરાઓ સંભળાવે, અથવા હિંદુઓ વચ્ચે કોઈ મુસલમાન મરે અને હિંદુ મિત્રો તેની પાસે ગીતાપાઠ, ઉપનિષદપાઠ કે "રઘુપતિ રાઘવ રાજારામ"ની ધુન ચલાવે તો તે સર્વધર્મસમભાવી હોય તોયે તે ક્ષણે તેને સંતોષ નહીં થાય, એટલે એનું મન ઈશ્વરમાં જોડાઈ નહીં શકે. ઘોંઘાટને લીધે, અશક્તિને લીધે તથા થાકને લીધે ઘેનમાં પડી જાય તો ભલે, પણ એનું ચિત્ત શાંતિ નહીં પામે. એ જ રીતે મને સંસ્કૃત સમજાતું ન હોય અથવા મુશ્કેલીથી સમજાતું હોય, અને છતાં ગીતાપાઠ કે ઉપનિષદપાઠ ચલાવવામાં આવે તો તેયે નકામા જ જાય. મને પ્રિય લાગનારાં નામધુન કે ભજન-સ્તોત્રથી જ મારું સમાધાન થઈ શકે. ઈશ્વરસ્મરણ, ભજન વગેરે કરવાં તેનો અર્થ એમ ન કરવો જોઈએ કે ગીતા કે બીજાં સ્તોત્રો વગેરેની મેલ ટ્રેનો દોડાવવી; અથવા બબ્બે ચાર ચાર કલાક સુધી અણુથાક્યો અને ઘર ગજાવી મૂકનારો કોલાહલ મચાવવો. મારા ચિત્તનું અનુસંધાન ન રહી શકે, હું થાકીને લોથ થઈ જાઉં, બધાના કાન પાકી જાય એમ આ વસ્તુઓ થવી ન જોઈએ. આ બાબતમાં એક વાત યાદ રાખીએ તો ઘણો ખુલાસો થઈ જાય. માંદું માણસ બાલ્યાવસ્થામાં છે એમ સમજવું. તેના મગજ પર બહુ બોજો ન નખાય અને એની બાલ્યાવસ્થાની ઉપાસના એને અપ્રિય લાગશે નહીં એમ માની લઈ શકાય. એ બદલવા કહે તો જુદી વાત છે.

આટલું મને ભાન હોય તો. મને ભાન જ ન હોય તો છેવટના કલાકો દરમ્યાન મારી આસપાસ શાંતિ રાખી અંત આવે ત્યાં સુધી વાટ જોવી એ જ સારો માર્ગ ગણાય. તે વખતે જે કાંઈ નામસ્મરણ કે ઈશ્વરભજન કરવામાં આવે તે સ્નેહીઓની પોતાની શાંતિ માટેનાં જ ગણાય. તે વખતે પોતાની શ્રદ્ધા મુજબ ઘોંઘાટ કર્યા વિના તેમ કરવામાં આવે તે શોભા આપનારું જ ગણાય. ડાક્તરો, નર્સો વગેરે માટે દિલાસા અને સાંત્વન કરતા કરતાં આમ શાંતિપૂર્વક પ્રસંગનો સામનો કરવો એમાં વધારે વિવેક છે.

છેલ્લી ઘડીએ દાન ધર્મ કરાવવામાં અને ગારો દાય લગાડવામાં તત્ત્વરીતે કાંઈ અર્થ નથી. મને અમુક અગિયારસોનું કે બીજાં વ્રતો કે તીર્થોનું પુણ્ય અર્પણ કરવાનો યે કાંઈ અર્થ નથી. તે જ પ્રમાણે પગે લાગીને ક્ષમાયાચના વગેરે કરવામાંયે કાંઈ તત્ત્વતઃ અર્થ નથી. પણ એમાં કોમળ લાગણીઓ અને સ્નેહની અભિવ્યક્તિ છે, એટલે તે નિર્દોષ ક્રિયાઓ કહી શકાય. એવું કરવાથી સગાં સ્નેહીઓના મનને સંતોષ લાગતો હોય તો તેમને અટકાવવાનું પ્રયોજન નથી. પણ તેવું ન સૂઝવાથી અને કરવાનું રહી જવાથી, કે તેવી કોઈ સ્નેહીને ભોળી શ્રદ્ધા ન હોય તેથી કશું ન કરે તેથી, કાંઈ ઊણપ રહી ગઈ એમ સમજવું ન જોઈએ.

(૩) મૃત્યુક્ષણ : હું પથારીમાં જ મરી જઈશ તો મારી અવગતિ થશે એવી ચિંતા કરવાની જરૂર નથી. તેથી, મર્યા પહેલાં સાદડી પર લેવાની કે ચોકામાં નાખવાની ધાંધલ કરવાની જરૂર નથી. પણ એમ કરવાથી એક ફાયદો થાય છે ખરો. એ વખતની ઉપાડ-લેને પરિણામે નબળું થયેલું હૃદય અને નામા-ડચકા મારતા શ્વાસને ધક્કો લાગવાથી એ ઝટ લઈને બંધ પડી જઈ શકે છે, અને નકામું લંબાતું મૃત્યુ થોડુંક નજીક આવી શકે છે. તેથી એમાં મારા પ્રત્યેની ભૂતદયાથી પ્રેરાઈને એમ કરવું હોય તો ભલે. વળી, પથારીમાં મરી જાઉં તો એ પથારી કાઢી નાંખવી પડશે એવો મનમાં વસવસો હોય તો તે દૃષ્ટિએ પણ એમ કરવામાં વહેવારુ ડહાપણ લાગતું હોય તો યે ભલે. મને પોતાને ભાન જ નથી એમ માની લીધેલું હોવાથી, એમાં મારી વેદના વધવાનો સવાલ રહેતો નથી.

મર્યા પછી ચોકામાં નાંખવો કે પથારીમાં જ રાખવો વગેરે બાબતોને સદ્‌ગતિ-દુર્ગતિ સાથે કશો સંબંધ નથી. એ બધી લોકાચારની રૂઢિઓ છે. એમાં ઘણીવાર જિલ્લા જિલ્લા અને પ્રાંત પ્રાંત વચ્ચે અને જુદી જુદી ન્યાતોમાં ફરક પણ રહે છે. "અમારામાં આમ કરે, તેમ ન કર્યું એટલે બાપડા મરનારનું અધૂરું રહ્યું."—એવા વિચારો અણસમજના છે. માટે જેવા માણસોની વચ્ચે મરું, તેવા માણસોને જેમ ગમે તેમ કરવામાં જરાયે હરકત નથી.

(૪) અંત્યવિધિ: મરવાની આદર્શ રીત તો મારી દૃષ્ટિએ શ્રી વાલજીભાઈ દેસાઈનાં માતુશ્રીની હતી. સાંભળ્યા પ્રમાણે તે વાલજીભાઈ જોડે સાબરમતી આશ્રમથી અમદાવાદ જવા નીકળ્યાં. નદી ઓળંગીને દૂધેશ્વર સ્મશાનના આરા પર આવતાં જ હાંફી ગયાં, અને ત્યાં જ એમનું હૃદય બંધ પડી ગયું. ઉપાડીને સ્મશાન લઈ જવાં પડે એટલીયે તકલીફ એમણે કોઈને આપી નહીં. આવું મરણ તો કરોડોમાંથી એકાદને જ આવે. એથી બીજા નંબરનું મહાદેવભાઈના જેવું. પણ એયે બધાને નસીબે નથી હોતું. આથી ઉપર મેં માંદવાડ ભોગવીને થતાં મરણનું જ દૃષ્ટાંત લીધું છે.

કોઈ ખાસ પ્રયોજન ન હોય તો શબનો ફોટો લેવો એ મારી દૃષ્ટિએ એક જાતનું વેવલાપણું અને આ જમાનામાં ઉત્પન્ન થયેલું ગાંડપણ છે. મરનારના મરણ વિશે કોઈ આગળ પ્રશ્ન ઉત્પન્ન થવાનો સંભવ હોય અને તેથી તેનો ફોટો લઈ રાખવો પડે એ જુદી વાત છે. પણ મરનાર મહત્ત્વનો માણસ કે પોતાના પ્રેમનું પાત્ર છે, માટે તેના શબનો ફોટો લેવો એમાં વિવેક નથી.

મારા મરી ગયા પછી મારા શબનો કોઈ પણ રીતે નિકાલ તો કરવો રહ્યો જ. મરી ગયાની ખાતરી થયા પછી, જેમ બને તેમ વહેલો નિકાલ કરવો જ સારો. કેવી રીતે નિકાલ કરવો તે સ્થાનિક સગવડ ઉપર આધાર રાખે છે. [illegible] હોય, ત્યાં [illegible]

પરિણામે કે બીજાં કારણસર શરીર અસ્વચ્છ હોય અથવા વાસ છૂટવા લાગી હોય તો પાણીથી સાફ કરીને ધોવું એ સારી રીત છે. પણ નવડાવવાની રીત છે માટે ઘડા પાણી ઢોળવાની જરૂર નથી. શરીર સાફ જ હોય તો તો બિલકુલ જ જરૂર નથી, અને ન હોય તો એમ પાણી ઢોળવામાં કાંઈ સ્વચ્છતા આવી શકવાની નથી, માટે જરૂર નથી. એવી જગ્યાએ મરી જઈએ કે જ્યાં પાણીની સગવડ ન હોય તો પછી જેંસાઈને નવડાવવાની જરૂર નથી. મૂવાં પહેલાં જ નવડાવવો બરાબર નથી, સિવાય કે મૃત્યુ સમીપ લાવવાના ઉદ્દેશથી.

વૈજ્ઞાનિક દૃષ્ટિએ સારી રીત તો બાળવાની શરૂ છું. પણ સમજો કે લાકડાં દુર્લભ જ છે, તો દાટવાને યે હરકત નથી. નવી જાતના બાળવાના ચૂલા આવે છે તેમાં ભસ્મીભૂત કરવાને યે હરકત નથી. ગંગા જેવી મોટી નદી કે સમુદ્રમાં વહેતું મૂકવાને યે બાધ નથી. અને, જો કોઈ ઈસ્પિતાલમાં મરું અથવા દાક્તરોને લાગે કે મારું શરીર ખોલીને અભ્યાસ કરવા જેવું છે, અથવા કોઈ બીજા દરદીને માટે તેના કોઈ ભાગનો ઉપયોગ કરવા જેવું છે, તો તેમને સોંપવામાં ઉદારતા જ છે. ટૂંકામાં, કઈ રીતે શબનો નિકાલ આણવો એ સાથે મને સંબંધ નથી, સમાજને સંબંધ છે. સમાજને અનુકૂળ હોય તેમ કરે.

સ્મશાનમાં લઈ જવા માટે હિંદુ ઠાઠડી ગરીબ પ્રજાને પાલવે એવી કરકસર ભરી રીત છે. પણ દૂર લઈ જવાનું હોય, ઊંચકનારા ન હોય, અથવા બીજું કાંઈ કારણ હોય તો શબને વાહનમાં નાંખીને લઈ જવામાં કશો સંકોચ માનવા જેવું નથી. વાહનમાં લઈ જાઓ તો ઠાઠડી બાંધવાની યે જરૂર નથી.

શબને ચંદન અને ફૂલ ચડાવવાં, સારાં વસ્ત્રોથી શણગારવું, ચંદનનાં લાકડાંમાં ઘી સાથે બાળવું વગેરે બાબતો ધન અને મિથ્યાભિમાનની છે. સદ્ગતિ-દુર્ગતિની નથી. મારા જેવી સ્થિતિના માણસને એક ધોતિયાજોટ, સાદી ચાદર ઓઢાડી, ગેર-બાવળની ચિતામાં, જરૂર પડ્યે ઘાસતેલની મદદથી બાળવામાં નાનમ માનવાની જરૂર નથી.

આગ કોણ મૂકે અને પગ પર, મોઢા પર કે માથા પર મૂકે વગેરે બાબતો મને જરાયે મહત્ત્વની લાગતી નથી. જેમ સાકર જ્યાંથી ચાખીએ ત્યાંથી ગળી લાગે, તેમ આગ જેનાથી તથા જ્યાંથી લાગે તેનાથી અને ત્યાંથી બાળે. માટે એમાં પસંદગી ના-પસંદગીનો પ્રશ્ન ન હોવો જોઈએ. ડાહ્યાઓમાંથી જે વડીલ હોય તે જેમ સૂચના કરે તેમ વર્તવું, અને તે વિષે કાંઈ શંકા-કુશંકા કરવી નહીં એ ડહાપણ છે.

એવી જ રીતે શબ પગ આગળથી બહાર કાઢવું કે માથા આગળથી, વિસામાની જગ્યાએ શું કરવું. વગેરે બાબતો પણ સમજુ માણસોને ચર્ચાનો વિષય બનાવવા જેવી નથી. એની સાથે શુકન અપશુકન જોડવાં એ વહેમીપણાનું લક્ષણ છે.

પણ બાળવા-દાટવા માટે નજીકમાં નજીક આવેલા સ્મશાન-કબ્રસ્તાનનો જ ઉપયોગ કરવો ઘટે. કોઈ ખાસ જગ્યા શોધવાની જરૂર નથી, અને હું આજે છું તે કરતાં ઘણો વધારે મોટો માણસ થઈને મરું, તોયે તેમાં ફેરફાર કરવો યોગ્ય નથી. તે જગ્યા પર સમાધિ કે કબર બાંધવી, અને તે પર ફૂલ ચડાવવાં કે ત્યાં જઈ પ્રાર્થના નમાજ કરવાં વગેરે મને ભૂતપૂજાના પ્રકાર લાગે છે. પાળેલો પોપટ પાંજરામાંથી છૂટી ગયા પછી તેના ખાલી પડેલા પાંજરાને બાળી કે દાટી દઈએ, અને પછી તેના ઉપર ચબૂતરો બાંધી રોજ ફૂલ

ચૂડાવીએ અને પોપટને નામે પ્રાર્થના કરીએ કે આંસુ સારીએ, તેના જેવા પ્રાણ ગયા પછી શબને બાળવા-દાટવાની જગ્યાનો મહિમા વધારવાનો મોહ છે. પણ એ મોહ એટલો ઊંડો છે કે મહાજ્ઞાનીઓને પણ તેનો સંસ્કાર છૂટી શકતો નથી. તે જગ્યા તીર્થનું સ્થાન બની જાય છે, ક્યારેક તે સમાધિ કે કબર રસ્તાની વચ્ચે આવી પડે અને ખસેડવાની જરૂર ઊભી થાય તો લોહીની નદી વહે એવી તેના પરથી લડાઈ ઊભી થાય છે. મૂઢપણે ભાવનાની ખીલવણીનાં અંતિમ પરિણામ કેવાં આવી શકે છે તે આ દેખાડે છે. મનુષ્ય સિવાય બીજા કોઈ પ્રાણીમાં આવું કરવા જેટલો બુદ્ધિનો મહાન વિકાસ થયો નથી! સાચે જ મનુષ્ય બીજાં પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ છે કારણ કે તેને બુદ્ધિ મળેલી છે!

ખેર. હું મરી જાઉં ત્યાં કે મને બાળવા-દાટવામાં આવે ત્યાં કશું યે ચિહ્ન રાખવું નહીં. એ જગ્યા બીજા મરનાર માટે, કે કોઈ ખેતર માં બાળ્યો-દાટ્યો હોય તો ખેતીને માટે ઉપયોગમાં લેવી. જે ઘર કે ઓરડામાં મર્યો હોઉં તેને પાછળથી બીજાઓએ અવશ્ય વપરાશમાં લેવો. ચિતાની જગ્યાએ કે ઘરના કોઈ ભાગમાં હું ભૂત થઈને રહેવાનો નથી, એટલે કોઈ સ્થાનને ભૂતપર બનાવીને નિરુપયોગી કરવાની જરૂર નથી. આપણા વંશપરંપરાગત મકાનમાં અનેક પૂર્વજો અને સગાઓ મરી ગયા હોય છે, તેમની વાપરેલી જગ્યાનો આપણે ઉપયોગ છોડી દેતા નથી. એ જ રીત બરાબર છે.

બાળવાની જગ્યા સાફ કરી નાંખવાની દૃષ્ટિએ ફૂલ વીણી લેવાની રીત સારી છે. પાણીથી ચિતા હોલવવાની અનુકૂળતા હોય તો તે જ વખતે તેમ કરી શકાય; નહીં તો ફરી જાય ત્યારે તેમ કરવાનું રહે. એ સગવડનો સવાલ છે. જે રીતે નજીકમાં નજીક થઈ શકતો હોય તે રીતે ફૂલનો નિકાલ કરવો. કોઈ ઝાડમાં એનો ખાતર તરીકે ઉપયોગ કરી શકાય તો તેમ કરવો. નહીં તો નજીકમાં જે કોઈ વહેતી નદી હોય તેમાં નાંખવાં. પ્રયાગ, હરદ્વાર કે સમુદ્ર સુધી પહોંચાડવાની જરૂર નથી.

મારા કુટુંબમાં સાદડીનો, રોવા-કૂટવાનો કે ગરુડ પુરાણ બેસાડવાનો રિવાજ નથી, તેથી કુટુંબમાં તેવો પ્રશ્ન મારે માટે ઊઠવાનો સંભવ નથી. પણ જે સંસ્થાઓ સાથે મારો સંબંધ છે, ત્યાં તેની સુધરેલી આવૃત્તિ દાખલ થવાનો સંભવ ખરો. એટલે કે, દશમા, બારમા વગેરે દિવસોને કે મરણની તિથિ કે તારીખને મહત્ત્વ આપી તે દિવસે કાંતણ, ગીતાપાઠ વગેરે યોજવાની સૂચનાઓ કરવામાં આવે એમ બને. કાંતણ અને ગીતાપાઠને બહાને પણ તિથિઓને આવું કૃત્રિમ મહત્ત્વ આપવું, અથવા તિથિઓને બહાને કાંતણ અને ગીતાપાઠનો પ્રચાર કરવો—એ બન્ને રીતો મને ઇષ્ટ લાગતી નથી. અને એક પછી એક મારા જેવા અનેક કાર્યકર્તાઓ મરશે. કેટલાકની તિથિઓ પળાશે? અને મારે આમ કર્યું તો મારે માટે કેમ નહીં એવી ઈર્ષા પણ એમાંથી દરેકના ખાસ ચાહનારાઓના દિલમાં ઉત્પન્ન થાય. જ્યારે કોઈ રિવાજ આવું સ્વરૂપ પકડે, ત્યારે તે કર્મકાંડ બન્યો કહેવાય. આથી, ભલે બીજાઓ માટે આમ કર્યું હોય અથવા ભવિષ્યમાં થાય, મારે નિમિત્તે આવું કશું ન યોજવાની હું ભલામણ કરું છું.

(૫) શ્રાદ્ધ-દાન વગેરે: તર્પણ, પિંડદાન વગેરે પિતૃપૂજા અને પ્રેતપૂજાના પ્રકારો છે. ગીતાએ તો તેને રાજસ-તામસ શ્રદ્ધા કહી છે. છતાં ગીતાભક્તો તેને છોડતા નથી. મરનારને એ બધું પહોંચે છે, અથવા તે ન કરવાથી મરનારની અશુભ ગતિ થાય છે, એ

ખોળી શકા છે. ગર્યા પછી વ્યક્તિત્વ જળવાઈ રહેતું હોય તોયે ઘણાંમાં ઘણું એમ કહી શકાય કે જીવન દરમ્યાન જે જે અનુભવોમાંથી એ પસાર થયો, તેને પરિણામે તેની ગુણ પ્રકૃતિમાં જે ફેરફાર નજરે પડ્યો હોય, તે પ્રકૃતિના સંસ્કારો એ સાથે લઈને જાય છે. અથવા, માનો કે મરનાર જે વસ્તુનું ચિંતન કરતો મરે છે, તે સાથે તદ્રૂપ થઈ જાય છે; એટલે કે તે પોતાની એક સ્વપ્નસૃષ્ટિ રચીને તે સ્વપ્ન ક્ષીણ થાય ત્યાં સુધી તેમાં રહે છે. પરંતુ પોતાના જીવન-દરમ્યાનની જાગ્રત અવસ્થાની સૃષ્ટિનું સ્મરણ કરવાનું એનું સ્થૂળ સાધન મરણને લીધે નષ્ટ થયેલું હોવાથી, તે સૃષ્ટિની સાથે એ સંબંધ રાખી શકે નહીં.

પણ મરનાર પ્રત્યેના સ્નેહને લીધે કેટલોક કાળ સુધી તેની સ્મૃતિ જાળવવાની વૃત્તિ સગાં સ્નેહીઓમાં રહે એ સ્વાભાવિક છે. આથી પિંડ-તર્પણ વગેરેનાં શ્રાદ્ધ કરવામાં ન આવે, તોયે કોઈને કોઈ પ્રકારનાં શ્રાદ્ધ હમેશાં થયા કરવાનાં જ. મરનારને નામે દાન કરવું એ તેનો એક અને નાના મોટા દરેકના મરણ પાછળ થઈ શકે એવો પ્રકાર છે. દાન કેવે માર્ગે કરવું એ કોઈ વાર દાન આપનારની રુચિ ઉપર અને કોઈ વાર મરનારની જાણેલી રુચિ ઉપર આધાર રાખે છે.

સ્મારકો ઊભાં કરવાની રીત આવા શ્રાદ્ધનો જ એક પ્રકાર છે. આજકાલ એવાં શ્રાદ્ધ મરનારની સાર્વજનિક મહત્તાના પ્રમાણમાં વિવિધ રૂપો લે છે. કેટલાકના "ખાસ અંકો" કઢાય છે, કેટલાકની યાદગીરીઓ લખાય છે, કેટલાકનાં જીવનચરિત્ર છપાય છે, કેટલાકના કાગળપત્રોની શોધખોળ થાય છે, કેટલાકનાં ચિત્રો કે પૂતળાંઓ ખુલ્લાં મુકાય છે, કોઈ સંસ્થા, મકાન, રસ્તા વગેરે સાથે કેટલાકનાં નામો જોડવામાં આવે છે, કેટલાકની પાછળ મોટાં ફંડો ઊભાં કરી કોઈ મોટી પ્રવૃત્તિ કે સંસ્થા રચવામાં આવે છે. આ બધામાં બહુ વિવેકની જરૂર છે. નહીં તો "મૂઈ ભેંસના મોટા ડોળા" જેવો ઘાટ થાય. સ્નેહી મરી જાય છે, ત્યારે થોડા દિવસ સુધી વિષાદ છતાં તેને માટે કાંઈક કરવું એવો સગાં-સ્નેહીઓને ઉત્સાહ આવે છે. આવા ઉત્સાહના જોશમાં કોઈ ભાઈ સૂચના કરે કે મરનારનું સ્મારક કરવું જોઈએ, તો તેનો વિરોધ કરવાની બીજાઓની સાધારણ રીતે હિંમત થતી નથી. પણ એવાં સંકલ્પ સહેલાઈથી પાર પડતા નથી. દિવસો પસાર થાય છે, તેમ તેમ મરનાર ભુલાતો જાય છે. તેના વિયોગથી જીવતું જગત ટેવાતું જાય છે, તેમ તેમ સ્મારકનો સંકલ્પ ઢીલો પડતો જાય છે, અને કર્યા આ ઉપાધિ લઈને બેઠા એવું યે થાય છે. માટે બહુ ઉતાવળે આવા સંકલ્પો કરવા ન જોઈએ.

આજના જમાનાની ખાસિયત જોતાં મારી પાછળ કોઈ ઉત્સાહી મિત્ર આવી સૂચના મૂકે તો તે નવાઈની વસ્તુ નહીં કહેવાયે. તે સૂચનાનો વિરોધ કરતાં બીજા સ્વજનોને સંકોચ લાગે એમ બને. માટે એ વિરોધ હું જ નોંધી રાખવા ઇચ્છું છું.

મારું "આધારભૂત-વિસ્તૃત જીવન ચરિત્ર" લખાવવાની, તેની સામગ્રી ભેગી કરવાની, મારા કાગળો ભેગા કરવાની, મારા અપૂરા પડેલા લેખો ખોળી કાઢવાની, મારે માટે "ખાસ અંક" કાઢી મને ઓળખનારા સ્વજનો પાસે લેખો લખાવવાની વગેરે વગેરે પુરાતત્ત્વ શોધનની જંજાળમાંથી હું મિત્રોને ઉગારી લેવા ઇચ્છું. એમાંથી કોઈને આર્થિક લાભ થવા સંભવ હોય,

અને તે દૃષ્ટિએ કોઈ કરે તો તે તેના પોતાના હિતાહિતની બાબત છે. જેટલું મેં છપાવ્યું છે તેટલું બધું જ સદાને માટે ઉપયોગી છે એવું મને મિથ્યાભિમાન નથી. જે અધૂરું રહ્યું છે, તેનો વગર ચૂંથ્યે અગ્નિદાહ કરવામાં આવશે અને મારા ગુણો અને ખામીઓને જગજાહેર કરવાનું માંડી વાળવામાં આવશે તો ભાવિ પ્રજાની કાંઈ ભારે હાનિ થઈ જશે એવો કોઈને ડર હોય તો તે અસ્થાને છે. જેટલું છપાયું છે તેટલું જ માનવ પ્રજાને જેટલો કાળ ઉપયોગી લાગે તેટલો કાળ વાંચે, અને તેમાંથી જેટલું વિવેકથી બરાબર લાગે તેટલું જ લે, તો બસ છે. મારા કરતાં ઘણા વધારે અધિકારી પુરુષો ભૂતકાળમાં થયા છે, વર્તમાનમાં છે અને ભવિષ્યકાળમાં થશે. પોતાના જ કાળના અધિકારી પુરુષની બુદ્ધિયુક્ત વાત માણસો સાંભળે અને અનુસરે, અને ભૂતકાળમાં લુપ્ત થયેલા ગ્રંથો તથા ઇતિહાસોના અભ્યાસમાં ન પડે તો સંભવ છે કે મનુષ્ય જાતિ વધારે સીધે રસ્તે જાય. મનુષ્યના ઘણા ઝઘડાનું નિમિત્ત ભૂતકાળની સ્મૃતિઓ અને વ્યક્તિઓ થાય છે. ભૂતકાળના કલ્પનાથી રમ્ય કે ભવ્ય લાગતું ચિત્ર 'પાછા ભૂતકાળમાં ચાલો' એવો આદર્શ નિર્માણ કરે છે. પાછું કદી તેવા ને તેવા ભૂતકાળમાં જઈ તો શકાતું જ નથી, પણ 'ખોટા આદર્શ' પ્રવૃત્તિની દિશાને ખોટી બનાવી દે છે.

વ્યાજખોરીને મેં અર્થશાસ્ત્રની નહીં, પણ અનર્થશાસ્ત્રની પ્રથા માનેલી છે. દાન જેમ બને તેમ જલદી વપરાઈ જવાં જોઈએ. પણ પોતાના પૈસાનો હમેશાં ઉપયોગ થતો રહે, છતાં વ્યાજખોરી ન થાય એવું જ દાન કરવાની ઇચ્છા હોય તો તે કૂવા ખોદાવવાનું દાન છે. પણ તેનો અર્થ એ નથી કે કૂવા પર તકતી બેસાડવી યોગ્ય છે એમ હું માનું છું. એ તો બાળબુદ્ધિ છે.

આનો અર્થ એ પણ નથી કે કૂવા ખોદવા સિવાયનાં બીજાં દાનો અયોગ્ય છે, પણ કાયમી ફંડ કરી તેના વ્યાજમાંથી પ્રવૃત્તિ ચલાવવાની પ્રથા મને અયોગ્ય લાગે છે. "તુરત દાન મહાપુણ્ય" એ કહેવત સારી છે.

આ જ ન્યાયે માણસે પોતાના જીવતાં જ દાનધર્મ કરી નાંખવો એ સારામાં સારું છે. મર્યા પછી વીલ કરવું પડે એટલી સંપત્તિ જ મૂકી જવી ન જોઈએ. એ બાબત હજરત મહંમદ અને કેટલાક મુસલમાન સંતો સારા આદર્શ મૂકી ગયા છે. પણ એટલી હિંમત ન હોય અને વીલથી દાન કરવું હોય તો ભલે. પણ તેમાં તુરત ખરચાઈ જાય એવી જાતનાં જ દાનો કરવા યોગ્ય છે. લાખ કરોડ રૂપીઆ કાઢવા હોય તો જુદી વાત છે; પણ નાનકડા દાનને માથે મોટાં ટ્રસ્ટની પાઘડી મૂકવાના મોહમાં પડવું ઠીક નથી. બીજું કાંઈ ન સૂઝે તો પૈસા ખૂટે ત્યાં સુધી ગરીબને ખોબો ભરી જુવાર આપી દેવી વધારે સારું. એક ટંકનો તો એનો સંતોષ થશે!

(૬) દિલાસા—શોકસભા વગેરે—છેલ્લી પચ્ચીસી દરમ્યાન દિલાસાના તારો, શોકસભા વગેરેની ધાંધલ ખૂબ જ વધી ગઈ છે. પહેલાં જેને માટે પત્ર લખાતું, તેને માટે હવે તારો છૂટે છે. ૧૯૦૧માં વિક્ટોરિયા રાણી કે દાદાભાઈ નવરોજજીની કોટિના નેતા માટે જેટલી શોકસભા થતી તેના કરતાં વધારે શોકસભા હવે બીજી, ત્રીજી, કે ચોથી પંક્તિના નેતાને માટે થાય છે. સભ્યતાની રૂએ સમાંવદાશાઓ પ્રાણ એના વખતના આચારના

જવાબ આપવાના હોય છે. બે–ચાર દિવસ તો આપણે વ્યક્તિગત જવાબ આપવા પ્રયત્ન કરે છે, પણ પછી થાકીને છાપાં દ્વારા માફીપત્ર માગી લઈ મુક્તિ મેળવે છે.

એક વસ્તુ હૃદયથી થતી અટકી કેવળ એક રૂઢિનું અને શિષ્ટાચારનું રૂપ પકડી લે, તેનું જ નામ કર્મકાંડ. આમ દિલાસા–શોકસભા વગેરે કાણે જવાની રૂઢિની જ નવી આવૃત્તિ છે. આ બધાંથી જીવન ચડતું કે સરળ બનતું નથી, પણ જટિલ, કૃત્રિમ અને દંભી બને છે.

ખરખરાના કાગળ લખવાનો મને ઘણી વાર પ્રસંગ આવે છે. "પ્રભુ મરનારના આત્માને શાંતિ આપો" એવું લખવાની હાલ હાલમાં સર્વસામાન્ય રૂઢિ પડી છે. મરનારની પાછળ તેનાં સગાંવહાલાંને ધીરજ અને શાંતિ મળે એવી ઇચ્છા તો હું દર્શાવી શકું છું, પણ મરનારના આત્માને શાંતિ મળે એ અર્થનું વાક્ય મારી કલમમાંથી ઊતરી શકતું નથી. આત્મા અને અશાંતિ એ બે વસ્તુઓ જ મને પરસ્પર વિરોધી લાગે છે. માત્ર આત્માની શાંતિની ચિંતા ન કરવી; મારાં સ્વજનો અને મિત્રોના ઉદ્વેગને શમાવવા પ્રયત્ન કરવાને હરકત ન'હોય.

ઉપસંહાર :

મરણુવિધિ વિષે મારા વિચારો આવા છે. એ ઉપર કદાચ કેટલાક એવી ટીકા કરશે કે કિ. ઘ. મ. તો એક કેવળ બુદ્ધિપ્રધાન માણસ જ છે. ભાવનાને તો એના "પ્રખર" (પ્રજ્વલિત ? ઉત્કૃષ્ટ ગધેડા જેવા ?) તત્ત્વચિંતનમાં સ્થાન જ હોય એમ લાગતું નથી. આ બાબતમાં શરૂઆતમાં જ મેં કહ્યું છે કે કર્મકાંડમાં મને ઝાઝી ગમ નથી, રસ નથી, આગ્રહ પણ નથી. છતાં મારા મિત્રની ઊંઘ જ ઊડી ગઈ અને મારા જ વિચારો જાણવાનો આગ્રહ થયો, એટલે આ જણાવવા પ્રવૃત્ત થયો છું.

પણ તેથી વાચકે એ વિચારો સ્વીકારવા જ જોઈએ એવો મારો આગ્રહ નથી. એ વિચારોનો અમલ કેવળ મારા પૂરતો જ થાય તો યે બસ; અને તેટલો યે ન થાય અને મારું શરીર અને મારી સ્મૃતિ અને મારા કાગળ–પત્રોની મારી પાછળ રહેલો સમાજ કોઈ બીજી વ્યવસ્થા તો કરશે તો તેથી 'મારો આત્મા' દુભાશે એવોયે ડર રાખવાની જરૂર નથી.

સેવાગ્રામ
૨૬ ઑગસ્ટ, ૧૯૪૧

卐

# આરોગ્ય

પ્રભાશંકર રાવળ

त्वमेव गुरुरसि । તું જ તારો પોતાનો ગુરુ છે.

આ મંત્ર ત્રિકાલાબાધિત સત્યના જાણનારા ઋષિઓનું દર્શન છે, તેમનું ઉચ્ચારણ છે. સમસ્ત જીવનને લાગુ પડતો આ મન્ત્ર મનુષ્યને આરોગ્ય બાબતમાં કદાચ સવિશેષ લાગુ પડે છે.

આરોગ્ય બાબતમાં આપણે અત્યારની પશ્ચિમની કેળવણીના પ્રભાવથી ઔષધો પર વધુ પડતો આધાર રાખતા થઈ ગયા છીએ. કંઈક થાય તો તુરત જ વૈદ્ય-ડૉક્ટરો પાસે દોડી જનારા થઈ ગયા છીએ. તંદુરસ્તીના નિયમોનું પાલન કરવાનો વિચાર પણ કરતા નથી. આપણે વિચાર કરવો નથી. પંચેન્દ્રિયોનાં ઘોડાઓને છૂટી લગામે મૂકવા જ છે, ટૂંકી જિન્દગી ઝટ ઝટ ખાઈ પીને માણી લેવી છે. તેમ કરવા જતાં શરીર બળાત્કાર ન સહન કરી શકે તો આપણી મદદ માટે વૈદ્ય-ડૉક્ટરો તો ઊભા જ છે. બેચાર ડોઝ કે પડીકાં આપ્યાં એટલે પત્યું. વળી, આપણી ઇચ્છા મુજબ વર્તવા શરીર તૈયાર થઈ ગયું. આથી વધુ આપણે જોઈતું પણ નથી.

> यावज्जीवेत् सुखं जीवेत्
> ऋणं कृत्वा घृतं पिबेत् ।
> भस्मीभूतस्य देहस्य
> पुनरागमनं कुतः ॥

[ જ્યાં સુધી જીવવું ત્યાં સુધી સુખથી જીવવું. ઋણ કરીને ઘી પીવું. ભસ્મીભૂત થઈ ગયેલ દેહનો વળી શેનો પુનર્જન્મ થાય ? ]

આવી કંઈ ચાર્વાક મનોવૃત્તિથી મનુષ્ય અંધ થઈને પંચેન્દ્રિયોના ભોગવિલાસ પાછળ પડ્યો છે. આમાં માણસની તંદુરસ્તી શેની રહે? શારીરિક તંદુરસ્તી જ ન રહે ત્યાં માનસિક તંદુરસ્તીની તો વાત જ શી ? શરીર માટે ખોરાક વ૦ ભોગો છે. ભોગ માટે શરીર નથી. માણસ ભોગોને ભોગવે ત્યાં સુધી તો ઠીક પણ આ તો ભોગ જ માણસને ભોગવી જાય છે! अति सर्वत्र वर्जयेत् ।

આપણે વ્યાધિને જોઈએ છીએ તે તો તેનું આગળ વધી ગયેલું રૂપ છે. વ્યાધિ શરીરમાં ભેગો થતો થતો જ્યારે તેનું સ્વરૂપ પ્રગટ કરે છે ત્યારે જ આપણે તો જાણીએ છીએ કે આ વ્યાધિ ઉત્પન્ન થયો. ખરું જોવા જતાં આપણે વ્યાધિને સ્પષ્ટ રૂપે જોઈએ તે પહેલાં આપણા શરીરમાં તેનો સંચય થતો જતો હોય છે. ઘડામાં પાણી ભેગું થતું જાય છે તે આપણે જોઈ શકતા નથી. તેમાંથી જ્યારે પાણી છલકાય છે ત્યારે આપણે તે પાણી જોઈએ છીએ.

આ પ્રમાણેનો વ્યાધિ જ્યારે જ્યારે દેખાય-એટલે કે વ્યાધિ જ્યારે જ્યારે પીડા કરે-ત્યારે ત્યારે તેને નહીં દેખાતો કરવા માટે-તેને મટાડવા માટે-જ્યારે ત્યારે વૈદ્ય ડૉક્ટરો પાસે જવાને આપણે ટેવાયેલા છીએ. વ્યાધિની પીડા દૂર થાય એટલે આપણે દવા બંધ

કરીએ છીએ, એમ માનીને કે વ્યાધિ દૂર થયો. જ્યારે ખરું જોવા જતાં વ્યાધિનું ઊંડું મોટું મૂળ શરીરમાં રહેલું જ હોય છે. આપણે તેનું બહારનું થડ, શાખા વ૦ જ કાપેલ હોય છે. અયોગ્ય આહાર વિહાર કરવાથી વળી પાછું એ મૂળને પોષણ મળે છે અને વ્યાધિ વળી દેખાય છે. જેને આપણે મટી ગયેલા રોગે વળી પાછો ઊથલો માર્યો એમ કહીએ છીએ. ખરું જોવા જતાં મટી ગયેલો વ્યાધિ ઊથલો મારતો નથી. કારણ કે તેના બીજનો જ નાશ થઈ ગયેલો હોય છે.

વ્યાધિ ઊથલો મારે છે કે નવો જ પેદા થાય છે તે બન્નેના કારણમાં મિથ્યા આહાર વિહાર છે. સમ્યક્ આહાર વિહાર કરવામાં આવે તો વ્યાધિ ઉત્પન્ન થઈ શકે નહીં. મનુષ્યે સ્વસ્થ રહેવા માટે કઈ જાતનો આહાર વિહાર કરવો જોઈએ, જુદી જુદી ઋતુઓમાં તે તે ઋતુને અનુકૂળ રીતે તેણે શી રીતે વર્તવું જોઈએ તે જાણીને-પોતે જ પોતાનો ગુરુ થઈને-માણસ પોતાને સંયમમાં રાખીને વર્તે તો તે રોગી થતો નથી. ( ગત જન્મનાં બળવાન કર્મને કારણે આ જન્મમાં સમ્યક્ આહાર વિહાર છતાંયે રોગ આવે તે અલગ વાત છે. ) સાજો માણસ માંદો ન પડે તેવા સર્વસામાન્ય, સૌને લાગુ પડે તેવા આરોગ્ય-શાસ્ત્રના આહારવિહારના કેટલાક નિયમો છે તેમ જ કેટલાક નિયમો જુદી જુદી પ્રકૃતિ દીઠ-માણસ દીઠ-જુદા જુદા પણ છે. અહીં આપણે સર્વસામાન્ય નિયમો ચર્ચીશું.

શારીરિક અને માનસિક સર્વ રોગોનું મૂળ અધર્મ છે. આ શરીર ધર્મ માટે છે, આત્માના વિકાસ માટે છે, ભોગોમાં લપટાઈ રહેવા માટે નથી એવી આપણાં ધર્મશાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે બરોબર ધર્માચરણ કરનાર પુરુષ સ્વાભાવિક રીતે જ, આપોઆપ જ, જાણ્યે અજાણ્યે આરોગ્યશાસ્ત્રના નિયમોમાં રહેતો હોય છે. એને સ્વતંત્ર રીતે આરોગ્યશાસ્ત્ર શીખવાની જરૂર રહેતી નથી. એને શીખવનાર ગુરુની જરૂર રહેતી નથી.

એ પોતાનો સ્વયંસિદ્ધ ગુરુ હોય છે. ધર્માચરણનું એ પ્રથમ પગલું ચૂકાય એટલે મનુષ્યનું સ્વયંગુરુત્વ નષ્ટ થાય છે. જીવનનાં સર્વ ક્ષેત્રો સહિત આરોગ્યશાસ્ત્રનું સ્વયંગુરુત્વ પણ નષ્ટ થાય છે, અને તેને પરાધીન થઈને આરોગ્યશાસ્ત્રીઓનો આશ્રય લેવો પડે છે.

આરોગ્ય નહીં તે અનારોગ્ય ( શારીરિક અને માનસિક માંદગી ), અનારોગ્ય અને રોગી અવસ્થાએ કયા રસ્તે માનવજીવનમાં પ્રવેશ મેળવ્યો છે તે જોઈએ.

આર્ય આચાર્યો હરેક ક્ષેત્રની શરૂઆત માણસના અંતરતમમાંથી માને છે. તેના સ્થૂલ શરીરની પ્રાપ્તિ ( જન્મ ), તેના સૂક્ષ્મ કારણ શરીરની ઉત્પત્તિ અને તેના સારા નરસા કર્મનું બીજ પણ તેનામાં જ રહેલું જુએ છે. તે જ પ્રમાણે તેના મૂળ અનારોગ્યનું કારણ પણ માણસના અંતરતમને જ માને છે. માણસ પોતે જ પોતાના શારીરિક કે માનસિક સર્વ રોગોનું કારણ છે.

મનુષ્યનું જો મન શુદ્ધ હોય તો તેને કોઈ પણ રોગ થતો નથી. રોગો પહેલાં તો મનને દૂષિત કરે છે અને પછી જ શરીરમાં ઊતરે છે. સર્વ રીતે શુદ્ધ મન ( રાગ, દ્વેષ, લોભ, મોહ, વ૦ માનસિક રોગો વિનાનું ) વાળા પુરુષમાં શારીરિક રોગો પ્રવેશી શકતા નથી સર ( કે રોગોને પ્રવેશવાનું કોઈ કારણ જ મળી શકતું નથી.

શ્રી ચરકસંહિતામાં ફાટી નીકળતા રોગો (*Epidemics*) કેમ ઉત્પન્ન થાય છે તે બાબતમાં કહ્યું છે કે ફાટી નીકળતા રોગોને ઉત્પન્ન કરનાર બગડેલા વાયુ, જલ, દેશ અને કાલ છે. તે વાયુ, જલ, દેશ અને કાલને પણ બગાડનાર, તે સૌ બગાડાનું મૂળ અધર્મ છે. જ્યારે જ્યારે દેશના કે શહેરના મુખ્ય મુખ્ય માણસો ધર્મનો ત્યાગ કરીને અધર્મથી પ્રજા સાથે વર્તે છે, ત્યારે ત્યારે તે મુખ્ય માણસોના નીચેના માણસો, કર્મચારીઓ વ૦ તે અધર્મને વધારે છે. તે અધર્મ ધર્મને ગળી જાય છે. અને તેથી ધર્મ વિનાની થયેલી પ્રજાને દેવતાઓ છોડી જાય છે. આવી ધર્મ વિનાની થયેલી અને દેવતાઓએ છોડી દીધેલી પ્રજામાં છએ ઋતુઓ પોતપોતાના ધર્મો બરાબર બજાવતી નથી. એટલે કે વરસાદ પોતાના સમય પ્રમાણે વરસતો નથી; વહેલો મોડો વરસે છે, અથવા તો બહુ થોડો કે બહુ વધુ વરસે છે; વાયુઓ બરાબર વાતા નથી, ધરતીકંપ વ૦ થાય છે, જળાશયો સુકાઈ જાય છે, ઔષધિઓ પોતાની શક્તિઓને છોડી દે છે અને વિકૃત થઈ જાય છે. આ પાછીથી આવા બગડેલ પવન અને જલના ઉપયોગથી પ્રજામાં રોગો ફાટી નીકળે છે.

આજ પ્રમાણે મહાયુદ્ધોથી પ્રજાનો નાશ થાય છે તેના કારણમાં પણ બહુ વધી ગયેલા લોભ, ક્રોધ, મોહ અને અભિમાન છે. લોભ વ૦ થી ઘેરાઈ જઈને તેઓ ઓછી શક્તિવાળા પર આક્રમણ કરીને એકબીજાને હણે છે. ભૂત, પિશાચ, રાક્ષસ વ૦ હલકી યોનિ પણ આવી પ્રજાને હણે છે. તેમ જ ધર્મનો લોપ જેમનામાંથી થઈ ગયેલો છે તેવી પ્રજા ગુરુ, વૃદ્ધ, સિદ્ધ, ઋષિ, વ૦ જે પૂજ્ય છે તેમની અવગણના કરે છે. આવી અવગણનાથી ગુરુ વ૦ શાપ આપે છે. તે શાપથી નગરો અને પ્રજા પણ ભસ્મ થઈ જાય છે.

વળી, રોગની ઉત્પત્તિ બાબતમાં કહ્યું છે કે સત્યયુગના અંત ભાગમાં વધુ અન્ન ખાવાથી શરીર ભારે થયાં, શરીરના ભારથી શ્રમ થયો, શ્રમથી આળસ, આળસથી સંચય, સંચયથી પરિગ્રહ અને પરિગ્રહથી લોભ ઉત્પન્ન થયો. ત્રેતાયુગમાં લોભથી અભિદ્રોહ (એક બીજાની ઈર્ષ્યા), અભિદ્રોહથી જૂઠી વાણી અને જૂઠી વાણીથી કામ, ક્રોધ, માન, દ્વેષ, કડવાં વેણ, એકબીજાને મારવાપણું, તેથી ભય, દુઃખ, શોક, ચિન્તા અને ઉદ્વેગ વ૦ થયાં. આથી ત્રેતાયુગમાં ધર્મનો એક પગ (ચોથો ભાગ) ચાલ્યો જવાથી પૃથિવી અને અન્ન, વનસ્પતિ વ૦ ના ગુણો પણ ઓછા થઈ ગયા. આથી મનુષ્યનાં શરીરો પણ ઓછા ગુણવાળા અન્નના ઉપયોગ વ૦ કારણથી ઓછી શક્તિવાળા થઈ ગયા અને તેથી જ્વર વ૦ રોગો તેમને થવા લાગ્યા. આથી મનુષ્યનું આયુષ્ય પણ ઘટ્યું. સત્યયુગમાં ચારસો વર્ષનું આયુષ્ય હતું તે ત્રેતાયુગમાં ત્રણસોનું, દ્વાપરમાં બસોનું, અને કલિયુગમાં એકસો વર્ષનું આયુષ્ય થયું. અને તે જ કારણથી મનુષ્યનું આયુષ્ય દર સો વર્ષે એક એક વર્ષ ઓછું થતું જાય છે.

આ પ્રમાણે મનુષ્યની તંદુરસ્તી અને આયુષ્યને અધર્મ સાથે બહુ લેવા દેવા છે તે આપણે આર્યોના વૈદકની સૌથી પ્રાચીન સંહિતામાંથી જોયું.

શરીરની તંદુરસ્તી ઇચ્છનારે ધર્માચરણ પ્રમાણે રાગ, દ્વેષ વ૦ રોગોને તજીને શારીરિ

રોગોથી દૂર રહેવા માટે જુદી જુદી ઋતુઓમાં કેમ રહેવું જોઈએ, શો આહાર વિહાર કરવો જોઈએ તે હવે બતાવીએ છીએ—

## વર્ષા ઋતુચર્યા

આ ઋતુમાં સૌથી વધુ ધ્યાન રાખવા જેવી બાબત તે જઠરાગ્નિ છે, જો કે સામાન્ય રીતે આપણા શરીરના બધા જ વ્યાધિઓ જઠરાગ્નિ પર આધાર રાખનારા છે. દરેક ઋતુમાં, દરેક સ્થિતિમાં માણસે જઠરાગ્નિનું ધ્યાન રાખવાનું હોય છે જ. रोगाः सर्वेऽपि मन्देऽग्नौ। સર્વ રોગ મંદાગ્નિથી ઉત્પન્ન થાય છે. એવો કોઈ પણ રોગ માલૂમ નહીં પડે કે જેનું મૂળ આપણને મંદાગ્નિમાં ન મળી આવે. આ આપણો પાચકાગ્નિ આપણા શરીરનું ધારણ કરનારો છે. ચૈતન્યનો એક સ્વભાવ ગતિ કરવાનો છે. આ ગતિ–હલનચલન–અગ્નિને આધીન છે. એન્જીન વ૦ યન્ત્રો અગ્નિના બળથી ચાલે છે. આ સૃષ્ટિનું અગ્નિ તત્ત્વ તે સૂર્ય છે. સૂર્યનું એક નામ પૂષા છે. પૂષા એટલે પોષણ કરનાર. સૂર્ય સર્વ શક્તિઓનો ઉત્પાદક, ધારણ અને પોષણ કરનાર છે. તે જ પ્રમાણે આપણા શરીરમાં રહેલો સૂર્ય–અગ્નિ આપણું ધારણ કરનાર છે. તેના પર જ આપણા જીવનનો–તંદુરસ્તીનો–આધાર છે. ગીતામાં કહ્યું છે કે अहं वैश्वानरो भूत्वा पचाम्यन्नं चतुर्विधम्। (હું વૈશ્વાનર નામનો અગ્નિ થઈને ચારે પ્રકારના અન્નને પચાવું છું.) આ અગ્નિને બરાબર જાળવવો જોઈએ. सारमेतत् चिकित्सायाः परमग्नेश्च पालनम्। (ચરક). સર્વ ચિકિત્સાનો સાર એ છે કે અગ્નિનું પરમ પાલન કરવું.

અગ્નિના બળને તોડનાર તત્ત્વ તે જલ છે. વર્ષામાં વાદળાં, આકાશ, ઠંડો વાયુ, પાણીવાળી ધરતી વ૦ ઠંડકથી અને ભીનાશથી સૃષ્ટિમાં જલતત્ત્વ વધી જાય છે. અને નિર્જીવ લાકડાં, સચેતન વનસ્પતિઓ વ૦ જેમ હવામાંથી પાણી ચૂસીને લીલી–ભીનાશવાળી થાય છે, તેમ જ આપણું શરીર પણ વિશેષ જલતત્ત્વવાળું થાય છે. આથી, આપણને વર્ષામાં બહુ પાણી પીવું પાલવતું નથી. શરીરમાં જે તત્ત્વ ઓછું હોય છે તેની સામાન્ય રીતે શરીર માગણી કરે છે. જેમ કે, ઉનાળામાં ગરમી વધુ હોવાથી આપણે ઠંડકની ઇચ્છા કરીએ છીએ અને શિયાળા અને ચોમાસામાં આપણને ગરમી ગમે છે. આ પ્રમાણે શરીરમાં જલતત્ત્વ વધવાથી આપણો જઠરાગ્નિ મંદ થાય છે, અને મંદાગ્નિ તો ત્રણે દોષને કોપાવનાર છે. માટે જલતત્ત્વને ઓછું કરનાર અને અગ્નિતત્ત્વને વધારનાર ત્રણ રસો જેવા કે તૂરા, કડવા અને તીખા રસોનો આપણે ઉપયોગ કરવો જોઈએ. તૂરું એટલે કે જાંબુ વ૦ કડવું તે કારેલાં, કંકોડાં, પરવળ, વ૦ અને તીખું તે તો લસણ, અજમો, મરી, સૂંઠ, પિપર વગેરે. પાચનને મંદ ન કરે તેવો હલકો હલકો ગરમ આહાર લેવો. ભાખરી, કઢી જેવા પ્રવાહી પદાર્થ વધુ લેવા. ઢોકળાં, ઘેંસ, દાળભાત, શાક, ચટણી, થોડા પ્રમાણમાં તેલ વ૦ નો ઉપયોગ થવો જોઈએ. ઘી પચવામાં ભારે અને ઠંડું હોવાથી તેના કરતાં તેલ આ ઋતુમાં વધુ હિતકારી છે, જો કે તેનો બહુ ઉપયોગ કરવો ન જોઈએ. ઠંડા થઈ ગયેલા અન્નનો તો ત્યાગ જ કરવો જોઈએ. સામાન્ય રીતે પણ અન્ન તો ગરમ ગરમ જ (મોં બાળે એટલું ગરમ નહીં) લેવાનું જોઈએ. કારણ કે તેથી તે જલદી પચે છે અને સ્વાદિષ્ટ

પણ લાગે છે. અગ્નિને તીક્ષ્ણ કરે તેવો અને નહીં કે મંદ કરે તેવો આહાર લેવો જોઈએ. પાણીનો ઉપયોગ પણ ઉકાળીને જ કરવો જોઈએ. ઠંડું પાણી ત્રણ કલાકે પચે છે. ઉકાળીને ઠારેલું પાણી દોઢ કલાકે પચે છે જ્યારે ઉકાળેલું ગરમ ગરમ પાણી એક કલાકમાં પચી જાય છે તેવો નિયમ છે. પાણીનો ઉપયોગ પણ ઓછો કરવો. પાણી પણ વધુ પ્રમાણમાં લેવાથી મંદાગ્નિ થાય છે. પાણી મધ નાખીને પીવું સારું છે. પાણી જેમ વધુ પીવામાં આવે તેમ સારું એવી માન્યતા છે તે પણ શાસ્ત્રીય દૃષ્ટિએ જોતાં જતાં ખોટી છે. વરસાદનું ઝીલવામાં આવે છે તે રીતનું પાણી પણ અપથ્ય છે. વર્ષામાં—આષાઢ શ્રાવણમાં આ પ્રમાણે અગ્નિ મંદ થવાથી શરીર બગડે છે તેવા જ કારણથી શ્રાવણમાં *ઉપવાસનું માહાત્મ્ય છે. પણ આપણે તો ઉપવાસને દિવસે ઊલટું બીજા દિવસો કરતાં વધુ ખાઈએ અને જુદી જુદી જાતની વિશેષ વાની બનાવીને પેટને વધુ બગાડીએ છીએ. શ્રાવણના ગોકુલાષ્ટમીના તહેવારોમાં વધુ પડતી મીઠાઈ અને આઠ આઠ દિવસની ટાઢી રસોઈ ખાધા પછી ઝાડા, મરડા અને તાવના કિસ્સાઓ સંખ્યાબંધ વધી જાય છે તે આપણે જાણીએ છીએ.

દિવસે ઊંઘવું તે આ ઋતુમાં ખાસ ત્યજી દેવું જોઈએ. દિવસની નિદ્રા ત્રણે દોષને કોપાવનાર અને ખાસ મંદાગ્નિ કરનાર છે. ચોમાસામાં દિવસે ઊંઘ્યા પછી શરીર ભારે લાગવાનું કારણ ઊંઘવાથી વધી ગયેલો કફ છે. દિવસ કામ કરવા માટે છે અને રાત્રિ ઊંઘવા માટે છે, આવા તંદુરસ્તીના નિયમોને આપણે ઊલટા કરી નાખીએ એટલે રાત્રે જાગીએ અને દિવસે ઊંઘીએ તો તેનું ફળ ભોગવવું જ પડે. કર્મ કોઈને છોડતું નથી.

ઉઘાડા પગે ફરવું પણ આ ઋતુમાં ઠીક નથી. ગામડાં ગાળીવાળા રસ્તામાં ફરવાથી પણ કંઈક લાગી જઈને નુકસાન થાય છે જ્યારે આપણા રસ્તાઓ તો કાદવ, કીચડ, રજ, મૂતરવાળા હોય છે. તેમાં ચાલવાથી પગે ફોડલીઓ થઈ આવે છે જેને ગામડાંમાં ‘પગે મૂતર લાગ્યું’ એવી સંજ્ઞાથી ઓળખવામાં પણ આવે છે. જૂટ વ૦ બગડે તેના કરતાં શરીર બગડે તો વધુ મુશ્કેલી પડે તેનું સ્મરણ રાખવું હિતકારક છે. અને ત્યાં સુધી તો ઘર બહાર નીકળવું જ નહીં તે ઠીક છે. પ્રાચીન ગ્રંથોમાં બહાર નીકળવું તો હાથણીના વાહન પર જ નીકળવું એમ કહ્યું છે તે આપણી પુરાતન જાહોજલાલીનો ખ્યાલ આપે છે. આપણે છેવટે પગમાં કાંઈ પહેરીને તો નીકળી શકીએ. મહારાષ્ટ્ર, યુ. પી. અને બંગાળામાં લાકડાની ચાખડીઓ પહેરવાનો ચાલ છે તે સ્વીકારવા લાયક છે.

સવારની ઝાકળ ખાસ સળેખમ કરનાર છે. માટે ઉઘાડામાં ન સૂવું તે સારું છે. સવારમાં ઝાકળનો સમય હોવાથી ફરવા નીકળવું તે તંદુરસ્ત માણસને પણ હિતકારક નથી કારણ કે તેથી તેને પણ સળેખમ, શરદી વ૦ ઉપદ્રવો થવાનો પૂરો સંભવ રહે છે; તો પછી મોટા ભાગના શરીરો માટે તો કહેવું જ શું! માણસ હાલતો ચાલતો હોય અને પથારીમાં ન પડ્યો હોય તે સાજો એવું આપણું સાજાનું ધોરણ છે! સો એ નવાણું ટકા માણસો આદર્શ તંદુરસ્તીની દૃષ્ટિએ માંદા જ હોય છે! અને તે આપણે જાણતા પણ નથી.

આરામ પણ આ ઋતુમાં હિતકારક નથી. વ્યાયામ કરનારાઓ થોડો વ્યાયામ કરી શકે. ઓવરંગ વર્જ્ય કરવો. ચોમાસાનો બપોરનો નાસ્તો લેવાની ઇચ્છા થાય તેનો ત્યાગ એ

પણ આ તડકો આપણે ગેરી કહીએ છીએ તેવો નુકશાનકારક છે. પૃથ્વીના ભેજથી બચવા માટે બને તેમણે ઉપરના માળમાં રહેવું અને તેમાં સઘડીથી ગરમાવો રાખવો સારો છે. ગરમ અને વજનદાર કપડાં પહેરવા ઓઢવામાં વાપરવાં.

ચોમાસાનો ઠંડો પવન પણ ખાસ કરીને વાના રોગને ઉત્પન્ન કરનારો અને જેને વાનો રોગ હોય તેને વધારનારો છે માટે બહુ પવન આવે તેવી બારી બારણું બંધ રાખવાં જોઇએ. શરીરને ઠંડી અને પવન ન લાગે માટે અગરુના લેપ શરીરને કરવાની સૂચના પણ આગળના સમયનું-ઐશ્વર્ય બતાવે છે.

આ ઋતુમાં ખાસ કરીને અગ્નિ મંદ થતો હોવાથી મંદાગ્નિ કરનાર ખાસ કારણ તે દિવસની ઊંઘનો અને અજીર્ણ કરે તેવા આહાર વિહારનો ત્યાગ કરવાની ખાસ આજ્ઞા છે. અજીર્ણ ત્યાગ કરવા માટે બને તો એક જ ટંક ખાવું અથવા તો સાંજે ખીચડી, ભાત, કઢી, ઓસામણ, જેવું લેવું. દૂધ, ઘી હિતકારક નથી. તેમાં મ ઠડી અને કેળાં તો અત્યંત ખરાબ છે.

આ પ્રમાણે ઉપર નિર્દિષ્ટ આહાર વિહાર કરવાથી તે તે ઋતુઓના કારણે થતા રોગો થતા નથી.

આ પ્રમાણે દરેક ઋતુમાં સેવવા યોગ્યનું સેવન કરવાથી અને ત્યાજ્યનો ત્યાગ કરવાથી સ્વસ્થ માણસ સ્વસ્થ રહે છે. ઉપર લખેલ વિધિ તે સાજો માણસ શું કરવાથી સાજો જ રહે અને માંદો ન પડે તે હેતુ ધ્યાનમાં રાખીને લખવામાં આવી છે. સ્વસ્થ માણસોને સ્વસ્થ રહેવાના નિયમો પણ જુદા છે. તેમજ રોગી માણસને સ્વસ્થ થવાના નિયમો પણ જુદા છે. કેટલીક વાર એવું બને છે કે સ્વસ્થને જે હિતકારક હોય છે તે રોગીને અહિતકારક હોય છે. જેમકે સ્નાન. સ્નાન પોતાના સ્વભાવથી બલ, ઓજસ્ વ૦ વધારનાર છે તો પણ જ્વરવાળો માણસ જે તાજો જ તાવમાંથી બેઠો થયેલ છે તે જો સ્નાન કરે તો તેને તેથી જ્વર વળી પાછો આવે છે.

વર્ષામાં સામાન્ય રીતે અજીર્ણ અને તેને કારણે પેટમાં ગેસ-ઝાડા જ્યાત, દુખાવો થતો હોવાને કારણે હિંમજ, સૂંઠ અને સિન્ધાલૂણની ફાકી સવારમાં ગરમ પાણી સાથે લઈ લેવામાં આવે તો ઘણી ઉપાધિમાંથી બચી જવાય. ઝાડા, મરડા વ૦ પણ થવાની શરૂઆતમાં હોય તો તેનાથી મટી જાય છે.

તંદુરસ્તીના નિયમો જાણીને, અયોગ્ય આહાર વિહારમાંથી ચિત્ત ખેંચી લઈને જો, જીવન વ્યવહાર કરવામાં આવે તો તેથી શારીરિક શાન્તિ ઉપરાંત અત્યારના જમાનામાં જેનો અત્યંત અભાવ છે તેવી મગજની-મનની શાન્તિ પણ પ્રાપ્ત કરી શકાય છે. અને તે મનની શાન્તિ મળવાથી આલોક અને પરલોક બન્નેનું હિત સાધી શકાય છે.

इत्यलम्

卐

# કોણ જુદાં ?

પુષ્કર ચંદરવાકર

[ એકાંકી નાટક ]

[ ગામડાની શેરીનાં સામસામાં બે મકાનો. આ બંને મકાનો ગામના ચોકમાં આવેલાં છે. રસ્તો અને ચોક નિર્જન છે.

ફત્તુ પ્રવેશે છે. તેનું વય આશરે દશનું એવું લંબગોળ ઉજળિયાત નિર્દોષ મોં. એણે માથાના વાળ ઓળ્યા છે. એણે મુસલમાની ઢબનું લાંબું કુરતું અને કુરતા નીચે પાયજામો પહેર્યો છે. ગળામાં ચુંદડીનો છેડો નાખ્યો છે. આંખમાં આંજણ આંજ્યું છે. હાથમાં રૂપાની બંગડીઓ, અને બે રૂપાની બંગડીઓ વચ્ચે એક સોનાની. ગળામાં આજે તેણે સોનાનો હાર પહેર્યો છે. એણે કાનમાં રૂપાની વાળીઓ નાખી છે. તેના હાથમાં ધોળા રંગનો નાનકડો ડબ્બો છે. ડબ્બાને રમાડતી રમાડતી, હવામાં ઉછાળતી તે આવે છે. ]

ફત્તુ : ઉમા ! ઉમા ! ( મૂંગી બનીને ઉમાની રાહ જોતી ઉમાના ઘર તરફ જોતી તે ઊભી રહે છે. ફરીથી. ) ઉમા. આ તો જવાબે ય આપતો નથી . . . સારું ઉમા, આમ આવ. તને કંઈ આપું. ( ઉમાના ઘર તરફ પીઠ રાખીને ઊભી રહે છે. ) હમણાં કૂદ કૂદ કરતો આવવાનો. મને ચૂપ થવા દે. (થોડીવાર મૂંગી બને છે. ) ઊંહુ. આ તો હજુ ય ન આવ્યો. ખબર પડી . . . . એને સારા નામથી બોલાવીએ તો કદી ય તે આવે છે ! ઉમો કહીશ તો ય નહીં આવે, જવાબ નહીં દે ! હું એને ઓળખું ને ! આમ તો તે મારો ભાઈ. સારું, અલ્યા ઉમૈયા . . . એ ઉમૈડા, એ . . . એ . . . ઉદૈડા.

અવાજ : કોણ ! ફત્તુ કે ? તું છે, બહેન !

ફત્તુ : જો, હવે સીધો દોર થયો. ઉમૈયાભાઈ ! આમ આવ, તને કંઈ કહું. તને કંઈ બતાવું.

અવાજ : આવું, હં. તારા માટે કંઈક જોવાનું લાવું છું. જો, આ આવ્યો. આજ મારા બાપા આવ્યા છે. હા. શહેરમાંથી સરસ મજાની, ગમે એવી ઘણી ઘણી વસ્તુઓ લાવ્યા છે.

[ ઉમો પ્રવેશે છે. તેણે ડિલ પર નાનકડી પોતડી પહેરી છે. શરીર ઉઘાડું. કપાળમાં ત્રિપુંડ કર્યું છે. કપાળમાં ભસ્મ, માથા પર ચોટલી, વય ફત્તુ જેટલું જ. ઉમાના હાથમાં નાનું શિવલિંગ છે. રુદ્રાક્ષની માળા છે. આવીને તે છૂપી નજરે ચારે તરફ જુએ છે. અને પછી તરત જ તે ફત્તુની પાસે આવી ઊભો રહે છે. તેના મનમાં દહેશત છે કે રખેને મને કોઈ જોઈ જાય. ]

ઉમો : ફત્તુ ! બોલ, તારે શું કામ છે ! મેં તારો પહેલો સાદ સાંભળ્યો ત્યારે હું નાવણિયામાં નહાતો . . .

ફત્તુ : પણ હુંકારો ય ન અપાય ! વાહ ભાઈ ! તું ય ભારે છે.

ઉમો : (સામેના ઘર તરફ નજર કરીને) આજે જ મારા કાકા શહેરમાંથી આવ્યા; અને જો. (શિવબાણને તે હાથમાં રાખીને તે બીજા હાથની હથેળી વતી સંતાડી રાખવા મથે છે.) ને જો આ માળા ! કેવી મજાની ! તેં આવું કદી જોયું હતું, હેં ફત્તુ ! સાચું કહેજે.

ફેનુ : લાવ ! મારા હાથમાં જોવા આપ.

ઉમા : ઊંહ. અડે છે ક્યાં ? તારાથી એમ અડાય કંઈ ! આને અમે અમારા પાલખમાં પધરાવવાના ! પૂજા કરવાના ! ધૂપ આપવાના ! દરરોજ નવડાવવાના ! અમારા ભગવાન. સમજી. તમારાથી ન અડાય. તમે અડો તો એ અભડાઈ જાય.

ફેનુ : (વિચારમાં પડી જઈને—ચોંકી જઈને) ઉમા, મારી બકરીનું દૂધ તો તું પીએ છે ખરું ને ! ગોરદાદા અમારા ઘેર આવીને દાદાબાપુ સાથે ચા પીએ છે ને આતે અડતાં . . . ઉમા ! તું બોલે છે ? કહે. ના, તને તો આ કોઈએ શીખડાવ્યું . . .

ઉમા : હા, હા . . . મને તો એની કૃપાથી ખબર હોય ! એ તો કાકાએ. કાકા આવું ખૂબ જાણે છે. તે શહેરમાં રહે છે. અમારા ધર્મશાસ્ત્રો ખૂબ જાણે છે. તે તો સંસ્કૃતમાં વાતો કરે છે, ફેનુ. આપણે તો સમજી પણ ન શકીએ. તે તો એવા ડાહ્યા છે . . . ડાહ્યા છે . . .

ફેનુ : ના. ડાહ્યા હોય એ આવું ન શીખવે.

ઉમા : ત્યારે શું શીખવે ? એ તો ખૂબ ડાહ્યા છે. એ તો કહે છે કે આપણે બ્રાહ્મણ બધામાં ઊંચા અમે. તમારાથી ન. દાદા તમારે ત્યાં આવે . . . આવે . . .

ફેનુ : બોલ ને ! કહી દે.

ઉમા : ફેનુ. તમારાથી ન અડાય. માળા પવિત્ર. આ પણ ખૂબ પવિત્ર. ના . . . ના . . . કાકા . . . ના . . . ના. ન અડાય.

ફેનુ : પણ કહે, ફેનુ, કેમ ન અડાય ? તારામાં ને મારામાં ભેદ શું ? જેવી હું છું, તેવો તું છે. તારે હાથ છે, તેવા જ મારે હાથ છે, તારે પગ છે તેવા જ મારે પગ છે. તું બે હાથ જોડી રામજીમંદિરે પગે છે, ને હું પણ દાદાબાપુ સાથે મંદિરે જાઉં છું ત્યારે પગે લાગું છું. ત્યાં દાદાબાપુ અને ગોરદાદા સાથે જ ભજનો ગાય છે. તમારાં ભજનો અમારાં નથી શું ? તો કાકા આમ કહે કેમ ! ના. કાકા નહીં કહેતા હોય ને ! રેવાકાકા કહે છે ? રેવાકાકા ! (ફેનુ અવિશ્વાસ જાહેર કરે છે.)

ઉમા : હા, રેવાકાકા જ.

ફેનુ : રેવાકા . . . કા. (ફેનુનું મોં પડી જાય છે.)

ઉમા : ઓ . . . હો. એમાં ઊંડું ઊંડું શોચે છે શું ! (ચારે તરફ નજર નાખીને) કાકા તો કહે, બોલે. પણ આમ આવ. તને એ ગમે છે !

ફેનુ : મને જોવા દે ને !

ઉમા : લે. લઈ લે તું. પણ ફેનુ, તું જબરી છે. તારા જેવું પાકું આજસુધીમાં મેં કોઈને ન ભાળ્યું. તારી પાસે આ શું છે ? અમને ઠીક અંધારામાં રાખવા છે ! તું નહીં બતાવવાની ખરું કે !

ફેનુ : ના, ના, અમે શેના . . . તેં કંઈ આને બતાવ્યું છે તે અમે . . . ના, અમે નહીં જ બતાવીએ. ના. નહીં જ બતાવવાની . . .

ઉમો : કંઈ નહીં. જોઉં છું. કેવીક તું નથી બતાવતી તે. અને અમે જોઈએ છીએ કે અમારા વગર કેવુંક તારે ચાલે છે તે! અમે તો આ ચાલ્યા.

ફત્તુ : નહીં. ઉમા, નહીં. જો આ મારો ડબ્બો. ઊભો રહે. ઊભો રહે.

ઉમો : કાં! ચાલ્યું કંઈ!

ફત્તુ : ઉમા, જો મારાં આ કપડાં. બળ્યું, મને તો એનાં નામે ય આવડતાં નથી. મારા બાપુ શહેરમાંથી લાવ્યા છે. એમણે પહેરાવ્યાં તે મેં પહેર્યાં. બાકી, સુંદરી, ચણીઓ, કેવા મજાના લાગે! કેના સુંદર લાગે! લે. તને ભાવશે. લે, તું આ ખા તો ખરો. (ઉમો ગળામાંથી માળા કાઢીને ફત્તુને આપે છે. અવાજ સંભળાય છે. ઉમાને ડબ્બામાંથી બિસ્કિટ કાઢીને ફત્તુ આપે છે. ઉમો બિસ્કિટ સામે જોઈને તે ચાખે છે.)

અવાજ : ફત્તુ! એ ફત્તુ!

ઉમો : ફત્તુ!

ફત્તુ : ઉમાભાઈ! ભાવ્યાં તને! મને તો ખાવામાં ખૂબ મજા આવે છે.

ઉમો : તારા મોંમાં હં! ખબર પડી ગઈ! (ફત્તુ મોં ફેરવે છે.) મોં ફેરવ કે ન ફેરવ, તારા મોંમાં પાણી આવી ગયું છે, ખરું ને! મારાથી તું અછતું રાખવાની પણ રહે! પણ આ તો હું જ પૂરું કરીશ. (ઉમો બિસ્કિટ ખાવા મંડે છે.)

ફત્તુ : ઉમાભાઈ! જો તો ખરો! મારા ગળામાં આ માળા કેવી લાગે છે! મજાની. ખરું ને! (ઉમા સામે ફત્તુ તાકી રહે છે.) ખરું કે ને! નથી સારી લાગતી!

ઉમો : (ખાતાં ખાતાં,) બહુ. હં... હં... સુંદર... મજાની.

અવાજ : અલ્યા ઉમા! ક્યાં નાસી ગયો! નાહીને તરત! હજી તારે સંધ્યા બાકી છે. ગાયત્રીના મંત્રો કરવાના બાકી છે! સૂર્યને અર્ઘ્ય આપવાના છે! હિં... ક્યાં ગયો આ...

ઉમો }
ફત્તુ } (સાથે જ. એક બીજાને સંબોધીને.) તને બોલાવે છે કોઈક?

[ત્યાં સામેથી રહીમ આવે છે. એનું વય આશરે ત્રીસ અને પાંત્રીસ વચ્ચેનું. એણે માથા પર ઊંચી દીવાલની તુર્કી ટોપી પહેરી છે, કેડ પર પહોળી સુરવાળ, શરીર પર પહોળી બાંયનું રેશમી પહેરણ, અને પહેરણ પર બુટ્ટાદાર જાકીટ, અને જાકીટનાં ચાંદીનાં બટનો. એણે વાળની કટનાં કાતરિયાં વધાર્યાં છે અને ગજવામાં લાંબું પણ બંધ કરેલ ચપ્પુ પડ્યું છે. તેનો હાથો બહાર દેખાય છે. એને જોઈને ઉમો બિસ્કિટ ખાતો ખાતો દોડે છે.]

ઉમો : રહીમકાકા! રહીમકાકા! (દોડીને રહીમની કેડે વળગી પડે છે.)

[અને ત્યારે જ સામેથી રેવો આવે છે. રેવાનું વય આશરે રહીમ જેટલું જ. તેણે પાતાંબર પહેર્યું છે, ગળામાં માળા અને જનોઇ, ચાખડીઓ પહેરી છે, કપાળમાં ત્રિપુંડ, હાથમાં ગૌમુખી અને બીજા હાથમાં લાકડી. એને જોઈને ફત્તુ દોડે છે.]

ફત્તુ : રેવાકાકા! રેવાકાકા! (ફત્તુ રેવાની કેડે વળગી પડે છે.)

રેવો : અંહ! આઘી! આઘી! પ્રભુ! પ્રભુ! મને તું ક્યાં અડી! અલ્યા ઉમૈયા! મેં તને કેટલા સાદ પાડ્યા! કમજાત! તને આ મ્લેચ્છ સાથે હરવું ફરવું ગમે છે, કેમ!

તને મારે કેટલી વખત એની ના કહેવી ! તારે તારી જાતને અભડાવવી છે ? તારે તારા ધર્મને ગુમાવવો છે ? આમ આવ !

(ઉમો કિંકર્તવ્યમૂઢ બને છે. ફત્તુ પણ રેવાના મોં સામે જોઈ સજ્જડબંબ બની ઊભી રહે છે.) આમ મારી પાસે આવ ઉમૈયા ! આમ આવ ! (ઉમો ગભરાતો ગભરાતો આવે છે. ફત્તુ રહેજ રહેજ પાછી ખસતી જાય છે.) તારા મોંમાં શું છે ? શું છે બોલ ! મ્લેચ્છોનું ખાધું ! કોણે આપ્યું ? સાચું બોલ ! મને ખબર છે, રહીમ ! (ફત્તુ રહીમ પાસે આવી ઊભી રહે છે.)

રહીમ : ફત્તુ તારા ગળામાં આ શું છે ? હિંદુઓનું તાવીજ ! હિંદુની તસ્વીર ! (રેવો બે કદમ આગળ આવે છે. તે પરોક્ષ રીતે જ રહીમને સંબોધે છે.)

રેવો : રહીમ ! તમે છોકરાંએ વટલાવવાનું નક્કી કર્યું છે, એનું અમને મોટાઓને ભાન છે. અને અમે મોટાઓ તમારા ફંદામાં ફસાઈએ એમ નથી એવું તમને લાગ્યું એટલે આવા નાનાને ફસાવવા નીકળ્યા, ખરું ને ! આને તેં શું ખવડાવવા માંડ્યું છે, બોલ !

રહીમ : ક્યા હૈ ! (રેવા સામે ડોળા કાતરીને, કેડ પર હાથ મૂકીને તે ઊભો રહે છે) એક તો-આ ફત્તુના ગળામાં તસ્વીર પહેરાવી છે, વળી ઉપરથી શીરજોરી. કહું અબે બહાગણુ !

રેવો : એટલે, તું આંખોના કાતરા ખેંચી કહેવા શું માગે છે ? એમ ગભરાઈ જઈએ એવા કાચા નથી, હા !

રહીમ : તો હૈ ક્યા ?

રેવો : તારી આંખો ક્યાં ઓરગે ગઈ છે ? ફૂટી ગઈ છે ? મગી આંખે ભાળતો નથી ? તારા સગાને આ ભ્રષ્ટ વસ્તુ ખાવા કોણે આલી ?

રહીમ : (જોરથી) કહે ને કોણે આલી ?

રેવો : તેં કોઈ બીજાને તો નહીં આપવા આવ્યો હોય ને ?

રહીમ : મેં ! (ધરિ પાડે છે.) મૈં ખાવા આલી એમ ? તો બેટા ઉમા ! (ફત્તુના હાથમાંથી ડબ્બો આંચકીને બિસ્કિટ કાઢી, હાથમાં લઈ તે ઉમાને ખવડાવવા દોડે છે.) ઉમા, આવ, બેટા ! આવ ! ઔર ભી તુમ ખા લે.

રેવો : અસ્યા મલેચ્છડા ! ભાળ્યું છે આ ધુંબરું ? (બોલી તે લાકડી ઉગામતો આગળ વધે છે. રહીમ છાતી કાઢી ઊભો રહે છે.)

રહીમ : (જોરથી) બોલ, બોલ, તારે હૈ ક્યા ?

રેવો : આખલા જેમ બરાડીશ તો તારાથી બી નહિ જઈએ, સમજ્યો ને !

રહીમ : હં. દેખો તો. અભી તુમ દેખેગા ! (રહીમ ગજવામાં હાથ નાખે છે. ફત્તુ અને ઉમો બહાવરાં બની જાય છે. તેઓ બને એકબીજાને વળગીને એકબાજુ ખસી જાય છે. રહીમ બૂમ મારે છે.) અલ્લાહો અકબર ! (તે ગજવામાંથી ચપ્પુ કાઢે છે.)

રેવો : એમ છે ! (બોલી રેવો એના શરીર ફરતી લાકડી ઘુમાવવા લાગે છે. તે બૂમ મારે છે.) "હર મહાદેવ ! હર હર મહાદેવ !"

[ રેવો ચોકદર ઘૂમવા લાગે છે. રહીમ રેવાને સકંજામાં લેવા માટે ચોકદર ફરીને તેની પાસે ખસતો જાય છે. સામેથી માણસોનું ટોળું આવે છે. આખુંય ટોળું બૂમ મારે છે, "હર હર મહાદેવ!" ત્યાં સામેની શેરીમાંથી બીજું ટોળું આવે છે. "અલ્લાહો અકબર! તેમની બૂમાબૂમ! રેવો અને રહીમ એક બીજાની સાવ નજીક આવી ગયા છે.

ત્યાં જ સામસામેની ગલીમાંથી હિન્દુ મુસ્લીમ બે બુઢ્ઢાઓ આવે છે. એકનું વય આશરે પચાસથી બાવનનું હશે. બીજાનું પણ એટલું જ. મુસલમાન બુઢ્ઢા અભરામ દાદાએ શરીર પર ચોરણો, સાદું પહેરણ અને માથે ફેંટો બાંધ્યો છે. પગમાં ચામડાના સાદા જોડા. હિન્દુ બ્રાહ્મણ બુઢ્ઢા ઈશ્વર મહારાજે ધોતલી, ઉઘાડા ડિલે ને માથે પાઘડી. રહીમ ઉઘાડા ચપ્પુએ રેવા પર ફરે છે. લાકડી હટીને દૂર પડે છે. અભરામ ડોસાથી આ જોયું જવાતું નથી. તેઓ લાકડી સંભાવતા રહીમને આંતરે છે, વચ્ચે કૂદી પડે છે અને રહીમના છરાની અણી સામે એમની છાતીને ધરીને તે ઊભા રહે છે.)

અભરામદાદા : બેટા! સબૂર! સબૂર! ( એમની છાતી પરના પહેરણના વસ્ત્રને દૂર કરીને ) બેટા! દીકરા! હુલાવ તારા ચપ્પુને પહેલાં આ છાતીમાં (રહીમ અભરામદાદાની સામે જોઈ ઊભો રહ્યો છે.) બેટા! જોઈ શું રહ્યો છે! તારા ચાકાને તારે લોહી જ પાવું છે ને! પા તારે, આ ડોસાનું લોહી! ( રહીમ એના બાપ સામે તાકી ઊભો રહે છે.) તાકી શું રહ્યો છે! હુલાવ બેટા, એમાં વિચાર કરવાનો હોય જ નહિ! ( રહીમનો હાથ ધ્રૂજવા લાગે છે.)

રહીમ : ( ધ્રૂજતા સ્વરે.) બાપુ! (નજરને ભોંયમાં ખોડી ઊભો રહે છે.)

અભરામ : ના. એમાં વિચાર શું કરવો તો! એની છાતીમાં ચાકાને હુલાવતી વેળાએ તું વિચાર કરત ખરો કે!

રહીમ : બાપુ! ના, ના. એવું બોલો મા. મારાથી... મારાથી... ( અક્ષરો તૂટવા લાગે છે.)

અભરામ : ના તારા હાથે જ હુલાવ.

રહીમ : બાપુ! (હાથ ધ્રૂજવા લાગે છે. ચપ્પુ હાથમાંથી સરીને ભોંય પર પડે છે.)

અભરામ : ત્યારે બેટા! ભાઈ માથે ઘા કરવાની આ અક્કલ તને સૂઝી ક્યાંથી! બેટા! આ તારો વેશ! આ બધું ગાંડપણ આવ્યું ક્યાંથી! આ લૂગડાં પણ લાવ્યો ક્યાંથી! ( રહીમની આંખમાંથી આંસુ ટપકે છે.) આંસુ પાડ મા. બાપ! તું ભૂલી ગયો તારું નાનપણ! ઈશ્વરમહારાજ! આવો, આ છોકરાંઓને આ ગાંડપણ આવ્યું ક્યાંથી!

ઈશ્વરમહારાજ : રેવા! લાકડી ઢોરને હાંકવાના કામની છે, ભાઈનો જીવ લેવા માટે નહીં. તને આ કમત કોણે સુઝાડી! આમાં તારી સંસ્કૃત વિદ્યા વધુ શોભે છે ખરી? બેટા! એને તેં લાંછન લગાડ્યું. વિદ્યા આ કાજે તને મેં નથી આપી. ગાંડા, તમારું નાનપણેય તમે ભૂલી ગયા! .

અભરામ : ઈશ્વરભાઈ! હું એ જ કહું છું. તમારા ખેતરમાં ત્યારે તો બેય ચોક ખાતા જતા. નદીએ ત્યારે જ નાયા છે. ગામમાં ત્યારે જ બેઠા છે. નાનપણમાં તો

એક દિ એકબીજા વગર ચાલ્યું નથી ને આજ એ એકબીજાને સાવ વીસરી ગયા ? રહીમ !

ઈશ્વરમહારાજ : રેવા ! અભરામકાકાની વાત સાંભળી છે કે ! તમે મોટા થઈને શહેરમાં ગયા, ને શહેરનું ગાંડપણ શીખી અહીં આવ્યા, ખરું ને !

અભરામ : રહીમ ! મેં તને શે'રમાં આ ગાંડપણ શીખવા મોકલ્યો તો ? એક ભજન ગવાતું સંભળાય છે.

રામ કહો, રહમાન કહો કોઉ કાન્હ કહો મહાદેવ રી . . .

અભરામ ઊંચા કાન માંડે છે. ઈશ્વરભાઈ ! ભજન જેવું કંઈ સંભળાય છે. (ભજન આગળ વધે છે.)

રામ કહો, રહમાન કહો કોઉ, કાન્હ કહો મહાદેવ રી
પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકળ બ્રહ્મ સ્વયમેવ રી . . . રામ
ભાજનભેદ કહાવત નાના, એક મૃત્તિકા રૂપ રી,
તૈસે ખંડ કલ્પનારોપિત, આપ અખંડ સરૂપ રી . . . રામ
નિજપદ રમે રામ સો કહીએ, રહીમ કરે રહિમાન રી
કર્ષે કરમ કાન્હ સો કહીએ, મહાદેવ નિર્માણ રી . . . રામ
રામ કહો રહમાન કહો, કાન્હ કહો મહાદેવ રી.

અભરામ : હાં રહીમ ! સાંભળ્યું ! આમાં આપણા પારખાં ભેદ ક્યાં પડવાના હતા ? બોલ ઈશ્વરમા'રાજને તું પગે નથી લાગવાનો ? (રહીમ નતમસ્તકે ઊભો છે. રેવો પણ રહીમની પડખે જ ઊભો છે.)

ઈશ્વરમહારાજ : નવો વાયરો મેલ પણ એમનામાં વાઈ ગયો, ખરું ને ! (ફત્તુ ઉમાને બતાવીને.) જોયું અભરામભાઈ ! આવાં કેવાં ગાંડીપણાં કરી બેઠાં છે ! આપણા સૌમાં કયા જ છે ! ઈ જ જાણે છે કે લગે માર્યાં પાણી ક્યાં જુદાં પડવાનાં હતાં ? તમે જ કો' અભરામભાઈ !'

અભરામ : ડાંગે માર્યાં પાણી તો જુદાં પડે, ભાઈ, નો પડે ! પણ આ લોક મંડ્યા. હવે તારે રહીમ, માગ માફી આ દેવ જેવા ગોરમા'રાજની.

ઈશ્વરમહારાજ : સો વરસનો થા. અને રેવા ! તું અભરામ દાદાને . . . અરર ફત્તુ ! ઉમા ! તમે તો આમ આવો.

(રેવો અભરામદાદાના પગમાં પડે છે.)

અભરામ : ખુદા તને સુખ આપે. અલ્યા ઉમા, ફત્તુ, તમે તારે . . . આપ(ા) તો આવો. નોખા પડીને આવો.

ઉમા }
ફત્તુ } ના, અમે જુદાં નહીં પડીએ

[ પડદો ] *

* કોઈ પણ પ્રકારના ઉપયોગ પહેલાં લેખકની અનુમતિ આવશ્યક છે.
ભજવાયું ૨૪—૬—૬૧ અમદાવાદ નાટ્યનૃત્યસંગીત નિકેતનના આશ્રયે

# ગોરખ, સ્ત્રી અને નદી

ઈશ્વરલાલ ર. દવે, એમ. એ.

**મ**છંદરનાથના શિષ્ય ગોરખનાથે બાર દઈને ઉપદેશેલું એક સદ્વચન હિંદે સન્માન્યું હોત તો હિંદની વસતી ચાલીસ કરોડ જેટલી આજે હોત નહીં, અને દુષ્કાળોમાં કે રોગચાળામાં હિંદ જે અપૂર્વ ફાળો આજે સહજ રીતે, આંચકો ખાધા વિના આપી શકે છે તે આપી શકત નહીં. ગોરખનાથનાં સંતવચનો એમની જન્મભૂમિ પંજાબથી માંડીને ગિરનારની યોગગુફાઓ સુધી ફેલાઈ ગયેલાં, પણ એમનું આ વચન તો કોઈએ દિલ દઈને સાંભળ્યું નહીં. એ વચન જનતાના દિલમાં વસી ગયું હોત તો, અલબત્ત, આજે હિંદુ-મુસ્લિમ ઝઘડાઓનું અને લઘુમતિઓના અધિકાર-પોકારનું નાટક આપણને જોવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે તે આપણે ખોઈ બેઠા હોત.

ગુરુ મછંદરનાથને સ્ત્રીના વજ્રમય બાહુપાશમાંથી છોડાવી લાવનાર ગુરુ ગોરખનાથે કહ્યું છે : " જેમ નદી કિનારે ઊગેલું વૃક્ષ સલામત નથી, તેમ સ્ત્રીથી મુક્ત થયેલો કોઈ પુરુષ સલામત નથી. " હિંદના પુરુષવર્ગે આ ઉપદેશ સાંભળ્યો હોત તો મિસ મેયોને અમેરિકાની દૃષ્ટિએ ભાજીમૂળા જેવો લાગતો, અને અમેરિકામાં તો ગળથૂથીમાં જ અપાતો, છતાં હિંદમાં ગળે ઉતારવો યે મુશ્કેલ એવો સંતતિનિયમનનો ઉપાય સમજાવવા હિંદમાં આવવાની તસ્દી લેવી પડી તેમાંથી એ પરોપકારી નારી ઊગરી જાત; અને એમનો મૂલ્યવાન સમય એ પ્રતિષ્ઠિત કુમારિકા સંતતિનિયમનનાં સાધનોના વિકાસમાં આપી શકત. અથવા તો એમના અમેરિકન કુમારિકાત્વને સુયોગ્ય દાંપત્ય જીવનમાં પલટાવવાનો એમને વિશેષ સમય રહેત.

હિંદે ન માન્યું ગોરખનાથનું કે ન માન્યું મિસ મેયોનું. કોણ જાણે કેમ આ સ્ત્રી-પરાયણ સંસારીઓ અપરિણીતોનો વિશ્વાસ જ ધરાવતા નથી. ગોરખનાથના ઉપદેશ સામે કોઈએ વિરોધ ઉઠાવેલો નહીં, ઊલટું એમની પૂજા અર્ચના થયેલી. પણ એમના આ ઉપદેશને અપનાવવા જેવો નથી. એવી સૌએ અંતરખાને સંતલસ કરેલી. બીજી બાજુ બિચારાં મિસ મેયોને ગાંધીજીથી માંડીને દરેક છાપાવાળાએ ઊધડાં લીધાં, છતાંયે મિસ મેયોનો ઉપદેશ છેક નિષ્ફળ ન ગયો. એનું કારણ કદાચ એમ હોય કે મિસ મેયોનો ઉપદેશ એક સ્ત્રી તરીકે ઓછો માનાર્હ છતાં વિશેષ વ્યવહારુ અને 'સંકટ સમયે ખેંચવાની સાંકળ' જેવો જણાયો હોય. અથવા તો ગોરખનાથ એમના સમકાલીન બ્રહ્મચારી-વર્ય શંકરાચાર્ય જેમ સ્ત્રી વિષેના જ્ઞાનથી સદંતર વંચિત રહેલા એવો જનતાને ખ્યાલ હતો, તેથી એમનો ઉપદેશ અસરકારક નીવડ્યો ન હોય. જ્યારે મિસ મેયો કુમારિકા હોવા છતાં, અમેરિકાવાસી તરીકે પુરુષજાતથી એટલાં બધાં અપરિચિત ન હોય, પણ ઊલટાં ત્યાંની કોઈ યુનિવર્સિટીના વિશિષ્ટ અભ્યાસક્રમ દ્વારા સુમાહિતગાર હોય, તેમ લોકમાનસમાં ઠસી ગયું હોય.

સ્ત્રી એ પુરુષનો વિનાશ કરવા જ સર્જાયેલી, એમ જે ગોરખવચનમાંથી ફલિત થાય છે તે આજથી આઠસો વર્ષ પહેલાંની એમની સમકાલીન હિંદી પ્રજાએ સમજી

લીધું હોત તો આજનું સમસ્ત જીવન જુદું જ હોત. એકબીજાનો સંપર્ક જોડી દેનારાં અપ્રામાણ્ય સ્ત્રીપુરુષો નીકળી પામ્યાં હોત, તો માનવપ્રાણીના અનંત ગુણાકારી વિસ્તારના ધ્યેય તરફ હિંદે આજે જે એકની એક પ્રગતિ કરી છે તે થંભી ગઈ હોત. અને એમ બન્યું હોત તો આજના રાજકારણનું નાટક આપણને કેમ જોવા મળત? ગોરખના ઉપદેશથી રંગાઈ ગયેલા હિંદુઓએ બ્રહ્મચર્યની ઉપાસના સ્વીકારી હોત તો હિંદુઓની પાતળી બહુમતિથી મુસ્લિમોને કાલ્પનિક ભય લાગે છે તે પણ ઉપસ્થિત થાત નહીં; તેમજ એ ઉપદેશની અસર મુસ્લિમો પર પણ થઈ હોત તો દસ કરોડની મહાન લઘુમતિનો પ્રશ્ન ઊભો થાત નહીં અને એને માટે ઠેઠ વિલાયતમાં બેઠાં બેઠાં ચિંતા કરવાનો અને ચિરૂટ ફૂંકી ફૂંકીને ઉજાગરા ખેંચવાનો શ્રી. ચર્ચિલ માટે પ્રસંગ આવત નહીં. ભવભૂતિએ 'ઉત્તરરામ'માં આલેખ્યો છે તેવો પાકટ પ્રણયનો સમય આપ પરદેશી બિરાદરી માટે વેડફી નાખવાનો સમય ખરેખર ન જ આવત; અને લીગપરસ્તી માટે દૂબળા થતા જતા શ્રી. ચર્ચિલની તબિયત માટે શ્રીમતી ચર્ચિલને ચિંતા વેઠવી ન પડત.

એવી જ રીતે હરિજનોના અ-હરિજન નેતા ડૉ. આંબેડકરને માથે સવર્ણ હિંદુઓના જુલમમાંથી હરિજનોને મુક્ત કરવાની જે આકરી ફરજ આવી પડી છે તે પણ ન આવી પડત. પણ શું થાય? વર્ષો અગાઉ ઉચ્ચ વર્ણની હિંદુ સ્ત્રીઓમાં ફસાનાર નીચલા વર્ણના હિંદુ પુરુષોએ ગોરખનાથનો ઉપદેશ સાંભળ્યો નહીં. નહીં તો અત્યારે ડૉ. આંબેડકર એ ચિંતામાંથી મુક્ત થઈને નિરાંતે મોજમજાહ કરતા હોત. પરંતુ બન્યું એવું કે એમના વડવાઓ ઉચ્ચ વર્ણની કરાફાડ સ્ત્રીઓના મોહપાશમાંથી છટકી શક્યા નહીં, એટલે એમાંથી આખોયે વૈવિધ્યભરપૂર 'ભંગી' વર્ણ ઊભો થયો. પોતાનું શીયળ ગુમાવતા ઉચ્ચ વર્ણોએ એ વર્ગનો બીજાઈને બહિષ્કાર કર્યો.

ડૉ. આંબેડકરના વડવાઓ હિંમતવાન ખરા કે એ બહિષ્કારથી ડર્યા નહીં. એ પ્રણયમાર્ગના પ્રવાસીઓએ બહિષ્કારને મુદ્દલ ગણકાર્યો નહીં. ગોરખનાથની પરિભાષામાં કહીએ તો, સહેલાઈથી ઊખડી જવાના ભય છતાં એમણે સ્ત્રી રૂપી નદીના કિનારે ઊગવાનું ચાલુ રાખ્યું.

પુરુષને ઝાડની ઉપમા આપવામાં ગોરખનાથે પુરુષજાતને અન્યાય કર્યો છે કે નહીં એ પ્રશ્ન છે, પરંતુ સ્ત્રીને નદીની ઉપમા આપવામાં એમણે ઊંડો વિચાર કર્યો જણાય છે. પ્રચંડ શક્તિ ધરાવનાર સ્ત્રીને પ્રકૃતિનાં સર્જનોમાંથી નદી સાથે સરખાવવામાં ઔચિત્ય રહેલું છે. પોતાની આસપાસ ઊગવાનું આમંત્રણ આપી, એ ઉગેલા પુરુષવૃક્ષોને તાણી જવાની, એમનાં ઊંડાં ગણાતાં મૂળોને પણ શિથિલ કરી નાખવાની એનો શક્તિ વિષે બે મત હોઈ શકે નહીં. નદીનાં તેમ સ્ત્રીનાં પૂરમાંથી બચવું કોઈ પણ પુરુષ માટે મુશ્કેલ છે. મુનશીના 'બ્રહ્મચર્યાશ્રમ'માંના ડૉ. માધુ આ વસ્તુ બરાબર જાણતા હોવા છતાં. મુક્તિ માટે તેમ એનામાંથી છૂટવા માટે પુરુષે કરવાનો પ્રયાસ પણ એટલો જ મહાન હોવો ઘટે. પરંતુ નદી પરનું વૃક્ષ નદીના પાણીના સહાયે મળતા લાભમાં લોભાઈ જેમ પૃથ્વી સાથે જડાઈ જવાનું એનું વૃક્ષત્વ શિથિલ થતાં છે, તેમ પુરુષનું પણ બને છે. પુરુષ કે વૃક્ષને સામી બાજુના ભેરવાની ભયંકરતાનો ખ્યાલ જ આવતો નથી.

આ પ્રયાસ એમ તો ઘણા સંતોને આવ્યો છે. પરંતુ સંતોની સ્ત્રીવિષયક મીમાંસાને, આ પ્રદેશમાં પોતાને વિશેષ અનુભવી ગણતી જનતા, અંતિમ લેખતી નથી. સ્વામિનારાયણ સંપ્રદાયના સ્થાપક શ્રી. સહજાનંદ કહી ગયા છે કે સ્ત્રીથી પુરુષે દસ ફૂટ તો દૂર રહેવું ને રહેવું જ. દસ ફૂટ સુધીમાં સ્ત્રી એની મોહજાળનું વર્તુલ વિશેષ ઉગતાથી વિસ્તારી શકે છે. પણ પુરુષજાતને આ ઉપદેશ ગોઠયો નથી. એને તો સિનેમાચિત્રોમાં કે રાજમાર્ગો પર પણ દસ ઈંચનું અંતર રાખવામાં યે હવે વધુ પડતો સંયમ દેખાય છે. આ બાબતમાં આપણને પદ્મિનીઓની સુવાસ યાદ આવશે. કદાચ એ કવિની કલ્પના હોય, તો પણ શ્રી. મેઘાણીનાં યુવાન સોરઠી સ્ત્રી-પાત્રોમાં એક પ્રકારની સોડમ આવતી હોય છે તે કલ્પના હોવાનો સંભવ નથી; કારણ કે આજનો વાર્તાકાર વાસ્તવવાદી સાહિત્યનો રસિયો છે. આ વાસ્તવવાદી વાર્તાકૃતિઓમાં નિર્દેશ પામી છે તે સોડમ કડવી હોય કે મીઠી, વગેરે વગેરે પ્રશ્નો, આપણે છેડવાની જરૂર નથી. એવી પૂછપરછથી શ્રી. મેઘાણીનો મૂલ્યવાન સમય આપણે ન બગાડવો જોઈએ. કારણ કે એ પૂછપરછ કર્યાં પછી યે સુગંધ કે દુર્ગંધ કેટલા પ્રકારની હોઈ શકે તેનું યોગ્ય પૃથક્કરણ આપણા પૃથક્કરણશોખીન શાસ્ત્રકારો પણ છેક વીસરી ગયા છે. એટલે આ સોડમને કયા વર્ગમાં ગણાવવી, એના શા ગુણધર્મો નક્કી કરવા તે સોડમના તદ્‌વિદોને પૂછ્યા પછી પણ આપણે કહી શકીએ તેવી સ્થિતિમાં નથી. અને આપણે એની સાથે સંબંધ પણ શો છે ! શ્રી. ગોરખનાથ કહેશે કે એમાં કાંઈ સારાવાટ તો નહીં જ હોય.

સાવ સામાન્ય એવી ખેડુ-પુત્રી અંજુ ઉર્ફે અજવાળીએ એક મેજિસ્ટ્રેટ જેવા મેજિસ્ટ્રેટને ખોફમાં ઉતારી દીધો તે આપણે શ્રી. મેઘાણીની 'અપરાધી' નામની નવલકથાથી સમજી શકીએ છીએ. સ્ત્રીથી દસ ફૂટ દૂર રહેવાનું સ્વામિનારાયણ સૂત્ર આ અપરાધી મેજિસ્ટ્રેટ શીખ્યા હોત તો આ ભયંકર વિનિપાતમાંથી બચી જાત. પણ આ ચાર શબ્દોના જ્ઞાનને અભાવે એ પાત્ર એકની એક ભૂલ બે વાર કરી બેસે છે. એક સ્ત્રીને લીધે જેલમાં જવું પડ્યું એ ભૂલી જઈને એ મેજિસ્ટ્રેટ જેલમાં જતાં જતાં યે જેલને બારણે જ બીજી સ્ત્રી સાથે લગ્ન કરી નાખે છે. કાયદાની અનેક કલમો આ 'બચાઓ જીવ' શીખ્યો પણ આ એક સ્વામિનારાયણ-સૂત્ર ન શીખ્યો તેમાં કેટલી બધી આપત્તિ આવી ! આ દાખલો શિક્ષાપત્રીનું નવું સંપાદન કરનારે એનાં ટિપ્પણમાં ઉમેરવા જેવો છે.

સ્વામિનારાયણ કે ગોરખનાથ જેવા 'આગળ હાથ પાછળ હાથ ને ખમા કરે ગોરખનાથ' જેવા સંતો કહી જાય એ તો ઠીક, પણ યશોધરા જેવી પ્રેમાળ પત્નીના પ્રેમાળ પતિ એવા બુદ્ધ ભગવાન પણ આવું જ કહી ગયા છે. બુદ્ધ ભગવાને કહ્યું છે કે સ્ત્રી જે પ્રદેશમાં સામી મળવાનો સંભવ હોય તે માર્ગે જવું નહીં, એ માર્ગે જવું પડે તો એના સામું જોવું નહીં, સામું જોવું પડે તો વાત કરવી નહીં, વગેરે વગેરે. આ એક પ્રકારની સ્ત્રી-નિંદા છે એમ કોઈ સ્ત્રીએ અત્યાર સુધી કહ્યું નથી. કારણ કે સ્ત્રીઓ ઘણી સમજુ છે. સ્ત્રીઓ સમજે છે કે આ સૂત્ર તદ્દન સત્ય છે. પણ સ્ત્રીઓ એનો વિરોધ નથી કરતી, એનું કારણ એ નથી કે સત્યનો વિરોધ કરવામાં એ માનતી નથી; એમ તો અસત્યની રમત રમવાની એને સારી ફાવટ છે. એમ પણ નથી કે સ્ત્રીનું સ્થાન સમાજમાં નીચું છે, એટલે વિરોધ મતો

નથી. સ્ત્રીઓ સમજે છે કે પુરુષજાત એમના સુકુમાર પણ બલિષ્ઠ પંજામાંથી કદી છટકી શકવાની નથી. પુરુષની એ નિર્બળતા માટે સ્ત્રીને એટલી બધી ખાતરી છે કે એને આ સત્ય સ્વીકારવામાં જોખમ દેખાતું નથી. ઊલટું એને તો લાગે છે કે એની પાસેથી છટકવાનો ઉપદેશ આપનારો તો એનો પહેલો શિકાર થઈ પડે છે.

પુરુષ કદાચ મૃત્યુમાંથી છટકી શકે, પણ સ્ત્રીમાંથી છટકી શકતો નથી, એવો વિશ્વાસ સ્ત્રીના હૃદયમાં દૃઢમૂલ થઈ ગયો છે. એના અપ્રતિમ સામર્થ્યમાં એને કોઈ શંકા જ નથી. સાક્ષાત્ યમદેવ પણ સ્ત્રી વિના ક્યાં રહી શક્યો છે? વળી સ્ત્રી ધારે તો યમદેવને પણ ગાંઠતી નથી, એના શિકારને યમદેવના દીવાનખાનામાંથી પણ બેધડક પાછો લઈ આવે છે, એ આપણને સત્યવાન–સાવિત્રીના દૃષ્ટાંત પછી સુવિદિત છે. સ્ત્રીનો ટ્રેડમાર્ક હોય ત્યાં યમદેવ સુદ્ધાં હાથ નાખતો ડરે છે. સ્ત્રી જ્યારે એના કૉપીરાઈટના હક્કો માટે બહુ પરવા નહીં કરતી હોય ત્યારે જ યમદેવ એનો મૃત્યુપાશ નાખવાની હિંમત કરતો હશે.

સ્ત્રીને સમજવામાં ગોરખનાથે વાપરેલી નદીની ઉપમા આપણને વધારે ઉપયોગી થઈ શકે તેમ છે. અત્યાર સુધીમાં સ્ત્રીનાં અનેક વર્ગીકરણો વિવિધ દૃષ્ટિથી થયાં છે, પરંતુ એમાં સ્ત્રીનો મર્મગામી પરિચય દેખાતો નથી. નદીના વિવિધ પ્રકારો મુજબ આપણે સ્ત્રીના વર્ગો પાડીશું તો એની વિનાશકતાની શક્તિ તેમ પદ્ધતિનું વિશેષ રહસ્ય મેળવી શકીશું. અત્યાર સુધીનાં વર્ગીકરણોમાં સ્ત્રીનો ઉપરછલ્લો પરિચય જ દેખાય છે, જ્યારે શ્રી. ગોરખનાથે વાપરેલી ઉપમા આપણને એક નવો જ પ્રકાશ આપી રહે છે.

સ્ત્રીઓનું પ્રચલિત વર્ગીકરણ નિહાળીએ તો શૃંગારની દૃષ્ટિએ થયેલું વર્ગીકરણ પદ્મિની, ચિત્રિણી વગેરે વિભાગો પાડે છે. સ્ત્રીનો આ દૃષ્ટિએ મળતો પરિચય એ એક ભ્રમ જ છે. પ્રકૃતિની દૃષ્ટિએ સ્ત્રી માત્ર નદી સ્વરૂપ જ છે. દરેક સ્ત્રી પ્રચંડ આવેગનાં પૂર વહાવે છે. સાહિત્યકારોએ મુગ્ધા, મધ્યા, પ્રૌઢા વગેરેના ભેદો પાડ્યા છે તે કેવળ વયોગત છે; પણ વયની સાથે પ્રકૃતિ બદલાતી નથી એ હકીકત તેમાં ભુલાઈ છે. સ્વકીયા અને પરકીયાના ભેદો આપણા નાટકકારોએ પાડ્યા છે. એ ભેદો આજે છૂટાછેડાના રિવાજ પછી જગત-ભરમાં અર્થવિહીન બન્યા છે. હિંદમાં પણ હવે છૂટાછેડાની સગવડ કાયદો કરી આપવાનો છે. એમ ન હોય તો પણ સ્વકીયા અને પરકીયાના ભેદો કેવળ કામચલાઉ સ્થિતિ વર્ણવે છે. તેમજ સ્ત્રી–સન્માનના આ યુગમાં એ વર્ગીકરણમાં રહેલી માલિકીની ભાવના ચાલી શકે તેમ છે નહીં. વસ્તુતઃ પુરુષનું વર્ગીકરણ સ્ત્રીની દૃષ્ટિએ સ્વકીય અને પરકીય એ બે વિભાગોમાં થાય તો પુરુષજાતિનો ન્યાય થઈ શકે.

સ્ત્રી નદીસ્વરૂપ છે એમ સમજાય તો પછી એનું પ્રચંડ બળ સમજાયા વગર રહેશે નહીં. નદી કરતાં એ સ્ત્રીનું સામર્થ્ય વિશેષ છે. નદીના પૂર પાર કરી જનાર કુશળ તરવૈયાઓ પણ સ્ત્રીના સામર્થ્ય પર વિજય મેળવી શક્યા નથી. આપણે સમજવું ઘટે કે એક જાસૂસપલોઉ એક મંત્રા સાથે જે કોઈ સંબંધ—લગ્ન કે લગ્નેતર સંબંધ બાંધે છે તે મંત્રા નામની વ્યક્તિ સાથે નહીં, પણ સ્ત્રી નામની એક પ્રચંડ શક્તિ —સાક્ષાત્ અગ્નિ—સાથે કામ પાડી રહ્યો છે. યુગોથી જે ભોળા આદમની વધુ ભોળી પરંપરા પર વિજય મેળવતી આવી છે તે ઈવની સુધારેલી વધારેલી આવૃત્તિ સાથે એક જોખમકારક સંબંધ તે કેળવી રહ્યો છે; સાક્ષાત્ અણુબૉમ્બનું બલિદાન બની રહ્યા છતાં પુરુષને એનું ભાન રહેતું નથી.

બહાદુર સ્ત્રી માટે એમેઝોનની ઉપમા યોજનાર પહેલો કવિ સ્ત્રીનું નદીસ્વરૂપ સમજી ગયો હશે. નદીઓમાં જેમ આકારનું અને શૈલીનું વૈવિધ્ય છે તેમ સ્ત્રીઓમાં પણ છે. કેટલીક ક્લીઓપેટ્રાઓ અને રંભાઓ બ્રહ્મપુત્રાની જેમ પ્રચંડ પૂર વહાવી અનેક પુરુષોનું મદમર્દન કરી શકે છે. કેટલીક સામાન્ય નદીઓ રેતી પ્રધાન હોવા છતાં ચોમાસામાં જેમ ગાંડીતૂર બને છે, તેમ કેટલીક સામાન્ય દેખાતી સ્ત્રીઓ વખત આવ્યે કાઠિયાવાડી વેકળાની જેમ અનેકને તાણી જાય છે. દરેક સ્ત્રીની વિનાશકતાની જીવનમાં એક વાર પરાકાષ્ઠા આવે છે. એવું બને છે ત્યારે ગામ તેને 'કાળવી' કહીને ઓળખતું હોય છે. તેની ફક્ત આંખો જ જોઈને કવિવરો 'કૃષ્ણકળિ' 'કૃષ્ણકળિ' કહીને નૃત્ય કરવા માંડે છે એ આપણે ટાગોરના એક કાવ્ય પરથી જાણીએ છીએ. નદીઓની રેલમાંથી બચવું શક્ય છે, પણ સ્ત્રીની રેલમાંથી બચવું શક્ય નથી. ગંગા કે નાઈલથી માંડીને શેત્રુંજી સુધીની નદીઓને ભગીરથો વહેલે મોડે અંકુશમાં લાવી શકશે, પરંતુ સ્ત્રી અંકુશમાં આવવાની નથી.

આપણે ત્યાં વિધવાઓને ગંગાસ્વરૂપ કહેવાનો રિવાજ છે તેનું શું રહસ્ય છે એનું કોઈએ સંશોધન કરવાની જરૂર છે. કેવળ પૂજ્યતા સૂચવવાનો ઉદ્દેશ હોય તે સંભવિત નથી. ગંગાનાં સફેદ નીર જેમ એમનાં સફેદ વસ્ત્રો પણ શું યે સૂચવતાં હશે, એની કોને ખબર છે ! પણ વિધવાને માટે એ ઉપમા વાપરવાની હવે જરૂર રહે તેમ લાગતું નથી. કારણ કે સ્થૂળ તેમજ સૂક્ષ્મ બંને દૃષ્ટિએ 'વિધવા' એ શબ્દભ્રમ થઈ જવા આવેલ છે. કવિ ન્હાનાલાલે 'વસંતોત્સવ'માં કુમારી અને સૌભાગ્યવતી એ બે જ વિભાગો સ્ત્રીજાતિના પાડ્યા છે; વિધવા એ શબ્દભ્રમ છે તેમ એમનું કહેવું છે. આપણે ત્યાં પુનર્લગ્ન જેમ વધુ ને વધુ પ્રચલિત થશે, એમ આ વસ્તુ સ્થૂળ દૃષ્ટિએ પણ સમજાતી થશે; અને કવિના પ્રસંશકો કહે છે તેથી સહેજ જુદી દૃષ્ટિએ પણ સૌએ કવિને આર્ષ દૃષ્ટા લેખવા પડશે.

આપણા પુરાણકારોને કદાચ સ્ત્રીના નદી સ્વરૂપનો ખ્યાલ હશે. એટલા માટે ગંગા, યમુના વગેરે નામો તેમણે એવું સામર્થ્ય સૂચવવા તેમની કથાઓમાં વાપરવા માંડ્યાં હશે. પુરાણોએ ૯૯૯ નદી ગણાવી છે. એ પ્રમાણે સ્ત્રી રૂપી પ્રકૃતિસત્ત્વના સામર્થ્યનો ખ્યાલ મેળવવા આપણે ગુણધર્મ પ્રમાણે સ્ત્રીને એમાંની એક નદીનું નામ આપી ઓળખી શકીએ. તત્ત્વતઃ જેમ બધી નદીઓ એક જ છે, તેમ તત્ત્વતઃ સ્ત્રી માત્ર એક જ શક્તિનું સ્વરૂપ છે. નહાતી વખતે આપણા કર્મકાંડીઓ જેમ નદીનામોની માળા જપીને બધી નદીઓને સંભારી સર્વ નદીઓને કથરોટમાંના પાણીમાં સમાવિષ્ટ થયેલી માને છે, તેમ કોઈ પણ સ્ત્રી સાથે સંપર્કમાં આવતા પુરુષે યાદ રાખવું ઘટે કે ઈવથી માંડીને ક્લીઓપેટ્રા કે રંભાથી માંડીને કુબ્જા સુધીની મહાન જાતિના એક નમૂના સાથે એ જીવન સટોસટનું યુદ્ધ ખેલતાં રહેલ છે.

નદીની જેમ અનેક વળાંક લેતી સ્ત્રી માત્ર વાળ અને અંગમરોડમાં જ નહીં પણ સ્વભાવમાં યે કુટિલ છે. એ છતાં કેટલાક તર્કવિદો કહે છે કે સ્ત્રી સાક્ષાત્ અગ્નિસ્વરૂપ છે. એમની વાત છેક કાઢી નાખવા જેવી નથી. કારણ કે આ પક્ષ પાસે કેટલાક સબળ પુરાવા છે. વાલ્મીકિ જેવો મહાકવિ કહી ગયો છે કે સીતાને અગ્નિ સ્પર્શી શક્યો નહીં. એ પરથી આ લોકો કહે છે કે સ્ત્રી પોતે અગ્નિસ્વરૂપ હોવાથી એને અગ્નિ અસર કરતો

નથી. રાણકદેવીના અંગૂઠામાંથી અગ્નિ નીકળેલો, એ વાત તેમની દલીલને વિશેષ સમર્થન આપે છે. કારણ કે સ્ત્રીમાં અગ્નિ હોય નહીં તો અંગૂઠામાંથી અગ્નિ નીકળી શકે નહીં.

એટલે આપણે કહેવું ઘટે કે સ્ત્રી નદીસ્વરૂપ હોવા સાથે અગ્નિસ્વરૂપ પણ છે. એમાંથી ગમે તે સ્વરૂપ તે યથેચ્છ રીતે પ્રકટ કરી શકે છે. પાણી અને અગ્નિ–શીત અને ઉષ્ણ એ બંને દ્વંદ્વો પર એનો કાબૂ છે. અશ્રુજળો વહાવવાં એ એને સુસાધ્ય છે, તેમ એ પછી તરત જ ક્રોધાનલથી ફૂંફાડા મારવાની એની રસસંક્રાન્તિની કળા આખ્યાનકાર ભટ્ટ પ્રેમાનંદથી યે ચઢિયાતી છે. કાવ્યશાસ્ત્રના રચયિતાઓ કહે છે કે રામા શિયાળામાં ઉષ્ણતા અને ઉનાળામાં શીતળતા અર્પે છે. એ વાતની સાથે આપણે એટલો જ સંબંધ છે કે સ્ત્રીનું અગ્નિ–સ્વરૂપ અને નદી સ્વરૂપ સ્ત્રીમાં ગુપ્ત રીતે એકત્રિત વાસસ્થાન ધરાવે છે, અને પુરુષને એ સવ્યસાચિત્વનો ખ્યાલ પણ હોતો નથી. ઈશ્વર પણ જેમાંથી બચેલો નથી એવા મહાન ભય સ્વરૂપમાંથી એ ઈશ્વર આપણને બચાવે એવી પ્રાર્થના વ્યર્થ દેખાય છે; માટે એટલું જ પ્રાર્થવું ઘટે કે આપણો ત્રિનિપાત ઓછો વિષાદમય હો.

★

## મધુરી નિશા

—હરીશ રાવળ

પૃથ્વી સૉનેટ

નિશા, મધુરી તે નિશા રૂપથી નીતરી સાંભરે
જ્યહાં મળી સવેપથુ અનઘ, આર્દ્ર, અદ્વૈત થ્યાં.
વસાય સ્મૃતિદ્વાર કે તરડમાંથી જોવાય રે
પુરાનુનયનાં, પુરાનુભૂતિનાં, પુરાછન્દનાં
હજી અસલ રૂપમાં મધુરિમાભર્યાં દૃશ્ય આ.
હતી, હતી દૃગે પડી મૂરત મુગ્ધ તારી મને,
ન તે વિસરવી સહેલ પ્રિય કોલ જેણે દીધા,
અજસ્ત્ર ધિરેન નેન શીલનાતુરાં ખોલી જે
રુંઝારુચિર સોડમાં વસવસી રહી કાલ–ની.
મળ્યાં જીવ કદા, કદા કર–શું સાંકળી ને કર
પરસ્પર દીઠી જતી સીરક અશ્રુમાલા બની.
—ન યાદ પણ ઊઠતા ફરીથી એ જ–ના એ સ્વર.
ન જોય નિરવાય, ના જરી તૃષા ખૂટે યોગની
રહી ટટળી આશ, ચીસ ટકતી ઊઠે કારમી !

# એચ. જી. વેલ્સ

કૃષ્ણવદન જેટલી, એમ. એ., બી. ટી.

Wells, in a word, is a glorified edition of ourselves, his history is our history, and the world as he sees it is the world as we shall see it to-morrow.

C. E. M. Joad.
*"The Bookmark."*

બર્નાર્ડ શૉએ કહ્યું છે કે તેનું જીવનચરિત્ર તેના સમયનો ઇતિહાસ થશે. તે જ પ્રમાણે આપણે કહી શકીએ કે એચ. જી. વેલ્સનું જીવન તેના સમયના અંગ્રેજ જીવનનું પ્રતિનિધિ છે. શૉ અંગ્રેજ જીવનને હજાર ઠેકાણે સ્પર્શે છે, પણ તે બહારથી; પરંતુ વેલ્સ તો એ જીવનનો જ એક મુખ્ય અને સભાન ભાગ છે એટલે તેણે અંદર રહી, તે જીવનને લેખનદ્વારા બહાર આલેખ્યું છે. તેથી તે પ્રથમ વિશ્વયુદ્ધ પછીની અવ્યવસ્થિત અને વેરવિખેર દુનિયાના માનસનો નિદાનશાસ્ત્રી તેમજ ઉપન્યાસકાર ગણાયો છે. તેણે યુરોપ અને અમેરિકા પર અઢારમી સદીમાં ફ્રેંચ લેખક વૉલ્ટેરે સ્થાપેલી તેવી બૌદ્ધિક અસરનું રાજ્ય સ્થાપ્યું અને પોતાના ધ્યેય અને વિચારોનું ધાર્મિક આદેશ માફક આલેખન કર્યું. તે ગંભીર છે અને તેનાં લખાણો ગંભીરતાથી જોવાય છે.

હર્બર્ટ જ્યોર્જ વેલ્સનો જન્મ ૧૮૬૬માં સપ્ટેમ્બરની ૨૧મીએ બ્રોમ્લીમાં (કેન્ટમાં) એક નાની પરચુરણ દુકાનમાં થયો હતો. તેની માતા એક ધનિક કુટુંબના ઘરની સંભાળ રાખનાર નોકર હતી અને પિતા કુદરતપ્રેમી માળીનું કામ કરનાર અને ક્રિકેટનો ધંધાદારી રમનાર હતો. પિતા દુકાનની દરકાર રાખતો નહિ. વેલ્સની માતા તેને ગૃહસ્થ ગણતી નહિ અને પુત્રને તે જ્ઞાન પામે તેવો નાગરિક બનાવવા ઇચ્છતી હતી. બાળપણ વેલ્સે જમીન નીચે ભોંયરાના ખંડમાં બારીમાંથી લોકોના પગોને બદલે બૂટ જોતાં વિતાવ્યું હતું. કાપડિયો બનાવવાના ઉદ્દેશથી માએ પુત્રને થોડું ભણાવી ચૌદ વર્ષની ઉંમરે કાપડની દુકાનમાં વેતરું કરવા મોકલ્યો હતો. ત્યાં તેને ન મળતું પૂરું ખાવાનું કે શાંતિથી સૂવાનું. આવા સંજોગોમાંથી છૂટવા તે એક રવિવારે ભૂખ્યો સત્તર માઈલ ચાલી પાછો મા પાસે આવ્યો અને આવી રીતે કાપડિયા બનવા કરતાં મરવું સારું એમ તેણે પોતાનો નફરત દર્શાવતો નિર્ણય જાહેર કર્યો. સસેક્સના 'અપ પાર્ક'ના નોકરોના ખંડમાં મા સાથે રહી તેણે નીચલા થરનું તેમજ ઉપલા થરનું જીવન જોયું. સમાજની કઢંગી રચના જોઈ, પણ તેનામાં રહેલ હાસ્યવૃત્તિએ તેને એ સમાજના અંગત કરતાં તેને જુલાબ આપનાર વૈદ બતાવ્યો.

સોળ વર્ષની ઉંમરે તે મિડહર્સ્ટ વ્યાકરણ શાળાનો શિક્ષક થયો. પણ આ સમયનાં સંસ્મરણો આલેખતી તેની નવલકથા 'લવ એન્ડ મિ. લેવિશામ'ના નાયક લેવિશામ જેમ તેને પ્રથમ વર્ગમાં પાસ થઈ વિદ્યાપીઠની ઉપાધિ મેળવવાની ધ[illegible] આ અરસ[illegible]

તેણે સત્તરમે વર્ષે વિજ્ઞાનની બી. એસસી. ની ઉપાધિ જાનવર શાસ્ત્ર–ઝુઓલોજીના અભ્યાસ દ્વારા પ્રથમ વર્ગમાં પાસ થઈ પાર પાડી. સાત વર્ષની ઉંમરથી તેનો તૂટેલો પગ તેને પથારીમાં પડી રહી વાંચવાની ફરજ પાડી અભ્યાસમાં મદદકર્તા નીવડ્યો હતો. તેને કેળવણી ખાતા તરફથી અઠવાડિયાની એક સોના મહોરની મદદ મળતી અને તે ડાર્વિનના મિત્ર અધ્યાપક હક્સલિના ભાષણોનો રસ માણી આગળ વધી શક્યો.

ફરીથી તે હેન્લી હાઉસ સ્કૂલમાં મદદનીશ શિક્ષક બન્યો અને ત્યાંથી શિક્ષક, વ્યાખ્યાનદાતા અને વિજ્ઞાનના પ્રયોગદર્શક તરીકે આગળ વધ્યો. પણ તેના ગળામાં લોહી પડવું અને ક્ષયના રોગની ચિંતા પેદા થઈ હતી. આ સમયમાં તેણે પત્રકાર તરીકે અખબારોમાં અને સામયિકોમાં લેખો લખવાનું શરૂ કર્યું; બિમારી જરા ઓછી લાગતાં તેણે તેની પિત્રાઈ કુમારિકા ઇસાબેલ મેરી વેલ્સ સાથે બાળપણના પ્રેમની ધૂનમાં લગ્ન કરવાની ભૂલ કરી. તૂટેલા પગે વેલ્સને તો વાચનનું–ઇતિહાસ, વિજ્ઞાન અને સાહિત્યના વાચનનું વ્યસન લગાડ્યું હતું, પણ પત્નીનો પગ ક્યાં તૂટેલો હતો? આથી બંને વચ્ચે માનસિક અંતર વધતું ચાલ્યું અને તેણે તેની સાથે છૂટાછેડા લઈ તેની સહાધ્યાયિની કેથેરાઈન રોબીન્સ સાથે બીજું લગ્ન કર્યું.

આ લગ્નજીવન પ્રેમ કરતાં ડહાપણ અને સહનશીલતાથી ટકી રહ્યું. મુક્તપ્રેમમાં માનનારા વેલ્સ માટે તેની કલ્પનાની નારીની–પુરુષસમા મનવાળી અને નારીની કાયા ધરાવતી–શોધ જીવનપર્યંત ચાલું રહેવાની હતી.

૧૮૯૩ થી વેલ્સે લેખનપ્રવૃત્તિ જ સ્વીકારી અને બે વર્ષ પછી મૌલિક અને વિશિષ્ટ દૃષ્ટિ ધરાવતી જોરદાર શૈલીમાં લખાયેલી તેની પ્રથમ નવલકથા, 'ધ ટાઈમ મશીન–સમયનું યંત્ર' પ્રગટ થઈ. આ પ્રકાશન સાથે જ વેલ્સનું સમજયંત્ર પણ સમ સર્જનના કાર્યમાં ઝડપથી લાગી ગયું. વિજ્ઞાન અને કલ્પનાના અનોખા રંગે રંગાયેલી જુદે વર્ણની કથાઓ કરતાં વધુ આધુનિક વિચારોના, કાલ્પનિક, અને વિજ્ઞાનની ચાવીથી ઊઘડતા પેટાળો દેખાડતી યાંત્રિક કથા પરીઓએ લોકોને આકર્ષ્યા અને '*The Island of Dr. Moreau* (૧૮૯૬), *The Invisible Man* (૧૮૯૭) અદૃશ્ય માનવી વગેરે નવલોએ વાચકોની કલ્પનાને વૈજ્ઞાનિક નશો ચઢાવ્યો.

પણ વિશેષતો વેલ્સને 'કાલ્પનિક વૈજ્ઞાનિક સૃષ્ટિ'ના કર્તાનો ખિતાબ આપે તે પહેલાં જ તેણે હાસ્યરસિક આત્મકથાના તત્ત્વયુક્ત ડિકન્સ જેવા મહાન નવલકથાકારની યાદ આપે એવી પાત્રસૃષ્ટિ સર્જી સામાજિક નવલકથાઓ લખવા માંડી. 'કિપ્સ' (૧૯૦૫), 'પ્રેમ અને મિ. લેવિશામ' (૧૯૦૦), 'મિ. પોલીનો ઇતિહાસ' (૧૯૧૦), અને 'ટોનો બંગે' (૧૯૦૯) નામની વાસ્તવદર્શી નવલોમાં તેણે પોતાની અવલોકન શક્તિ અને આલેખન શક્તિનો નવો પરચો બતાવ્યો. 'મિ. પોલીના ઇતિહાસ'ના પ્રથમ પ્રકરણમાં તે પોતાના જ શાળાના અનુભવો આલેખે છે. મિ. લેવિશામ તરીકે તે શિક્ષકના અનુભવો અને પ્રેમના ભાવુક તરંગો હાસ્યરસિક અને કટાક્ષમય ભાષામાં રજૂ કર્યા છે. 'કિપ્સ'માં તે જીવનમાં જાગેલી સભાનતા અને બીજા પ્રત્યે જોવાની દૃષ્ટિ ઉત્તમ રીતે દર્શાવે છે. પણ 'ટોનો બંગે' માં તેણે પૂર્ણ સફળતા પ્રાપ્ત કરી છે.

"Here he seemed to have brought to-gether all the threads of

*his many intellectual energies, and woven them into a single fabric fit for wear-and-tear and adornment.'*—R. A. Scott James (*Personality in Literature*)

આ ઉપર્યોક્તની નવલ કે; તેમાં અખિલ જીવનના અનેક પ્રવાહો એક મહાનદીમાં વહી કથાકારની હોડીને છાતી પર ઝુલાવે છે

પરંતુ આ શબ્દ પણ લેખકને પસંદ ન પડ્યો. વેલ્સે ૧૯૧૧ માં, 'ધી કોન્ટેમ્પોરરી નોવેલ–સમકાલીન નવલકથા' પર નિબંધ લખી જાહેર કર્યું કે, નવલકથા કેવળ થાક ઉતારવાનું કે નવરાશના સમયમાં ખાલી મનને બિનનુકસાનકારક ઘેનમાં નાખવાનું સાધન ન ગણાવું જોઈએ. સોનેટ માફક નવલકથાનું કોઈ બંધનયુક્ત સ્વરૂપ હોવું આવશ્યક નથી. નવલકથા તો અનેક હેતુઓ અને રસોના તાણાવાણા ગૂંથતું એક નિશ્ચિત ધ્યેયહીન સમગ્રમય આલેખન છે. જીવનનાં સર્વ ક્ષેત્રોને આવરી લે એવું તેનું વિકાસપાત્ર વિવિધ સ્વરૂપ હોવું જોઈએ. ટૂંકમાં,

> It should be, not a new pulpit, but "the home confessional, the initiator of knowledge, the seed of furitful self-questioning," the great central platform for discussion and for the examination of human conduct.

હવે તેણે વિચારોને પ્રધાનપદ આપી નવલકથાઓને વર્ષોનું મહાન સોપાન બનાવ્યું. *The New Machiavelli, Marriage, The Research Magnificient, The Passionate Friends* વગેરેમાં તેણે વિશ્વસુધારણા અને માનવશોધ્ય આદર્શ રાજ્યના ખ્યાલોનું મિશ્રિત પીણું તેણે નવલકથા રૂપી જામમાં બુદ્ધિવાદી–મદ્યખાનાના આશકોને નજર કર્યું. ૧૯૧૪ સુધીમાં તો તે શૉ અને કિપ્લીંગની હારમાં ગણાતો હતો.

૧૯૦૧ માં *Anticipations* પ્રકટ થતાં વેલ્સ ઘણા ઉદારમતવાદીઓ (લિબરલ) અને સમાજસુધારકોના સંપર્કમાં આવ્યો; ફેબિયન સોસાયટીના કેન્દ્ર સમા સિડની અને બિઆટ્રિસ વેબ દંપતી દ્વારા તેણે બર્નાર્ડ શૉ, ગ્રેહામ વૉલાસ વગેરેની મૈત્રી સાધી. તેણે સોસાયટીમાં ઘણી વખત ભાષણો કર્યાં, પણ તેના વિચારો અને સોસાયટીના અધિકારક સમાજવાદ વચ્ચે ઘણો તફાવત હતો. વેલ્સ તો વૈજ્ઞાનિક વ્યવસ્થા અને નક્કર સંગઠન શક્તિ ચાહનારો અને વર્ગવિગ્રહને તિરસ્કારી તેને નુકસાનકારક માનનારો હતો. તેણે સોસાયટીના સભ્યોને ખૂંચે તેવું, તેમને પ્રવૃત્તિમાં પ્રેરવા આકરાણી કહ્યું, તેમની ખામીઓ છતી કરતું ભાષણ કર્યું. વક્તૃત્વ કલામાં તેને ટપી જાય એવા બર્નાર્ડ શૉએ વેલ્સના પ્રસ્તાવોને કાપ્યું અને તેનો ઉપહાસ કરતું ભાષણ કર્યું. વેલ્સનો ફેબિયન સોસાયટી સાથેનો સંબંધ તે દિવસથી તૂટ્યો. વેલ્સે *The New Machiavelli* લખી પોતાનું વેર વાળ્યું.

વેલ્સનું ધ્યેય સમાજવાદ ન હતું, પણ તે આધુનિક યાંત્રિક અને વૈજ્ઞાનિક સફળતાને પ્રાપ્ય બનાવતું એક સત્તાધારી રાજ્ય સ્થાપવા એમાં માનનારો હતો. આ રાજ્ય બુદ્ધિમાનો દ્વારા ચલાવાય, અને નહિ કે તેમાં બુદ્ધિમાન અને બુદ્ધિ વિનાનાને એક સરખા ગણવામાં

આવે એવું કહેવાતું લોકશાસન હોય. તેણે કહ્યું છે, "હું હલકા બુદ્ધિહીન માણસોને તેમનાથી વધુ બુદ્ધિશાળી કરતાં મહાન ગણવામાં માનતો નથી...હું તો પદવી અને તકની સમાનતામાં માનું છું અને નહિ કે માન અને ઇનામની સમાનતામાં." સમય જતાં અને ઊંડો વિચાર કરતાં તેને લાગતું હતું કે માનવજાતનો ઉદ્ધાર વિજ્ઞાન અને વ્યવસ્થા દ્વારા શક્ય છે અને જો પોતાના જેવા બીજા માણસો જવાબદારી ઉઠાવવા તૈયાર થાય તો થોડા સમયમાં જ જગતમાં સુખ અને સ્વાતંત્ર્ય ફેલાઈ જાય.

પણ ૧૯૧૪ ના યુધ્ધે તેની માન્યતા પર ધીમો ફટકો લગાવ્યો. જ્યારે દુનિયામાં બહુ શુભ પરિણામ લાવનારું કાર્ય અણુકિહેલું પડ્યું હતું અને શક્તિ તેમાં રોકવાની જરૂર હતી ત્યારે વીરતા અને વિજ્ઞાને આત્મ ધ્વંસનો યજ્ઞ માંડી માનવજાતનું બલિદાન આપી દુઃખોને સર્જવાનો ઉત્સવ માંડ્યો હતો! આ યુદ્ધ શાંતિ લાવશે અને તેના અંત બાદ દુનિયા નવી રીતે રચાશે એ ભ્રામક વિચારમાં વેલ્સ સપડાયો હતો અને તેણે એવા વિચારો *Mr. Britsling Sees It Through* માં દર્શાવ્યા છે. પ્રજાસંઘમાં તેણે નૂતન જગરચનાનાં બીજ જોયાં પણ ૧૯૨૦માં તેને સમજાયું કે એ પ્રજાસંઘ તો વિશ્વશાંતિના માર્ગમાં મોટું વિઘ્ન બની ઊભો હતો. જિનિવા માફક મોસ્કો પણ તેને કડુ લાગવા માંડ્યું. લેનિન અને સ્ટેલિનની વાતોમાં વર્ગવિગ્રહ અને કામદારોના—બુદ્ધિહીનોના—રાજ્યની પારિભાષિક શબ્દોમાં થતી કંટાળાજનક વાત અને પોતાનાથી વિરુદ્ધ વિચારના દરેકને મૂડીવાદી ગણવાની નીતિ તેને અસહ્ય લાગ્યાં. વેલ્સની માન્યતા પ્રમાણે કાર્લ માર્ક્સે સ્વતંત્ર સામાજિક શાસન માટે રચનાત્મક ખ્યાલો ઉત્પન્ન કર્યા નથી. કમ્યુનીસ્ટો—સામ્યવાદીઓ ઇસુખ્રિસ્તને બદલે માર્ક્સના અને પોપને બદલે સ્ટેલિનના અંધપૂજકો છે અને તેમના વિરુદ્ધની ટીકાને દબાવવામાં ઝનૂની ઉત્સાહ દાખવે છે.

પણ પોતાને સરળ અને તર્કબદ્ધ લાગતું જગવ્યવસ્થાનું સ્વપ્ન શા માટે અશક્ય મનાતું જોઈએ—આ કોયડો વેલ્સને સતાવવા લાગ્યો. તેને પોતાના જ્ઞાનમાં ઊણપ લાગી અને તેણે ઇતિહાસ, વિજ્ઞાન અને અર્થશાસ્ત્ર વગેરેનો ઊંડો અભ્યાસ આરંભ્યો અને નવનીત રૂપે જગત સમક્ષ ત્રણ જ્ઞાનકોષસમા ગ્રંથો ધર્યા. ૧૯૨૦ માં તેણે *Outline of History* દુનિયાના ઇતિહાસની રૂપરેખાનો દોઢ હજાર પાનનો ગ્રંથ પ્રગટ કર્યો. આ પુસ્તકે તેને કીર્તિ અને ધનના ઢગલાની ટોચે બેસાડ્યો. એક વર્ષમાં તેની પાંચ લાખ અને પાંચ વર્ષમાં પંદર લાખ નકલો ખપી ગઈ. પણ કીર્તિ અને ધને તેને આળસુ ન બનાવ્યો. પોતાના પુત્ર જી. પી. વેલ્સ અને જુલિયન હક્ષલી સાથે સહકાર સાધી તેણે જીવન વિજ્ઞાન *Science of Life* રચી માનવ ઉત્ક્રાંતિની મહાગાથા લોકભોગ્ય બનાવી. તેણે ત્રીજો મહાગ્રંથ *The Work, Wealth and Happiness of Mankind* લખ્યો. તેમાં અર્થકારણ, વ્યાપાર, રાજકીય અર્થશાસ્ત્ર, મજૂરી, મૂડી વગેરેના પ્રશ્નો છણ્યા. આમ માનવજીવનને ચારે બાજુથી અવલોકવાની દૃષ્ટિ અને શક્તિ તેણે સર્વસાધારણ માણસ સમક્ષ ધરી. જ્ઞાનપિપાસુ જગતને એ મહાપરબોએ તરસ છીપવા આમંત્રણ આપી સમજાવ્યું કે જગતને છીછરા જ્ઞાનથી ન જુઓ. તેના આ કાર્ય માટે *J. B. Coates* 'Ten Modern Prophets—' દસ આધુનિક પયગંબરોમાં કહે છેઃ

'Humanity ought to be eternally grateful for the stupendous energy and ability which he expended in this great and salutary task.'

૧૯૨૨–૨૩ માં તેણે પાર્લામેન્ટના સભ્યપદ માટે મજૂરપક્ષ તરફથી ઉમેદવારી કરી, પણ તેમાં તેને સફળતા મળી નહિ. ૧૯૨૭ માં તેની બીજી પત્ની બે પુત્રો મૂકી અવસાન પામી. ૧૯૩૪ માં તેણે પોતાની આત્મકથા '*Experiment in Autobiography*' પ્રગટ કરી. તેમાં તેણે લખ્યું છે:

"The truth remains that to-day nothing stands in the way to attainment of universal freedom and abundance but mental tangles, egocentric preoccupations, obsessions, misconceived phrases, bad habits of thought, subconscious fears and dreads and plain dishonesty in people's minds—and especially in the minds of those in key positions. That universal freedom and abundance dangles within reach of us and is not achieved, and we who are citizens of the Future wander about this present scene like passengers on a ship overdue, in plain sight of a port which only some disorder in the chartroom prevents us from entering."

"—જગતવ્યાપી સ્વાતંત્ર્ય અને આબાદીની સિદ્ધિના માર્ગમાં જો કોઈ આડખીલી હોય તો તે માનસિક ગૂંચો, અહંકેન્દ્રિત આત્મનિમજ્જનો, અમુક વિચારોથી થયેલાં માનસિક મરડો, ખોટા ખ્યાલભર્યા શબ્દો, ખરાબ રીતે વિચાર કરવાની ટેવો, અંતરમાં છુપેલી બીકો અને ભયો અને લોકોના મનમાં રહેલી સ્પષ્ટ અપ્રમાણિકતા—ખાસ કરીને સત્તા અને લાગવગ ધરાવનાર માણસોના મનમાં એવી અપ્રમાણિકતા છે. તે સિવાય બીજી કોઈ આડખીલી નથી. જગતવ્યાપી સ્વાતંત્ર્ય અને આબાદી આપણી શક્તિના ક્ષેત્રમાં આવેલાં છે, પણ આપણે તે પ્રાપ્ત કરી શકતા નથી. આપણે, ભાવિના નાગરિકો ઘણા વખતથી દૂર સ્પષ્ટ દેખાતા બારામાં પ્રવેશ કરવા મથતા વહાણનાં મુસાફરો જેવાં છીએ. ફક્ત નકશા અને દિશાસૂચક ખંડની અવ્યવસ્થા એ વહાણને બારામાં પ્રવેશતાં અટકાવે છે." વેલ્સને મન ગાંધીજી અને હિંદના રાષ્ટ્રીય નેતાઓ બ્રિટિશ અમલ પ્રત્યે તિરસ્કાર સિવાય બાકી જ બીજી ભાવનાઓમાં સંગ્રહિત છે. આઝાદીના વિચારમાં તેઓ એટલા ડૂબી ગયા છે કે તેમની બીજી રચનાત્મક વિચારોની શક્તિ જ રૂંધાઈ ગઈ છે.

તેણે ૧૯૩૨ માં એક ચેતવણી જગતને આપી હતી: 'કાં તો આપણે જગતભરમાં શાંતિ સ્થાપવી જોઈએ, જગતનું એક રાજ્ય, એક જ સંયોજન યોજવું જોઈએ અને નહિતર પછી આપણા કાનમાં આક્રમણકારીઓના અવાજ, આપણાં ઘરોમાં આક્રમણકારીઓની નજર, આપણાં ગળાં પર આક્રમણકારીઓની છરી તથા મૃત્યુનો ભય અને બીક વચ્ચે જીવવા આપણે તૈયાર રહેવું જોઈએ.' જગતે એની સલાહ અને ચેતવણી અવગણી અને ૧૯૩૯ માં એક માનવસંહારી મહાનાટક શરૂ થયેલું જોયું.

જગતની એક રાજ્યવ્યવસ્થા બનાવવામાં અનેક સત્તાધારીઓ અને વિચારકો સાથે મંત્રણા કરતાં તેમાં મેળ ન ખાવાથી ગ્લાની અનુભવી તેણે ૨૧૩૬ ની સાલમાં આપણા પ્રપૌત્રોના હાથમાં શાળાના પાઠ્યપુસ્તક રૂપે મુકાય એવો ભાવિનો કાલ્પનિક છતાં આધુનિક વિચારકોના વલણો અને વૈજ્ઞાનિક શોધોની દિશાને ખ્યાલમાં રાખી લખેલો ઇતિહાસ-*The Shape of Things to come*-પ્રગટ કર્યો. તેમાં તેણે મહાન હવાઈ યુદ્ધ અને તેને અનુસરતી જગવ્યાપી મરકીની આગાહી કરી. આ બે આફતોને પરિણામે શહેરો ખાલી થયાં. ૧૯૬૦ માં માનવસમાજ નાના સમૂહોમાં ગામડાંમાં રહેવા લાગ્યો. વાહન વહેવાર અને સંસ્કૃતિનાં સાધનો ધીમે ધીમે અદૃશ્ય થયાં. ટેલિફોન અને તાર જતાં રહ્યાં. આ પુસ્તક દ્વારા પોતાની ચેતવણી પર ધ્યાન નહિ અપાય તો દુનિયાની પરિસ્થિતિ ભાવિમાં કેવી હશે તે દર્શાવ્યું

વેલ્સનું માનવું છે કે માનવસમાજ જગતનું એક રાજ્યસંગઠન કરવા સમર્થ છે. તે માટે બુદ્ધિધનોએ 'ખુલ્લું કાવતરું' કરવા એકત્રિત થવું જોઈએ અને મૂર્ખતાને સ્થાને બુદ્ધિ અને સાંપ્રદાયિક આવેશોને સ્થાને વૈજ્ઞાનિક દૃષ્ટિ સ્થાપી માનવવ્યવહાર ચલાવવો જોઈએ.

વેલ્સે અનેક વૈજ્ઞાનિક રંગની રોમાંચક કલ્પનાકથાઓ લખી છે, હાસ્ય અને કટાક્ષયુક્ત સામાજિક નવલકથાઓ લખી છે, અનેક ચર્ચાત્મક પ્રશ્નોને છણતી ચર્ચાનિબંધો લખી છે, જ્ઞાનકોશ સમા ગ્રંથો લખ્યા છે, અનેક સાચીખોટી આગાહીઓ કરી છે, રમકડાંના સિપાઈ સાથે કેવી રીતે રમવું તે વિશે પણ એક પુસ્તક લખ્યું છે, અનેક નિબંધો લખ્યા છે, જગતનાં મહાપુરુષો સાથે જગતમાં શાંતિ અને સ્વાતંત્ર્ય પર રચાયેલ એક રાજ્યવ્યવસ્થા સ્થાપવા મંત્રણાઓ કરી છે અને આશાવાદ ડગમગતાં *Mind at the End of its Tether* જેવું નિરાશાસૂચક પુસ્તક પણ લખ્યું છે. આ પ્રમાણે રાક્ષસી શક્તિ ધરાવનાર વેલ્સ અનેક ક્ષેત્રોમાં ઘૂમી વળ્યો છે. તેથી જ કેટલાક કહે છે: વેલ્સ એક નથી પણ અનેક છે અને દરેક વેલ્સ એવો આકર્ષક છે કે તેમાં કયા વેલ્સને મહત્તા આપવી એ સમજાતું નથી. છતાં તે ભૂલોથી મુક્ત નથી તેમજ તેનું મૂલ્યાંકન હંમેશાં સાચું નથી.

તેની નિષ્ફળતાનું એક કારણ સામ્યવાદી લેખક ક્રિસ્ટોફર કૉડવેલે '*Studies in a Dying Culture*' માં સૂચવ્યું છે:

> Wells, believing that thought and consciousness are prime movers, has spent his whole life in 'popularising' his absolute truth and justice, in making them bright and attractive and vivid and digestible. He has been read by millions, but simply because of that his work has been a vain beating of the wind, for, his very appeal to millions resulted from this, that his readers like himself were caught in the same round of bourgeois metaphysics, of though eternally returning on itself and finding no outlet in action or connexion with reality.

ટૂંકમાં, લોકપ્રિયતા પ્રાપ્ત કરવા માટે તે પોતાના વિચારો લોકપ્રિય અને તેવી આકર્ષક ઢબમાં રજૂ કરવા જતાં ફક્ત વિચારજાળમાં રાચતા અને કાર્ય અને વાસ્તવિકતા સામે આંખો મીંચતા, પૂંજીપ્રેમી માનસના મધ્યમવર્ગના તેના વાચકો જેવા જ વિચારો સુંદરશૈલીમાં રજૂ કરી શક્યો છે.' એક વખત તે દુનિયા કેવી હોવી જોઈએ તેની કલ્પના કરતાં દુનિયા કેવી છે તે તરફ અંધ બની જાય છે. આદર્શ રાજ્ય તેનું નૈસર્ગિક તત્ત્વ છે. વાચક તરીકે આપણે તેને અનુસરવામાં આનંદ માણીએ, પણ શિષ્ય તરીકે અચકાઈએ.

As readers, we enjoy following him; as disciples, we hesitate—' Andre Maurois (*'Poets and Prophets'*)

આનું કારણ સ્પેન્ડર-કીટ શૉ અને વેલ્સના જીવનનો તફાવત દર્શાવતાં જણાવે છે કે:

'Shaw's emotional life is strictly subordinate to his intellectual life; Wells' emotional life is at war with his intellectual life.'

'શૉનું ઊર્મિમય જીવન તેના બૌદ્ધિક જીવનને સંપૂર્ણ વશ છે, જ્યારે વેલ્સનું ઊર્મિમય જીવન તેના બૌદ્ધિક જીવન સાથે યુદ્ધ ખેલે છે.'

તેના કેટલાક વિચારો સાથે મતભેદ હોવા છતાં દરેકને આધુનિક સમય પર વેલ્સની મહાન અસરને સ્વીકાર્યા વિના છૂટકો નથી. આ મહાન લેખકનું ૧૩મી ઑગસ્ટે સાંજે ચાર વાગે અવસાન થયું અને તેના મૃતદેહને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. છતાં જગત તેને *The Country of the Blind* 'આંધળાનો પ્રદેશ,' *The man who could work miracles* ' ચમત્કારો કરનારો માણસ, ' ' સમયયંત્ર ' વગેરે કૃતિઓના સર્જક તરીકે લાંબો કાળ યાદ કરશે. તેનામાં કેટલીક ખામીઓ હશે, પણ તેના ગુણો મહાન છે. *Coates*ના શબ્દોમાં કહીએ તો:

'The world owes him a vast debt of gratitude to his dynamic parsonality, to his challenging and vigorous pen, to his brilliant imagination, and to his boundless devotion to the high destinies of humanity.'

'તેના ગતિશીલ વ્યક્તિત્વને અંગે, તેની પડકારતી શક્તિશાળી કલમને અંગે, તેની ચમકતી કલ્પનાને અંગે અને માનવતાના ઉન્નત ભાવિ પ્રત્યે તેની અબાધિત ભક્તિ અંગે દુનિયા પર તેના આભારનું મહાન ઋણ ચડ્યું છે.' ઉપરે આપણે આશા રાખીએ કે તેની ચેતવણીઓ પ્રત્યે દુનિયા ધ્યાન આપે અને તેણે કલ્પેલું ભગ્ન ભાવિ થોડે અંશે પણ અસત્ય બને.

# ભેદી ચહેરો

ગુણવંતરાય મં. જોષી, એમ. એ.

ગઈકાલે સાંજે, જે અતિ વિચિત્ર સનસનાટીભરી વાત સાંભળી, તે સંભારતાં આજે પણ ફેરમથી રૂંવાડાં બેઠાં થઈ જાય છે. સંતોષ એટલો જ છે કે બીજાને પણ તેવી જ લાગણી થતી હશે. મગનભાઈને ત્યાં, બેઠા બેઠા, અમે ભૂત, પ્રેતની વાતો—વ્હેમો પર ચર્ચા ચલાવી રહ્યા હતા. અમારા પૈકી લગભગ બધાએ સાંભળેલી-વાંચેલી વાતોમાંથી એક એક વાત કહી. પણ તેથી કંઈ 'વાતાવરણમાં રંગત જામી નહીં'.

અમારી વાતો આતુરતાથી સાંભળી રહેલ, ઠીંગણા, બેઠી દડીના, અને અજાણ્યા લાગતા, આગંતુક તરફ ફરી, મગનભાઈએ પૂછ્યું, "તમારા અનુભવ કે સાંભળવામાં આવી કંઈ વાત નથી આવી?" તે માણસ અન્તુભાઈ સાથે, પહેલો વહેલો જ આવેલો, એટલે અજાણ્યું લાગતું હોય અને ન બોલતો હોય એમ ધારી, ઉપલો પ્રશ્ન પૂછ્યો હતો.

તે માણસે ક્ષણવાર વિચાર કરી કહ્યું, "હું જે કહેવાનો છું તેને સામાન્ય અર્થમાં વાત કહી શકાય નહીં', કે તમે બધાએ સાંભળેલી-પ્રચલિત વાતો કહી તેવી વાત પણ આને કહી શકાય તેમ નથી. સત્ય, એ ફક્ત કપોલ-કલ્પિત વાત કરતાં વિચિત્ર હોય છે એટલું જ નહીં પણ તેનાં કરતાં અતિરસપ્રદ હોય છે, એમ હું માનતો આવ્યો છું. મને પોતાને થયેલો અનુભવ—વિચિત્ર લાગે તો પણ મારે કબૂલ કરવું રહ્યું કે તે અનુભવની વાતનો અન્ત આજ બપોરે જ આવ્યો."

અમે તેને શરૂ કરવા વિનંતી કરી.

"એક બે વર્ષ પહેલાં હું બાર દરવાજે આવેલા મોતી-વિલાયમાં રહેતો. મકાન જૂનું ને ખખડધજ. ચોમાસામાં પાણીના રેલા ભીંત પર ઉતરે. પરિણામે દીવાલને મારેલો 'ડિસ્ટેમ્પર' ચિત્ર વિચિત્ર પ્રકારની આકૃતિઓ ધરાવતો થઈ ગયેલ. એમાં જે ઓરડામાં હું સૂતો બેસતો તેની દીવાલ પર પાણીના રેલાને અંગે 'ડિસ્ટેમ્પર'માં કોઈ મનુષ્ય આકૃતિ રેખાઈ હોય એવું લાગતું. આવી દીવાલો આપણામાંથી ઘણાએ જોઈ હશે, અને આવી કલ્પના પણ કરી હશે. પરન્તુ આમાં એથી વધારે એ હતું કે પડેલી આકૃતિ કલ્પનાની નહીં—ખરેખર મનુષ્યાકૃતિ જ દીસતી હતી. સવારે આંખ ઉઘડે કે તરત તે આકૃતિ જોવા મળતી. પથારીમાંથી તુરત ઊઠી જવાને બદલે પાંચ દશ મિનિટ પડ્યો પડ્યો તે જોયા કરતો. પરિણામ એ આવ્યું કે તેને, દીવાલ પરના ડાઘા માનવાને બદલે મારો સહનિવાસી માનતો થઈ ગયો. પણ એથી વધુ વિસ્મય થાય એવું તો એ હતું કે દીવાલ પરનો આજુ-બાજુનો રંગ-આકૃતિઓ પલટાઈ ગયાં છતાં આ આકૃતિ તો હતી તેવી એ જ રહી.

"ને એ મકાનમાં રહેતો હતો ત્યારે જ મારા પર ઇન્ફ્લુએન્ઝાનો હુમલો અને તેનું 'કોમ્પ્લીકેશન' થયેલાં. પથારીવશ હોવાથી આખો દિવસ મારે વિચાર કર્યા કરવાનું કે વાંચવાનું રહેતું. આ સમય દરમિયાન પેલા ચહેરાએ મારા પર સંપૂર્ણ વર્ચસ્વ જમાવી દીધું ને વધુ ને વધુ માનવિક અને જીવંત બનતો ગયો. કહેવા દો કે, રાતદિવસ તેના

સિવાય અને બીજા વિચાર આવતા જ નહીં. તેના વિચિત્ર રીતે વળેલા નાકનો ખૂણો અને છૂટી તરી આવતી કપાળની લીટીઓ અદ્વિતીય લાગતાં. હજારો ચહેરાઓમાં આ ચહેરો હોય તો જરાય વાર લાગે નહીં તેવો તે વ્યક્તિત્વશીલ ચહેરો હતો.

"ઠીક. હું તાવમાંથી સાજો થઈ ગયો પરન્તુ પેલાએ મને છોડ્યો નહોતો. રોજ દિવસમાં, મારી દુનિયામાંથી જુદા જાતના તેવા ચહેરાવાળા માણસની શોધમાં 'પડેલી' મારી જાતને મેં જોઈ. આવા ચહેરાવાળો માણસ દુનિયાના એક ખૂણામાં હોવો જ જોઈએ અને તેને મારે શોધી કાઢવો જ જો જોઈએ, એમ મને થયું. શું કામ શોધી કાઢવો જોઈએ ! તેનો જવાબ મારી પાસે નહોતો—મનમાં ફક્ત નિશ્ચય થઈ ગયો હતો કે, અમારે પરસ્પર કંઈ લેણાદેણી હતી. જ્યાં જ્યાં માણસોના ટોળાં થાય તેવી જગાઓ—ક્રિકેટમેચ, સાહિત્યસભા, સીનેમા, નાટક, શાકપીઠ, સ્ટેશન પર મેલ અને મીકસ્ડના સમયે હું હાજરી દેવા માંડ્યો. તદ્દન નકામું—બધેથી નિષ્ફળતા મળી. દુનિયામાં કેટકેટલા પ્રકારના, જુદા જુદા ચહેરાઓ છે અને તે જુદાઈમાં પણ કેટલી સામ્યતા છે એ તે વખતે મને સમજાયું કોઈ એક માણસ જેવો બીજાનો ચહેરો હોતો નથી, છતાં હિંદુ મુસ્લીમ એમ માણસના ચહેરા પરથી જ વર્ગ પાડી શકાય છે યાને જુદા ચહેરા હોવા છતાં અમુક જાતિનો અમુક પ્રકાર નક્કી કરી શકાય ખરો.

"એ ચહેરો શોધી કાઢવાનો મને નાદ એવો તો લાગ્યો કે મેં બીજું બધું મૂકી દીધું. લોકોનાં ટોળેટોળાંનો એકેક માણસ એવી રીતે તપાસવા માંડ્યો કે ઘણા મને ગાંડો ધારવા માંડ્યા. પોલિસ પણ મને ઓળખી ગઈ. શંકાસ્પદ વ્યક્તિ તરીકે તેમની નજરમાં હું આવી ગયો. સ્ત્રીઓ તરફ તો હું જોતો જ નહીં. ફક્ત પુરુષના ચહેરાઓ—પુરુષના જ ચહેરાઓ આખો વખત હું નિરખ્યા કરતો.

વાત કહેતાં થાક લાગ્યો હોય તેમ તેણે ચહેરા પર હાથ ફેરવ્યો. "અને આખરે," તેણે શરૂ કર્યું. "આખરે મેં તેને જોયો. ધોબીને દરવાજે ગાડીમાં તે મારામાર જતો હતો. હું પણ તેની પાછળ પડ્યો. એક ખાલી ગાડીમાં ચડી, આગળ જતી ગાડી પાછળ પડવાનો હુકમ આપ્યો. તેની સાથે બે ઓઓ અને એક નાની છોકરી હતાં. સ્ટેશન પર ધક્કા મુક્કીનો પાર નહોતો. સમય થઈ ગયો હતો. મેં બરવાળાની ટિકિટ કઢાવી લીધી—વચ્ચેનાં સ્ટેશનો દરમિયાન કંઈ વાતચીત થઈ શકે તે આશાએ. પરન્તુ તે તો સેકન્ડ ક્લાસમાં ચડી બેઠો. ગાડી ચાલુ થઈ. હું પણ ચડી બેઠો. મારી નિરાશાનો પાર નહોતો. હાથમાં આવેલ કાળિયો મોંમાં જતો નહોતો. અન્તે મારી મહેનત બર આવતી લાગી. ધોળાના બુક-સ્ટોલ આગળ તે છાપાં-ચોપડીઓ ખરીદવા આવ્યો. હું પાછળ હતો. જો અત્યારે નહીં બોલાય તો ફરી નહિ બોલાય એવી ખાતરી થવાથી, હિંમતથી મેં તેનું સરનામું પૂછ્યું. તે વિસ્ફુરિત નેત્રે મારી સામું જોઈ રહ્યો.

"અવિનય માફ કરજો ' મેં કરગરી ખાતાં કહ્યું, 'પરન્તુ આપ સાહેબને મારે એક અગત્યના કામ બાબત પત્ર લખવાનો હોઈ, મેં આપને સરનામાની વિનંતિ કરી છે.'

"તેને નવાઈ તો લાગી-લાગે જ ને. પરન્તુ મારી વિનંતીને માન આપી તેણે પોતાનું કાર્ડ આપ્યું. શા' માટે ન આપ્યું તે તે [illegible] થઈ ગયો. ગાડી [illegible]

વળી બીજી રીતે માગણી કરશે એવો તેને ભય લાગ્યો હશે! તે વખતે હું ગાંડો નહોતો તો પછી બીજું શું હતો? ને ગાંડા સાથે વધુ વાત કરવાને બદલે, કાર્ડ આપી તેણે પતાવ્યું હતું એમ તે માનતો હતો.

"ખેર, હાથની મૂઠીમાં મજબૂત રીતે કાર્ડ પકડી હું બત્તી નીચે વાંચવા ગયો. વાંચતાં મારી આંખો મિંચાઈ ગઈ, હાથ પગ ધ્રૂજવા લાગ્યા, માથું ચક્કર ચક્કર ફરવા માંડ્યું 'રાવબહાદુર મોતીલાલ એલ. શેઠના' મોતી-વિલા ને મોતીલાલ, આ ચહેરો ને દીવાલ પરનો ચહેરો! હું નીચે ઢળી પડ્યો. ત્યારબાદ ઘણો વખત મારે હૉસ્પિટાલમાં રહેવું પડ્યું. હજુ ગયે મહિને હું સાજો તાજો બની ઘેર આવ્યો.

બોલતાં બોલતાં તે ચૂપ થઈ ગયો.

તેની સામું તથા એક બીજા સામું જોતા અમે વિચારી રહ્યા. આની વાત જોડે સરખાવી શકાય તેવી એકે વાત અમારામાંથી કોઈએ નહોતી કરી એટલું જ નહીં પણ આની સરખામણીમાં અમે ગાલગપ્પાં જ કરી હતી એમ કહેવું વધારે ઉચિત છે.

"હું 'મોતી-વિલા' માં પાછો આવ્યો," તેણે થોડીવારે, વાત આગળ ચલાવી, "અને રાવબહાદુર મોતીલાલ વિશે માહિતી એકઠી કરવા માંડ્યો. મુંબઈ, લાગતા વળગતાઓને કાગળ લખ્યા, તેનાં સગાં વહાલાંઓમાં પૂછપરછ આદરી અને અહીંની તપાસ પણ ચાલુ રાખી. પરિણામે, તે ગરીબ માબાપના પુત્રમાંથી—માલેતુજાર શેઠિયો બન્યો હતો. ગુજરાત રેલ-સંકટ વખતે સારા જેવા પૈસા કાઢી સરકારનો ખિતાબધારી થયો હતો, નાતજાતમાં પ્રભાવ તેવો તે વ્યવહાર કુશળ અને ધનસંપન્ન માણસ હતો, વગેરે. પણ તે બાવનગરમાં નાનપણમાં ક્યાં રહેતો હતો તે વિશે બે મત એક થયા નહીં.

"એમ ને એમ કરતાં એક પછી એક દિવસો વ્યતીત થવા લાગ્યા. ગઈ કાલે એકાએક પરિસ્થિતિ બદલાઈ. પરમદિવસે રાત્રે થાક્યોપાક્યો હું સૂવા ગયો ત્યારે રાત્રિના બે વાગ્યા હતા, એટલે ઉઠાયું પણ મોડું. જાગ્યો ત્યારે સૂર્યનાં તેજસ્વી કિરણો ઓરડામાં પથરાઈ ગયાં હતાં. દૂરરોજની ટેવ પ્રમાણે, મેં દીવાલ પર ચહેરો જોવા નજર નાખી. ચહેરા પહેલાં જેવો ચોક્ખો દેખાતો નહોતો: જાણે અસ્પષ્ટ બની ગયો હોય એવું લાગતું હતું. પરમદિવસે રાત્રે સૂવા ગયો ત્યારે સ્પષ્ટ હતો—અરે, હમણાં સુધી એવો ચોક્ખો હતો—અને અત્યારે નૂર-તેજ વિનાનો ફિક્કો લાગતો હતો.

"હું ગમગીન થઈ ચિન્તા કરતો બહાર ગયો. બજારમાં, ગઈ રાતનાં છાપાં આવી ગયાં હતાં. એકાદ ઉપાડી જોયું તો 'મુંબઈના શેઠિયાને નડેલો મોટર અકસ્માત'નું મથાળું વાંચ્યું—આપનામાંથી ઘણાએ તે કદાચ વાંચ્યું હશે. છાપું ખરીદી, મેં જે જાણ્યું હતું તે વાંચ્યું: 'મોતીલાલ શેઠ ગઈ કાલે રાત્રે નાટક જોઈ પાછા ફરતા હતા, ત્યાં ટાર પી મોટર હાંકતા ડ્રાઈવરની બેદરકારીને લીધે તેમની મોટર અથડાઈ પડી હતી. રાવબહાદુરની તબિયત ચિન્તાજનક છે!'

"આઘાતનો આઘાત સહન કરતો હું મારી રૂમ પર આવ્યો. આંખો ફાડી—મહું

મારાં સિવાય દીવાલ પરના ચહેરા સામું તાકતો પથારીમાં પેસો રહ્યો. અને હજુ હું જોતો'તો ત્યાં જ તે તદ્દન અસ્પષ્ટ થઈ ઊડી ગયો.

"પછી મને ખબર પડી કે, જે ક્ષણે દીવાલ પરથી ચહેરો ઊડી ગયો તે જ ક્ષણે રાવબહાદુર મૃત્યુ પામ્યા હતા."

બોલતો બોલતો તે ચૂપ થઈ ગયો.

"નવાઈ જેવું તો ખરું" અમે કહ્યું. "આવું તો સાંભળ્યું નહોતું."

"અદ્ભુત" વગેરે અમે બોલ્યા — જે માનતા હતા તે પ્રમાણે જ અભિપ્રાય આપ્યો.

"દોસ્તો," તે અજાણ્યાએ કહ્યું, "આ વાતમાં ત્રણ અદ્ભુત-મહત્ત્વના મુદ્દાઓ છે. પહેલો આ મુંબઈમાં વસતા એક શેઠિયાની રેખાકૃતિ ભાવનગરના એક મકાનની દીવાલ પર 'ડિસ્ટેમ્પર' ની વિકૃતિ અંગે આકાર ધરે અને તેની જિંદગીના બનાવો સાથે ઝાંખી-સ્પષ્ટ પડે-ઊડી જાય, તે સંભવિત તો છે જ—ફક્ત વિજ્ઞાને તે બનાવના કાર્ય-કારણ વચ્ચેના ભેદની ચાવી શોધી નથી એટલે વાત બેહૂદી લાગે છે— બીજો એ કે મોતીલાલ નામધારી વ્યક્તિનો—અન્ય વ્યક્તિનો નહીં, તે ધ્યાનમાં રાખવાનું છે—ચહેરો, 'મોતી-વિલા' ની ભીંત પર કુદરતી રીતે ચિતરાય તેમાં અસાધારણ તત્ત્વ રહેલું તો છે જ. પછી ભલે તમે કબૂલ ન કરો."

તેના બે મુદ્દાઓ અમે કબૂલ રાખ્યા. પરન્તુ મુદ્દાઓથી ચર્ચા ઉપસ્થિત થતાં અમે વિવાદમસ્ત બન્યા. અને હજુ ઝપાટપી ચાલતી હતી ત્યાં પેલો અજાણ્યો ઊભો થયો અને વિદાય માગી અને હજુ તે બારણા બહાર નીકળે ત્યાં તો, અમારામાંથી એકે તેની રસપ્રદ વાર્તાનો ત્રીજો મુદ્દો શો હતો એ પ્રશ્ન કર્યો, "તમે ત્રણ મહત્ત્વના મુદ્દાઓ આ વાતમાં છે એમ કહ્યું." મેં આગંતુકને તેના શબ્દોની યાદ આપી.

"ત્રીજો મુદ્દો..." પેલાએ બારણું ઉઘાડતાં કહ્યું,..."તો હું ભૂલી જતો હતો. ત્રીજો અસત્યનો-અતિ અદ્ભુત મુદ્દો એ છે કે આખી વાત મેં અહીં બેઠાં બેઠાં અર્ધા કલાક પહેલાં જ બનાવી કાઢી હતી! અચ્છા, સાહેબજી સલામ!"

અમે શુદ્ધિમાં આવી, આ ટપ્પી ગયેલા નીકીને ઝાંપા પર ચડાવી લાવનાર અન્દુ-ભાઈને જોતવા નજર ફેરવી; તો તે પણ અદૃશ્ય થઈ ગયા હોય એમ લાગ્યું.+



+ અંગ્રેજી પરથી

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૪ આશ્વિન : ૨૦૦૨ અંક ૬

# રંગભરી સંધ્યા

ઉમાશંકર જોશી

રંગભરી સંધ્યાને સંગ,
સૃષ્ટિનો છલકે ઉછરંગ.

એક પાંખ ગિરિએ ને બીજી વાદળમાં,
આંખોમાં હીલારે ઉમંગ,
ઊડે મઝૂડ રંગ ચંચૂએ ચૂગતા,
રમતા અનંતને ઉછંગ,
રંગભરી સંધ્યાને સંગ.

ઢળતા ધરણી ભણી, ઝીલાતા આભમાં,
છૂપવતા હૈયે રસગંગ,
રંગનાં શેમાંય ધરી સિંધુરાજ મંદ મૃદુ
અંતરની બજવે મૃદંગ,
રંગભરી સંધ્યાને સંગ.

તાપે તપેલ બીલા પરિમલને પાથરણે
વનદેવી ઢાળે છે અંગ,
રંગોનાં છાંટણાંમાં આછા મલકંત અલ-
બેલા ઝૂલે અંગભંગ,
રંગભરી સંધ્યાને સંગ.

સૃષ્ટિનો છલકે ઉછરંગ,
રંગભરી સંધ્યાને સંગ.

卐

# વિપથગમન

'પથિક'

"Liberty and Democracy mean nothing to the citizen who has no leisure. Where 90% of the people have all the work and no leisure, and 10% all the leisure and no work (or thereabouts), Liberty is a will-o'-the-wisp; Magna Charta, the Petition of Rights, the American Constitution, and the French motto of Liberty and Equality are mere scraps of paper; and no fresh Declaration of Rights can be implemented........And while the distribution of labour and leisure remains corrupt, all governments, central or local, inevitably act as the instruments of that corruption, no matter how democratic the principles and programs of their members be."

[Bernard Shaw: *Everybody's Political What's What*, p. 351]

૧

સમાજમાં કેટલાક મનુષ્યો એમ માને છે કે તેઓ કોઈ વિશિષ્ટ શક્તિ ધરાવે છે, અને બીજા બધા મનુષ્યોએ તે વિશિષ્ટ શક્તિ પ્રાપ્ત કરવી જ જોઈએ. એટલું જ નહિ પરંતુ બીજા મનુષ્યો તે વિશિષ્ટ શક્તિ વાસ્તવિક રીતે ધરાવી રહ્યા છે તેમ માની લઈને તેમના માટેનાં કર્તવ્યોની યોજના ઘડી આપે છે. આવી યોજના અને કાર્યક્રમનો મૂળ પાયો અશાસ્ત્રીય હોવાથી ઇષ્ટ પરિણામ આવતું નથી; બલ્કે, અનિષ્ટ પરિણામોની ભરતી ચઢી આવે છે. આવાં અનિષ્ટ પરિણામોની પરંપરા હજારો વર્ષથી માનવસમાજમાં ચાલતી આવે છે. આધ્યાત્મિક અનુભવના વિસંગત વિનિમયથી ધાર્મિક વહેમો, રમખાણો અને યુદ્ધો ઉદ્ભવે છે; નૈતિક વર્તનના ઉન્નત સિદ્ધાંતો અપાત્ર ઉપર લાદવાથી આર્થિક અન્યાય, જુલમ અને ગરીબાઈ ઉદ્ભવે છે; રાજકીય વાદ વાદ વચ્ચેના ઘર્ષણથી પેદા થતાં વિશ્વયુદ્ધો અને આંતરરાષ્ટ્રીય સંઘર્ષો માનવસમાજને વિનાશના માર્ગે ઢસડી મૂકે છે. આ સર્વ અનિષ્ટ પરિણામો ઉપર્યુક્ત કથનના કારણે છે. "હું કહું છું તેમ કરો"—આ અહંકારાત્મક વૃત્તિ સર્વ કલહ અને આપત્તિના મૂળમાં ઊંડું ઘર કરી બેઠેલી જણાય છે.

૨

દેશ, કાલ અને પાત્રનું વૈજ્ઞાનિક મૂલ્યાંકન કર્યા સિવાયનું દાન ફલિત થતું નથી. વસ્તુસ્થિતિનું વાસ્તવિક દર્શન અને શક્યતાની સીમાનું ભાન યોગ્ય વિધાન ઘડવામાં અનિવાર્ય ગણાવાં જોઈએ.

"It remains true that the conversion of savages to Christianity is really a conversion of Christianity to savagery."

(*Ibid*: p. 45)

તે જ પ્રમાણે અહિંસાનું સત્ર નિર્બળ પ્રજાને શીખવવાથી પરિણામ એ આવે છે કે સબળની અહિંસા સાધ્ય થવાને બદલે નિર્બળની અહિંસા એટલે કે ભીરુતા અને નમાલાપણું ઉપસ્થિત થવા પામે છે. જેમ ધાર્મિક ઉપદેશનું પાત્ર જિજ્ઞાસુ યા મુમુક્ષુ હોય તેમ અહિંસાના ઉપદેશનું પાત્ર બળવાન હોય. બળવાન વ્યક્તિ અહિંસા સિદ્ધ કરી શકે ત્યારે ઉત્કૃષ્ટ કાર્યની સાધના થાય. પાતંજલ યોગસૂત્રમાં કહ્યું છે તેમ, अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः (૨.–૩૫). આપણી સમક્ષ વૈરત્યાગના દાખલા જોવામાં આવતા નથી તે પુરવાર કરે છે કે अहिंसाप्रतिष्ठा અસ્તિત્વમાં નથી. ઊલટું, વેરઝેરની વૃદ્ધિ સ્પષ્ટ જણાય છે. શ્રી શંકરરાવ દેવે ગાંધીજી પાસેથી ખુલાસો માગ્યો છે કે અહિંસાનો સિદ્ધાન્ત અપનાવતી કૉંગ્રેસના પ્રધાનો હિંસાનો ઉપયોગ કરી રહ્યા છે તેનું શું? આશ્ચર્ય અને સંતોષની વાત છે કે પ્રત્યુત્તરમાં ગાંધીજીએ કૉંગ્રેસના બંધારણમાંથી સત્ય અને અહિંસા કાઢી નાખવાની સૂચના કરી છે. આ સૂચના વાસ્તવિકતાનો સ્વીકાર કરે છે તેથી સંતોષકારક છે. પરંતુ આશ્ચર્યજનક એ માટે છે કે કૉંગ્રેસી પ્રધાનો સત્તારૂઢ થયા બાદ હિંસાનો ઉપયોગ આદરવાથી સત્તાનો દુરુપયોગ કરવા તરફ ખેંચાઈ પણ જાય.

અહિંસા નિર્બળને સબળ ન બનાવી શકે, પરંતુ નિર્બળને સબળ બનાવ્યા પછી તેને અહિંસાનો ઉપદેશ આપવો યોગ્ય ગણાય. નિર્બળને સબળ બનાવવાનાં સાધનોમાં મુખ્ય સાધન ભૌતિક અને આર્થિક સંપત્તિ અને સત્તામત્તિની પ્રાપ્તિ છે. આ સત્યનો સ્વીકાર આવશ્યક ગણાવો જોઈએ. અસત્ય, દમન, અન્યાય વ૦નો સામનો બળથી કરવો જોઈએ.

"**To 'resist not evil'** as the disciples of Tolstoy and Mahatma Gandhi would have us **is to invite aggression and conquest.**"

( *Ibid* : p. 136 )

૩

આધુનિક હિંદના ઘણા મોટા ભાગના લોકોને પોતાની ઘણીખરી શક્તિ ભૌતિક અને આર્થિક જરૂરિયાતો પ્રાપ્ત કરવામાં જ ખપાવી નાંખવી પડે છે. છતાં, જરૂરિયાતો યોગ્ય પ્રમાણમાં સંતુષ્ટ કરી શકાતી નથી તે આપણા દેશની એક દારુણી સમસ્યા છે. આ સમસ્યાનો ઉકેલ આધ્યાત્મિક ઉપદેશ અને નૈતિક પ્રોત્સાહનથી ન આવી શકે. વ્યક્તિગત માનસિક સમતા કેળવવામાં ધર્મ સહાયભૂત થઈ શકે. ભયંકર આપત્તિ અને દુઃખના સમયમાં પકડાયેલ વ્યક્તિ ધર્મવૃત્તિથી માનસિક શાંતિ અને સમતોલપણું ધારણ કરી શકે. પરંતુ તે ભયંકર આપત્તિ અને દુઃખનું નિવારણ ન થઈ શકે. ધર્મોપદેશથી આ નિવારણ થઈ શકે તે માન્યતા પ્રમાદભરી છે. આવી પ્રમાદભરી માન્યતાને લીધે અનેક અવૈજ્ઞાનિક અને ન્યાયરહિત વિધાનો ઘડાવવામાં આવે છે. જ્યારે ધર્મની વાતો અને વર્તન કરવા છતાં દરિદ્રતા નિવારી શકાતી નથી ત્યારે દરિદ્રતાનાં ગુણગાન ગાવામાં આવે છે. દરિદ્રતામાં મનુષ્યનો ઉત્કર્ષ અને ઉદ્ધાર સમાયેલાં છે એવું સમજાવવા દુનિયાના અનેક મહાન ધર્મધુરંધરોએ અને નીતિવિશારદોએ પ્રયત્ન કર્યો છે. સરખામણીમાં સંતોષ માનવાથી શાન્તિ મળ્યાનો બોધ અપાય છે. સમાજવિકાસની અમુક દશાએ આ બોધ સ્વીકારવામાં દોષ મનો જણાતો નથી. તેમજ અમુક હિત ધરાવતો વર્ગ તેને ઉત્તેજન આપવામાં લાભ જુએ

છે. પરંતુ મનુષ્યસમાજની રચનાનું રહસ્ય વૈજ્ઞાનિક દૃષ્ટિથી નિહાળવામાં આવે છે ત્યારે ઉપર્યુક્ત જરીપુરાણું વિધાન ખોટું અને અવાસ્તવિક સ્પષ્ટ જણાય છે. પુનર્જન્મ અને કર્મ, સ્વર્ગ અને નર્ક જેવા તરંગી કલ્પનારૂઢ તર્કો અપૂર્ણ જ નહિ બલ્કે અત્યંત અન્યાયી અને હાનિકારક લાગે છે, કારણ કે દરિદ્રતાની ઉત્પત્તિ, સૃષ્ટિ અને લયનાં કારણો તેમજ તેને નષ્ટ કરવાના ઉપાયો આપણને એટલા બધા સ્પષ્ટ રૂપે મળી આવે છે કે જેથી અદૃષ્ટ દેવદેવીઓ, અને કર્મ કિસ્મત જેવાં અસત્ પરિબળોનો આશરો લેવાની જરૂર જણાતી નથી. દરિદ્રતાનું નિવારણ કરવાના ઉપાય ન જાણવાથી દરિદ્રતાનાં યશોગાન કરવાની વૃત્તિ અશક્તિમાન્ અવૈતસાધુના સૂત્રનું દૃષ્ટાંત પૂરું પાડે છે.

"Jesus declared that it was easier for a camel to pass through the eye of a needle than for a rich man to enter the kingdom of Heaven. He should have taught that it was quite easy for the rich men to be virtuous, and desperately hard for the poor men; but not understanding the Capitalist system he was led by his compassion for the poor and his indignation at their treatment to attribute all virtue to the poor and all villainy to the rich, the fact being that the 'poor in the lump is bad' and the rich in the lump comparatively good—poverty and not wealth being the evil to attack and abolish."

(*Ibid* : p. 349)

શ્રીમંતવર્ગની શ્રીમંતાઈ ઉપર પાપનું આરોપણ કરવાનું એક પરિણામ એ આવે કે દરિદ્ર શ્રમજીવી વર્ગને સંપત્તિનો અભાવ ક્ષોભ ન પમાડે, પોતાની ગરીબાઈ તેમને પીડા ન કરે, અસહ્ય ન લાગે. ધનિકવર્ગની સર્વોપરિતા, વાલીપણું અને દુરાચાર ક્ષમ્ય ગણાવા પામે. આવા અંધ શાપારોપણને વૈજ્ઞાનિક વિવેકબુદ્ધિથી દૂર કરવું ઘટે. દરિદ્રતાનાં મૂળ કારણો શાહીવાદ અને તેના સાથીદાર મૂડીવાદની પ્રવૃત્તિ, પ્રચાર, અનાચાર અને વિસ્તારમાં પડેલાં છે તેનું ભાન સબળ પ્રમાણમાં જરૂરી છે. હિંદમાં પરદેશી હકુમતે—શાહીવાદે—મૂડીવાદની અપવિત્ર સહાયથી જે દારિદ્ય, અજ્ઞાન અને નિર્બળતા જનસમૂહમાં પેદા કર્યાં છે તે ઘૃણાજનક છે. અજ્ઞાન અને નિર્બળતામાં નિમગ્ન થયેલી આવી પ્રજાને ઉન્નત ધ્યેય અને ધર્મ અને આત્મમોક્ષ વગેરેની વાતો સંભળાવવી તે સૂક્ષ્મ પ્રકારનું અપમાનદાન ગણાય. ગુરુદેવ ટાગોરે તેમના અવસાનકાળના થોડા સમય પૂર્વે કહેલું કે:—

"But even more necessary than the so-called culture are the bare elementary needs of existence, on which alone can any superstructure of enlightenment rest. And what have the British who have held tight the purse-strings of our nation for more than two centuries and exploited its resources, done for our poor people? ... ..In India the misfortune of being governed by a foreign race is daily brought home to us not only in the callous neglect of such minimum necessities of life as adequate provision for food, clothing, education and medical facilities of the people, but in an even unhappier form in the way the people have been divided among themselves."

[Tagore : *Crisis in Civilisation*, 1941]

૪

દરિદ્રતા, અજ્ઞાન અને નિર્બળતા ઉપરાંત પરદેશી શાહીવાદે જે કોમી ભેદભાવ હિંદમાં સતેજ કર્યો છે તે ભીના અત્યારે સૌથી મોખરાનું સ્થાન ભોગવવા પામી છે. બ્રિટિશરોએ કોંગ્રેસને વચગાળાની સરકાર લક્ષિસ તરીકે આપવાનું મુત્સદી સાહસ ખેડ્યું ત્યારથી એકાએક કલકત્તા, ઢાકા, મુંબઈ, અમદાવાદ વ૦ સ્થળો તેની પ્રાણઘાતક ઊર્મિ ચૂકવી રહ્યાં છે. સમય સાથે અન્ય સ્થળો પણ સંડોવાશે. આજ સુધી સત્ય, શાન્તિમયતા, કોમી ઐક્ય અને અહિંસાના સાત્વિક સૂત્રો સ્વીકારતી આવતી કોંગ્રેસ રાજદોર હાથમાં લેતાં વેંત હિંસા અને કોમી અસમાધાનનાં સાધનો અમલમાં મૂકી રહી છે. હિંસાની સહાયથી સ્વાશ્રયી સ્વરાજ ન મળી શકે તેવું સમર્થન કરતાં ગાંધીજી લખે છેઃ–" હું માનું છું કે, જ્યાં સુધી લોકોના રાજ્યજીવનમાં લશ્કર તો શું, પોલીસનો પણ ઉપયોગ થશે, ત્યાં સુધી રાજ્યવહીવટ ચાહે કોંગ્રેસવાળાના હાથમાં હશે યા બીજા કોઈના, પણ આપણે અંગ્રેજ નહિ તો બીજી કોઈ પારકી હકૂમતના આશ્રિત રહેવાના છીએ." ('હરિજનબન્ધુ' તા. ૧૫–૯–૪૧) વૃત્તિ, સિદ્ધાન્ત, વચન અને વર્તનના આ પરસ્પરવિરોધી પરિબળોના વાતાવરણમાંથી હિંદનું રાજકીય નાવ કેવી રીતે પાર ઊતરશે? પાકો પાયો લઈ અને સાંધો ખો નીકળે તે પ્રમાણે કોંગ્રેસ, લીગ અને બ્રિટિશના રાજકીય નેતાઓના પાણિ-પતમાં આમજનતાનો કચ્ચરઘાણ થઈ રહ્યો છે તેનું શું? અહિંસાનાં પાણીએ સ્વરાજના મગ ચડે તેમ દેખાતું નથી. કોમી સમાધાનનાં દ્વારને મજબુત આગળા લાગી ગયેલા જણાય છે. હિંદુ મુસ્લીમ એક થવા ન પામે તેવી રાજનીતિ રાખવાનો બ્રિટિશ નિર્ધાર જગજાહેર છે. તો પછી એક જ રસ્તો બાકી રહે છે. જો પરદેશી સરકારને હાંકી કાઢવાની સહૃદય અને પ્રામાણિક તાલાવેલી કોંગ્રેસના મનમાં હોય તો કોઈ પણ હિસાબે અને ભોગે લીગને મનાવી લેવાની કોશીશ કર્યે જ છૂટકો. એમ કહેવામાં આવશે કે લઘુમતિને મનાવવા જતાં હદ ઉપરાંતની હઠીલી માગણીઓ ઉપસ્થિત થવા પામે છે. સત્ય હકીકત એ છે કે રાજકીય ક્ષેત્રમાં હઠો અને માગણીઓ યુગયુગના પલટા સાથે પરિ-વર્તનશીલ હોય છે. જો પરદેશી હકૂમતને ખસેડવી જ હોય તો કોઈ પણ ભોગે તેમના અધિકારણ માટે ભીષ્મ પ્રયત્નો આદરવા જ પડશે. વહેમ, બીક અને તરંગી આકૃતિનો ત્યાગ થવો જોઈએ. અમુક સંજોગોમાં લઘુમતિને હદ ઉપરાંત કદાચ છૂટછાટ આપવી પડે તો તેમ કરવામાં નાનમ નથી, ભય પણ નથી; ઊલટું, તેમ કરવામાં બહુમતિનાં ડહાપણ, નિખા-લસપણું અને ખાનદાનીની પ્રતિષ્ઠા વધે છે. તાત્કાલિક વિષમતા ઉપસ્થિત થાય છે તે સમય જતાં આપોઆપ ઓસરી જશે. તાત્કાલિક સમાધાનનો લાભ મહાન છે અને આ લાભ ઉઠાવી નેતાઓએ શાહીવાદને જબરજસ્ત ટક્કર મારવાની તક ગુમાવવી ન જોઈએ. ભયંકર ક્રાન્તિનો મહાન દષ્ટા લેનીન પણ કબૂલ કરે છે કે–

"It is impossible to build up revolutionary tactics solely on revolutionary dispositions and moods. To invent such a formula or general rule as 'NO COMPROMISES,' which would serve in all cases, is an absurdity. One must keep one's head in order not to lose

oneself in each separate case. In long, stubborn, varied and variform struggles, all thinking representatives of a given class should work out the necessary knowledge, the necessary experience and the necessary political instincts for the quick and correct solution of intricate political problems." [Lenin : *Left-Wing Communism*]

૫

આપણા નેતાઓ જો વિવિધ પક્ષોનું એકીકરણ આ પળે નહિ કરી શકે તો દુનિ-યારની આંખમાં આપણે સ્વતંત્રતા માટે અપાત્ર લેખાઈશું. ઉપરાંત દેશની અંદરના કેટલા વર્ગો અને પક્ષોને એમ માનવાનું સબળ કારણ મળશે કે બ્રિટિશ શાહીવાદ અને હિં-મૂડીવાદ સાથે સમાધાન અને સંધિ કરીને કોન્ગ્રેસનેતાઓ પોતાની જોહુકમી આમમ-ઉપર બેસાડવા તૈયાર થયા છે. આ માન્યતાને તાત્કાલિક પરાજિત કરવા સબળો પ્રય-થવો જોઈએ. કોમી ઐક્ય સિદ્ધ થવા ન પામે તે બ્રિટિશ શાહીવાદનો સિદ્ધાન્ત બ્રિટિશ શાહીવાદ કેવો છે તેનો ખ્યાલ પંડિત જવાહરલાલના સ્ફટિકસ્પષ્ટ માંથ ૧૯૨૮માં હતો તે ભૂલાવો ન જોઈએ:

"England to-day is the arch-priest of Imperialism and perhaps the worst offenders are those of her Labour Party who have the remarkable capacity for combining tall talk about freedom and self-determination with full-blooded Imperialism."

[Jawaharlal : Speech at Jhansi : 1928]

બ્રિટિશ શાહીવાદ અને હિંદી મૂડીવાદના પ્રત્યાઘાતી સિદ્ધાન્તો અને કરતૂતોની સ-ખામણીમાં મુસ્લિમ અને અન્ય લઘુમતિનો સવાલ સહેલો છે. ઘરની અંદર અંદર ઝઘડા અને મતભેદોનો નિકાલ સમય જતાં સરલતાથી આવી શકે. કારણ આખરે બધાં હિત સામાન્ય ભૂમિ પરનાં છે. માટે લઘુમતિ તરફ કડકાઈ ન શોભે.

"To suppress minority thinking and minority expression would tend to freeze society and prevent progress. For, the majority itself is stimulated by the existence of minority groups. The human mind requires contrary expressions against which to test itself. Now more than ever we must keep in the forefront of our minds the fact that whenever we take away the liberties of those whom we hate, we are opening the way to loss of liberty for those we love."

[Wendell Wilkie : *One World*, p. 138]

૬

હિંદમાં કોન્ગ્રેસ સત્તારૂઢ થયા પછી કેટલાક પ્રસંગો એવા બનવા પામ્યા છે કે જેના ઉપર દેશહિતચિંતકોએ ધ્યાન આપવું પડે. પ્રધાનો પોલીસ અને લશ્કરનો ઉપયોગ છૂટથી કરી રહ્યા છે. એટલું જ નહિ પણ આ હિંસક પ્રયોગ દેશના આબોહાવા ઉપર થાય છે. રાજકીય મતભેદ રાજકીય દુશ્મનાવટ અને દમનનું રૂપ ધારણ કરવા તરફ ધસે છે. હિંસો કામદા

અને કિસાન વર્ગ સામ્યવાદી પક્ષના વર્ચસ્વ તળે આવેલો છે તેથી તેનો રોષ ગોળીબાર કરીને ડામવનો તે લોકમાન્ય પ્રધાનોની પ્રતિષ્ઠાને પ્રતિકૂળ છે. તાજેતરમાં અમલનેરના કામદાર અને સામ્યવાદી કાર્યકરો પર ગોળીબાર ચલાવવામાં આવ્યો એટલું જ નહિ, પરંતુ આ પ્રસંગ પર તપાસ કરવાની માગણી મુંબઈ ધારાસભામાં કરવામાં આવી ત્યારે તેને બહુમતિના બળથી ઉરાડી દેવામાં આવી. આવા વર્તનથી એવી માન્યતા ઉદ્ભવે કે કોન્ગ્રેસી પ્રધાનો હિંદી મૂડીવાદના હાથા તરીકે કામ કરી રહ્યા છે. આ લક્ષણ સારું કે હિતકારી નથી. હિંદ કાંઈ નવી દિલ્હીના સભાગૃહમાં નથી, પ્રધાનમંડળની કચેરીમાં કે ચાપાણીના ટેબલ પર પણ નથી.

સરકારી વહીવટ ચલાવવાની સત્તામાં સત્તાના મદનું લાક્ષણિક પ્રલોભન હોય છે, સત્ય વસ્તુસ્થિતિ તરફ આંખ આડા કાન કરવાની વૃત્તિ જન્મે અને વિકસે છે. સ્વરાજ, સ્વતંત્રતા, લોકશાહી, રાષ્ટ્રીય સંપત્તિના અંતિમ ધ્યેય તરફની ધગશ ઓસરી જવા પામે છે. જ્યાં સુધી પરદેશી સાહીવાદ હિંદની ભૂમિ પર વર્ચસ્વ ધરાવે છે ત્યાં સુધી આંતરિક મતભેદ અને કલહ તરફ સમાધાન અને સમતાની ભાવનાથી કાર્યક્રમ યોજવા ઘટે. મતભેદ અને કલહનું ક્ષેત્ર વિસ્તૃત કરવાની નીતિ પરદેશી શાહીવાદની છે. શ્રમજીવી કામદાર અને કિસાનની પ્રવૃત્તિનું દમન કરવાની નીતિ દેશી મૂડીવાદની છે. આ બંને નીતિ તરફ સચેત અને સાવચેત રહેવાની આવશ્યકતા આપણા નેતાઓ, પ્રધાનો અને કાર્યકર્તાઓએ સ્વીકારવી જ જોઈએ. આ નીતિ અપૂર્વ રાષ્ટ્રસમાધાનના પટ પાછળ છુપાયેલી હોય છે.

૭

હિંદના સામાજિક અને રાજકીય જીવનમાં ઉપર્યુક્ત પરસ્પરવિરોધી તત્ત્વો કામ કરી રહ્યાં છે. ઉત્કૃષ્ટ આદર્શ પ્રશંસનીય છે પરંતુ અપાત્ર અને બિનતૈયાર આમવર્ગ ઉપર તેનું આરોપણ કરવાથી અનેક અનિષ્ટ પરિણામો આવે છે તે આપણે જોયું. કેવળ પ્રબળ ઈચ્છા ઉન્નત હોવા છતાં કાર્યમાં પરિણમે નહિ. તે માટે બાહ્ય વાતાવરણમાં આર્થિક સંપત્તિ અને સલામતી, અંગત નવરાશ અને નવરાશનો સદુપયોગ કરવાનાં સાધનો સુગમ અને સર્વગમ્ય હોવાં જોઈએ. દરિદ્રતા ભ્રષ્ટ છે તેનાં વખાણ કરવાને બદલે તે એક અનિવાર્ય અનિષ્ટ છે તેવું સમર્થ વિધાન વિસ્તૃત પ્રમાણમાં વિકસાવવું જોઈએ. અફસોસની વાત છે કે પરદેશી શાહીવાદ અને દેશી મૂડીવાદની જાલિમ પ્રવૃત્તિ અને સ્વાર્થલક્ષી દાનત તરફ સાવધાન રહેવાને બદલે આપણા રાજકીય દેશનેતાઓ અને કાર્યકરો કોમી મતભેદ અને કામદાર–કિસાનની પ્રવૃત્તિના દમન તરફ પોતાની સર્વ શક્તિ ખપાવી રહ્યા છે. હજુ તો આપણી સમક્ષ દેશી રાજ્યો, દલિત વર્ગ અને જમીનદારો–મૂડીવાદના પ્રશ્નો લગભગ અણુઉકેલ પડ્યા છે. આવા અણીના સમયે આંતરિક કલહના પ્રશ્નનું સમાધાન કરી આપણે શાહીવાદ અને મૂડીવાદનો સામનો કરવા સર્વ શક્તિ કેન્દ્રિત કરીએ તો જ ભવિષ્ય ઉજ્જવળ બને, રાષ્ટ્રીય વિપથગમનની વિપત્તિમાંથી મુક્તિ મળે.

૨૧-૪-૪૧

❀

સારી રીતે કેમ આપી શકાય તેના ઉપાયો શોધવાનો પણ તેણે પ્રયાસ કરેલો છે. કેળવણી આપવાનો રિવાજ એ અધ્યાત્મ–વારસો આપવાનો એક એવો ઉપાય છે. સુધરેલા હોવાનો દાવો કરતી દરેક પ્રજામાં આ રિવાજ–આ સંસ્થા–હોય છે. આ કામ કરવા માટે પ્રજાની ઉત્તમ વ્યક્તિઓને રોકવામાં આવે છે; કારણ કે પ્રજાનું ભાવી આ સંસ્થામાં રહેલું છે. હિન્દુસ્થાને બ્રાહ્મણોને શ્રેષ્ઠ માન્યા છે તેનું આ જ સમર્થન હોઈ શકે. આ કેળવણીની સંસ્થાદ્વારા વૃદ્ધ પેઢી તરુણ પેઢીને પોતાને મળેલો અને પોતે મેળવેલો વારસો આપે છે. વારસો આપવાની બીજી રીતોમાં અને આમાં જે ફેર છે તે એમાં સત્યાસત્યનો, હિતાહિતનો હેતુપૂર્વક વિચાર કરવામાં આવે છે; તેમજ અમુક સામગ્રી કેવી રીતે પ્રાપ્ત થઈ તેનાં સાધનોનું પણ ભાન કરવામાં આવે છે. આથી જૂનામાં શું અનિષ્ટ છે અને તેનો કેવી રીતે ત્યાગ કરવો અને નવું કેવી રીતે પ્રાપ્ત કરવું તે બન્ને આવી જાય છે. અને આ રીતે કેળવણીદ્વારા પ્રજાના આધ્યાત્મિક યોગ અને ક્ષેમ સધાય છે.

આ ક્રિયાથી પ્રજાની પ્રગતિ હંમેશાં ચાલુ રહી શકે છે. પોતાને મળેલા વારસાનો ઉપયોગ કરી હંમેશાં નવું પ્રાપ્ત કર્યા કરવું એ પ્રાણવાન સમાજનું ઉપલક્ષણ છે. આ નવી પ્રાપ્તિ અમુક યુગની પ્રજા પોતાના પુરુષાર્થથી અને બીજી પ્રજાઓના સંબંધમાં આવી પ્રાપ્ત કરી શકે છે. વિશ્વના મહાન અવકાશમાં ભિન્ન ભિન્ન જનતાઓ પડેલી છે તે એકબીજાથી અલગ રહેવા માટે નહિ પણ એકબીજાના સંબંધમાં આવવા માટે છે. અને આથી જ ભાગ્યે કોઈ એવી પ્રજા હશે કે જેની બાહ્ય અને આન્તર સંપત્તિમાં અનેક પ્રજાઓનો હિસ્સો ન હોય ! જો કોઈ પ્રજા આવી આપ–લેથી અભડાઈ જતી હોય તો તે તેની શુદ્ધિ સૂચવતી નથી પણ તેના પ્રાણની પામરતા સૂચવે છે. પણ જો આ નવીન વસ્તુઓની પ્રાપ્તિમાં તેનો પુરુષાર્થ બીજાનું કેવળ અનુકરણ કરવામાં જ સમાપ્ત થઈ જાય અને પોતાના સ્વતંત્ર પરાક્રમથી કાંઈ નવું પ્રાપ્ત ન કરી શકે તો એમ સમજવું જોઈએ કે એનામાં વધારે જીવવાની હવે શક્તિ રહી નથી.

આ રીતે પ્રજાની પ્રગતિ માટે આ બન્ને ક્રિયાઓ આવશ્યક છે : પોતાના પુરુષાર્થથી નવું પ્રાપ્ત કરવું અને બીજા પાસેથી અનુકરણદ્વારા યોગ્ય આપ–લે કરવી. પણ આ બન્ને ક્રિયાઓના આધારભૂત–પાયારૂપ–પોતાનો વારસો છે જે પોતાની વિશિષ્ટ પ્રકૃતિ સાચવે છે. આથી એ સિદ્ધ થાય છે કે જો કોઈપણ પ્રજાને એમ લાગે કે તેનો ભૂતકાળ તદ્દન કોરે રાખો નકામો છે અને સુધરેલી પ્રજામાં ખપવા માટે તેને બીજી પ્રજાઓ પાસેથી જ બધું મેળવવાનું છે તો તેને વ્યક્તિત્વનો હક રહેતો નથી; કારણ કે તેને પોતાના પુરુષાર્થથી જે કાંઈ નવીન પ્રાપ્ત કરવાનું હોય તે પણ બીજાઓ પાસેથી મેળવેલી સંપત્તિને અનુકૂળ રીતે જ મેળવવું પડે: એટલે આવી સ્થિતિમાં તેને માટે તો બીજી પ્રજાઓમાં જલદી કેમ ભળી જવાય તેના ઉપાયો શોધવા જ રહે છે.

આ ઉપરથી એટલું સમજી શકાય છે કે પ્રત્યેક પ્રજાના પ્રગતિશીલ જીવનનો આધાર તેના 'યોગ' અને 'ક્ષેમ' ઉપર છે—એટલે કે નવી નવી વસ્તુઓની પ્રાપ્તિ અને જૂના વારસાનો રક્ષણ—એના ઉપર છે. ઋષિશ્રીએ લખેલા 'પરિશુદ્ધિક્રિયાસિદ્ધ'ના પૌરાણિક સિદ્ધાન્તનું મૌ

ઉદાહરણ સમાજશાસ્ત્રનો આ યોગ અને ક્ષેમનો સિદ્ધાન્ત છે. આમાંના એક પણ અંગનો ભંગ વાસ્તવિકતાનો ભંગ કરે છે, અને તેટલે અંશે અનિષ્ટ કરે છે.

કેળવણીના પ્રદેશમાં પણ આ સિદ્ધાન્ત લાગુ પડે છે. ઉપર કહ્યું તે પ્રમાણે કેળવણીની એ વિશિષ્ટતા છે કે તે દ્વારા પ્રજાના આધ્યાત્મિક 'યોગ અને ક્ષેમ' પ્રધાન. કોઈપણ સુધરેલા ગણાતા દેશની કેળવણીનો ઇતિહાસ ધ્યાન અને મનનપૂર્વક જોઈએ તો તેમાંથી આ સિદ્ધાન્ત જરૂર તરી આવે. ગ્રીસની અને રોમની સંસ્કૃતિનો અભ્યાસક વર્તમાન યુરોપમાં તે કેવી રીતે પાયારૂપ છે તે સહેલાઈથી જોઈ શકે છે. વિજ્ઞાનની અદ્વિતીય પ્રગતિ થવા છતાં પણ હજી તેમના વિચાર પ્રસ્થાનોનાં મૂળ ગ્રીસ અને રોમની સંસ્કૃતિમાંથી નીકળતાં લાગે છે. ખ્રિસ્તી ધર્મના મધ્યયુગના અંધકાર પછી ઈસ્વીસનના પંદરમા અને સોળમા સૈકામાં જે નવું ચૈતન્ય આવ્યું તે ગ્રીસ અને રોમના જ્ઞાનસૂર્યના પુનરુદયને આભારી હતું. જે પ્રજાનો ઇતિહાસ સ્વાભાવિક ક્રમમાં ચાલ્યા કરે છે—એટલે કે જેની સંસ્કૃતિ ઉપર પરદેશમાં રહેતી પ્રજાની સંસ્કૃતિની સત્તા ચડી બેઠેલી નથી હોતી—તેમાં સામાન્ય રીતે દરેક તરુણ પેઢીને પોતાની વૃદ્ધ પેઢીનો વારસો મળ્યા કરે છે. પણ કેટલીક વાર એવું બને છે કે, તરુણ પેઢી નિર્માલ્ય થઈ ગયેલી હોવાથી કોઈ નવું પ્રાપ્ત કરવાને બદલે, જૂનામાં સાચાખોટાનો વિવેક કરવાને બદલે, જૂનું સાચવીને જ બેસી રહે છે. કવિવિહારીનો શબ્દ વાપરીએ તો 'મૂઢ' થઈ જાય છે. આવી મૂઢ દશા એશિયાની કેટલીક પ્રજાઓને પ્રાપ્ત થઈ હતી. આવી સ્થિતિમાં અન્ય પ્રજાઓનો સંસર્ગ અથવા તાત્કાલિક ભૂતકાળની પાછળના પ્રાચીન ભૂતકાળની નવી સ્મૃતિ પ્રજાને હિતકારક થાય છે. પ્રજાના ઉપર કોઈ કૃત્રિમ દબાણ ન આવી ગયું હોય તો સામાન્ય રીતે અનુકૂળ સંજોગો મળી પણ જાય છે. આનાં ઉદાહરણ તરીકે જાપાન સ્મરણમાં આવે છે. જો કે, જાપાન પોતાની પ્રજાનું ખરું વ્યક્તિત્વ—કેવળ રાજકીય નહિ—કેટલે અંશે સાચવી રહ્યું છે તે એક વિચારવા જેવો પ્રશ્ન છે. કૃત્રિમ દબાણથી વિષમ સ્થિતિ ઉત્પન્ન થવાના ઉદાહરણરૂપ હિન્દુસ્તાન છે.

આજે હિન્દુસ્તાનની સંસ્કૃતિની દશા વિષમ છે; અને તે તેની કેળવણીને મુખ્યત્વે આભારી છે. રાજકીય બંધારણમાં 'દ્વિધાતંત્ર' (Diarchy) દાખલ થયું તે પહેલાં કેળવણીમાં તો અનિષ્ટ વિભાગો થઈ ચૂક્યા હતા, અને આ વિભાગો હજી પણ ચાલુ છે. સરકારી કેળવણીના એક ભાગમાં પાશ્ચાત્ય કેળવણીનું જ્ઞાન આપવામાં આવે છે અને બીજામાં કેવળ સંસ્કૃત ભાષા અને તેના સાહિત્યનું જ્ઞાન આપવામાં આવે છે. બન્ને વચ્ચે 'અસ્પૃશ્યતા'નો સંબંધ છે. આ સ્થિતિથી એક બાજુ 'અક્ષયકાળ પહેલાંના પ્રાણીઓ' જેવા શાસ્ત્રીઓ તૈયાર થાય છે અને બીજી બાજુ હવામાં ઊડતાં પતંગિયાં જેવા મનુષ્યો તૈયાર થાય છે. એક બાજુ શાસ્ત્રીઓ નવીન જ્ઞાનથી વંચિત રહી કૂપમંડૂક જેવા થાય છે, ત્યારે બીજી બાજુ પ્રાચીન વારસાથી વંચિત મનુષ્યોને એમ લાગે છે કે પોતાનો દેશ જ્ઞાનદરિદ્ર છે અને તેથી જીવનને ઉપયોગી, સુખકારક વિચારો અને આદર્શો તો પશ્ચિમમાંથી જ લેવાના હોય; અને કૉલેજોમાં મેળવેલા થોડાઘણા સંસ્કૃત જ્ઞાનથી તેના તરફ એક મૃત વસ્તુ તરીકે જોતા શીખે છે. હિન્દુસ્તાનના વર્તમાન જીવનમાં તેનો ઉપયોગ હોઈ શકે—તેના પાયારૂપ બની શકે—એવી કલ્પના તો તેઓ ભાગ્યે જ કરી શકે! દુનિયાના કોઈપણ દેશમાં જેનો જોટો ન મળે એવી આ વિષમ સ્થિતિનું કારણ—મારે ફરીથી અને વાર કહીને

કહેવું જોઈએ કે–આપણી કેળવણીની વ્યવસ્થા છે. જૂના જ્ઞાનને મૃતદશામાં જીવવા દઈ તેનો ઉપહાસ કર્યો છે, તેનું અપમાન કર્યું છે. નવીન જ્ઞાનની રચના પરદેશી પાયા ઉપર રચી દેશની ભાવી સંસ્કૃતિને વિનાશને માર્ગે ચઢાવી છે, અને આ દિશામાં આપણે એટલે સુધી આગળ વધ્યાં છીએ કે હવે આપણને તે સ્વાભાવિક લાગવા માંડી છે.

પ્રાચીન જ્ઞાનના વારસાની આ દશા થઈ તેનું શું કારણ? તેની પરીક્ષા કરી તેને ખોટું અને નિરુપયોગી ઠરાવવામાં આવ્યું છે? નવીન કેળવણીનો પાયો પશ્ચિમના જ્ઞાનવારસા ઉપર રચવામાં આવ્યો તેનું કારણ હિન્દુસ્થાનની જ્ઞાનદરિદ્રતા છે? આ વાતની તો ઇતિહાસ સાક્ષી પૂરે. હિન્દુસ્થાન આજ કાંઈ નહિ તો છેલ્લાં પાંચ હજાર વર્ષોથી જ્ઞાનયજ્ઞ કરતો આવ્યો છે. હાલની જ્ઞાનવૃદ્ધિ શક્ય કરવા દુનિયાના દેશોને હિન્દુસ્થાને ઘણું આપ્યું છે. હા–એ સાચી વાત છે કે વર્તમાન યૂરોપ–અમેરિકાએ શોધેલા ભૌતિક વિજ્ઞાન આગળ હિન્દુસ્થાનનું પ્રાચીન ભૌતિક વિજ્ઞાન બહુ કિંમતનું નથી, પણ આ બાબતમાં પ્રાચીન યૂરોપની સ્થિતિ કઈ રીતે સારી હતી? ઇતિહાસ તો એમ કહે છે કે યૂરોપને આ બાબતો એશિયા પાસેથી શીખવી પડી હતી. વળી. સમગ્ર જ્ઞાનવ્યવસ્થામાં ભૌતિક જ્ઞાનની બાબતો જ એકલી છે એમ કાંઈ નથી. મનુષ્યના અધ્યાત્મ જીવનના પ્રદેશને લગતી વિદ્યાઓનું સ્થાન તેટલું જ મહત્ત્વનું છે. આ માનવ વિદ્યાઓમાં વર્તમાન યૂરોપની જ્ઞાનસાધના પ્રાચીન ભારતવર્ષની જ્ઞાનસાધના કરતાં ચઢી ગઈ છે એ હજી સિદ્ધ થવું બાકી છે. સાચી વાત તો એ છે કે હિન્દુસ્થાનની વર્તમાન કેળવણીમાં પ્રાચીન જ્ઞાનવારસાને સ્થાન ન મળવાથી–અને જે થોડું સ્થાન મળ્યું તે મૃત વસ્તુ તરીકે જ મળ્યું–તેને આવી પરીક્ષામાં આવવાનો અવસર જ મળ્યો નથી. મેકોલે સાહેબના વાક્યાઘાતે હિન્દુસ્થાનની કેળવણીનું ભવિષ્ય નક્કી કર્યું તે સમયે જ આવી પરીક્ષા માટે બારણાં બંધ થઈ ગયાં.

## ૨

હિન્દુસ્થાને આ જ્ઞાનવારસો ગુમાવવામાં શું ગુમાવ્યું છે અને તે કેવી રીતે ગુમાવ્યો એ હિન્દુસ્થાનના ઇતિહાસનો એક અગત્યનો મુદ્દો છે. આના નિરૂપણમાં ભારતવર્ષની જ્ઞાનપ્રવૃત્તિનો અને તેના સમાજનો ઇતિહાસ આવી જાય. તેનું વિસ્તારથી વર્ણન આપવાનું આ સ્થળ નથી. પણ સંક્ષેપમાં તેનું સિંહાવલોકન કરવામાં આવે તો તે અસ્થાને નહિ ગણાય.

હિન્દુસ્થાને જ્ઞાનના સર્વ પ્રદેશોમાં જે સાધના કરી છે તેની સાક્ષી પૂરવાને તેની સંસ્કૃતિના અવશેષો પૂરતા છે. ઠેઠ ઋગ્વેદના સમયથી જ્ઞાનપ્રાપ્તિનું, વિદ્યાઓ ખડવાનું અને શાસ્ત્રો રચવાનું કામ ચાલુ રહ્યું હતું. જૂના જ્ઞાનનો જરૂર પડે ત્યાગ, શક્ય હોય ત્યાં સમન્વય અને નવા જ્ઞાનની પ્રાપ્તિ–આ ક્રિયા જ્ઞાનના સમસ્ત પ્રદેશોમાં ચાલી રહી હતી. કેવળ ઋગ્વેદ જોતાં જ જણાઈ આવે છે કે આર્યોનું જીવન વ્યવસ્થિત અને સુધરેલી પ્રજાઓના ગુણ–દોષોથી અંકિત થઈ ગયું હતું. જીવનનિર્વાહને આવશ્યક હુન્નરોમાં–જેવા કે ખેતી, વણાટ, પશુ પાળવાં, ઘર બાંધવાં, વાહનો તૈયાર કરવાં, ઓજાર અને હથિયાર બનાવવાં વગેરેમાં, જીવનને સુખી બનાવવાને આવશ્યક કેટલાક હુન્નરોમાં, કલાની દૃષ્ટિમાં, સંગીત, નૃત્ય અને મનોહારી કાવ્યરચનામાં, સામાજિક અને રાજકીય જીવનને વ્યવસ્થિત

બનાવવાને આવશ્યક સંસ્થાઓમાં જેવી કે ગ્રામસમિતિઓ, રાજાની પસંદગી, સામાજિક સમિતિઓ, સ્વાતંત્ર્યના અવકાશવાળી શ્રમની વ્યવસ્થા, યજ્ઞયાગાદિકની ધાર્મિક અને સામાજિક ક્રિયાઓમાં, સ્ત્રીના સન્માન વગેરેમાં, ધાર્મિક જીવનને આવશ્યક ક્રિયાઓમાં અને કેવળ ક્રિયાઓ તરફ અસંતોષમાં, ઊંડા આધ્યાત્મિક ચિંતનને કેળવતા, જગતનું મૂળ શોધી તેને સમજવાના પ્રયત્નમાં, તેના અધિષ્ઠાતાની શોધ અને તેને વિષે સંદેહમાં, ફિલસૂફીના તત્ત્વરૂપથી 'સત્-અસત્'ના પ્રદેશોમાં—આ પૃથ્વી ઉપરના માનવ જીવનના સર્વ પ્રદેશોમાં—તેઓની બુદ્ધિએ પ્રવૃત્તિ શરૂ કરી દીધી હતી; અને આ પ્રવૃત્તિનાં ફળો ક્ષણસ્થાયી જ હતાં એમ પણ નથી. અનુપમ કવિતા અને ઊંડા આધ્યાત્મિક ચિંતનથી ઉભરાતું જાણીતું પ્રસિદ્ધ નાસદીયસૂક્તની જોડ હજી મળી નથી.[1]

ત્યાર પછીના યુગોમાં આ બધાં ક્ષેત્રોમાં શોધ સતત ચાલુ રહે છે. એક બાજુ બ્રાહ્મણ ગ્રંથો અને શ્રૌતસૂત્રો ઉપરથી યજ્ઞયાગાદિકની માણસના સામાજિક અને વૈયક્તિક જીવનને ઘેરી લેતી ક્રિયાઓ અને તેમાંથી ઊપજતી વિદ્યાઓ અને કળાઓ—જેવી કે ભૂમિતિ, ભાષાશાસ્ત્ર, રેખાગણિત, સંગીત, વ્યાખ્યાનો વગેરેનાં દર્શન થાય છે; ત્યારે બીજી બાજુ ઉપનિષદોમાંથી વિશ્વનું અને પોતાના આત્માનું તત્ત્વ શોધી લેવાની માણસની અભિલાષા અને તેમાંથી વિકાસ પામતાં પ્રગલ્ભ દર્શનશાસ્ત્રોનું દર્શન થાય છે. આ વિચારોના ધોધમાં અને વમળમાં અદ્વિતીય એવી માનસિક પ્રવૃત્તિ શરૂ થાય છે. વિચારોના અનેક વાદો અને સંપ્રદાયો બંધાય છે. આ પ્રવૃત્તિનું બળ અને પ્રેરણા જ્ઞાનના સમસ્ત પ્રદેશોમાં વ્યાપે છે. ઘોર અને સતત ચિંતનની મદદથી માનસશાસ્ત્રનાં સૂક્ષ્મ તત્ત્વો શોધવાની અને તેનો, માણસના જીવનને સંયમી અને ધર્મિષ્ઠ બનાવવા ઉપયોગ કરવાની પ્રવૃત્તિ એ આ યુગની વિશેષતા જણાય છે. આ યુગમાં સ્યાદ્વાદ અને અહિંસાની ઘોષણા કરતો મહાવીરનો તપોમય પંથ અને અનાસક્ત રહીને પણ શુભ કર્મો કરવાના આગ્રહવાળો મધ્યમ પ્રતિપદાની ઘોષણા કરતો બુદ્ધનો મનોહારી પંથ ઉત્પન્ન થાય છે; અને આ સમયના અનેક શ્રમણબ્રાહ્મણ પંથોમાંથી તે જ અવશેષરૂપે રહેલા છે.[2] આ વિચારવિનિમય અને ચર્ચાઓને પરિણામે દર્શનશાસ્ત્રો ઉત્પન્ન થઈ ધીમે ધીમે સૂત્રબદ્ધ થાય છે. આ પહેલાં ભાષાશાસ્ત્રના બે મહાન ગ્રંથો—યાસ્કનું નિરુક્ત અને પાણિનિની અષ્ટાધ્યાયી—પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે. આ બન્ને ગ્રંથો અનેક પૂર્વાચાર્યોના અને બીજી વિદ્યાઓના ઉલ્લેખોથી તે સમયમાં ચાલી રહેલી જ્ઞાનસાધનાની સાક્ષી પૂરે છે. સામાજિક અને રાજકીય વ્યવસ્થા માટે પણ ધર્મસૂત્રો, ગૃહ્યસૂત્રો અને અર્થશાસ્ત્રો રચાય છે, આમાંનાં ઘણાં અર્થશાસ્ત્રો નષ્ટ થઈ ગયાં છે. ચાણક્યના અર્થશાસ્ત્રમાં કરેલા ઉલ્લેખોથી ફક્ત તેની કલ્પના જ થઈ શકે છે. બીજી બાજુ મહાવીર અને બુદ્ધ પોતાનાં રાજ્યોમાં અનુભવેલી 'ગણ-વ્યવસ્થા' પોતાના બહોળા

1 આ દર્શનોના પુરાવા તારીખ અને તેના વિસ્તૃત વર્ણન માટે જુઓ ઋગ્વેદનાં સૂક્તો, મેક્‌ડોનલ્ડનો વૈદિક ઈન્ડેક્ષ અને કેગીનો 'ઋગ્વેદ.'

2 આ શ્રમણોના પુરાવા પ્રાચીન ઉપનિષદો અને જૈન આગમોમાં મળે છે. આ ઇતિહાસના વિવેચન માટે જુઓ રહાઈસ ડેવીડ્ઝનું 'બુદ્ધિસ્ટ ઈન્ડીઆ' અને શ્રી બિમલ ચરણ લૉનું હમણાં પ્રસિદ્ધ થયેલું Historical Gleanings.

અનુયાયી-વર્ગમાં દાખલ કરી સંઘજીવન વ્યવસ્થિત બનાવે છે. આની અસર પ્રજા ઉપર બહુ જ ઊંડી થઈ હશે; અને તેના પરિણામે તેની સંઘભાવના પ્રબળ બની હશે. ત્રીજી બાજુ ભારતવર્ષનાં જૂનાં જૂનાં આર્યકુળોનાં વિજયગીતોનો સંગ્રહ કરી સમસ્ત ભારતવર્ષનું પ્રતિબિમ્બ પાડનાર મહાભારતની રચના થઈ રહી છે; અને આ મહાભારતનું સ્મરણ કરતાં યુગયુગનો તે લઘુ પણ મહાન ગ્રન્થ—શ્રીમદ્‌ભગવદ્‌ગીતા—નું વિસ્મરણ ન થવું જોઈએ. વિક્રમ પૂર્વેની સાતમી, છઠ્ઠી અને પાંચમી શતાબ્દિઓ ભારતવર્ષની જ્ઞાન-પ્રવૃત્તિ માટે ઉજ્જવળ છે.

સમાજવ્યવસ્થાની દૃષ્ટિએ એક બાજુ વર્ણવ્યવસ્થાનો આગ્રહ રાખનાર વૈદિક પંડિતો તે દૃષ્ટિએ શાસ્ત્રો રચી વિવિધ જાતિઓના બનેલા ભારતીય જનસમૂહમાં વ્યવસ્થા લાવવા પ્રયત્ન કરે છે ત્યારે બીજી બાજુ કેવળ જન્મ જેવી આકસ્મિક બાબતોથી માણસના સાંસારિક જીવનને બાંધી દેવા સામે 'બેઠો બળવો' ઉઠાવનાર બુદ્ધનો—

"न जच्चा वसलो होति न जच्चा होति ब्राह्मणो।
कम्मुना वसलो होति कम्मुना होति ब्राह्मणो ॥"

"જન્મથી વૃષલ (એટલે શૂદ્ર) થવાતું નથી, જન્મથી બ્રાહ્મણ થવાતું નથી, કર્મથી વૃષલ થવાય છે, અને કર્મથી બ્રાહ્મણ થવાય છે!"—આ ઉપદેશ સમાજમાં સ્વાતન્ત્ર્યની ભાવનાને પોષે છે. આ રીતે સમગ્ર સમાજમાં સમતોલપણું જળવાઈ રહેતું હશે. વ્યક્તિના સાંસારિક જીવનને નિયમિત કરવા ચાર આશ્રમની અને ચાર પુરુષાર્થની વ્યવસ્થા અને સમસ્ત જ્ઞાનનો આ દૃષ્ટિએ—ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, અને મોક્ષશાસ્ત્રમાં—વિભાગ કરવામાં આવે છે.

સાહિત્ય અને કળાના તે સમયના બહુ થોડા અવશેષો રહ્યા છે.× બુદ્ધ અને મહાવીરના નિર્વાણ પછી સ્થાપત્યકળા દૃઢરૂપ થઈ વિકાસ પામે છે. આખ્યાનો, નાટક અને મહાકાવ્યનાં વિશિષ્ટ રૂપો પકડે છે. નાટ્યકલાના શાસ્ત્રોમાં કર્મન્દ અને કૃશાશ્વનાં નટસૂત્રો—પાણિનિના સમય પહેલાં (ઇ. પૂ. ૬૦૦–૮૦૦) પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે. આ વિશ્વતોમુખી પ્રવૃત્તિ કેટલી અને ક્યાં ક્યાં થઈ એનું માપ કાઢવું અશક્ય છે. આની આ જ પ્રવૃત્તિ વધતા ઓછા વેગે મૌર્ય સામ્રાજ્યમાં—ચંદ્રગુપ્ત અને અશોકના સમયમાં—વિકાસ પામતી ગઈ. ચંદ્રગુપ્તના મહાન મંત્રીએ સમાજને વધારે સુખી અને શાસનતંત્રને વધારે વ્યવસ્થિત બનાવ્યું. અશોકે પ્રજાના જીવનમાં ખરો ધાર્મિક પ્રાણ ફૂંક્યો અને બૌદ્ધ ધર્મને બને તેટલો ફેલાવવા પ્રયત્ન કર્યો. બુદ્ધનાં વચનોનો અને બીજા બૌદ્ધ સાહિત્યનો આ સમયમાં સંગ્રહ થયો. આજે તે સમયની ધાર્મિક અને સામાજિક જાગૃતિ સમજવાનાં તે મુખ્ય સાધન થઈ પડ્યાં છે. ઉપર ગણાવેલાં ચાર શાસ્ત્રો અને તેની શાખાઓમાં—અને આમાં ગણિત, ખગોળ, રસાયનવિદ્યા, વૈદકશાસ્ત્ર આદિક વૈજ્ઞાનિક શાસ્ત્રો પણ આવી જાય છે—વૈદિક, બૌદ્ધ અને જૈન હિન્દુઓ અથાગ પ્રયત્નથી જ્ઞાનસંચય કર્યા કરતા હતા. વિક્રમના

× મોહન જો ડેરો અને હરપ્પાના અવશેષોની સાંકળ પછીના સ્થાપત્યાદિ [સાથે] જોવાં ભાગ ૬૭ ભાગ ૭.

સંવત પહેલાં હિન્દુસ્થાને જ્ઞાનની ઘણીખરી ક્રિયાઓમાં પ્રયાણ કરી દીધું હતું અને જગતને ઉપયોગી જ્ઞાનસામગ્રી અને આધ્યાત્મિક દૃષ્ટિ પ્રાપ્ત કરી લીધી હતી. સાહિત્ય, ફિલસૂફી, વિજ્ઞાન અને કળા–કૌશલના જમાનાની વિદ્યાની આ મુખ્ય અંગોમાં–સતત પ્રવૃત્તિ વિક્રમના સાતમા આઠમા સૈકા સુધી ચાલ્યા કરે છે. આમાં સાહિત્ય, સાહિત્યમીમાંસા, દર્શનશાસ્ત્રો, અને સામાજિક વ્યવસ્થાને લગતા વિચારો અને સિદ્ધાન્તો હજી પણ ઉપયોગી અને શીખવા અને શીખવવા લાયક છે. વિજ્ઞાનમાં પણ આ લોકો ઠીક આગળ વધ્યા હતા.[3]

અત્યાર પહેલાં હિન્દુસ્થાનમાં અનેક પ્રજાઓ બહારથી આવી ગઈ હતી. પણ તે બધી પોતપોતાનું યોગ્ય સ્થાન લઇ વિશાળ 'હિન્દુ–મહાઆકાશ'માં સમાઇ ગઈ. આ સમયમાં બૌદ્ધધર્મનું સામ્રાજ્ય હતું. પણ સાથે સાથે તેમાં શિથિલતા આવવા માંડી હતી. પ્રગલ્ભ બૌદ્ધ વિદ્વાનો પોતાના ધર્મનો ફેલાવો કરવા પરદેશોમાં ચાલ્યા જતા હતા. આ સમયે વૈદિક ધર્મનું પુનરુત્થાન થયું. પરિણામે ધાર્મિક દ્રોહો ઉત્પન્ન થયા હશે. કારણો કહી શકાતાં નથી–પણ બૌદ્ધધર્મ એની જન્મભૂમિમાંથી ચાલ્યો ગયો. નવી આવેલી રાજપૂત જાતોમાં દેશભાવના કરતાં ટોળકી અહંકાર વધારે હશે. તેમાં વળી ક્ષત્રિયોએ દિગ્વિજય કરવો જોઈએ એવી હિન્દુસ્થાનની જૂની ભાવનાને ટેકો મળ્યો. આ મહત્ત્વાકાંક્ષાથી પરસ્પરમાં વિગ્રહ થયા અને ભારતવર્ષનું બાહુબળ સંઘટિત ન રહેવાથી ક્ષીણ થઈ ગયું. આ સમયે ઇસ્લામી પ્રજાઓનાં આક્રમણ થયાં; અને ક્રમે ક્રમે તેમનાં રાજ્ય સ્થપાયાં. હિન્દુસ્થાનમાં નવો યુગ શરૂ થયો. આ અશાન્તિના અને ફેરફારના સમયમાં પણ તે સમયના અવશેષો જોતાં પ્રજાની જ્ઞાનપ્રવૃત્તિ આશ્ચર્યકારક રીતે ચાલતી દેખાય છે. મોગલોના સંબંધમાં ભારતવર્ષમાં નવો સમન્વય શરૂ થાય છે. સંગીત અને સ્થાપત્યમાં નવા પ્રકારો ઉત્પન્ન થાય છે. અબુલફઝલ જેને અદ્વિતીય કહે છે તે તાનસેન આ મોગલયુગમાં જ પેદા થાય છે. જગતમાં અદ્યાપિ અદ્વિતીય તાજમહેલ આ જમાનામાં બંધાય છે. ધર્મસંપ્રદાયોમાં નવો વહેણ પડે છે. ધાર્મિક દૃષ્ટિએ હિન્દુ–મુસલમાનોનો સમન્વય કરતા અને બન્નેના વહેમોને હવામાં ઉડાડતા ગુરુ નાનક અને તેમનો શિખપંથ આ જમાનામાં પેદા થાય છે. સંસ્કૃત સાહિત્યમાં નવીન ન્યાયનો ઉદય ગંગેશોપાધ્યાયથી (ચૌદમો સૈકો) શરૂ થઈ જયો છે. શાસ્ત્રમાં અને કાવ્યમીમાંસામાં પ્રતિભાશાળી પંડિતરાજ જગન્નાથ આ યુગને શોભાવે છે. જૈનોમાં પ્રભાવશાળી હીરવિજય સૂરી મોગલ પાદશાહ અકબર પાસે અહિંસાનાં ફરમાનો કઢાવે છે. ઇસ્લામી અને હિન્દુ પંડિતો વચ્ચે જ્ઞાનની આપલે થાય છે. સાહિત્યમાં, કળામાં, ફિલસૂફીમાં અને ધાર્મિક વિચારોના વિકાસમાં ભારતવર્ષની પ્રવૃત્તિ અને પ્રગતિ અટક્યા વિના ચાલ્યા કરે છે.

પણ હિન્દુ પ્રજાનું સામાજિક કાઠું આ ઇસ્લામી યુગમાં શિથિલ થઈ જાય છે.

---

3. પ્રાચીન ભારતની વૈજ્ઞાનિક પ્રગતિ માટે જુઓ–ડૉ. સીલનું The Positive Sciences of the Ancient Hindus અને ડૉ. પી. સી. રૉયનું History of Hindu Chemistry; વૈદક માટે જુઓ હોર્નલીની Indian Medicine; શસ્ત્રવિદ્યા માટે ડૉ. રૉયનું History of Surgical Instruments of the Ancient Hindus. બિનયકુમાર સરકારનું Hindu Achievements in Exact Science એ બધાનો સાર આપે છે.

તેના ઉપર આઘાત ઘા પડે છે, તેના પ્રાણ નબળા પડી જાય છે, અનેક પ્રજાઓને પોતાનામાં સમાવી દેવાની તેની અલૌકિક જીવનશક્તિનો હ્રાસ થાય છે. એનાં કારણો ચર્ચવાનું આ સ્થળ નથી; તો પણ વિષયાન્તરનો આક્ષેપ વહોરી એકબે બાબત જણાવવા ધારું છું. ઇસ્લામ પહેલાં આવેલી પ્રજાઓમાં સામાજિક અને ધાર્મિક બંધારણ દૃઢરૂપ નહોતું, અને તેથી જો કે તે બહારની પ્રજાઓ વિજય મેળવતી હતી તો પણ અહીંના ધર્મો અને સામાજિક બંધનો સ્વીકારવાથી થોડા વખતમાં પર પ્રજા મટી ભારતીય પ્રજા બની જતી. ઇસ્લામનું સાંપ્રદાયિક સંઘટ્ટન ખૂબ દૃઢ હતું. તેથી તેને માટે હિન્દુ મહાસાગરમાં સમાઈ જવું શક્ય ન હતું. તેના ભૂમિવિજયમાં ધાર્મિક પ્રચાર એ એક મુખ્ય પ્રેરણા હતી; અને તેથી જ્યારે હિન્દુસ્થાનમાં ઇસ્લામી સત્તા સ્થપાઈ ત્યારે તે સત્તાએ હિન્દુસ્થાનના સમાજને બદલી નાંખવા પ્રયત્ન કર્યો. અકબરની ઉદારતાથી અને ઔરંગઝેબની કર્કશતાથી હિન્દુ સમાજનું અસ્તિત્વ સાશંક થઈ ગયું હતું. જીવવાને માટે તેને સખત બંધનો બાંધવાં પડ્યાં. ઘા ઉપર પાટારૂપે બાંધેલા બંધ બેડીરૂપ થઈ ગયા; અને હિન્દુસમાજનું કાઠું મજબૂત બનવાને બદલે જડ થવા લાગ્યું. સંભવ છે કે હાલની વિલક્ષણ નાની નાની નાતો અને તેમાં બંધનોનું મૂળ આ પરિસ્થિતિમાં હોય !

અકબરની યુક્તિઓથી ઉત્તર હિન્દુસ્થાનના રાજ્યોમાં સંઘટ્ટન અશક્ય થઈ ગયું હતું. ઔરંગઝેબની મહત્ત્વાકાંક્ષાએ અને ધાર્મિક આગ્રહે દક્ષિણમાં ભક્તિસંપ્રદાયના સંત મહંતોની પ્રેરણાથી સ્ફુરતા ચૈતન્યમાં અલૌકિક પ્રાણપ્રતિષ્ઠા કરી. હિન્દુધર્મે, તેના ઇતિહાસમાં પહેલી જ વાર રાજકીય રૂપ લીધું. શિવાજીએ સૌની મુગલ સત્તા ઉખાડી, અને મરાઠી સામ્રાજ્યની સ્થાપના કરી. આ રીતે હિન્દુસ્થાનમાં અનિવાર્ય પ્રાણઘાતક સ્થિતિ ઉત્પન્ન થઈ. અનિવાર્ય એટલા માટે કે હિન્દુસમાજ પોતાનું વિશિષ્ટ અસ્તિત્વ ભૂંસી નાખવા દે એ અશક્ય હતું; અને તેથી તેના માટે ઘણા મોરચા બાંધવા જરૂરના હતા. પ્રાણઘાતક એટલા માટે કે હિન્દુસ્થાનમાં ઘર કરી રહેલી આ બન્ને પ્રજાઓના સામાન્ય-વિગ્રહથી સારા હિન્દુસ્થાનની સ્થિતિ શિથિલ થઈ ગઈ, અનવસ્થા ઉત્પન્ન થઈ, અને હિન્દુસ્થાનના ભાવી માટે એક મોટો પ્રશ્ન ઉત્પન્ન કર્યો જેનું નિરાકરણ હિન્દુસ્થાન આજે હિન્દુ-મુસલમાનની એકતા સાધવાના પ્રયાસથી કરે છે. તાત્કાલિક પરિણામ એ આવ્યું કે વેપાર કરવા આવેલી પ્રજાના હાથમાં હિન્દુસ્થાન સરી પડ્યું. અંગ્રેજોનું રાજ્ય સ્થપાયું. આ ઉત્પાતના અને ઝંઝાવાતના સમયમાં પણ જ્ઞાનપ્રદીપ તદ્દન હોલવાઈ જતો નથી, એ અર્વાચીન સંસ્કૃત સાહિત્ય જોતાં જણાઈ આવે છે.

આ ભયંકર અનવસ્થા—જેમાં અંગ્રેજોની ખટપટનો ઓછો હિસ્સો ન હતો—તેમાં પોતાની સત્તા દૃઢ કરવા માટે વ્યવસ્થા લાવવા અંગ્રેજ કંપનીએ પ્રયત્ન કર્યો. આ પ્રયત્નમાં તેઓ સફળ થયા; અને અનવસ્થાથી કંટાળેલા દેશે ભાવીનો વિચાર કર્યા વિના વર્તમાન લાભ સ્વીકાર્યો. આ વ્યવસ્થા લાવવાનું એક સાધન શાન્ય ખરેખર પ્રજાને અનુકૂળ રીતે કેળવણી આપવી એ હતું.

૩

અહીંથી હિન્દુસ્તાનની વર્તમાન કેળવણીનો ઇતિહાસ શરૂ થાય છે. લૉર્ડ વિલિયમ બેન્ટીંકના પહેલાં એક કેળવણી સમિતિ નીમાઈ ગઈ હતી. અને તે ઠીક પડે એ રીતે કામ કરતી હતી. બીજી બાજુ ખ્રિસ્તી પાદરીઓએ પોતાના ધર્મપ્રચારના એક સાધન તરીકે પાશ્ચાત્ય કેળવણી આપવાનું કામ શરૂ કર્યું હતું. રાજા રામમોહન રૉય જેવા વિદ્વાનો યુરોપીય વિજ્ઞાન અને સાહિત્યની નવીનતાથી મુગ્ધ બની દેશમાં નવીન પાશ્ચાત્ય કેળવણી આવે તે માટે પ્રયત્ન કરતા હતા. આ માટે તેમણે લૉર્ડ એમ્હર્સ્ટને એક પત્ર પણ લખેલો; પણ કેળવણીનું ભાવી તો લૉર્ડ વિલિયમ બેન્ટીંકના સમયમાં નક્કી થયું. અને આ ભાવી નક્કી કરવામાં પ્રસિદ્ધ લાયર મેકૉલેનો મુખ્ય ભાગ હતો. આ કેળવણીસમિતિમાં બે મત હતા. એક મત પ્રાચીન કેળવણીની તરફેણમાં હતો, અને બીજો પાશ્ચાત્ય કેળવણી માગતો હતો. લૉર્ડ મેકૉલેની વિચક્ષણ નોંધે પાશ્ચાત્ય કેળવણીના પક્ષકારો માટે વિજય મેળવ્યો.

ઇ. સ. ૧૮૩૫ની ૭મી માર્ચને દિવસે હિન્દુસ્થાનની કેળવણીને લગતો ઠરાવ પસાર થયો, તેમાં મુખ્ય ચાર કલમો છે. પહેલી કલમ આ પ્રમાણે છે: ગવર્નર જનરલ સાહેબનો એવો અભિપ્રાય છે કે, "બ્રિટિશ સરકારનો ઉદ્દેશ હિન્દુસ્થાનના વતનીઓમાં યુરોપિયન સાહિત્ય અને વિજ્ઞાનને ઉત્તેજન આપવાનો હોવો જોઇએ; અને કેળવણી માટે વાપરવાના પૈસાનો સારામાં સારો ઉપયોગ તેને ફક્ત અંગ્રેજી કેળવણી માટે ખર્ચવા એ છે." બીજી કલમમાં તે વખતે ચાલુ પાઠશાળાઓને ઉત્તેજન આપ્યા સિવાય જીવતી રહે એ રીતે જીવવા દેવાનું નક્કી કર્યું. ત્રીજી કલમમાં પ્રાચ્યવિદ્યાનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા કેટલા ખર્ચ વિષે ગવર્નર જનરલ સાહેબ નાતરાજી દર્શાવે છે. ચોથી કલમમાં એમ નક્કી થયું કે બાકી રહેલા પૈસા હવે પછી અહીંની પ્રજાને "અંગ્રેજી ભાષાના વાહન દ્વારા અંગ્રેજી સાહિત્ય અને વિજ્ઞાનનું જ્ઞાન આપવા માટે ખર્ચવા."

આ ઠરાવે આપણી વર્તમાન કેળવણીની દિશા નક્કી કરી. આ દિશામાં પોણોસોથી વધારે વર્ષ આપણે ગતિ કરી છે, અને આજે આપણામાંના ઘણાખરાને તે સ્વાભાવિક સહજ લાગે છે.

આ ઠરાવની અનેક વાર અનેક દૃષ્ટિએ ચર્ચા થઈ છે. ઘણીવાર તે કેળવણીકારોના શુભ હેતુ વિષે શંકા ઉઠાવવામાં આવી છે. પણ તે બાબતનો અહેવાલ વાંચતાં આપણે એમ કહી શકીએ નહિ કે તે બધાનો હેતુ અશુદ્ધ હતો. લૉર્ડ વિલિયમ બેન્ટીંક, અને મેકૉલે જેવાના હેતુ વિષે શંકા લાવવાનું કારણ નથી. મેકૉલે જેવાના મનમાં યુરોપીય સંસ્કૃતિના અભિમાનનો ઉન્માદ હતો. એલેક્ઝેન્ડર ડફ જેવાનો હેતુ આ કેળવણી દ્વારા ખ્રિસ્તી ધર્મ ફેલાવવાનો હતો અને તેથી તે તેની નોંધમાં આ ઠરાવને અનુમોદન આપે છે પણ એટલું જ કે, "...તે બસ નથી." કેટલાકને એવો ભય લાગે છે કે હિન્દુસ્થાનને ફ્રાન્સના ક્રાન્તિ સમયના સ્વાતંત્ર્યવાદિક વિચારો શીખવવા એ પોતાના પગ ઉપર કુહાડો મારો બરાબર છે. આ રીતે અનેક પ્રકારના હેતુઓથી તે સમયના અંગ્રેજ અમલદારો પ્રેરાયેલા હતા. બધાને સ્પષ્ટ છે કે અંગ્રેજી રીતે પોતાનું રાજ્ય ચલાવવા કારકુનો અને હલકા અમલદારો

કેળવવાની જરૂર જણાઈ હશે. પણ અત્યારે શુભ અશુભ હેતુની ચર્ચા કરવી નકામી છે. અત્યારે તો એ જ જોવાનું છે કે આ ઠરાવ કરનારાઓની દૃષ્ટિ કેટલી સાચી હતી અને એ ઠરાવમાં શું પ્રાણ છે.

મેકોલે સાહેબની જાણીતી નોંધ વાંચતાં જણાઈ આવે છે કે તેમાં ભાષા જેટલી જોરદાર અને અસરકારક છે તેટલા તેમના વિચારો સાચા અને નિર્વિકાર બુદ્ધિથી શોધેલા નથી. એમની નોંધમાં તેઓ એમ સાબિત કરવા પ્રયાસ કરે છે કે હિન્દુસ્થાનનો પ્રાચીન જ્ઞાનવારસો નકામો છે. પણ તેઓ કબૂલ કરે છે કે, "મને સંસ્કૃત કે અરબીનું જ્ઞાન નથી." અને પછી તરત જ તેઓ કહે છે કે સંસ્કૃત ભાષામાં શું અને કેટલી કિંમતનું સાહિત્ય છે તેની તેઓએ તપાસ કરી છે. આ તપાસમાં તેમને સંસ્કૃત સાહિત્ય, ફિલસૂફી, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, કાયદા વગેરે તદ્દન નકામાં લાગે છે. સર વિલિયમ જોન્સનો 'શાકુન્તલ'નો અનુવાદ બહાર પડી ચૂકેલો હતો એટલે તેઓ એટલું સ્વીકારે છે કે પૂર્વના લોકોએ કાવ્યમાં કાંઈક કર્યું છે; પણ પછી તરત જ જણાવી દે છે કે આમાં પણ યુરોપની કોઈ પણ પ્રજા આગળ તે કાંઈ વિસાતમાં નથી. સંસ્કૃત સાહિત્યમાં ઊંડી શોધ અને તપાસ પછી તેમને ત્રીશ ફૂટ ઊંચા રાજાઓ અને મધમાખણના સમુદ્ર જડે છે!!

આ નોંધમાં રહેલાં ભયંકર અજ્ઞાન અને અભિમાન અનેકના ધ્યાનમાં આવ્યાં હશે. તેમાં રહેલી તુચ્છતા અનેક અનુભવી હશે; અને છતાં આ નોંધે હિન્દુસ્થાનની કેળવણી અને તેના સંસ્કારી જીવનનું ભાવી નક્કી કર્યું. ઇતિહાસમાં અનેક અકસ્માતો બનતા દેખાય છે. પણ આવો અકસ્માત ભાગ્યે જ બીજે મળે. દેશની સંસ્કૃતિથી તદ્દન અજ્ઞાત માણસ તે દેશનું ભાવી નક્કી કરે એવો બનાવ શોધ્યો હાથ આવે એવો નથી!

આ સમયમાં કેળવણીમાં સાચી દૃષ્ટિ રાખનારા માણસો ન હતા એમ તો નહોતું. ઈ. સ. ૧૮૨૪માં તે વખતના મુંબઈના ગવર્નર એલ્ફીન્સ્ટને પોતાની પાસે આવેલા ડેપ્યુટેશનને આપેલો જવાબ દરેક કેળવણીકારે યાદ રાખવા જેવો છે. તેઓ કહે છે કેઃ—

"હું કદી એમ તો ન ઇચ્છું કે અભ્યાસક્રમમાંથી હિન્દુ ભાગ તદ્દન કાઢી નાખવો. કોઈ પણ પ્રજાના બૌદ્ધિક વૈભવને વધારવા માટેની શરૂઆત, તે પ્રજાના પોતાના સાહિત્યના નાશથી કરવી એ ખરેખર વિચિત્ર રીત છે; અને એમ જ ભાસ્યા કરે છે કે જો પ્રાચીન જ્ઞાન સાથે નવી (જ્ઞાન) પ્રાપ્તિને જોડવામાં આવે અને તેને મૌલિક અને વિશિષ્ટ રીતથી અંકિત કરવામાં આવે તો અહીંના વતનીઓની ભાવિ જ્ઞાનપ્રાપ્તિનો વિસ્તાર અને વિવિધતા વધશે." ×

આ અભિપ્રાયની લોર્ડ વિલિયમ બેન્ટીક સાહેબની કાઉન્સીલને માહિતી હતી કે નહિ તે ખાત્રીથી કહી શકાય નહિ. સંભવ છે કે કાઉન્સીલના સભ્યો આ બાબત જાણતા હશે.

× "At no time, however, could I wish that the purely Hindu part of the course should be totally abandoned. It would surely be a preposterous way of adding to the intellectual treasures of a nation to begin by the destruction of its indigenous literature; and I cannot but think that the

પણ મેકોલેની છટા આગળ કોઈ પણ શાન્ત અને વિચારપૂર્વક બાંધેલો અભિપ્રાય ટકી શકે એ અશક્ય હતું.

* * *

હિન્દુસ્થાને જો પોતાની કેળવણીનો, જ્ઞાનપ્રવૃત્તિનો અને ભાવી સંસ્કૃતિનો ઉદ્ધાર કરવો હોય તો આ ઉન્માર્ગેથી ખસી પ્રગતિના સ્વાભાવિક માર્ગ ઉપર આવવાની જરૂર છે. સરકારી કેળવણીને પરિણામે આપણી રાષ્ટ્રીય સ્મૃતિ ભુંસાઈ ગઈ છે. અંગ્રેજ સરકારના આઘાતોથી આપણે રાષ્ટ્રપ્રેમ કરતા શીખ્યા છીએ; પણ આપણો રાષ્ટ્ર અને આપણી પ્રજા કેવી હતી અને કેવી હોઈ શકે એ આપણે ભૂલી ગયા છીએ. સરકારી કેળવણીમાં આપણી સંસ્કૃતિને જે થોડુંઘણું સ્થાન છે તે મૃત વસ્તુનું ઐતિહાસિક સ્થાન છે. તેનાથી આપણને આપણો વારસો મળે એમ નથી.

તો આનો ઉપાય શો? એક જવાબ તો સ્પષ્ટ છે. સરકારની છાયા નીચે ચાલતી સંસ્થાઓમાં યોગ્ય દિશામાં પ્રવૃત્તિ થાય એ લગભગ અશક્ય છે; કારણ કે દેશનું વાસ્તવિક હિત અને અંગ્રેજ સરકારનું હિત પરસ્પર વિરોધી છે; અને જ્યાં સુધી આ સત્તા છે ત્યાં સુધી લોકોને માટે ત્યાં ઝુંઝવાનાં જળ છે. આનું એક ઉદાહરણ મુંબાઈ યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર સર ચીમનલાલ સેતલવાડે કેટલાક મહિના ઉપર આપેલા ભાષણમાં મળી આવે છે. સ્વભાષા દ્વારા કેળવણી આપવી એ કેળવણીનો પ્રાથમિક સિદ્ધાન્ત છે—એ બાબત હજી તેમની ઝીણી બુદ્ધિમાં ઊતરી શકી નથી; અને તે હજી વકીલની યુક્તિબાજીનો વિષય છે એમ તેમને ભાસે છે.

આ માટે પહેલું પગથિયું ગૂંગળાવી નાખે એવા સરકારી વાતાવરણમાંથી છૂટી જઈ રાષ્ટ્રીય સંસ્થાઓ સ્થાપવી એ છે. પણ રાષ્ટ્રીય સંસ્થાઓ સ્થાપી સરકારી કેળવણીની કુબડી નકલ કર્યા કરવી એ રાષ્ટ્ર પ્રત્યે ગુનો છે; અને રાષ્ટ્રીય સંસ્થા એટલે ત્યાં ગમે તે ભણાવી શકાય અને ગમે તે કહેવાતું જ્ઞાન આપી શકાય એમ માનવું એ 'જ્ઞાન'નો ગુનો એટલો બરાબર છે. રાષ્ટ્રીય વિદ્યાપીઠે અભ્યાસક્રમની એ રીતે ગોઠવણ કરવી જોઈએ કે જેથી તેના વિદ્યાર્થીઓને પ્રત્યેક વિષયમાં આ દેશનો જ્ઞાનવારસો મળે અને છતાં દુનિયાની બીજી કોઈ પણ વિદ્યાપીઠની અપેક્ષાએ તેને ઓછું કે ખરાબ જ્ઞાન ન મળે; એટલે કે રાષ્ટ્રીય વિદ્યાપીઠે પ્રાચીન અને નવીન જ્ઞાનનો સમન્વય કરવા પ્રયત્ન કરવો જોઈએ. રાષ્ટ્રીય વિદ્યાપીઠ બધા વિષય શીખવી ન શકે એ સમજાય એવું છે; પણ જે વિષયો શીખવે તે આ દૃષ્ટિએ ન શીખવે તો તે અક્ષમ્ય છે, કારણ કે તેમ કરવામાં પ્રગતિના સનાતન સિદ્ધાન્તનો તે ભંગ કરે છે. માટે રાષ્ટ્રીય વિદ્યાપીઠનો સ્નાતક પોતાના વિષયમાં દુનિયાને મળેલી માહિતીથી વાકેફ થવા ઉપરાંત પોતાના દેશે કરેલા ક્રમથી, વિશેષતાથી અને ઊણપોથી અને તે વધારવાના, પૂરવાના અને સુધારવાના ઉપાયોથી વાકેફ હોવો જોઈએ.

---

future attainments of the natives will be increased in extent as well as in variety by being, as it were, engrafted on their own previous knowledge and imbued with their own original and peculiar character".

આ અને કેળવણીને લગતો બીજો અહેવાલ "The Development of Indian Policy" નામના એન્ડર્સન અને સુબેદારના ગ્રંથમાંથી લીધો છે.

આ બે રીતે થઈ શકે: યોગ્ય અભ્યાસક્રમ ઘડી અને તદનુસાર પાઠ્યપુસ્તકો તૈયાર કરી. આમાં બે સિદ્ધાન્તો માની લીધા છે. એક એ કે કેળવણી સ્વભાષાદ્વારા અપાતી હોય અને બીજો એ કે અભ્યાસક્રમ ઘડનારા અને તે શીખવનાર પોતાના વિષયમાં આ દેશે શું કાર્ય કર્યું છે અને તેમાં કેટલું ગ્રાહ્ય છે અને અગ્રાહ્ય છે તે જાણતો હોવો જોઈએ. આ લેખકના અભિપ્રાય પ્રમાણે જો તે આ રીતે વાકેફ ન હોય તો તે અભ્યાસક્રમ ઘડવા કે કેળવણીના પ્રદેશમાં નેતા થવા લાયક નથી. પણ તેવા વિદ્વાન માટે તે જાણી લેવું બહુ કઠિન નથી. પોતાના વિષયની તેની વર્તમાન માહિતી પૂરી હોવી જોઈએ એ કહેવાની જરૂર નથી.

અહીંયાં જણાવવું જોઈએ કે ગૂજરાત વિદ્યાપીઠે 'પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા' તૈયાર કરાવી આ દિશામાં પહેલ કરી છે અને તે માટે તેને અભિનન્દન ઘટે છે. આ પદ્ધતિએ જ બીજા માનવવિદ્યાના વિષયોમાં પુસ્તકો તૈયાર કરાવવાં શક્ય છે. સમાજશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, સંપત્તિશાસ્ત્ર, શાસનવ્યવસ્થા, દર્શનશાસ્ત્ર, માનસશાસ્ત્ર, આનંદમીમાંસા, સાહિત્યમીમાંસા વગેરે વિષયોમાં આવાં પુસ્તકો તૈયાર કરવાં બની શકે. વિદ્વાનો અને કેળવણીકારો જો આ દિશામાં પ્રવૃત્તિ શરૂ કરે તો ભારતવર્ષનો જ્ઞાનયજ્ઞ ફરી પાછો એટલા જ જોરથી ચાલે.

ઉપર જણાવેલા બધા વિષય માટે ભારતવર્ષના જ્ઞાનસમૂહમાંથી પુષ્કળ સામગ્રી મળે એમ છે. ગણિતશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્રમાં આ પદ્ધતિ કેટલી ઉપયોગી થાય એ હું કહી શકું નહિ, પણ આ વિષયોમાંયે યોગ્ય પરિભાષા તો મળી જાય. ડૉ. પ્રફુલ્લચંદ્ર રોય કહે છે કે તેમણે કેવળ જૂના ગ્રંથો ઉપરથી આખા રસાયનશાસ્ત્રની પરિભાષા તૈયાર કરી છે. વળી આપણામાં જે ન હોય તે બીજા પાસેથી લેવામાં આપણને કશો જ વાંધો ન હોય. ફક્ત આપણે એવું કાંઈ ન લઈએ કે આપણા પોતાના જ પ્રાણ દબાવી દે. પણ જ્યાં આપણી સામગ્રી તદ્દન નિશ્ચિત નહિ પણ બીજા કરતાં વધારે અનિશ્ચિત ન હોય, જ્યાં આપણા વિશિષ્ટ પ્રસ્થાનો બીજા દેશોના પ્રસ્થાનો સાથે સરખાવતાં ખોટાં ન લાગે ત્યાં તો જરૂર આપણે આપણા રાષ્ટ્રીય વ્યક્તિત્વને વળગી રહેવું જોઈએ. આમ કરવાથી વિશ્વસંગીતને આઘાત પહોંચતો નથી; પણ એના અભાવે વિશ્વસંગીત બેસૂર લાગવા સંભવ છે.

# સહુ સારું જેનું છેવટ સારું

દશરથસિંહ ચૌહાણ

એક વખત હું મારા એક મિત્રને મળવા ગયો હતો. બહુ વખતે મળ્યા એટલે ઘણીઘણી વાતો થઈ. નિશાળમાં સાથે ભણતા હતા ત્યારે જે જે બનાવો અમને તે વખતે બહુ જ મહત્ત્વના લાગેલા તે યાદ કરી કરી ખૂબ હસ્યા. અને છૂટા પડ્યા પછીના તેના અને મારા જીવનના સુખી અને દુઃખી દિવસોનાં વર્ણનોની આપલે કરી. તેણે તો વેપારી લાઈનમાં ઝંપલાવ્યું હતું અને શરૂઆતમાં થોડી હાલાકી ભોગવી ઠેકાણે પડી ગયો હતો, અને ગામમાં સારા વેપારીની ગણતરીમાં આવી ગયો હતો.

એક દિવસ બપોરના તેની દુકાન ઉપર અમે બન્ને વાતો કરતા બેઠા હતા તેવામાં એક ચાળીસેક વરસની ઉંમરના ગૃહસ્થ આવ્યા. મારા મિત્રે તેમને બહુ જ માનથી આવકાર આપી ગાદી ઉપર બેસાડી તે તેમની સામે બેઠો. સાદાં ખાદીનાં કપડાં પહેર્યાં હતાં પણ તે ગૃહસ્થની ખાનદાની એકદમ તરી આવતી હતી. મારા મિત્રે તેમની ઓળખ મને આપી અને મારી તેમને આપી. ગૃહસ્થનું નામ હતું શાન્તિલાલ. ગામના નગરશેઠ જેવો માન-મરતબો ભોગવતા હતા. વર્તનમાં જરા પણ મોટાઈ નહિ. વાક્યે વાક્યે વિવેક અને નમ્રતા નીતરતાં. વેપાર બાબતની વાત કરી પંદર મિનિટમાં તે ચાલ્યા ગયા. તેમના ગયા પછી મેં મારા મિત્રને તેમની સાદાઈ વગેરે ગુણોની પ્રશંસા કરી. તેણે હસીને કહ્યું, "ભાઈ દશરથસિંહ, શાન્તિલાલ શેઠના જીવનમાં એક બનાવે એવો તો ફેરફાર કર્યો છે કે જે સાંભળીને તમે તાજુબ થઈ જશો. એ બનાવે કેટલાનાંયે ભવિષ્ય બદલી નાખ્યાં છે." મારા મુખ ઉપરની ઉત્કંઠા તેણે પારખી અને એ બનાવ તેણે વર્ણવ્યો જે અક્ષરેઅક્ષર નીચે પ્રમાણે છેઃ—

આજથી પંદરેક વરસ પહેલાંની વાત. ધરમચંદ શેઠ ગામમાં બેચાર ધનવાન ગણાતા વેપારીઓમાંના એક હતા. પ્રામાણિકતા અને પૈસા બાબતની તેમની ચોકસાઈ બાબતમાં ગામમાં અજોડ ગણાતા. અન્યાય કોઈને કરતા નહિ અને તેમને કોઈ બનાવી જાય તે સહન કરતા નહીં. જાતે વણિક હોવા છતાં પણ ઉદાર હતા. દાન પણ કરી જાણતા અને લેણું બળજબરીથી પણ વસુલ કરી જાણતા. તેમની દુકાન ગામના મધ્ય ભાગમાં આવી હતી. આજુબાજુનાં નાનાં ગામોના વેપારીઓ તેમની મારફત માલ ખરીદતા અને વેચતા, એટલે આખા જિલ્લામાં પણ તેમની ખ્યાતિ સારી રીતે પ્રસરેલી. છસાત માઈલ દૂર આવેલા એક ગામનો વેપારી પાનાચંદ તેમની દુકાને ઘણીવાર આવતો. પોતાનું કામ પતાવી જો સમય હોય તો સાંજે જ તેને ગામ ચાલ્યો જતો અથવા જો બહુ મોડું થઈ ગયું હોય તો વીશીમાં જમી આવી, ધરમચંદ શેઠની દુકાનના ઓટલા ઉપર સૂઈ જતો અને વહેલી સવારે ઊઠીને ચાલ્યો જતો. એક વખત એ જ પ્રમાણે પાનાચંદ માલ વેચવા આવ્યો હતો. તેના કામમાંથી પરવારતાં સાંજ પડી ગઈ, અને ગામ પહોંચતાં રાત પડી જાય તેમ હોવાથી ધરમચંદ શેઠની દુકાને જ પડી રહેવાનો વિચાર રાખ્યો. વીશીમાં જમી આવીને શેઠની પાસે

બેઠો. બે ગુમાસ્તાઓ હતા તે તો વહેલા ઘેર ચાલ્યા ગયા હતા એટલે શેઠ એકલા હતા. કંઈક લખી રહ્યા હતા. પાનાચંદની સાથે શેઠે થોડીવાર આડી તેડી વાતો કરી, દશ વાગે બધું સમેટવા માંડ્યું. પાનાચંદે પણ બહારના ઓટલા ઉપર ફગલાનું ઓશીકું કરી નિરાંતે લંબાવ્યું. આખા દિવસનો થાકેલો વાણિયો જરાવારમાં તો ઘસઘસાટ ઊંઘી ગયો. શેઠે દુકાન બંધ કરી ઘેર જતી વખતે પાનાચંદને બોલાવી જોયો પણ તે તો તે વખતે આરામથી ઊંઘની લહેજત ભોગવતો હતો. શેઠને હસવું આવ્યું. મનમાં બબડ્યા, "કેવો આરામથી ઊંઘે છે! નથી પાથરવાનું સાધન, પોતાનું ગામ અને ઘર છોડી પરાયા સ્થળે આમ નિરાંતે ઊંઘે છે. કેવો સંતોષી જીવ!. વાણિયાના દીકરાને વળી આવો સંતોષ હોય ખરો? આમ સંતોષ રાખે તો આગળ કેમ વધશે?" વળી પાછો વિચાર આવ્યો, "પોતે પણ પાનાચંદ જેવા અતિ સામાન્ય વેપારી હતા ત્યારે કેવા આરામથી ઊંઘતા, કોઈ જાતની ચિંતા કે રઘવાટ નહિ અને સુખી જીવન ગાળતા. જેમ જેમ વેપાર વધતો ગયો તેમ તેમ લક્ષ્મી વધતી ગઈ અને જેમ જેમ લક્ષ્મી વધતી ગઈ તેમ તેમ માનઆબરૂ પણ વધતાં ગયાં, અને પછી તો આ બધું વધારવાની જ ધૂન લાગી. એ ધૂન લાગી, અને તેમનાં સુખ શાન્તિ તેમાં હોમાયાં. બધું વધતું જ ચાલ્યું પણ લોભની આગે તેમની પાસેથી આહુતિ પણ ભારે લીધી. દૂર દૂરના ભૂતકાળમાં નજર નાખી. પાનાચંદના જેવી નિરાંતની ઊંઘ ભોગવ્યે જાણે જુગના જુગ વહી ગયા હોય તેમ લાગ્યું. મનમાં ને મનમાં તુલના કરી કે, એક બાજુ સામાન્ય સ્થિતિ અને નિરાંત અને બીજી બાજુ સંપત્તિ અને અશાન્તિ. બન્નેમાંથી કયું સારું? આવા ને આવા વિચારોમાં દુકાન બંધ કરી શેઠ ઘર તરફ ચાલ્યા. રૂપિયાની થેલી દુકાનના ઓટલા ઉપર જ રહી ગઈ તેનું તેમને ભાન ન રહ્યું! રસ્તામાં પાછો વિચાર આવ્યો, માણસ આટઆટલી ધમાલ કરે છે—પૈસા પાછળ. પ્રતિષ્ઠા પાછળ ઘેલો ઘેલો થઈ ફરે છે. બધાની પાછળનો હેતુ એ કે, જીવનમાં સંતોષ મેળવવો. પણ સંતોષ મળે છે ખરો? જેમ જેમ સાધનસંપત્તિ વધતી જાય છે તેમ તેમ અજંપો વધતો જાય છે. સંતોષ તો પાસે આવવાને બદલે દૂર દૂર ચાલ્યો જાય છે. તે મેળવવાની ફિકરમાં જ જીવન પૂરું થાય છે. સામાન્ય સ્થિતિ હતી તે વખતે જે કામનાઓ હતી તેના કરતાં હજારો ગણી વધુ કામનાઓથી વીંટળાયેલો જીવ એક દિવસ આ દુનિયા છોડીને ચાલ્યો જશે. આટલાં વરસોની મહેનતનું પરિણામ શું? મેળવવાને બદલે ગુમાવ્યું જ ને! આનું કારણ શું? કારણ—કારણ શું હોય? કદાચ એ પણ હોય કે, આપણું જીવન નિભાવવા કરતાં વધુ એકઠું કરી, બીજાઓની સામાન્ય જરૂરિયાતો પણ લૂંટી લીધી તેની શિક્ષા!! શેઠ હસ્યા, મનમાં બબડ્યાઃ મારા જેવા એક પીઢ વણિક વેપારીને આવા વિચારો આવે એ કેટલું અસ્વાભાવિક! પાનાચંદની ઊંઘ જોઈ આજે મને આવા વિચારો આવે છે. એવી ઊંઘ મેળવવા—ગયેલા દિવસોની શાન્તિ મેળવવા—હું કેટલાં વલખાં મારું છું. પણ જેમ વલખાં મારું છું તેમ અશાન્તિ વધે છે અને પ્રયત્ન વ્યર્થ છે એ વિચારે નિરાશા મળે છે એ વધુમાં. ત્યારે થાય પણ શું? આ બધી વધારાની માયા દૂર કરવી? એ એક જ ઉપાય છે શાન્તિ પાછી મેળવવાનો. પણ આટલી આટલી મહેનત કરી મેળવેલું છોડાય પણ કેમ? એ વિચારોમાં ને વિચારોમાં ઘર આવ્યું. હાથ પગ ધોઈ, વાળુ કરી સૂઈ રહ્યા. થેલી દુકાનના ઓટલા ઉપર રહી ગઈ છે એ ખ્યાલ તેમને આવ્યો જ નહિ. આખી રાત સ્વપ્નોમાં વિતાવી. એકના અનેક પાનાચંદો

ધસમસાટ ઊંઘતા જણાયા. જાણે પોતે એકલા જ બધાની વચ્ચે ઊંઘ મેળવવા ફાંફાં મારી રહ્યા છે, ઊંઘ તેમને મળતી નથી. ઊંઘ વગર જીવ અકળાય છે. પોતાની બધી મિલકત આપીને પણ ઊંઘ મેળવવાની તત્પરતા દેખાડે છે. બૂમ પાડી પાડીને જાહેર કરે છે. પણ જવાબ કોણ આપે? બધા આરામથી સૂતા છે. છેવટે એક પાનાચંદને તે જગાડે છે અને એક લાખ રૂપિયા આપીને એક કલાક ઊંઘની માગણી કરે છે. તેઓ હસે છે, અને કહે છેઃ "મૂર્ખ, તારા રૂપિયા તારી પાસે જ રાખ. રૂપિયા લઉં અને ઊંઘ ખોઉં? આવી નિરાંતની ઊંઘની એક પળ પણ તારી બધી સંપત્તિ કરતાં વધારે છે. રૂપિયા લઉં એટલે તારી માફક જ અશાન્તિ પણ મેળવું. જા ભાઈ જા; તારી બધી મિલકત બાળીને તેની ખાક તારા શરીરે ચોપડ. આ એક જ ઉપાય છે નિરાંતની ઊંઘ મેળવવાનો." આટલું કહી પાનાચંદ તિરસ્કારભર્યું હસીને પડખું ફરી સૂઈ જાય છે, અને જોતજોતામાં ગાઢ નિદ્રાને શરણ થાય છે. શેઠ બેબાકળા બની જોઈ રહે છે. જીવ વધુ ગભરાય છે. ગળું સુકાય છે. તેમનો જીવ આખી દુનિયાની મુસાફરી કરી આવે છે, બધા આરામથી ઊંઘે છે. કોઈક જાગતો મળે છે તો તે તેમના જેવો રખડતો—ભટકતો, ઊંઘ મેળવવા વલખાં મારતો. એવા અભાગિયા જીવોને પૂછતાં માલૂમ પડે છે કે, તેમાંના બધા મોટા માણસો હતા. કોઈ અઢળક સંપત્તિના માલિક હતા તો કોઈક અમાપ સત્તાના. એ સંપત્તિ અને એ સત્તા મેળવવા અને તેને ટકાવી રાખવા હજારોની લાગણીઓ દુભાવી હતી. આખી રાત શેઠનો જીવ આમ ભટકયા જ કર્યો. અને સવારે જ્યારે ઊઠયા ત્યારે તાજગી મેળવવાને બદલે શ્રમિત થયા હોય તેમ લાગ્યું.

સવારમાં શેઠ રોજના કરતાં સહેજ મોડા ઊઠયા. જલદી જલદી નહાઈ ધોઈ, નિત્ય કર્મથી પરવારી, દુકાને આવવાની તૈયારી કરી.

રોજના નિયમ પ્રમાણે તિજોરી ઉઘાડી થેલી કાઢવા ગયા, પણ થેલી તિજોરીમાં હતી જ નહીં. તિજોરીમાંથી થેલી જાય ક્યાં? ઘરમાં શોધ કરવા માંડી. એકદમ સમજમાં પ્રકાશ પડયો. અરે થેલી તો રાત્રે દુકાનના ઓટલા ઉપર જ રહી ગઈ હશે? અત્યાર સુધી દુકાનના ઓટલા ઉપર હશે ખરી? વિચારોના વમળમાં ચડી થેલી રાત્રે ભૂલી આવ્યા. પાનાચંદ ઓટલા ઉપર સૂતો હતો. રાત્રે ઊઠયો હશે તો—અથવા સવારે ઘેર જતી વખતે તેણે જરૂર જોઈ હશે અને તફડાવી ગયો હશે. તફડાવી ન ગયો હોય તો સવારમાં આપવા ન આવે? સાધારણ સ્થિતિનો પાનાચંદ આવો લાગ ચૂકે પણ ખરો? ફાળ ભર્યા શેઠ દુકાને આવ્યા. દૂરથી જ જોઈ લીધું કે દુકાનના ઓટલા ઉપર ન તો પાનાચંદ હતો કે ન થેલી હતી. પાનાચંદ ઉપરનો વહેમ ધીરેધીરે પાકો થતો ગયો અને તેમ તેમ શેઠનો ક્રોધ પણ તેના ઉપર વધતો ગયો. પૈસાની વાત આવી કે તરત જ રાત્રે દુકાન બંધ કરતી વખતના વિચારો—રાતનાં સ્વપ્નાં—આ બધું અદૃશ્ય થઈ ગયું. સીધા ઘેર આવ્યા અને તાબડતોબ ઘોડા પલાણી પાનાચંદને ગામ જવા નીકળ્યા. આજે પાનાચંદ ઉપર તેમને ઘણો જ ક્રોધ ચડયો. આટલા દિવસ સુધી તેને ગરીબ પણ પ્રામાણિક વાણિયો માનતા. તેને માટે શેઠનો અભિપ્રાય પણ સારો હતો. ઘણી વખત તેને કહેતા પણ ખરા કે "પાનાચંદ, તું વણિક છે, તારામાં વેપાર કરવાની બુદ્ધિ છે, તો આ પાટે મેં નાના વાણિયાઓ

પડી રહ્યો છે! અહીં આવ અને નસીબ અજમાવ. પૈસાની જરૂર હોય તો હું તને ધીરીશ." પાનાચંદ હાથ જોડી શેઠનો આભાર માનતો પણ સાથે ઉમેરતો, "શેઠ સાહેબ, બહુ ધન કમાવું બધાના જ નસીબમાં હોતું નથી. ગામડામાં જન્મ્યો છું અને ગામડામાં ઊછર્યો છું, તો પછી ગામડામાં જ જીવન પૂરું કરીશ. મારા કુટુંબની જરૂરિયાત પૂરતું મને ગામડામાંથી મળી રહે તો પછી ગામડું ખોટું પણ શું? વધારે કમાવાનો મને મોહ નથી. મારા જીવનની શાન્તિ જ મારે મન પરમ લક્ષ્મી છે. તેને વેચીને ધનવાન થવું નથી."

શેઠ કહેતા કે વાણિયો પાણી વગરનો. જવાબમાં પાનાચંદ હસતા. શેઠ તેને પાણી વગરનો કહેતા ખરા, પણ મનમાં તેની નમ્રતા, સાદાઈ અને પ્રામાણિકતાનાં વખાણ કરતા. આજે આ બધું ધોવાઈ ગયું. વણિકે ચોરી કરી!

નાલાયક. જ્યાં સુધી પ્રસંગ નહોતો પડ્યો ત્યાં સુધી જ સારો જણાતો. આખરે જાતનું નામ વગોવ્યું! થેલીમાં રૂપિયા આડસો હતા. એટલા પૈસાનો શેઠને હિસાબ નહોતો, પણ આ પ્રમાણે તેમની સહેજ બેદરકારીનો આવો ગેરલાભ પાનાચંદ ઉઠાવે તે તેમનાથી સહન થયું નહિ. પાનાચંદને ઘેર જઈ તેને શું શું સંભળાવવું તે પણ તેમણે રસ્તામાં નક્કી કરી નાખ્યું. ઉનાળાનો દિવસ હતો. અગિયાર વાગતાં તો તડકો પુષ્કળ ચઢી ગયો હતો. જેમ જેમ તાપ વધતો ચાલ્યો, તેમ તેમ તેમનો ક્રોધ પણ વધતો હતો. પાનાચંદનું ગામ આવ્યું. પૂછતાં તેનું ઘર પણ જડ્યું. ઘોડા પરથી નીચે ઊતરી, થાંભલા સાથે ઘોડો બાંધી, પાનાચંદના નામની બૂમ પાડી. 'કોણ?' કહેતો પાનાચંદ ઘરમાંથી બહાર આવ્યો. શેઠને જોઈને આશ્ચર્ય પામ્યો. "ઓહોહો, શેઠ સાહેબ તમે? પધારો પધારો. મુજ ગરીબ ઉપર કોઈ આવડી કૃપા?" પાનાચંદ ઉમળકાભેર આગળ આવ્યો અને શેઠની સામે હાથ જોડી ઊભો રહ્યો. શેઠનું મુખ તાપથી અને ક્રોધથી સખત બની રહ્યું હતું. પાનાચંદનાં વિવેકને ઢોંગ ધારી વધુ ગુસ્સે થયા. બોલ્યાચાલ્યા વિના પાનાચંદનો હાથ પકડી ઘરમાં લઈ ગયા. જલદી જલદી પાનાચંદે ખાટલો ઢાળ્યો અને ઉપર ગાદલું નાખી, શેઠને બેસવા વિનંતિ કરી. શેઠ બેઠા. પાનાચંદ ઊભો જ રહ્યો.

શેઠના મુખ ઉપરની સખ્તાઈ જોઈ તે વિચારમાં પડ્યો. જરા ચિંતા પણ થવા લાગી. કોઈ અવનવા પ્રસંગના ભણકારા વાગવા લાગ્યા.

"જો પાનાચંદ," શેઠ ગળું ખોંખારી બોલ્યા. તેમનો અવાજ ધીમો પણ સખત હતો. "તું મારી જ નાતનો છે. ગરીબ છે એ હું જાણું છું અને તારા વહુ તારાં છોકરાં ભૂખે ન મરે તેની ખાતર હું રૂબરૂ તારી પાસે આવ્યો છું. વણિક થઈને આવું કરતાં શરમ ન આવી!"

પાનાચંદનું દિલ ફફડી ઊઠ્યું. એક ક્ષણમાં જ તેના મુખ ઉપરનું હાસ્ય ઊડી ગયું. શેઠ શું કહી રહ્યા છે તે તેને ન સમજાયું. મૂઢ જેવો ઊભો જ રહ્યો.

"સામું શું જુએ છે હવે! નીચું જો, નીચું. આવા ધંધા કરવા હતા તો બીજો કોઈ તને ન મળ્યો, તે હું જ મળ્યો! નાલાયક કહીંનો." શેઠનો અવાજ પણ જરા મોટો થયો.

"પણ શેઠ સાહેબ, વાત શી છે?" સમજ ન પડવાથી અચકાતાં અચકાતાં પાનાચંદ બોલ્યો.

"વાત શી છે? મને—મને પૂછે છે કે વાત શી છે!" શેઠ બરાડી ઊઠ્યા. "પૂછ તારા દિલને આડસો રૂપિયા માટે દાનત બગાડી. બદમાશ..."

"શેઠ સાહેબ, માફ કરજો, પણ તમે શું બોલો છો તેની મને બિલકુલ સમજ પડતી નથી. આડસો રૂપિયા કેવા અને વાત કેવી? અને મને આમ ગાળો શા માટે કાઢો છો? હું ગરીબ છું પણ મને પણ સ્વમાન તો છે. મારા જ ઘરમાં બેસી મારું જ અપમાન! અને તે પણ શા માટે? ગોળ ગોળ વાતો કરવાને બદલે શું બન્યું છે તે ખુલ્લું જ કહોને કે હું જવાબ પણ આપું."

શેઠના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેમની પાકી ખાતરી હતી કે પાનાચંદ ચોર હતો. અને ચોર હોઈને પણ આવા તોરમાં વાત કરતો જોઈ તેમનું મગજ તપી ગયું. તેમને એમ લાગ્યું કે ગુસ્સામાં પાનાચંદને બે તમાચા મરાઈ જશે. ગુસ્સો કાબૂમાં રાખવાનો છેલ્લો પ્રયત્ન કરતા બોલ્યા, "જ્યારે તું આવી ઉડાવવાની જ વાત કરે છે તો સાંભળ. તારી સાથે હવે મારે બીજી જ રીતે કામ લેવું પડશે. ગઈ કાલ રાતની વાત છે. હું દુકાન બંધ કરી ઘેર ગયો પણ થેલી દુકાનના ઓટલા પર ભૂલી ગયો. તે વખતે તું ઊંઘતો હતો. થેલીમાં આડસો રૂપિયાનું નાણું હતું. સવારે આવીને જોઉં તો ન થેલી મળે કે ન તું મળે. હવે તો સીધી વાત થઈને?"

ઘડીભર પાનાચંદ અવાક બની ઊભો રહ્યો. તેના શરીરમાં એક ધ્રુજારી આવીને ચાલી ગઈ. વધુ વખત તેનાથી ઊભું ન રહેવાયું. શેઠના પગ આગળ બેસી ગયો. ગળગળો થઈ બોલ્યો, "શેઠ, હું ઈશ્વરના સોગંદ લઈ કહું છું કે, મેં તમારી થેલી લીધી નથી. તાપ ચઢી જવાની બીકે સવારમાં અંધારે અંધારે જ ચાલી નીકળ્યો હતો. મારા ચાલી ગયા પછી કે હું ઊંઘતો હોઈશ તે દરમિયાન કોઈ લઈ ગયું હશે. મારાં બે બાળકના સોગંદ લઈ કહું છું કે, શેઠ, મેં ચોરી નથી કરી. તમે મારા માટે આવું ધાર્યું એ જ મારે મન તો મોટા દુઃખની વાત છે."

"ત્યારે તું સીધી રીતે નહીં જ માને, એમ જ ને? તું વણિક હોઈ જેલમાં જાય તે ખરાબ દેખાય—વળી તારાં છોકરાં રખડી જાય—આ વિચારોએ તારી સાથે ખાનગી પતાવટ કરવાનું મેં ઠીક માનેલું. મને બીજી રીતે પણ કામ લેતાં આવડતું હતું. મને ખબર ન હતી કે, તું ચોરી પણ કરી જાણે છે અને સાથે નફટ પણ બની જાણે છે. મેં મારી ફરજ બજાવી છે, હવે હું જાઉં છું. પોલીસને ખબર આપું છું. પોલીસ તેમની રીતે તારી પાસે કબૂલ કરાવશે, ત્યારે તું સીધો ઊતરીશ. તે વખતે તને હું બચાવી નહિ શકું. આખી મઢી હતી. હવે ઊઘાડી થશે. મૂર્ખ, તને તારાં છોકરાંનો પણ વિચાર નથી આવતો? તારા જેવા ચોરની છોકરી કોણ લેશે! બાપ છે કે કસાઈ?"

પાનાચંદ—બીચારો પાનાચંદ—દીન બની બેસી રહ્યો હતો. શેઠ, તેનું ઘર, આખી દુનિયા તેને ફરતી લાગી. તેને સાચું તે સ્વપ્નમાં તો ન હતો! નિર્દોષ ઉપર આવી આફત!

બીજું કાંઈ નહીં ને ચોરી? પણ તે વણિકનો દીકરો હતો. ઘડીમાં અપવાદરૂ બની રહ્યો. એક ક્ષણમાં પરિસ્થિતિનો તેણે વિચાર કરી લીધો. શેઠ પોલીસને ખબર આપશે એ ચોક્કસ. પોલીસ તેને પકડશે અને ચોરી કબૂલ કરાવવા શું શું નહીં કરે? શેઠનું માનશે કે તેનું—એક ગરીબ માણસનું? પોલીસ ગમે તે ઉપાયો યોજી તેની પાસે કબૂલ કરાવવા મથશે. એ ઉપાયોની કલ્પના આવતાં થરક થઈ ગયો. ગામમાં અને ન્યાતમાં બેઆબરૂ બની રહેશે. કયા અપરાધની આવી ભયાનક સજા પોતાને થઈ રહી છે તે તેણે મનને પૂછ્યું. મન શો જવાબ આપે?

"શેઠ," મણું ખંખેરી પાનાચંદ બોલ્યો. "મારા વચન ઉપર—મારા સોગંદ ઉપર તમને વિશ્વાસ નથી? હું તમને છેલ્લી વખત પૂછું છું કે શું તમે મને ખરેખર ચોર માનો છો?"

"એક વાર નહીં પણ સત્તર વાર. તું ચોર છે." કહેતાં જ શેઠ ઊભા થઈ ગયા. "હવે કાંઈ કહેવું છે? જો પાનાચંદ, મને વધુ સમય નથી. તું મને શો જવાબ આપે છે?"

હવે પાનાચંદથી સહન ન થયું. મહામહેનતે રોકી રાખેલી લાગણીનો બંધ તૂટ્યો. તે પણ ઊભો થઈ ગયો. "જવાબ, મારો જવાબ જોઈએ છે? તો સાંભળ ઓ કુમાખો શેઠ, સાંભળ. તું મને નિર્દોષને ચોર કહે છે અને તે સાબિત કરવા તારી ઓળખાણની લાગવગ વાપરવા માગે છે? તારી થેલી મેં લીધી નથી છતાં પણ મને ગરીબને હેરાન કરવા તું મેદાને પડ્યો છે. ખેર. હું જાણું છું કે, પોલીસ અને કોર્ટ અને દુનિયા તારું માનશે અને હું નિરપરાધી માર્યો જઈશ. હું એકલો—કુટુંબ વગરનો હોત તો તારો એ જુલમ સહન કરત. પણ મારે બે બાળક છે અને તેમના ભવિષ્યનો વિચાર કરતાં હું વગર ચોરનો ચોર બનું છું. તારે બાસો રૂપિયા જોઈએ છે ને? અઘો કલાક રોક, હું લાવી આપું છું." અને શેઠનો હાથ પકડી જોરથી તેમને ખાટલા ઉપર બેસાડી તે ઘરની બહાર ચાલ્યો ગયો.

* * *

કોઈ દિવસ નહિ ને આજે ધરમચંદ શેઠની દુકાન બંધ રહેલી જોઈ આજુબાજુના વેપારીઓ આશ્ચર્ય પામ્યા હતા. બપોરના ત્રણ વાગે શેઠે દુકાન ઉઘાડી. તેમની સામેની દુકાનવાળા ન્યાલચંદે તેમને સ્વાભાવિક રીતે જ પૂછ્યું, "કેમ શેઠજી, આજે બારણું બહુ મોડું?" શેઠે ન્યાલચંદને પોતાની દુકાને બોલાવ્યો અને નોકરને બધું બરાબર ગોઠવવા કહી બોલ્યા, "ન્યાલચંદ, આજે વાત એવી બની કે મારે ત્યાં પેલો પાનાચંદ આવતો હતો ને તેણે—નાલાયકે ચોરી કરી." "ચોરી કરી, પાનાચંદે?" એકદમ ન્યાલચંદ બોલી ઊઠ્યો. તેના મુખ ઉપર એક જાતના ન ઓળખી શકાય તેવા ભાવો તરવરવા લાગ્યા. "ચોરી કરી. પણ તે ઘર ભૂલ્યો" શેઠે હસતાં હસતાં જવાબ આપ્યો. "તેને ખબર નહીં કે તેને ધરમચંદની સાથે કામ પાડવાનું છે."

"પણ થયું શું તે વિગતથી તો કહો." ન્યાલચંદનું આશ્ચર્ય ધીમે ધીમે વધતું ગયું.

"બાપ શું નગી—" શેઠે તકિયા ઉપર નિરાંતે અઢેલતાં કહ્યું. "ગઈ રાત્રે દુકાનના ઓટલા ઉપર રૂપિયાની થેલી ભૂલી ગયો હતો. પાનાચંદ ઓટલા ઉપર સૂઈ રહ્યો હતો. સવારમાં ફરીને થેલી લઈને પલાયન થઈ ગયો. હું તેને ઘેર ગયો, અને રૂપિયા આઠસો લઈ આવ્યો. કોણે ધાર્યું હતું કે સાધારણ રીતે ગરીબ દેખાતો પાનાચંદ આવો હરામી નીકળશે! હવે કોનો વિશ્વાસ રાખવો અને કોનો ન રાખવો તે સમજવું મુશ્કેલ છે."

ન્યાલચંદ એકદમ ઊભો થઈ ગયો. "શેઠ સાહેબ," તેણે મોટા અવાજે પૂછ્યું, "ધરમચંદશેઠ, તમને પાનાચંદે રૂપિયા આપ્યા ખરા? સાચું કહો છો કે પાનાચંદે ચોરી કબૂલ કરી ખરી?"

ધરમચંદે ન્યાલચંદના સામું જોયું. ન્યાલચંદની રીતભાત તેમને વિચિત્ર લાગી. "રૂપિયા ના આપે તો જાય ક્યાં? ભાઈસાહેબ એમ કબૂલ કરે પણ શેના? એ તો જેલમાં બેસાડવાની ધમકી આપી ત્યારે ઠેકાણે આવ્યા અને મને તેને ઘેર બેસાડી અર્ધા કલાકમાં રૂપિયા લઈ આવ્યો. આઠસો રૂપિયાની વાત, એ એમને એમ સીધી રીતે આપે ખરો કે?"

ન્યાલચંદ આ વાત સાંભળીને સડક જ થઈ ગયો. તે શેઠની પાસે તેમની સામે બેસી ગયો. તેની મૂંઝવણનો પાર ન હતો. મહામહેનતે તે બોલ્યો, "શેઠ, તમારા કહેવા પ્રમાણે પાનાચંદે તમારા રૂપિયા પાછા આપ્યા અને તે પણ તમે જ્યારે તેને ખરાબખસ્ત કરી નાખવાની ધમકી આપી ત્યારે. પણ રૂપિયા આપતી વખતે કે આપ્યા પછી તે કંઈ બોલ્યો હતો ખરો?"

શેઠ હસ્યા. "તું પણ ન્યાલચંદ, એક નાના બાળક જેવી વાત કરે છે. પૈસા પાછા આપવા પડે છે અને ચોરી સાબિત થાય છે એ જાણીને પાનાચંદે ખેલ કર્યો. ક્યાંકથી રૂપિયા લઈ આવ્યો. દશ દશની એંશી નોટો. મારી થેલીમાં તો એક રૂપિયાની, પાંચ રૂપિયાની અને દશ રૂપિયાની એમ પરચૂરણ નોટો હતી. પણ એ તો આઠસો રૂપિયાની દશ દશની જ લાવ્યો. મારે તો મારા આઠસો રૂપિયા આવતા હતા એટલું જોવાનું. નોટોનું બંડલ મારા ઉપર ગુસ્સામાં ને ગુસ્સામાં નાખી મને કહે કે 'શેઠ, આ રૂપિયા કેવી રીતે લાવીને તમને આપું છું એ તો હું જ જાણું છું. હું નિર્દોષ છું. છતાં તમે તમારી શ્રીમંતાઈના જોરે મને ધમકી આપી મને ચોર ઠેરવ્યો છે. પણ યાદ રાખજો કે, તમારે તેનો હિસાબ ચૂકવવો જ પડશે. અત્યારે મારી આંતરડી કકળી રહી છે. મારા દિલમાં શું થઈ રહ્યું છે તે તમને દુષ્ટને નહીં સમજાય. તમને આ રૂપિયા લાવી આપતાં મારે જે કુકર્મ કરવું પડ્યું છે તેથી તો મને જીવતાં કીડા પડશે. પણ હું માનું છું કે, એ પણ મારા ગયા જન્મના કોઈક પાપની સજા હશે. પણ શેઠ, તમે મારી આ સ્થિતિ માટે નિમિત્ત બન્યા છો તો તમારે પણ તેનું ફળ ભોગવવું જ પડશે. તમે એમ ન માનતા કે તમને આ આઠસો રૂપિયા મળ્યા તેમાં તમારી જીત થઈ છે. તમારું બધું પુણ્ય નષ્ટ થાય તેવું આચરણ તમે કર્યું છે. સેંકડો અવતાર રૌરવ નર્કમાં સડી તમારે એનું પ્રાયશ્ચિત્ત કરવું પડશે. જાઓ, અહીંથી તમે ચાલ્યા જાઓ. તમારું કાળું કરો.' આ મને આવું આવું તો કંઈક બોલ્યો. ઢોંગ પૂરો કરવા ચોધાર આંસુએ રડવાનું પણ ચાલુ રાખ્યું હતું." શેઠ થોભ્યા.

"પછી—પછી શું થયું શેઠ ! " ન્યાલચંદ જોરથી શ્વાસ લઈ રહ્યો હતો. તેની આંખો ફાટી રહી હતી.

"પછી થાય શું ?" શેઠને ન્યાલચંદનું મગજ ખસતું લાગ્યું. "જવાબ દેવાનું તો મન થયું કે, સાલા, ચોરી પર શિરજોરી શેનો કરે છે ? પણ મન વાળ્યું. મારે તો મારા પૈસા પાછા મળી ગયા એટલે પત્યું. અને પાનાચંદ ચોર છે એ જાણવું હતું તે જણાયું. પૈસા લઈને ઘેર આવ્યો."

કેટલીયે વાર સુધી ન્યાલચંદ શૂન્ય જેવો બેસી રહ્યો. આખરે તેણે શેઠની સામું જોયું અને શેઠનો હાથ પકડી બોલ્યો, તેનો અવાજ ઘેરો હતો.

"શેઠ ! મહા અનર્થ થયો છે. તમે ગરીબ પાનાચંદને વગર વાંકે મારી નાખ્યો."

"વગર વાંકે ?" શેઠને ન્યાલચંદના બોલવાનો અર્થ ન સમજાયો.

"ઊભા રહો, હું તમને ખરું સમજાવું." આટલું કહી ન્યાલચંદ ઊઠ્યો અને દોડીને તેની દુકાનમાં જઈ એક થેલી લઈ આવ્યો. શેઠના પગ આગળ થેલી પછાડી ફાટેલા અવાજે બોલ્યો, "ધરમચંદ શેઠ, આ તમારી થેલી. હું અમસ્તો નથી કહેતો કે તમે બિચારા ગરીબ વણિકને વગર વાંકે મારી નાખ્યો."

શેઠે થેલી જોઈ. પોતાની થેલીને બરાબર ઓળખી. તેમના મુખ ઉપર આકુળતા દેખાવા લાગી. થેલી સામું ને ન્યાલચંદ સામું અવારનવાર જોયા જ કર્યું !

"મારા સામું શું જુઓ છો શેઠ ?" ન્યાલચંદનો અવાજ બદલાયો. તેમાં બારોબાર કરુણતા ભરી હતી. "હું તમને સમજાવું. આજે સવારમાં મેં જરા દુકાન વહેલી ઉઘાડી હતી. તમારી દુકાનના ઓટલા ઉપર આ થેલી પડેલી જોઈ મેં મારા નોકર પાસે મંગાવી લીધી, અને મનમાં ધાર્યું કે, શેઠને જરાવાર ગભરાવી દઈ થેલી આપીશ. મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે એનું પરિણામ આવું આવશે. તમારી દુકાને આવવાની મેં ઘણી રાહ જોઈ પણ તમે આવ્યા જ નહિ. તપાસ પણ કરી નહિ અને બારોબાર જઈ બિચારા પાનાચંદને ગરદન માર્યો."

શેઠને આખો મામલો સમજાયો. તેમના દુઃખનો પાર ન રહ્યો. પાનાચંદના ઉપર ખોટું આળ ચડાવ્યું તે માટે જીવ બહુ જ અકળાવા લાગ્યો. તેમણે બોલવા પ્રયત્ન કર્યો પણ જીભ ન ઊપડી.

ન્યાલચંદ બોલ્યો, "બીજું તો કાંઈ નહિ, પણ બિચારો પાનાચંદ રૂપિયા કેવી રીતે લાવ્યો હશે ? તેના કહેવા પ્રમાણે તેણે એવું તો કયું કુકર્મ કરી પૈસાની સગવડ કરી હશે ? જનમોજનમ રૌરવ નર્કમાં પડી પ્રાયશ્ચિત્ત કરવું પડે એવું ઘોર પાપ તે કર્યું હશે ! શેઠ ! તમે ઘણો મોટો અપરાધ કર્યો છે. પાનાચંદનો અને ઈશ્વરનો. આઠસો રૂપિયા તમે પાનાચંદને પાછા આપશો તેનો તો સવાલ નથી, પણ તેણે કરેલું અનિષ્ટ કેમ ધોવાશે ! એ શું હશે !"

શેઠ બોલ્યાચાલ્યા વિના જમીન તરફ જોઈ રહ્યા હતા. તેમની પાકી ખાતરી થઈ

હતી કે પાનાચંદ નિર્દોષ હતો. તેમણે જતાંની સાથે તેના ઉપર કેવી કરડાકીથી આરોપ મૂક્યો હતો. પાનાચંદે તેમને કેવો ખરા દિલથી આવકાર આપ્યો હતો ? ચોરીનું નામ સાંભળી બીચારાનું મોં કેવું લેવાઈ ગયું હતું ! જ્યારે પોતે તેને ખરાબ કરી નાખશે એવી ધમકી આપી ત્યારે કેવો ગભરાયો થઈ ગયો હતો ? તેણે પોતાનાં બાળકોનું ભવિષ્ય ન બગડે તેની ખાતર નિર્દોષ હોવા છતાં પણ દોષ સ્વીકાર્યો. પૈસા લાવી આપ્યા ખરા પણ તે વખતનું પાનાચંદનું મુખ કેવું થઈ રહ્યું હતું ?—આ બધું શેઠની નજર સમક્ષ તરવરતું હતું. પૈસા લેવા જતા પહેલાં અને લાવીને આપ્યા પછીના પાનાચંદના ચહેરા યાદ આવ્યા—તીરની માફક તેમની છાતી વીંધી રહ્યા. ન કહેવાય તેવી અકળામણ તેમને થવા લાગી. તેમની ન્યાયવૃત્તિ એટલી પ્રબળ હતી કે આવો અન્યાય કરવા માટે પોતાની જાતને ધિક્કારવા લાગ્યા.

"શેઠ, શો વિચાર કરો છો ?" આખરે ન્યાલચંદે પૂછ્યું.

શેઠે ન્યાલચંદ સામે જોયું. તેમની તે નજરમાં પારાવાર દુઃખ ભર્યું હતું. ન્યાલચંદનો હાથ પકડી રડતે અવાજે કહ્યું, "શો વિચાર કરવાનો હોય ? ન્યાલચંદ, મારા માટે હવે રોરવ નર્ક સિવાય બીજું કાંઈ રહ્યું નથી." શેઠે કપાળ કૂટ્યું. તેમની આંખમાં આંસુ ઊભરાયાં.

"એમ અફસોસ કરે શું વળે શેઠ ?" ન્યાલચંદને પણ શેઠની દશા જોઈ ચિંતા થવા લાગી. "હવે તો તમે તમારું કર્તવ્ય બજાવો. હમણાં ને હમણાં જાઓ પાનાચંદ પાસે. ચાલો—જોઈએ તો હું સાથે આવું. જઈને તપાસ કરો કે તે પૈસા લાવ્યો કેવી રીતે ? એ જે કુકર્મની વાત કરે છે તે વાત છે શી એ નક્કી કરો અને તેને થયેલો અન્યાય જો દૂર થઈ શકે તેમ હોય તો—"

"હું ઈશ્વરના સોગંદ ખાઈ કહું છું, ભાઈ ન્યાલચંદ, કે જ્યારે પાનાચંદને થયેલા અન્યાયનો પૂરેપૂરો બદલો વાળીશ ત્યારે જ હું જંપીશ. પછી મારે તેની ગમે તે કિંમત ચૂકવવી પડે. ચાલ તું મારી સાથે."

* * *

સાંજ પડવા આવી હતી. પાનાચંદ ગમગીન ચહેરે ઘરમાં ઓટલા ઉપર બેઠો હતો. એટલામાં તેના નામની બૂમ પડી. બહાર આવીને જોયું તો ધરમચંદ અને ન્યાલચંદ પોતપોતાનાં વીલાં ચહેરા સાથે ઊભેલા હતા. તેના ચહેરાની ગમગીની વધુ ગાઢ બની. તેને ચીડ પણ ચઢી. તેણે માન્યું કે ધરમચંદ શેઠ ન્યાલચંદ આગળ તેની ફજેતી કરવા જ આવ્યા છે. તેણે બન્નેમાંથી કોઈને પણ આવકારનો એક શબ્દ પણ ન કહ્યો. પેલા બન્ને જણ કાંઈ બોલ્યાચાલ્યા વિના પાનાચંદના ઘરમાં પેઠા અને ઓટલા ઉપર બેઠા. શેઠે ઇશારત કરી એટલે ન્યાલચંદે પાનાચંદને પૂછ્યું, "પાનાચંદ, સાચું કહેજો તમે આઠસો રૂપિયા ક્યાંથી લાવીને શેઠને આપ્યા ?"

"ક્યાંથી લાવ્યો શું ? મેં ચોરી કરીને એક જગ્યાએ ત્યાં સંતાડી રાખ્યા હતા તે લાવી આપ્યા. ચોરીનો માલ કંઈ હજમ થાય ખરો !" પાનાચંદ વ્યંગમાં બોલતો હતો પણ તેનું દિલ ચિરાઈ જતું હતું

ધરમચંદ શેઠ જે અત્યાર સુધી નીચું જોઈને બેઠા હતા તેમણે પાનાચંદનાં સામું જોયું. ગુનેગારના જેવી નજરે શેઠ જોઈ રહ્યા. તેમાં ભારોભાર દીનતા ભરી હતી. પાનાચંદની અને તેમની આંખો મળી પણ વધુ વખત તેમનાથી પાનાચંદ સામે જોવાયું નહીં. ફરીથી નીચું જોઈ ગયા.

"પાનાચંદ, વાત જાણે એમ છે," ન્યાલચંદે વાત ચાલુ રાખી, "કે શેઠની મોટી ભૂલ થઈ છે. તમે નિર્દોષ છો. થેલી તમે નહીં પણ મેં લીધી હતી." તેણે બધી વાત ટૂંકમાં સમજાવી. "એટલે તો ધરમચંદ શેઠ તમને થયેલો અન્યાય દૂર કરવા જાતે આવ્યા છે. તમે રૂપિયા કેવી રીતે લાવ્યા ?"

પાનાચંદ જવાબ ન આપી શક્યો. ધબ કરતો નીચે બેસી ગયો. તેની આંખમાંથી બોરબોર જેવડાં આંસુ પડવા લાગ્યાં. બન્ને જણ જોઈ જ રહ્યા અને વિમાસી રહ્યા.

"મને થયેલો અન્યાય" પાનાચંદે ડૂસકું ખાતાં કહ્યું, "હવે તો કોઈનાથી નહીં મિટાવી શકાય. શેઠની ભૂલે મારી દીકરીનું જીવન બરબાદ કરી નાખ્યું અને મને નર્કનો અધિકારી બનાવ્યો."

"છોકરીનું જીવન બરબાદ થયું ! શું કહો છો પાનાચંદ ! વાત જરા સમજ પડે એવી રીતે તો કરો !" ન્યાલચંદે પૂછ્યું.

"તમને સમજ પાડીને પણ શું વળવાનું હતું ! શેઠે મારા ઉપર ચોરીનું તહોમત મૂક્યું, જેલમાં મોકલવાની અને મારી આબરૂની ધૂળધાણી કરવાની ધમકી આપી. એમાંથી બચવા મેં મારી છોકરીને રૂપિયા આઠસોમાં વેચી. આ ગામના વીરચંદને તો તમે ઓળખો છો. આજથી બે મહિના પહેલાં તેણે તેના છોકરા શાન્તિલાલ માટે મારી દીકરીનું માગું કર્યું હતું. છોકરો તંદુરસ્ત અને દેખાવડો છે એ વાત ખરી પણ ખરાબ સોબતે ચઢી પૂરું ભણ્યો નહીં. વેપારધંધાની બાબતમાં બિલકુલ રસ લીધો નહીં અને રખડેલ થઈ ગયો છે. એવાની જોડે મારી દીકરી પરણાવવા હું કેમ તૈયાર થાઉં ! મેં ના પાડેલી. તેણે બે હજાર રૂપિયા સુધી આપવાની વાત કરી હતી. મેં તેને ધુતકારી કાઢેલો. પણ જ્યારે શેઠે મારા ઉપર આળ મૂક્યું અને એમાંથી છૂટવા મને બીજો કોઈ રસ્તો ન દેખાયો ત્યારે હું વીરચંદ પાસે ગયો. આઠસો રૂપિયા લઈ મારી દીકરીના વેચાણનો સોદો પૂરો કર્યો. શાન્તિલાલની સાથે મારી દીકરીના વિવાહ નક્કી થઈ ગયા અને શેઠના રૂપિયા ભરી દીધા." આટલું બોલતાં પાનાચંદને શ્વાસ ચઢી ગયો.

ધરમચંદ અને ન્યાલચંદ બન્ને મૂંગા મૂંગા સાંભળી રહ્યા હતા. બન્નેમાંથી કોઈ એક પણ શબ્દ બોલી શક્યું નહીં. તેમની ન્યાતનો રિવાજ તેઓ સારી રીતે જાણતા હતા. એક વખત વિવાહ નક્કી થયા પછી છોકરો કે છોકરી બન્નેમાંથી કોઈના મોત સિવાય વિવાહ ફોક થતો નહીં. ફોક કરનાર ન્યાતની બહાર ફેંકાઈ જતો. એવો કડક ધારો હતો.

"ગરીબ ગાય જેવી મારી કમળા દીકરીનું જીવન મેં—તેના બાપે—કસાઈએ ધૂળધાણી કરી નાખ્યું. જીવશે ત્યાં સુધી શાપ આપ્યા કરશે. અને કન્યાવિક્રયના પાપમાંથી હું કેવી રીતે બચીશ ?" કહેતાં કહેતાં પાનાચંદ બોખારો ફરી રડી પડ્યો. બે હાથમાં મોં દાબી ડૂસકાં ખાવા લાગ્યો.

"ધીરો પડ મારા વીરા—ધીરો પડ." શેઠ ઢોલિયા ઉપરથી ઊતરી પાનાચંદની પાસે જમીન ઉપર બેઠા. પાનાચંદની પીઠ પાછળ હાથ ફેરવવા લાગ્યા—"ભાઈ પાનાચંદ, તારી માફી માગવાને હું લાયક નથી રહ્યો એટલે હવે તને કહું છું કે તું જે શિક્ષા કરીશ તે હું સહન કરવા તૈયાર છું."

"તમને શિક્ષા કરવાથી વળવાનું પણ શું છે !" પાનાચંદ હજુ પણ રડતો હતો. "આટલું પાપ ઓછું છે તે વેર વાળવાનું વધુ પાપ વહોરું !"

શેઠે ન્યાલચંદની સામે જોયું. "ભાઈ તને કોઈ રસ્તો સૂઝે છે! આ અન્યાય મારી બધી મિલકત આપતાં પણ દૂર થતો હોય તો હું તેમ કરતાં પાછી પાની નહીં કરું. બોલ ન્યાલચંદ, બોલ. રસ્તો દેખાડ. મને તો કાંઈ સૂઝતું નથી. પાનાચંદ, તું ચોક્કસ માનજે કે તારા કરતાં મારા પાપનો બોજો જરા પણ હલકો નથી."

ન્યાલચંદ થોડીવાર વિચાર કરી બોલ્યો, "શેઠ રસ્તો છે. એક નહીં પણ બે રસ્તા છે. જો તમે ખરા દિલથીજ અન્યાય દૂર કરવા માગતા હો તો બે રસ્તા છે."

"હા–જરૂર–જરૂર–રસ્તા બતાવ ભાઈ. તારો ઉપકાર જિંદગી સુધી નહીં ભૂલું. હવે વાર ન કર. જેમ જેમ વખત જાય છે તેમ તેમ મારો બોજો અસહ્ય થતો જાય છે. બોલ–બાપ–બોલ–" કહી શેઠે ન્યાલચંદનો હાથ પકડી હલાવ્યો. ગંભીર સ્વરે ન્યાલચંદ બોલ્યો, "જુઓ શેઠ, પાનાચંદને તેમની કમળાની જ્યાં સગાઈ કરી છે ત્યાં વાંધો માત્ર એટલો છે કે છોકરો શાન્તિલાલ રખડેલ ને રેઢ છે. જો છોકરો હોંશિયાર અને સીધે રસ્તે હોત તો—પગ ઉપર ઊભા રહી કમાવા જેટલી શક્તિ ધરાવતો હોત તો—પાનાચંદને વાંધો ન હતો. કેમ ખરું ને પાનાચંદ!"

પાનાચંદે મૂંગામૂંગા માથું હલાવ્યું.

"એટલે હવે તમારી ફરજ એ છે શેઠ," ન્યાલચંદે આગળ ચલાવ્યું, "કે એ છોકરાને તમે તમારા હાથમાં લો, તમારી પેઢી ઉપર રાખો, તમારી પવિત્ર ફરજ સમજી તેની પાછળ મહેનત કરો. અને તેને ઠેકાણે પાડો. આખર તો વાણિયાનો દીકરો છે અને તમારા જેવાના હાથમાં આવશે એટલે પછી કાંઈ કહેવાપણું નહીં રહે. આ એક રસ્તો અને બીજો..."

"અને બીજો?" અતિશય આતુરતાથી શેઠ પૂછી ઊઠ્યા–"બોલ મારા તારણહાર બોલ–તું માણસ નથી ન્યાલચંદ, દેવ છે." શેઠ ઉત્સાહમાં આવી ગયા.

"બીજો રસ્તો એ છે કે તમે નિર્દોષ પાનાચંદને અન્યાય કર્યો છે, તો તેના નિવારણ માટે તમારી દીકરીની સગાઈ પાનાચંદના દીકરા રસિક સાથે કરો. તમારી સરખામણીમાં પાનાચંદનો હિસાબ નથી પણ આ તો તમે અન્યાય દૂર કરવાની વાત કરી એટલે મને સૂઝ્યું તે કહ્યું. બે રસ્તા દેખાડ્યા, તમને જે યોગ્ય લાગે તે પકડ઼ કરો."

શેઠ ન્યાલચંદને વળગી પડ્યા—આનંદથી તેમની આંખમાં આંસુ આવી ગયાં. પાનાચંદના પગમાં માથું નમાવી બોલ્યા, "પાનાચંદ, ન્યાલચંદે બતાવેલા બન્ને રસ્તા હું કબૂલ કરું છું. મારી દીકરીની સગાઈ તમારે ત્યાં કરું છું. અને મારે પુત્ર નહીં હોવાથી રસિકલાલને મારે ત્યાં જ રાખીશ. આજથી એ તમારો પુત્ર મટી મારો બને છે. અને વીરચંદને મળી શાન્તિલાલને ઠેકાણે લાવવાનું કામ હું નક્કી કરી નાખું છું. આજે મારા દિલમાં આનંદ માતો નથી. ન્યાલચંદ! કેવો અન્યાય કરી બેઠો હતો! પાનાચંદ, હવે તો જરા હસો! તમને શાન્તિ વળી કે નહીં? હજુ પણ બોલો કાંઈ કરવાનું રહેતું હોય તો. હું તૈયાર છું."

શેઠ હાથ જોડી ઊભા રહ્યા.

"વધુ ન શરમાવો શેઠ," પાનાચંદનું મુખ પણ હવે તો હસી રહ્યું હતું. તેણે સ્વપ્ને પણ ન ધાર્યું હતું. જમાઈ ઠેકાણે પડશે. દીકરો લક્ષાધિપતિની દીકરી પરણી લક્ષાધિપતિ બની જશે. તેણે આભાર ભરી નજરે ન્યાલચંદ તરફ જોયું. ન્યાલચંદ પણ હસતો હતો. "અરે શેઠ, એક વાત તો રહી ગઈ!" અચાનક તે બોલ્યો.

"શી !"

"હજુ તમે તમારી ફરજમાંથી મુક્ત થયા નથી. પાનાચંદના રૂપિયા આટલો મુદતમાં પાછી લીધા તે પાછા આપશો કે નહિ ? વીરચંદને પાછા ક્યાંથી લાવીને આપશો !"

શેઠ હસી પડ્યા. પાનાચંદ પણ હસ્યો. ત્રણે જણુ એકબીજાને ભેટ્યા. નવું નવું જીવન મેળવ્યું હોય તેમ પાનાચંદ અને શેઠ ફરીફરીને એકબીજાને ભેટી રહ્યા.

* * *

"બોલો, ભાઈ ચૌદાણુ," મારા મિત્રે ઉમેર્યું, "વાત આમ બની. હમણાં એક ઘોડા ઉપર અહીંથી જઈને ગયા તે શાન્તિલાલ શેઠ–પાનાચંદના જમાઈ. આજે તો ધરમચંદ શેઠ જીવતા નથી પણ તેમણે તેમની બધી હોશિયારી સ્વર્ગમાં જતાં પહેલાં શાન્તિલાલને આપી દીધી. લાખોનો વેપાર કરે છે અને દિલની ભલાઈથી આખા ગામનો પ્રેમ મેળવે છે. આપણે સાંજે રસિકલાલની પાસે જઈશું. ધરમચંદ શેઠના એ ધરજમાઈ પણ જોવા જેવા છે. આજે તો નગરશેઠ થઈને બેઠા છે. શાન્તિલાલ શેઠના પરમ મિત્ર છે, અને સજ્જનતામાં તેમનાથી જરાયે ઊતરતા નથી. પાનાચંદને થયેલા અન્યાયનું આ પરિણામ આવ્યું."

મારાથી ખરેખર બોલાઈ ગયું કે "સૌ સારું, જેનું છેવટ સારું."

卐

## ઝંકૃતિ

રામપ્રસાદ શુક્લ

[ પૃથ્વી ]

વિરાટ ઉરની સ્વયં અણુઅણુમાં કરે ઝંકૃતિ,
ન તાન, નવ તાલ, ના સરિગમેય જૂદે, બજે
અનાહતનિનાદ સર્જનતણા વિભુશ્વાસના
નિરંતરિત ગુંજનો હૃદયકોટિ ધબ્ધકારનાં.
અનેકરવ એકરૂપ વિચરે, વિસંવાદની
લગીર ઉઠતી નહિ લહરિ ક્યાંય, સંગીતની
ઘુરાવટ મચી રહી અવનવીન આલાપની.

જલપ્રસર, અંતરિક્ષ, પૃથિવીતણા પ્રાણમાં
પ્રતિપ્રકૃતિ અંતરે સ્ફુટ સજીવ સંવેદનો,
અગણ્ય નગરોતણા વિજયઘોષ ને ક્રન્દનો,
વિરાટજનતા લવે સુખદુખોતણાં સ્પન્દનો,
બધાય રવ તાલસૂર બનતા મહાબીનના.

સ્ફુરે સુખતણા સ્વરો મધુરગીતનાં ગીંડમાં
વ્યથાવિપદ કેરી એ રણઝણી રહે મૂર્છના.

❦

## ત્યારે —

—તનસુખ ભટ્ટ.

[ વસંતતિલકા ]

જ્યારે ચઢી ગગન દારુણ મેઘ ઘેરા
તૂટી પડ્યા વ્રજ પરે સુર-ઇન્દ્ર-પ્રેર્યા
જ્યારે સવત્સ ભયકમ્પિત ધેનુવૃન્દ
વિશ્રામસ્થાન વિણ વૃષ્ટિ વિષે ફરન્ત
ગોવર્ધનાદ્રિ ધરી તેં નિજ અંગુલીની
ટોચે, સમસ્ત વ્રજલોક સનાથ કીધાં
ઇન્દ્રપ્રકોપભર જામની મેઘલીની
લીલા વિહારી નભ-ભાસ્કર-રશ્મિ પીધાં
" રે કૃષ્ણ *ઠીક કમથી ગિરિરાજ ચાટે* "
આશંકિત પ્રતિપળે વ્રજબાળ ભાતાં
સાહાય્ય કાજ નિજ દંડ સમેત જાતાં
ને યષ્ટિકા ગિરિ તળે હળવે લગાડે
ત્યારે સહસ્ર-વ્રજ-ગોપ-વિમુગ્ધમાંના
એકાદ ગોપ બનવાનું જ હોત કાના !

❦

# સદ્ગત રમણભાઈનાં બે કાવ્યોની સમાલોચના

હેમંતકુમાર નીલકંઠ

સદ્ગત રમણભાઈનું 'પ્રભુમય જીવન' એ નામનું કાવ્ય તો જાણીતું છે. પસંદ કરેલાં કાવ્યોના સંગ્રહોમાં સાધારણ રીતે એ જ કાવ્યને સ્થાન અપાય છે. પણ એક પાઠ્ય પુસ્તકમાળાની બીજી ચોપડીમાં નીચેનું કાવ્ય લીધું છે તે બહુ ઓછાના વાંચવામાં આવ્યું હશે અને તેની સાથે જ 'પ્રભુમય જીવન'ની સરખામણી કરવાનો આ લેખનો આશય છે તેથી, તે કાવ્ય નીચે આપ્યું છે—

તમારી ઇચ્છાને પ્રબલ બનતાં નાથ ! શીખવો
તમારી ઇચ્છામાં સકલ મમ સંકલ્પ શમવો;
તમારી ઇચ્છાનું પ્રબળપણું નિત્યે ક્યહિંયે
તમારી ઇચ્છાનું તદપિ બહુ પ્રાધાન્ય ગણીએ.
અમારી ઇચ્છાને કદી સફળતા જો ન મળતી
અમે કલ્પન્તાં ત્યાં સહુ પ્રકૃતિને નિષ્ફળ જતી;
અમે ના લેખંતા પ્રબળ તુજ ઇચ્છા પ્રકૃતિમાં
અમારી ઇચ્છાથી વિફળ ન થતી તારી રચના.

અમારી ઇચ્છાને કદી સફળતા જો ન મળતી
નિરાશાએ ઘેરી પ્રકૃતિ અમને સર્વ દીસતી;
અમે ના લેખન્તા પ્રકૃતિ કરી આનંદમય તેં
અમારા મોહેથી વિકૃતિ નહિ તેમાં કદી બને.
તમારી ઇચ્છામાં સકળ સુખનું મૂળ પ્રભુ છે
તમારી ઇચ્છામાં સકલ મતિનું કેંદ્ર રહ્યું છે
તમારી ઇચ્છાનો ધ્વનિ મધુર વ્યાપ્યો જગતમાં
અમારી ઇચ્છાનો સ્વર મધુર હોજો નહિ જુદો.

સંભવ છે કે આ કાવ્ય એમની વિવેચનદૃષ્ટિ ખીલવાની શરૂઆત થઈ ત્યારે લખાયું હોય અને 'પ્રભુમય જીવન' તે પછી ઘણે વર્ષે તે વિકસિત થતાં લખાયું હોય. 'પ્રભુમય જીવન'માં એકધારો સરળ પ્રવાહ છે. શબ્દોની પસંદગી તથા વાક્યરચના એવી મધુર છે કે કાનને તે કાવ્ય એકદમ પસંદ પડી જાય છે. તુંગભદ્રા નદીના ઓવારે કરેલા વર્ણન જેવી એની ગતિ છે અને આપણી રસદૃષ્ટિને તે ઠારે છે.

તેની સાથે આ બીજા કાવ્યનું રૂપ સરખાવીએ. ક્યાંય ઉપમા નથી. ભાષા એવી છે કે બાળકોને લાયકની એ ગણાય. ક્યાંક ક્યાંક અર્થ સ્પષ્ટ નથી થતો. આખી કડી બે વાર આવે છે. ઇચ્છાને બદલે સ્પૃહા કે, વાંછા થોડાક રચનાના ફેરફાર સાથે મૂકી શકાત અને તો વિવિધતા આવત એમ કોઈ વાંધો કાઢી શકે. આજનો કવિ કદાચ એની ૧૬ કડીની ૧૨ કે ૮ કરી નાખે અને એ રીતે એને વધારે મનોરમ કરે.

પણ કાવ્યનું રૂપ—Form—એ જ કંઈ એનું એક મુખ્ય લક્ષણ નથી. કેટલેક અંશે એ પણ મુખ્ય લક્ષણ જરૂર છે, પણ રૂપના મૂલ્યાંકનનું કોઈ સર્વમાન્ય કે નિશ્ચિત ધોરણ નથી. તેથી એ ધોરણ બાજુએ મૂકીને લગભગ બધા જ સ્વીકારે એ ધોરણ લઈએ—કાવ્યના રૂપની પાછળ રહેલા હાર્દનું, ભાવનું. તે ઉપરાંત, કાવ્ય લોકભોગ્ય થાય એવું હોય અને જનસમાજની સંસ્કારવૃત્તિને ઉચ્ચ કરે એવું હોય તો તે કાવ્ય સારું એ ધોરણે પણ આ બન્ને કાવ્યોનો વિચાર કરવો ઘટે છે.

એ નજરે જોતાં આ બે કાવ્યોમાંથી એકનું પ્રખ્યાત કાવ્ય ક્યાંય ચડી જાય છે. શરીરમાં, શરીરના એકેએક ભાગમાં, મનમાં, વાણીમાં, કર્મમાં, અંતરમાં પ્રભુ વ્યાપી રહો એવો અને પોતાના વર્તનથી કે લેખનથી જ જીવનો ઉદ્ધાર થાય તે પ્રભુના [illegible]-

રૂપની ઝાંખી દે એવી પ્રાર્થના 'પ્રભુમય જીવન'માં છે. આવી પ્રાર્થના તો દરેક સાધારણ કક્ષાના માનવીનું સહેજ પણ પ્રભુ તરફ વળવાનું થાય એટલે કરે. એવી પ્રાર્થનાને આવા મધુર શબ્દોમાં ગોઠવતાં કે કાવ્યમાં ગૂંથતાં એને ન આવડે. પણ એના અંતરમાં આટલી અને આવી હદ સુધીની ઊર્મિ તો જાગે. એ પ્રાર્થનાની પાછળ અનુભવ કે જ્ઞાનની પીઠભૂમિકા બહુ ઓછી છે એમ કહીએ તો ખાસ ખોટું નથી.

પણ સદ્ગત રમણભાઈએ આ બીજું, ઓછું જાણીતું, કાવ્ય તેમના હૃદયમાંના ઊછળેલા પ્રભુમયતાના એક મોટા જુવાળ દરમ્યાન કે તેની અસર નીચે લખ્યું હશે. કેમ કે, એમાં આર્દ્રતા, નમ્રતા, શરણભાવ ઉપરાંત સાધકદશાના અનુભવનું જ્ઞાન છે. અમે તો જ્યાં ત્યાં અમારી જ ઇચ્છા ફળે એમ ઇચ્છીએ છીએ, અને તે ન ફળતાં નિરાશ અને દુઃખી દુઃખી થઈ જઈએ છીએ. પણ હે પ્રભુ ! અમારી ઇચ્છાનું નામનિશાન ન રહેશે. કેવળ તારા જ યંત્ર થઈને અમે રહીએ. વિશ્વસંચાલનમાં, અમારી બાબતમાં, તારી જે ઇચ્છા હોય તેને અનુકૂળ થઈ ને એ ઇચ્છાપ્રવાહમાં જ્ઞાનપૂર્વક તરીએ. અમારી ઇચ્છાનું એટલે અમારું તારાથી અલગ, સ્વતંત્ર વ્યક્તિત્વ જ ન હોય, અને તારી ઇચ્છાનો પ્રવાહ ભલે જોસભેર વહેતો હોય ને તેમાં તરી શકતાં અમને મહા કષ્ટ પડતું હોય તો તેમાં પણ આનંદ જ માણીએ. તેં તો, સુખ અને દુઃખથી પર જનાર જ અનુભવી શકે એવા આનંદથી આ સૃષ્ટિ સભર ભરી દીધી છે. પણ અમે અમારી ઇચ્છા ને વાસનાઓને લીધે એવો આનંદ અનુભવી શકતા નથી. તેથી પ્રકૃતિ જે તારું જ સર્જન છે તેને પણ અમે અમારી કમળાવાળી આંખે પીળી—ફીકી—દુઃખના રંગથી રંગેલી જોઈએ છીએ. માટે હે પ્રભુ ! અમને તું તારામાં પૂરેપૂરા સમાવી દે, એ રીતની પ્રાર્થના કરી છે.

પહેલી પ્રાર્થનામાં માત્ર તમે મારામાં વ્યાપી રહો અને એવાં કર્મો મારાથી થાય કે જે તારા ઉજ્જવલ રૂપની ઝાંખી દે એટલી હદ સુધીનો જ આદર્શ છે. બીજામાં એ આદર્શને પહોંચતાં વચમાં નડતી 'અમારી ઇચ્છા' અને તે ન ફળતાં અમારી પ્રકૃતિને પણ અમારા રંગે જોવાની ટેવ, એ બધાં વિઘ્નો દર્શાવી તે દૂર કરવાની પ્રાર્થના છે. આમ સાધનામાર્ગનું તેમાં નિદર્શન છે. વળી આદર્શ પણ તેમાં 'પ્રભુમય જીવન' કરતાં ઊંચો છે. 'મારું' વર્તન, 'મારું' શરીર વગેરે તમે વાસ કરો'—એને બદલે તમારામાં હું સમાઈ જાઉં, મારા પોતાના સર્વ સંકલ્પ શમી જાય એવો આદર્શ છે. એટલે તેમાં સંપૂર્ણ આત્મનિમજ્જનની ભાવના છે. પહેલામાં બહુ બહુ તો પ્રભુ સાથે સુમેળની—એ રીતે આદર્શ અને તે પહોંચવામાં નડતી મુશ્કેલીનું નિરૂપણ—એ બન્ને હોવાથી બીજું કાવ્ય પહેલા કરતાં ચડી જાય છે.

ત્યારે 'પ્રભુમય જીવન' કેમ જાણીતું થયું અને આ નહિ ? તેવો સવાલ પણ થાય છે. એનો જવાબ બહુ ટૂંકમાં આપું છું. એની યોગ્યાયોગ્યતા તો અભ્યાસી વાચક આપોઆપ વિચારી લેશે.

ગૂજરાતી અને હિંદની બીજી ભાષાઓમાં પહેલાંના વખતમાં કાવ્યના રૂપ, તેનો આકારભેદ એટલે કે સ્થૂળભેદ કરતાં કાવ્યના ભાવને, તેના સૂક્ષ્મભેદને—બહુ મહત્ત્વ અપાતું અને 'સંસ્કારી' કે 'અસંસ્કારી' ગણાતો તમામ વર્ગ આપતો. હિંદી ચિત્રકળા વિષે પણ એમ કહેવાય છે કે પ્રકૃતિ આપણી નજરે દેખાય તેવી આબેહૂબ રજૂ કરવા કરતાં—તેનો ચિતારો

ફોટોગ્રાફ કરવા કરતાં-તેમાંથી ચિત્રકારને થતા ઊર્ધ્વગામી ભાવોનું સૂચન કરવામાં તે વધુ કુશળ હતી. તેવી જ રીતે કવિતાને પણ અંતરની શોધનું અથવા તેના આવિર્ભાવનું એક સાધન ગણવામાં આવતું. આજે મને ખબર છે ત્યાં સુધી સારા કવિઓ પણ ઊર્મિ કાવ્યો જેવાં થોડા જ વખત માટે સ્ફુરતી અને ટકતી હોય એવી ઊર્મિને શબ્દદેહ આપવામાં પોતાની શક્તિની પૂર્ણતા કે ધન્યતા માની લે છે; એટલું જ નહિ પણ તે શબ્દદેહને કેમ શણગારવો તે ઉપર ખૂબ લક્ષ આપે છે—કાંઈ વધારે પડતું. પરિણામે માનવદેહને શણગારવો ભલે ને ઘણો જરૂરી હોય કે દેખાય તો પણ તે દેહના અસ્તિત્વનો હેતુ તેના શણગાર માટેનો નહિ. પણ તે દ્વારા આત્મવિકાસનો છે એ હકીકત જેમ ઘણીવાર ભૂલી જવાય છે તેવી જ રીતે, તે ભૂલના જ એક પરિણામ તરીકે, કાવ્યનું મૂલ્યાંકન પણ લલિત શબ્દરચના, વગેરે કાવ્યના Form ઉપર, સ્વરૂપ ઉપર ક્રમક્રમ એકાગ્ર થયું છે. એનું સાચું હાર્દ જોવાની શક્તિ તેથી કમી થઈ છે અને માપ પણ બદલાયું છે. પોતાના જીવનનો જેમ અનુભવ વધે તેમ વધારે રસ પડે એવાં કાવ્યોની કદર કરવાની શક્તિને બદલે કાવ્યની રચનામાં વિવિધતા વગેરેની કદર કરવાની શક્તિ 'શિષ્ટ' વર્ગમાં ઘણી વધી છે.

આ કારણસર સદ્‌ગત રમણભાઈનું 'તમારી ઈચ્છા'વાળા કાવ્યમાં તદ્દન સાદી ભાષામાં જે ઉચ્ચ હૃદયાનુભવનું પ્રતિબિંબ છે તે બહુ થોડાના ખ્યાલમાં આવ્યું. પરિણામે એને યોગ્ય મહત્ત્વ મળ્યું નથી. એની પસંદગી બીજી ચોપડીનાં બાળકો માટે થઈ છે તે એક રીતે બરાબર છે, કેમ કે, એના શબ્દો સાદા છે. પણ પ્રૌઢની દૃષ્ટિએ તે સમજુ વર્ગ માટે, વધારે વિકસેલા જીવાત્માઓ માટે છે. પ્રભુની ઈચ્છા જગતમાં સતત ક્રિયાશીલ હોય છે, પ્રભુનું પૂર્ણત્વ અથવા તેની સમતા એટલે જગતથી કંઈક દૂરનું તત્ત્વ-શાંત રીતે રહેલું એવું તત્ત્વ નહિ પણ હંમેશ જે Dynamic–વિકાસશીલ છે એ તત્ત્વ 'તમારી ઈચ્છામાં સકલ ગતિનું કેંદ્ર રહ્યું છે' એવી સાદી લીટીમાં સૂચવ્યું છે તે તો સમજુ વર્ગ માટે જ છે.

આ ઉપરથી મને લાગે છે સાહિત્યરસિક વર્ગે પોતાનું કાવ્યની રસિકતાનું મૂલ્યાંકન વધુ વિશાળ બનાવવું જોઈએ. તેમની આજની નજરે રૂપરંગ વગરનાં દેખાતાં કાવ્યોમાં પણ, જો તેમાં સાચી ગુણસમૃદ્ધિ હોય તો જ અલબત્ત ગુણદૃષ્ટિએ રસ લેવાની ટેવ કેળવવી જોઈએ, તો આવાં કાવ્યોની વધારે કદર થતાં તેવાં કાવ્યો રચવા તરફ કવિવર્ગ પ્રેરાશે અને પ્રજા પણ ઉચ્ચ ભાવોની કદર કરીને વધારે સાચી રીતે સમૃદ્ધ થશે. અહીં કાવ્ય-સમાલોચકોની નવી દૃષ્ટિ તો મુખ્યત્વે ઊંચી કેળવણી પામેલાઓએ કેળવવાની છે. કાવ્ય-સાહિત્યનાં આજનાં મૂલ્યાંકનો ન સમજનાર આમજનતા તો આવાં કાવ્યોની કદર કરે એવો પણ સંભવ છે કેમકે, તેમની નજરે તો કવિતાની સાદી, ઝટ સમજાય એવી રચના એ જ એક મોટો ગુણ છે. અને એમને રૂપ કરતાં તેના અર્થની-ભાવની-વધુ પડી હોય છે. તે લક્ષણ તો આ બીજા કાવ્યમાં ભરપૂર છે.

# જગભ્રમણ કે ચિત્તભ્રમણ ?

ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

"આવાં વિચિત્ર ગ્રહ ઉપર આપણે શું અજબ જેવાં ઓઝુકુ? શા માટે એવાં થયાં હઈશું ? ક્યા પ્રાપ્ય માટે ? એ શું ગાય, ઘોડા અને હાથીનાં છાણ એકઠાં કરવાં જ હશે ?"

—આલ્ડુસ હક્સલી

"દ્વૈતથી ભય પામે છે."

—ઉપનિષદ્

## કલકત્તા

લખનૌની શરદમાંથી કલકત્તાના ચોમાસામાં આવી પડ્યા છીએ. નવીસવી નજરે હાવરાના સ્ટેશનની તેજછાયા જરા મિસ્ટિક લાગે છે. હાવરાના પુલ ઉપર થઈને મોટર જાય છે. આટલો મોટો માણસોનો સમુદ્ર સંયુક્ત પ્રાંતની શાંતિમાંથી આવ્યા કેડે ખૂબ જ નવાઈ ભરેલો લાગે. હાવરાના પુલનું રાક્ષસી સ્ટ્રકચર જોઈને કોઈ આધુનિક મહારાજ્યની સંપૂર્ણ અફસરશાહી યાદ આવે. થોડા થોડા વાદળ ભરેલા આકાશની પશ્ચાદ્‌ભૂમાં એનો રૂપાળો રંગ ખૂબ જ નયનમનોહર લાગે છે. ગંગામાં હોડીઓ, વહાણ અને આગબોટોનો જથરપથર જથો પથરાઈ રહ્યો છે; પુલ ઉપર ટ્રામ, બસ અને માણસો ઊભરાઈ રહ્યાં છે. આ બધી ધમાલ, હોહા અને પ્રવૃત્તિ જોઈને થાય છે: માણસ જાણતો હશે કે પોતે આટલો ધમાલિયો છે; અને બધા મળીને તો એક અજાયબી સૃષ્ટિ ઉત્પન્ન કરી મૂકે છે! ચોમાસાના દિવસોમાં વીજળીના દીવા પાસે રાત્રે અમને જીવડાં ઊડ્યાં કરે છે, તેને જોઈને આપણને થાય છે:–આ શાને ? ક્યા ધ્યેય માટે ? ? આ આટલા મોટા સમૂહને પોતે સમૂહ છે એ ભાન તો શાનું હોય ? માણસને વિષે પણ આ સત્ય તો ન હોય ! વૈયક્તિક માણસને પ્રાપ્ય હશે, કોઈકોઈ સમજતો યે હશે કે પોતે શું છે, ક્યાં છે, પણ જ્યારે એ બધું સમૂહમાં ભળી જાય છે ત્યારે એક નવાઈભર્યો અર્થહીન મેળો જ લાગે છે.

*

આમ તો મુંબઈ ફરેલાને શહેર ભૂલાવામાં નાખે એવું નથી. બસ ટ્રામમાંથી 'નાખિયે જાન', 'ઊઠિયે જાન', 'મેહરબાન લેડીઝ સીટ', 'હેરીસન રોડ', 'એસ્પ્લેનેડ' વગેરે શબ્દો સંભળાયા કરે. એવી એક બસમાં જ આ બનાવ બન્યો. કાલીઘાટથી બસ આવે. એમાં કાલીદેવનું જલ લઈને એક કૃષ્ણવદન છોકરો બેઠેલો. ભીડ ઘણી. કોઈના ધક્કાથી પાણી ઢોળાઈને પડોશીના પગ નીચે ગયું. તરત જ બીજો ઉતારુ બોલી ઊઠ્યો: "છિ, છિ, મા કાલીનું જલ લોકોના પગ નીચે !" છોકરો એવો શરમાઈ ગયો ! એનું મોં મને કેટલાયે દિવસ સુધી યાદ રહેશે. પાપના આવા ખોટા વિચાર-ભારથી બિચારા કેટલાયે સંતાપાતા હશે. પાપને પારલૌકિક સજામાં પરિણમતી એક મહાભયંકર વસ્તુ મટાડી દઈ એક સમાજ-વિરોધી નાનીશી ભૂલ, ક્ષમ્ય અને પરિશોધનીય, બનાવી દઈએ તો ! તો ધર્મને નામે થતાં કેટલાયે ધતીંગો, આપઘાતો અને બળાત્કારો અટકી જાય.

*

'દુર્ઈ પુરુષ' અને 'માને ના માને' જોયાં. બંગાળી-સીનેમા પહેલેથી જ જોતો હતો. 'દુર્ઈ પુરુષ' મૂળમાં તારાશંકર બેનરજીનું નાટક છે. આધુનિક માનસશાસ્ત્રમાં તેને

એમ્બીવેલન્સ કહે છે તેનું ચિત્રણ કરવા પ્રયત્ન કર્યો છે. વાર્તામાં ક્લાઇમેક્ષ એટલે બધો હલાવનારો નથી. બધું શાંત રીતે થયા કરે છે; માત્ર એકવાર ખળભળાટ થઈ જાય છે, ઘણે ભાગે નવ્વાણું ટકા માણસના જીવનમાં આમ જ બને છે. રગસિયું ગાડું ચાલ્યા કરે છે. જિંદગી એટલે એકસરખા દિવસોનો સહેલો સરવાળો. આથી જ કેટલીક વખત ગાડી છૂટી જવા જેવા સામાન્ય બનાવો આપણને હલાવી નાખે છે! તેવું જ કોઈના મરણ વિષે. પણ સત્યતઃ જોવા જઈએ તો? કોઈથી યે ગભરાવા જેવું નથી... 'માને ના માના'માં રેણુકા અને સંધ્યારાણી ઠીક અભિનય કરે છે; ગીત પણ ગાય છે. એક જ ઢબનાં છે આ ગાયનો: જો કે સંગીતની પરિભાષાથી અને નિપુણતાથી હું તદ્દન નિર્દોષ છું! અને આજની આપણી ફીલ્મોમાં પણ શું બન્યું છે જે? બધે જ દ્વિતીય તૃતીય શ્રેણીઃ આપણે પહેલી શ્રેણીમાં આવે એવું ક્યારે કરીશું? ઉપનિષદ્ કહે છે તેમ યદ્ ભૂમી તત્ સુખમ્ એવું એકદમ મોટું, તદ્દન પૂર્ણ જ ક્યારે આપણને સુખરૂપ થશે!

*

દક્ષિણેશ્વર અને વિવેકાનંદનો મઠ આજે જોઈ આવ્યા. દક્ષિણેશ્વર રામકૃષ્ણ પરમહંસનું સાધનાસ્થાન. એનું સ્થાપત્ય બંગાળનાં બધાં દહેરાં જેવું જ. વિવેકાનંદ મઠના પથ્થરની કોતરણી, ગ્રહોનું માનવી આકારમાં નિરૂપણ અને બંને કિનારાના પગ ધોઈ જતી ગંગા ઘણાં ગમ્યાં. જે નજરે અભ્યાસ કર્યો નથી તેને જરાક જ સારી વસ્તુ ગમી જાય છે. વિવેકાનંદ મઠના સ્થાપત્ય વિષે મારે માટે એ જ વસ્તુ સાચી. મુંબઈ યુનિવર્સિટી-ટાવર કે ઓરીમંદર આપણે મન ઘણાં સરસ લાગે; પરંતુ જરાક જ જાણનારે એમને શિલ્પદૃષ્ટિએ વખોડ્યાં છે. જગતમાં બધે જ એમ હશે. એથી તો ગુરુની–તજ્જ્ઞની કિંમત. આપણા જૂના કવિઓ ગુરુઓને છેક જ અમરતા નથી ગાઈ ગયા.

*

## બેરામપુર

કલકત્તાથી લગભગ સવાસોએક માઈલ ઉત્તરમાં છીએ. મુકામ ડૉ. મજુમદારના મામાને ઘેર છે. બંગાળી ભદ્રકુટુંબ છે. તારાશંકર બંદોપાધ્યાય કહે છે તેમ 'ગાદી તકિયાને ઠેલ મારીને ટેબલ ખુરસી અપનાવનાર' કુટુંબ છે. કુટુંબનો કોઈ રિશ્તેદાર સ્વર્ગસ્થ થયો છે એટલે માંસમત્સ્ય અને ડુંગળીલસણ એક મહિના સુધી બંધ છે. સવારમાં જ ઘરની છોકરીઓ રાશિરાશિ બાલ ખભે ઝુલાવતી સ્નાનઘરમાંથી આવે છે ત્યારે, જમતી વખતે: "ઠાકુર, નાયકો વાત દેખો" એમ કરતી બોલે છે ત્યારે, સાંજે ગંગાને કાંઠે પગે મેંદી અને સેંથે સિંદૂરવાળી કોઈ સ્ત્રી દીવો મૂકી જાય છે ત્યારે, અને રાત્રે "આસુન ના મોશાય, કેરમ ખેલૂન ના આમાર સેંગે" એમ ઘરનાં છોકરાંઓ મને કેરમ રમવા આગ્રહ કરે છે ત્યારે, બંગાળનું આજસુધી નવલકથામાં વાંચેલું જીવન ખરેખર અનુભવું છું.

*

જેલના રહેનારાઓને મળી આવ્યા. કોઈના મોં ઉપર ખાસ શોક જેવું લાગતું ન હતું. એકાદ બે કાયરથ અટકો કેદીઓમાં સાંભળતાં જરા નવાઈ લાગી. લગભગ બધાનાં જ. લગભગ ન્યાય કહેવાય (નમૂના ૬૫):

| કેદી નં. | વજન સ્ટોનમાં | કેદી નં. | વજન સ્ટોનમાં |
|---|---|---|---|
| ૧ | ૮·૨ | ૬ | ૮·૫ |
| ૨ | ૯·૪ | ૭ | ૮·૨ |
| ૩ | ૯·૧ | ૮ | ૭·૬ |
| ૪ | ૭·૬ | ૯ | ૭·૬ |
| ૫ | ૯·૨ | ૧૦ | ૮·૩ |

આની સાથે સરખાવતાં પાછળથી અમે લીધેલાં મિલમજૂરોનાં વજન આપણને દયા ઉપજાવે એવાં છે. કુષ્ટિયા ( નાદીઆ જિલ્લો ) ની સુતરાઉ કાપડની મિલના મજૂરોનાં વજન આ પ્રમાણે ( નમૂના રૂપ ) :

| મજૂર નં. | વજન | મજૂર નં. | વજન |
|---|---|---|---|
| ૧ | ૭·૬ | ૭ | ૧૦·૦ |
| ૨ | ૮·૫ | ૮ | ૯·૩ |
| ૩ | ૭·૩ | ૯ | ૭·૫ |
| ૪ | ૭·૩ | ૧૦ | ૬·૦૨ |
| ૫ | ૭·૫ | ૧૧ | ૬·૪૫ |
| ૬ | ૭·૦ | ૧૨ | ૬·૧ |

શાપ છે: આટલા વજનથી તે પ્રશ્ન કેટલોક વખત જીવી શકે? અધૂરામાં પૂરું મનમાં જૂની ક્રિશ્ચયનોએ પુનર્જન્મનું જે ભૂત પેસાડ્યું છે તેને લઈને "જીવીને શું?" "અહીં દુઃખ પડશે તો પછીથી સુખ મળશે", "અમે તેમ જીવી નાખીશું:" એવી આળસુ મનોવૃત્તિ લોકોમાં પેદા થઈ છે. લોકોને આ જીવનમાં રસ જ નથી. આ ચલાવી ન લેવાય. મજાને જીવવું પડશે: અને બીજો જન્મ હશે કે ન હશે તે કોઈ જાણતું નથી એટલે જીવીએ તો સારી રીતે અને વેર વાળીએ એટલી સારી રીતે. શરીર જ આદ્ય ધર્મસાધન છે; એને સુધારવાં જ રહ્યાં. કામ ખૂબ જ મોટું છે છતાં એને કર્યા વગર ચાલે એમ નથી.

*

મઠગ્રામ

મિદનાપોર જિલ્લો. કલકત્તાથી નેવુંએક માઈલ દૂર. પરીક્ષા ગ્રામના રાજાના. ઊંચાં ઊંચાં તાડનાં ઝાડો, જંગલની શાંતિ અને એકલવાયું ગેસ્ટ-હાઉસ: મનમાં જાતજાતના ભાવો ઉપજે છે. મહેલ પાસેના બાગમાં પુકુર છે, એમાંથી નોકરો પાણી ભર્યા કરે છે, બાજુના રસ્તા ઉપરથી સંતાલોનાં ગાડાં આ ગામમાં જાય છે; આકાશમાં નાના-નાનાં પંખીઓ ઊડ્યા કરે છે; બધું જ શાંતિથી થયા કરે છે. કલકત્તાના કોલાહલમાંથી આવનારને

આ માફક આવે એવી જગા છે. ધાંધલ નહીં, ધમાલ નહીં; તમારે માળો બનાવી બેસી જજો અને જે દિવસે મરણનું તેડું આવે ત્યારે ચૂપચાપ ચાલી નીકળો. ઘણું જ લલચાવનારું નિમંત્રણ છે : પણ જ્યારે બીજી બાજુથી કર્મની ચુનૌતી આવે છે ત્યારે રહેવાતું નથી. જુવાનિયા તો ઠીક પણ ઘણા પેન્શનરો તો અહીં આવી જ રહ્યા છે.

*

ઝડગ્રામમાં ભાષ લીધાં અને રક્તવર્ગણી પણ કરી. રક્તવર્ગણીનું એક સરસ વિધાન એવું નીકળ્યાની શક્યતા છે કે જ્યાં મેલેરિયા વધારે ત્યાં B ગ્રુપ વધારે પ્રમાણમાં. પશ્ચિમ ખાનદેશમાં પણ અમને આ જ જોવા મળ્યું હતું. બરદ્વાન જિલ્લાના બેદિયા ગામમાં ૩૫% અને બેરામપુર જેવામાં ૩૯% જેટલા પ્રમાણમાં 'બી' લોહી મળ્યું હતું. મેલેરિયા સામે 'બી' લોહીવાળાઓ ટક્કર ઝીલી શકતા હોય અથવા બીજાં ગ્રુપવાળા વધુ પ્રમાણમાં મરી જતા હોય એ બને ? આના વિષે શાસ્ત્રીય મંડળો ઠીકઠીક શોધ કરી રહ્યાં છે.

*

બંગાળી કવિ જસીમુદ્દીનની 'નક્શી કાંથાર માઠ' વાંચું છું. એનું અંગ્રેજી પદ્યાંતર મિસિસ મિલ્ફર્ડે કર્યું છે. ખૂબ જ વખાણ થયાં છે. કવિ ખાસ કરીને ગામડાનાં ચિત્રો ઘણાં સરસ આપે છે. એની કેટલીક ઉપમાઓ જોવા જેવી છે. કોઈ પલ્લી-કુમારીની કુમાશને એ કુમડાગાછના ફૂલની સાથે સરખાવે છે; એક જગાએ તો વિફલ આશાને સવારે ઊડી જતાં પંખી સાથે સરખાવીને એ કમાલ કરી મૂકે છે; ભાતનાં ખેતરો અને તેના સોનેરી રંગનાં વર્ણનો, નદીકાંઠા અને તેને તીરે હસતી ભરનારીઓનાં શબ્દચિત્રો એનામાં ખૂબ મળે છે. એને વાંચવો એ આનંદ લેવા જેવો છે. ગુજરાતીમાં એને કોઈ ઉતારતું કેમ નથી ? એનો "સોજન બાદિયાર ઘાટ" એક કરુણ પ્રેમ-કહાની છે. એ ય ખરીદી છે.

*

## કુષ્ટિયા

નાદિયા જિલ્લામાં સુતરાઉ કાપડની મીલ છે ત્યાં આવ્યા છીએ. મિલના ગેસ્ટ-હાઉસમાં રાત્રે મચ્છર-દાની નીચે સૂતો છું. અત્યારે જ મિલનાં બધાં એંજિનો બંધ પડ્યાં છે. કોઈ મશીન હૃદય નજર સામે બંધ પડી રહ્યું હોય એમ લાગે છે. જરા રોવું આવી જાય છે. ન જાણે કેમ. જ્યારે એકલા હોઈએ છીએ ત્યારે હેઝલીટ કહે છે તેમ, આપણે એકલા હોતા જ નથી ! વિચારો આવે છે સામટા, જૂથમાં : મારી હસ્તી જ મને નવાઈ પમાડી રહી છે. હું આમ, આવી જગાએ મારી જાતને જ જરા હાસ્યાસ્પદ ભાસું છું. શા માટે આ, શા માટે આ ? ! પણ આ પ્રશ્નો જરા વ્યર્થ લાગે છે. 'શા માટે ?' એ પ્રશ્ન અલ્ટીમેટ પ્રશ્ન તરીકે, થોડા વખત માટે અને નિષ્પક્ષપાત દૃષ્ટિ મેળવવા માટે જ સારો છે. હંમેશ એ પૂછતા રહ્યા તો ! સંશયાત્માનો વિનાશ થતો કહેવાય છે. એક ધ્યેય બનાવીને જો, અત્યે દોડ્યે રહો, દોડ્યે રહોઃ જે પૂછે છે તે અટકે છે. અને દોડે છે તે મધ પામે છે. પણ, છેવટે તો કોક વખત આ મિલનાં એંજિનોની પેઠે હૃદય અટકી પડશે ત્યારે પ્રશ્ન થશે : શાને ! શાને ? ! ખેર, આ પ્રશ્નો તો પ્રવૃત્તિના રથની ધૂળ નીચે દબાઈ જાય છે અને સવારે કંઈ રહેતું નથી—માત્ર આ બિસ્કિટ અને એન્થ્રોપોમીટર.

થોડા બ્રાહ્મણોનાં નામ લીધાં. જેમ સામાજિક મોહો ઊંચો તેમ સીટીંગ હાઈટ વધારે. નીચેનાં બે જૂથો જુઓ. બ્રાહ્મણ સૌથી ઊંચી જાત અને બળદી, મોચી વગેરે નીચલા થરના. એમની સીટીંગ હાઈટમાં તરત જ ફેર માલૂમ પડશે. (સી. હા. સેંટીમીટરમાં છે):

| નામ–બ્રાહ્મણ | સી. હા. | નામ–મોચી, બળદી | સી. હા. | નંબર |
|---|---|---|---|---|
| ધીમાચરણ ભટ્ટાચાર્ય | ૧૨૮.૧ | શરાનંદ મેરે | ૧૨૩.૩ | ૧ |
| શૈલેશચંદ્ર ચેટરજી | ૧૨૬.૭ | દેવેન્દ્ર મેરે | ૧૨૪.૦ | ૨ |
| મુંશધર મુકરજી | ૧૩૧.૮ | નોબિન બાગદી | ૧૨૩.૦ | ૩ |
| સંતોષકુમાર શરણ | ૧૩૧.૦ | ગોવિંદ દાસ | ૧૩૧.૫ | ૪ |
| જતીન્દ્રનાથ ચક્રવર્તી | ૧૩૩.૯ | ફણી દાસ | ૧૨૪.૪ | ૫ |

ડૉ. ધુર્યેનો સિદ્ધાંત છે કે જેમ જ્ઞાતિ ઊંચી તેમ નાકની લંબાઈ વધારે. અમને પણ એવું જ માલૂમ પડે છે. દાખલા તરીકે નીચેનાં બે સામાજિક જૂથો જુઓ :

બ્રાહ્મણ :

| નં. | નાક-લંબાઈ ( મીલી ) |
|---|---|
| ૧ | ૫૦ |
| ૨ | ૫૧ |
| ૩ | ૪૮ |
| ૪ | ૫૫ |
| ૫ | ૫૩ |
| ૬ | ૫૧ |
| ૭ | ૪૮ |
| ૮ | ૫૦ |
| ૯ | ૫૦ |
| ૧૦ | ૫૦ |

મહતો :

| નં. | નાકલંબાઈ ( મીલી ) |
|---|---|
| ૧ | ૪૩ |
| ૨ | ૪૮ |
| ૩ | ૪૨ |
| ૪ | ૪૮ |
| ૫ | ૪૩ |
| ૬ | ૫૦ |
| ૭ | ૪૭ |
| ૮ | ૪૨ |
| ૯ | ૪૮ |
| ૧૦ | ૪૫ |

આ માપો ઉપરથી અજાણ્યો પણ કહી શકે કે બ્રાહ્મણ મહતો કરતાં ઘણો જ ઊંચો અને સમાજમાં પણ ખરેખર એમ જ છે.

*

કોઈ પૂછે કે તમારા સાયન્સની કિંમત શી ? ફાયદો શો ? ત્યારે મને જરા ચીડ ચડે છે. ફાયદાની દૃષ્ટિએ જ કંઈ બધી વસ્તુ જોવાતી નથી. અને આમ જોવા જઈએ તો,

જૈનેન્દ્ર કહે છે તેમ, ફાયદાનો યે શો ફાયદો છે? અમુક જ સારું એમ બતાવી એને માપે તોલે બીજી વસ્તુઓ માપવીતોલવી એ જરા બાઘળાપણું કહેવાય. જેનાથી પૈસા મળે તે ફાયદાકારક, જેનાથી ન મળે તેની પાછળના બધા પ્રયત્નો નકામા, બાલિશ!! ખા ખુદા. જો કે, મારા પ્રયત્નોના આર્થિક ભવિષ્યમાં મને નિરાશા નથી, છતાં નિરાશ થાઉં આવા જવાબો આપવા ખાતર પણ.

*

## બદ્દીવાન

અહીંના ડાક-બંગલામાં છું. અહીંના કલેક્ટર સાથે જરા દેરી થઈ. જનાબ જાતે અંગ્રેજ અને મિજાજે તેજ. ખબર નહીં એટલે હું તો એના બંગલાને જ ડાકબંગલો માની અંદર ગયો. મેં એને પૂછ્યું: "આ જ કે ડાકબંગલો?" એ ભરાઈને કહે "ના." "તો બતાવ." એટલા જ જોરથી મેં કહ્યું. એણે કંઈ જવાબ આપ્યો નહીં એટલે હું નીકળી ગયો. પાછો આવ્યો ત્યારે થાડી બોલાચાલી થઈ. છેવટે એણે કહ્યું: "પેલે ખૂણે જાઓ ને દરવાજો બંધ કરી જજો." શરીર સહેજે જ તંગ થઈ ગયું હતું. એક અદના અંગ્રેજની તુંડમિજાજી હું ગુલામ ન સહી શક્યો. મારું કે મરું: એવું યુ એ ઘડી થઈ આવ્યું. હવે તો એના ધાંટા સામે ધાંટા પાડવાનો અને આંખને બદલે આંખ—બને તો બે—લેવાનો જ સમો આવ્યો છે. જંગ આવ્યો છે...

*

બંગાળમાં આવીને શું શું જોયું એના ઉપર વિચાર કરવા મંડ્યો. ગાડીમાં, મોટરમાં કે જવમાં ત્વરિત મુસાફરી કરવાથી એક જાતનો મંદિર આનંદ આવતો હતો: આંખો મીંચી રહો અને તમારી સામેથી નિસર્ગ કોઈ નૃત્યકારની અદાથી છટકી જાય! અમારી કુર ધંધાદારી મુસાફરોની ન હતી. આથી જોવાની ઘણી વસ્તુઓ રહી ગઈ છે. છતાં યે જે જોયું, જે ચિંતનમનન પણ કર્યું, તે આપ્યું.

---

## અગત્યની શુદ્ધિ

ગતાંક ભાદરવામાંના 'મધુરી નિદ્રા' એ સોનેટકાવ્યમાંના મુદ્રણદોષો સુધારી નીચે મુજબ વાંચવા વિનંતિ છે.

(૧) સાતમી પંક્તિમાં ત્રીજું પદ 'વિસરવી' જોઈએ અને તે જ પંક્તિમાં છઠ્ઠું પદ છે. 'ભૈપ્રેયુ' જોઈએ.

(૨) અને આઠમી પંક્તિમાં પ્રથમ પદ 'અજસ્ત્ર' જોઈએ. તથા બીજું પદ 'દિનરૈન' જોઈએ. પણ ઉપરેખી પંક્તિમાં છઠ્ઠું અને સાતમું પદ 'ને' ભેગાં જોઈએ.

(૩) : બારમી પંક્તિ પછીની કડી જુદી જોઈએ. કારણ કે વિચારણામાં પલટો આવે છે. સવારે કઈ

—હરીશ રાવળ

---

'પ્રસ્થાન' દર મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે.
હિંદમાં રૂ. ૫-૦-૦; પરદેશના રૂ. ૭-૮-૦; છુટક ૦-૬-૦

# ॥ પ્રસ્થાન ॥

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૫ | માગશર : ૨૦૦૩ | અંક ૨


## અખંડ રેંટિયો

ઉમાશંકર જોષી

એક અખંડ રેંટિયો ગુંજે,
એનો નાદ રમે બ્રહ્મકુંજે.

પુનમે પુનમે ચાંદામાં બેઠાં ડોશીમા રેંટિયો કાંતે,
ઓછું આવે તોય કાંત્યે જતાં, ને કાંતે દીનોનાથ ખાંતે.
એક અખંડ૦ ૧

આકાશગંગાનો પોલ પડ્યો છે ને ધૂમકેતુની કરી પૂણી,
તેજના વાણાથી સૃષ્ટિને ઢાંકવા અનંતતા પડે ઊણી.
એક અખંડ૦ ૨

પ્રકૃતિ જાણે કરોળિયાશી કાંત્યાં કરે ને મહીં ગૂંથે,
ઘટમાં બેઠો બેઠો કાંતે છે માંહ્યલો, કાંતે છે પ્રેમને પૂંભે.
એક અખંડ૦ ૩

દિવસરાતનાં ચક્ર ચાલે ને કર્મનાં કોકડાં લાગ્યાં,
કાંઈ કરી એવું કાંતો કે છૂટે આતમના દેહવાધા.
એક અખંડ૦ ૪

# કાવ્ય અને સત્ય

રામનારાયણ વિશ્વનાથ પાઠક

[ રાજકોટ ખાતે તા. ૧૮, ૧૯, અને ૨૦ ઑક્ટોબર, ૧૯૪૬ દરમિયાન ભરાયેલા સોળમા ગુજરાતી સાહિત્ય સંમેલનના પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણમાંથી મહત્ત્વનો ભાગ રજુ કરીએ છીએ.

–સંચાલક ]

**આ**ખી માનવ જાત અત્યારે મહાન સંકટોમાંથી પસાર થતી જણાય છે. બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું છે પણ સાચી તો શું, રાજ્યપ્રકરણી સુલેહ પણ હજી થઈ નથી. અનેક દેશો, અનેક હિતો, અનેક વાદો જાણે કોઈ ભયંકર રીતે એકબીજા સાથે અટવાઈ ગયા છે, અને હજી સુધી ક્યાંય તેની ગાંઠ છૂટતી દેખાતી નથી. આપણો દેશ પણ આમાંથી બાદ નથી. આપણે જગતનાં તોફાનથી અસ્પૃષ્ટ તો નથી જ, તે ઉપરાંત આપણને આપણી પોતાની ભયંકર વિટંબણાઓ છે. આપણો ભૂત વિચિત્ર રીતે આપણા પર ચઢી બેઠો છે અને આપણને પ્રગતિ કરવા દેતો નથી. તેમાં પણ છેલ્લા માસેકથી તો, ઘડીભર ગમે તેનું મન વ્યગ્ર થઈ જાય એવા, નિકૃષ્ટ, જેમાં એક પણ પ્રશસ્ય હેતુ કામ કરતો ન દેખાય એવા બનાવો આખા હિન્દમાં ચોમેર બને છે. એવે સમયે, કોઈને થાય કે આ સાહિત્યની વાતો શી? આ સાહિત્યના સમારંભ શા? પણ આવા પ્રશ્નો ઊભા કરી, આપણાં ચાલુ કાલપ્રાપ્ત કામો તજી દેવાં કે બંધ કરવાં, એ વસ્તુસ્થિતિને છે તેથી વધારે ખરાબ કરવા બરાબર છે. જેમના હાથમાં આપણા દેશનાં સૂત્રો છે, એ જ્યાં સુધી ચાલુ કામ છોડી અમુક આપદ્‌ધર્મની હાકલ કરે નહિ, ત્યાં સુધી પ્રાપ્ત વ્યવહાર ચલાવવો, એ એ દેશનેતાઓ પર વિશ્વાસ બતાવવાનો એક સાચો અને સર્વસામાન્ય માર્ગ છે. તો આપણે પણ આપણા કાર્યમાંથી શા માટે દૂર ખસી જઈએ!

અને બન્ધુઓ, સાહિત્યનું સ્થાન જીવનમાં એટલું મહત્ત્વનું છે કે એની ઉપાસનામાં અકાલ આવ્યો છે એમ ક્વચિત જ કહી શકાય. સાહિત્ય જેટલું, જીવનને શુદ્ધ અને ઉદાત્ત આનંદ આપનાર, જીવનને સમૃદ્ધ કરનાર, સત્યની ઝાંખી કરાવનાર, અને માનવની દૃષ્ટિને દૂરગામી, ગહન અને વિશાલતર બનાવનાર બીજું કશું નથી. જીવનમાં એનું સ્થાન, વાસ્તવિક દુનિયાના સાધુ અને ઉદાત્ત જીવનથી જ માત્ર ઊતરતું છે. અને એવા જીવનના સંસર્ગના અભાવે, એવા જીવનનો પ્રત્યક્ષ પરિચય આપવાને એના જેવું બીજું સમર્થ સાધન નથી. જગતની શાન્તિ શી રીતે થઈ શકે તેને માટે અનેક તર્કો થાય છે. પણ મારી એવી શ્રદ્ધા છે, કે જગતની શાન્તિ માટે જગતના ઉત્તમ સાહિત્ય જેવો બીજો કોઈ ઉપાય નથી. જગતનું કેળવણી ખાતું એક થાય, અને માનવવ્યવહારના પાયારૂપ વિષયો, ઇતિહાસ, ભૂગોળ, અર્થશાસ્ત્ર, અને તે બધા સાથે ઉત્તમ સાહિત્ય એ બધાંની એક યોજનાબદ્ધ શિક્ષણપ્રણાલીમાં જગતનાં માનવીનું વિનયન થાય, તો જ જગતની શાન્તિને યોગ્ય વાતાવરણ અસ્તિત્વમાં આવે, અને એના વિનાના કોઈ પ્રયત્નો જગતની

શાન્તિ માટે સફળ નહિ થાય એવી મોટી, મને સાહિત્ય અને શિક્ષણ ઉપરની શ્રદ્ધા છે. જગતની સર્વ અંધાધૂંધી અને કલહના મૂળમાં, સત્યનું અધૂરું દર્શન, પરસ્પરની અશ્રદ્ધા, પરસ્પરની ગેરસમજૂત, અને અધીરાઈ જ રહ્યાં છે એમ હું માનું છું. અને એ સર્વને મટાડવાનો નહિ તો ઘટાડવાનો ઉપાય જગતનું ઉત્તમ સાહિત્ય છે. અત્યારે ગુજરાત અને હિંદના બીજા પ્રાંતો માટે સ્વતંત્ર વિશ્વવિદ્યાલયોની યોજના વિચારાય છે ત્યારે પણ, મારે અંગત રીતે કંઈ કહેવાનું હોય તો આ જ છે, કે માત્ર કોઈ પણ એક ભાષાના જ નહિ પણ જગતના ઉત્તમ સાહિત્યને તેમાં સ્થાન મળવું જોઈએ. લાંબી નિર્બળતા અને દાસત્વમાંથી છૂટવાના વાતાવરણમાં, સૌથી પહેલાં બાહ્યશક્તિ ઉત્પન્ન કરનાર વિદ્યાઓ ઉપર વધારે ધ્યાન જાય એ સ્વાભાવિક છે, એ જવું જોઈએ, પણ તે સાથે દૃષ્ટિ વિનાની શક્તિ જગતમાં જે ઉપદ્રવ કરે છે તેવો બીજું કશું નથી કરતું તે પણ ધ્યાનમાં રહેવું જોઈએ.

* * *

અને હવે આપની સમક્ષ, ફૂલ નહિ તો ફૂલની પાંદડી રૂપે, જે એક વિષય મારા મનમાં ઘણાં વરસોથી ઘોળાયાં કરે છે તે રજૂ કરવા રજા લઉં છું.

વિવેચનની તાત્ત્વિક ચર્ચામાં આ પ્રશ્ન એક કે બીજે રૂપે વારંવાર ચર્ચાય છે, તે એ કે કાવ્ય—એટલે કે વાઙ્‌મય કલ્પનોત્થ સર્જનને સત્ય સાથે શો સંબંધ છે? ઘણા કહે છે કે કાવ્ય એ સત્યનું સૂક્ષ્મતર સ્વરૂપ છે. સદ્‌ગત નરસિંહરાવે એક પ્રસંગે પુણ્યપ્રકોપ કરી કવિતા દેવીને "દિવ્ય સત્યનું દર્શન સૂક્ષ્મ પ્રવેશથી કરનારી, અને અલૌકિક શક્તિથી તેનું પ્રદર્શન કરાવનારી"[1] કહી છે. આ મત કેટલો બધો વિસ્તૃત છે એ શ્રી. મેઘાણીએ 'પરિભ્રમણ'માં ઉતારેલા વાક્યથી સમજાશેઃ

> "મહાન લેખક હમેશાં અચૂકપણે પોતાના વિષયથી ભરપુર હશે, કલાથી નહિ. વધુમાં વધુ ગંભીર સાહિત્યથી લઈ, હળવામાં હળવા સાહિત્યમાં અનિવાર્ય સૌંદર્ય તો ફક્ત એક જ છેઃ સત્ય."

કવિતા અને સત્યના સંબંધ વિશેનો આ મત આ સ્વરૂપે ઉલ્લેખાય છે તે કરતાં પણ વધારે, જ્ઞાત કે અજ્ઞાત રીતે સ્વીકારાય છે. સાહિત્યની ઘણી કૃતિઓના વિવેચનમાં તે અણુએ અણુમાં અંતર્ગત રહેલો હોય છે. ઘણા તો આ મતની વિરુદ્ધ કંઈ કહેવાનું હોય શકે એવું પણ ભાગ્યે જ સ્વીકારે. અને છતાં વિવેચનની તાત્ત્વિક ચર્ચામાં આ બહુ મહત્ત્વનો પ્રશ્ન છે: અંગ્રેજીમાં જરા જુદા નામે આ પ્રશ્ન મેં વારંવાર ચર્ચાતો જોયો છે. અને તેનો પડઘો આપણા વિવેચન સાહિત્યમાં પણ જરૂર. એવા ફકરાઓ શોધીને એમ કરવા કરતાં એને એના ઉગ્ર સ્વરૂપમાં રજૂ કરવો એ ચર્ચા માટે વધારે પ્રસ્તુત અને ઉપયોગી છે. મહારાષ્ટ્રના એક લબ્ધપ્રતિષ્ઠ વિવેચક અને વાર્તાકારે એક વખત ચર્ચામાં કહ્યુંઃ "સંગીતનો એક સ્વર નીકળે, કે એક રાગ ગવાય, તેને તમે સત્ય કે નીતિને અનુકૂળ કહેશો કે પ્રતિકૂળ? એને સત્ય કે નીતિ સાથે શો સંબંધ છે? નીતિની

---

1 'પૂર્વાલાપ' ૧૯૪૦ આવૃત્તિ, પૃ. ૨૩૯

ચર્ચા નીતિશાસ્ત્ર કરે, સત્યની ચર્ચા ધર્મ કે ફિલસૂફી કરે, કલાની કૃતિ પોતાના સ્વરૂપે કલાની કૃતિ હોય એટલું બસ છે. એને નીતિ કે સત્ય સાથે કશો સંબંધ હોઇ શકે નહિ."

પણ આ રીતે એક કલાના દૃષ્ટાન્તથી નિયમ બાંધી તેને બીજી કલાને લાગુ કરવો એ મને પ્રામાણિક પદ્ધતિ લાગતી નથી. કલાનું સામાન્ય સ્વરૂપ સમજવા બધી કલામાંથી લાક્ષણિક દૃષ્ટાન્તો લઇએ એ એક વાત છે, અને એક કલાના દૃષ્ટાન્તમાંથી નિયમ બાંધી તેને બીજી કલાને લગાડીએ એ બીજી વાત છે. કોઈ પણ એક કલાના સ્વરૂપની ચર્ચા તેનાં પોતાનાં દૃષ્ટાન્તોથી જ કરવી જોઇએ. એક કલાની ચર્ચામાં બીજી કલાનું સમર્થન મળે તેમાં કશો બાધ ન હોઇ શકે, પણ બીજી કલાને તેથી વધારે મહત્ત્વનું સ્થાન આપવું એ અનિષ્ટ દખલગીરી છે.

* * *

કાવ્યનું પણ મુખ્ય પ્રયોજન ભાવનિષ્પત્તિ છે. સંગીતના રાગને જો સત્ય કે નીતિ સાથે સંબંધ હોવાની જરૂર નથી તો સાહિત્યને પણ નથી. બન્ને કલાઓ છે.

સાહિત્ય પણ કલા છે એ સાચું. કલા તરીકે ભાવનિષ્પત્તિ કરવી એ એનું મુખ્ય પ્રયોજન છે એ સાચું. પણ તેમ છતાં તેને સત્ય, નીતિ બધાની વફાદારી રાખવી પડે છે. અને તેનું કારણ તેની ભાવનિષ્પત્તિની પદ્ધતિ છે. સાહિત્યમાં ભાવનિષ્પત્તિ, વાસ્તવિક જગતમાં જે રીતે થાય છે, એ રીતે થાય છે. વાસ્તવિક જગતમાં અમુક પરિસ્થિતિ ચિત્તની સંમુખ રજૂ થાય છે અને તે ઉપરથી ચિત્ત પોતાના આંતર પ્રયોજનને અનુકૂળ અમુક ભાવ ધારણ કરે છે. કાવ્યમાં પણ અમુક પરિસ્થિતિ એવી જ રીતે એટલે એ પરિસ્થિતિ સાચી જ હોય એવી રીતે ચિત્ત સંમુખ રજૂ થાય છે, અને ચિત્ત તે તરફ, પોતાના આંતર પ્રયોજનને અનુકૂળ રીતે, કહો કે આંતર પ્રયોજનને સિદ્ધ કરવા, અમુક ભાવ ધારણ કરે છે. ફરક માત્ર એટલો જ કે વાસ્તવિક જગતમાં વ્યવહારનાં અનેક પ્રયોજનો આવી આવીને આ ભાવ ધારણ કરવાની શક્તિને મુક્ત રીતે વ્યાપારમય બનવા દેતાં નથી. સાહિત્યમાં ચિત્ત વધારે મુક્ત, વધારે શુદ્ધ, વધારે નિર્વિઘ્ન રીતે, અને તેથી સંપૂર્ણતાની વધારે નજીક જઇને ભાવધારણ કરે છે. અને વાસ્તવિક જગતની રીતે જ ચિત્ત ભાવધારણ કરે છે, એટલે સાહિત્યજગતમાં પણ જે પરિસ્થિતિ ચિત્ત આગળ રજૂ થાય તે વાસ્તવિક જગતને વફાદાર હોવી જોઇએ. સંગીતમાં જે ચિત્ત આગળ રજૂ થાય છે, તે વાસ્તવિક જગતના જેવું કશું જ નથી. અને ચિત્ત તેના તરફ જે ભાવધારણ કરે છે તે વાસ્તવિક જગતમાં ભાવધારણ કરે છે તેની પેઠે નથી કરતું. સંગીતમાં અમુક સ્વરની આકૃતિ ચિત્ત આગળ રજૂ થાય છે, એ સ્વરાકૃતિને, વાસ્તવિક જગતમાં ઉપસ્થિત થતી અનેક પરિસ્થિતિઓ સાથે સાહિત્ય જેવો સંબંધ નથી. એ સ્વરાકૃતિ કોઇક અકલ્પ્ય રીતે ચિત્તને અનુકૂળ નીવડે છે, અને તેથી ચિત્ત તે સાથે તદાકાર થાય છે, અને એ તદાકારત્વ એ જ તેનો ભાવ છે. એ અનુભવ વાસ્તવિક જગતના અનુભવ જેવો નથી, જ્યારે સાહિત્યમાં અનુભવાતા ભાવો તે વાસ્તવિક જગતના ભાવો છે એમ કહી શકાશે, સંગીત વિશે એમ કહી શકાશે નહિ. સાહિત્યમાં અનુભવેલા ભાવો બરાબર વ્યવહારજગતમાં અનુભવાય એવા છે, એ અનુભવાય

એ ઇષ્ટ છે; અને એ ભાવો વ્યવહારમાં આચરણયોગ્ય છે. સંગીતમાં અનુભવાતા ભાવો વ્યવહારમાં અનુભવાય છે, અને વ્યવહારમાં આચરણમાં મૂકાય એવા છે એમ કહી શકાશે નહિ. અને માટે સંગીતને વાસ્તવિક જગતના સત્ય સાથે સંબંધ નથી. પણ સાહિત્ય માટે એ સ્થિતિ શક્ય નથી. સંગીત આપણે માટે ચિત્તના નવા જ પ્રદેશો ખુલ્લા કરી આપે છે, સાહિત્ય આપણા વાસ્તવિક જીવનમાં વ્યાપારમય બનતા ચિત્તપ્રદેશોમાં વધારે શુદ્ધ ભાવો અનુભવગત કરાવે છે.

અને આ સ્થળે હું એક બીજો પ્રશ્ન ચર્ચવા ઇચ્છું છું, અને તે સત્યના સ્વરૂપનો. આપને કદાચ થશે કે અત્યાર સુધી સત્યની વાતો કરીને હવે અંતે સત્યના સ્વરૂપની ચર્ચા ! પણ આપ જોશો કે મારા વિષયનિરૂપણમાં એ ચર્ચા અહીં જ ઉપસ્થિત થાય છે. અને હું કંઇ સત્યની તત્ત્વચર્ચા કરવા માગતો નથી. સત્ય વિશેની એક સાદી જ વાત કહેવા માગું છું.

આપણે કહીએ કે "ગરમીથી ધાતુઓનું કદ વધે છે" એ સત્ય છે. એનો અર્થ એ છે કે વાસ્તવિક જગતમાં ગરમીથી ધાતુઓનું કદ ખરેખર વધે છે, અને ઉપરનું વાક્ય એનું જ વિધાન કરતું હોવાથી સત્ય છે. સત્ય શબ્દને સત્-હોવું સાથે સંબંધ છે, અને સત્ય જે વસ્તુતાએ અસ્તિત્વ ધરાવે છે તેનું કથન છે. હવે આપણે આગળ જોઇ ગયા કે કાવ્યમાં બાહ્ય, ભૌતિક, સ્થૂલ જગતનાં સત્યોમાં, સત્ય તરફની સૂક્ષ્મ વફાદારી રાખીને, ફેરફાર કરી શકાય છે, અને તે શા માટે ? કારણ કે કાવ્યનું મુખ્ય પ્રયોજન ચિત્તમાં ભાવનિષ્પન્ન કરવાનું છે. જગતની પરિસ્થિતિ નિરપેક્ષ રૂપે કાવ્યનો વિષય નથી. એ ભાવનિષ્પત્તિનું સાધન છે, નિમિત્ત છે, માટે એ કાવ્યમાં સ્થાન પામે છે. માણસનો, માણસનું મન જ, રસનો વિષય છે.

હવે મારે એટલું જ કહેવાનું રહે છે કે, જેમ બાહ્ય જગતમાં સ્થૂલ સત્યો છે, જેમ બાહ્ય જગતની વાસ્તવિક સ્થિતિ છે, તેમ ચિત્ત કે ચેતન તત્ત્વનું પણ અમુક સ્વરૂપ છે. બાહ્ય જગતનું જ્ઞાન આપણને ઇન્દ્રિયો દ્વારા કેવી રીતે થાય છે તે સુવિદિત છે. એ વિશે આપણે જે સામાન્ય રીતે માનીએ છીએ તેથી વધારે ઊંડે જવા હું ઇચ્છતો પણ નથી. પ્રશ્ન એ રહે છે કે ચિત્તના સ્વરૂપનું ભાન આપણને કેવી રીતે થાય છે !

એક દાખલો લેવાથી આ પણ વધારે સ્પષ્ટ થશે. દુનિયાની ચીજો જોઇ જોઇને આપણે તેના રંગો નક્કી કરીએ છીએ. પણ આંખ છે એ બાબત બાળક કેવી રીતે જાણે છે ? એ રંગો જોવાની ક્રિયામાં જ એને બહારના રંગો, અને આંખની જોઇ શકવાની શક્તિ બન્નેનું સ્વરૂપ સમજાય છે. તેમ જ અવાજો સાંભળવાથી જ અવાજનું સ્વરૂપ શ્રવણેન્દ્રિયની સાંભળવાની શક્તિને પ્રતીતિ થાય છે. મારે હવે એટલું જ કહેવાનું કે એ જ રીતે બાહ્ય પરિસ્થિતિ અને તેના તરફ ભાવ ધારણ કરતું ચિત્ત એ બન્નેના સ્વરૂપની એક સાથે પ્રતીતિ થાય છે. અને જેમ જુદા જુદા રંગોનું પ્રત્યક્ષ એ જ આંખની શક્તિ અને સ્વરૂપ છે, અને તેનું સાર્થક્ય છે, તેમ જ જુદા જુદા ભાવોનો અનુભવ એ જ ચિત્તનું સ્વરૂપ છે અને તેનું સાર્થક્ય છે. વ્યવહારમાં આપણને ભાવોનો અનુભવ થાય છે, અને કાવ્ય એથી આગળ જઈ વ્યવહારની પેઠે જ અનેક ભિન્ન ભિન્ન પરિસ્થિતિ

કલ્પી, ચિત્ત આગળ રજૂ કરી, ચિત્તમાં નવા નવા ભાવો નિષ્પન્ન કરે છે. કાવ્યમાં આનંદ આવે છે, તેનાં અનેક કારણો છે. પહેલું કારણ તો કલ્પનાને વ્યાપાર મળે છે તે ગણાવવું જોઈએ. જેમ શરીરને પોતાની શક્તિને અનુરૂપ વ્યાપારમાં સુખ લાગે છે, તેમ કલ્પના પણ આપણી ચૈતસિક શક્તિઓમાં એક ઘણી ઊંચી શક્તિ છે, અને તે યથેચ્છ વ્યાપારમય બને છે તેનો તેને આનંદ થાય છે. પણ સૌથી વધારે આનંદ તો આ ભાવનિષ્પત્તિનો આવે છે, કારણ કે જેમ રંગો જોવા એ જ આંખનો સ્વભાવ છે, તેમ ભાવો અનુભવવા એ જ ચિત્તનું સ્વરૂપ છે. તેમાં સંગીત જેવી કલા, વ્યવહારમાં કદી ન અનુભવ્યા હોય એવા ભાવો કેવળ સ્વરાકૃતિથી મનુષ્યગોચર કરે છે, સાહિત્ય વ્યવહારમાં અનુભવાતા હોય એવા ભાવો વધારે શુદ્ધ મુક્ત સ્વરૂપે નિષ્પન્ન કરે છે. અને તેથી ચેતનના સત્ય સ્વરૂપની વધારે નજીક જાય છે.

અહીં પ્રશ્ન થશે કે કાવ્યમાં અનુભવાતા ભાવો ચેતનના સત્ય સ્વરૂપની વધારે નિકટના છે, એનું પ્રમાણ શું? અલબત ચેતન. એ જ સર્વનું અંતિમ પ્રમાણ છે અને પ્રમાણ પરંપરામાં ક્યાંક તો અંતિમ પ્રમાણ આવે જ. નહિતર અનવસ્થા થાય. એટલે ચેતનને અંતિમ પ્રમાણ માનવું જોઈએ. પણ એ ચેતન તે કોનું ચેતન? જેઓ શ્રદ્ધાથી વ્યક્તિવિશિષ્ટ ચેતનની પર પરમ ચેતનને માને છે તે પણ ઐહિક જીવનમાં તો વ્યક્તિવિશિષ્ટ ચેતનને જ અંતિમ પ્રમાણ માને છે. ત્યારે અનેક વ્યક્તિઓમાંથી કોના અનુભવને આપણે પ્રમાણભૂત માનવો? આનો ટૂંકો અને સીધો જવાબ એ છે કે જે ભાવક–વિવેચકનું ચિત્તતંત્ર સૌથી વધારે વિશાલ હોય અને સૌથી વધારે જાગરુક હોય તેના મતને જ પ્રમાણ માનવું. ખરી રીતે કાવ્યનું શ્રેષ્ઠત્વ સમજવાને શ્રેષ્ઠ ભાવકત્વની જ જરૂર છે, પણ ભાવક વિવેચક બને નહિ ત્યાં સુધી તેનું શ્રેષ્ઠત્વ આપણને સમજાય નહિ. માટે ભાવકને વિવેચક બનવાની અહીં જરૂર રહે છે, અને આ એક વિષયમાં હું ભાવક–વિવેચકને જ પ્રમાણ માનું છું, કવિને પોતાને નહિ. અલબત, કવિ પોતે પણ વિવેચક હોઈ શકે એ જુદો પ્રશ્ન છે.

અને કાવ્યમાં શુદ્ધતર રૂપે ભાવનિષ્પત્તિ થાય છે એમ હું કહું છું. તેમાં નિષ્પત્તિનો શો અર્થ કરું છું, તે થોડા પુનરાવર્તનને ભોગે પણ હું સ્પષ્ટ કરું છું. જેમ બાળક આગળ માબાપ અમુક અક્ષર, જેવો કે 'ક' બોલે અને બાળક સામો 'ક' બોલે તેમ કવિનો ભાવ ભાવકમાં પ્રવેશે છે. બાળક 'ક' બોલે ત્યારે તે 'ક'નું શાસ્ત્રીય સ્વરૂપ, કે ઉચ્ચાર કરવામાં રહેલા વાગ્યંત્રના પ્રયત્નનું સ્વરૂપ બાળક નથી જાણતો હોતો, (બાળક શું, એનાં માબાપ પણ કોઈક જ જાણતાં હશે!) અને છતાં તે ઉચ્ચારનું સર્જન કરે છે, તેમ ભાવક પણ કવિમાનસના ભાવને પોતામાં સર્જીને ભોગવે છે, અને એ ભોગવવામાં તેના શાસ્ત્રીય સ્વરૂપનું જ્ઞાન આવતું નથી. અને જીવનને માટે આ ભાવનું અનન્ય મહત્ત્વ છે, કારણ કે એ મૂળભૂત અનુભવ છે, એ મૂળભૂત વસ્તુ છે; બધું શાસ્ત્રીય અન્વેષણ પણ એ વસ્તુનું થવાનું છે, એ અનુભવાત્મક વસ્તુ પછી થવાનું છે.

અને આનો અર્થ એ કે કાવ્યમાં સ્થૂલ જગતની હકીકતોમાં સત્ય તરફ વફાદાર રહી ફેરફાર કરી શકાય, પણ ચિત્તના ભાવોને તો બને તેટલા શુદ્ધ સ્વરૂપે તેણે વ્યક્ત

કરવા જોઈએ. એ સાહિત્યનો વિશેષ અધિકાર છે, અને એમાં જ સાહિત્યની મહત્તા છે. ગૌણના ફેરફારનું સમર્થન પ્રધાનની સિદ્ધિમાં છે, પણ પ્રધાનની વિકૃતિ તો કેવળ અનાહૂત સ્વચ્છન્દ જ ગણાય. ગોવર્ધનરામ, સ્થિતપ્રજ્ઞ કે સહજાને જ ઉત્તમ સાહિત્યકાર ગણે છે એ કઈ વિચારસરણીથી, એ અહીં સ્પષ્ટ થશે.

આ રીતે સાહિત્યને સત્ય સાથે હમેશાં જીવન્ત સંબંધ રહે જ એમ હું માનું છું. એ સંબંધ શબ્દ દ્વારા રહે, તેમ જ ગમે તેટલું કલ્પનોત્પાદ્ય વસ્તુ પણ વાસ્તવિક જગતના સત્યને વફાદાર રહે જ, એ રીતે પણ રહે. પણ સર્વથી વિશેષ તો એ કે જે ભાવને એ વ્યક્ત કરે તે તો ચિત્તનો પૂર્ણ શુદ્ધ સ્વભાવોદ્ગાર હોવો જોઈએ એ રીતે તો હમેશાં રહે જ અને રહેવો પણ જોઈએ. ખરું તો ચેતનના એ સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર એ જ સાહિત્યસર્જન અને સાહિત્યપરિશીલનનો એક સમાન પ્રાણ અને પ્રેરણા છે. ગૃહ્યસૂત્રમાં કોઈપણ દાનવિધિમાં નીચેનાં વાક્યો બોલાય છે:

कोऽदात् । कस्मा अदात् ।
कामो दाता कामः प्रतिगृहीता ।
कामैतत्ते ।

કોણે આપ્યું? કોને આપ્યું?
કામ દાતા છે. કામ ગ્રહણ કરનાર છે.
હે કામ! એ તારું છે.

અર્થાત્ દાનમંત્રમાં, દુનિયાના આપલે-ના વ્યવહારમાત્રમાં કામ જ બન્ને પક્ષે પ્રવર્તક છે. હું ત્યાં કામને બદલે સત્ય મૂકી એ જ વાક્યોનો સાહિત્યમાં વિનિયોગ કરી શકું.

कोऽवादीत् । कस्माऽवादीत् ।
सत्यमवादीत् । सत्यायावादीत् ।
सत्यं व । सत्यं श्रोतृ ।
सत्यैतत्ते ।

કોણે કહ્યું? કોને કહ્યું?
સત્યે કહ્યું. સત્યને કહ્યું.
સત્ય વક્તા છે. સત્ય શ્રોતા છે.
હે સત્ય! આ તારું છે.

卐

# વિજ્ઞાનની સિદ્ધિઓ

ડૉ. કુંવરજી ગોંસાઈ નાયક

[ રાજકોટ ખાતે ભરાયેલા ગુજરાતી સાહિત્ય પરિષદનાં સોળમા અધિવેશન પ્રસંગે વિજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકે આપેલા મનનીય અને અભ્યાસપૂર્ણ વ્યાખ્યાનમાંથી મહત્ત્વનો ભાગ નીચે આપીએ છીએ. —સંપાદક ]

સાહિત્યપરિષદના વિજ્ઞાનવિભાગના પ્રમુખ તરીકે મારી ફરી પસંદગી કરવા બદલ હું આપ સૌનો આભાર માનું છું.

ઘણાં લાંબા સમયથી, હું એવી માન્યતા ધરાવતો આવ્યો છું, કે સાહિત્ય અને વિજ્ઞાન એ માનવસંસ્કૃતિનાં બે પરસ્પર પૂરક અંગો છે. હું દઢપણે માનું છું કે વિજ્ઞાનની વધતી જતી સિદ્ધિઓ, સાહિત્યને માટે, સુંદર સામગ્રી પૂરી પાડે છે; અને એનો કલામય ઉપયોગ, જો સાહિત્યને કરતાં આવડે, તો એ અનેક રીતે સમૃદ્ધ થાય.

કદાચ આપે સૌએ 'આફ્રિકન સ્લીપિંગ સીકનેસ' નામના દર્દને વિશે સાંભળ્યું હશે. આ દર્દ દર્દીના લોહીમાં મળી આવતા, એકકોષી (one-celled) જંતુઓથી થાય છે. વિશેષ તપાસમાં એમ પણ માલુમ પડી આવ્યું છે કે જે જંતુઓદ્વારા આ દર્દ થાય છે, તેમની અને શરીરના તંતુઓ (body-tissues) વચ્ચે ઘણું સામ્ય છે. અધ્યાપક એરલિશે (Ehrlich) શોધી કાઢ્યું કે કેટલાક તંતુઓ, કોષો, અને જીવાણુઓ (Bacteria) ઉપર રંગોની વિશિષ્ટ અસર થાય છે. એણે પ્રતિપાદન કર્યું કે રોગના જીવાણુઓ જે રંગોને શોષી લે છે, તેની સાથોસાથે કેટલાંક ઝેરી રસાયનોને પણ આપવામાં આવે તો, તેને પણ તેઓ શોષી લે; અને એ રીતે જીવાણુની ઝેરી અસરને નાબૂદ કરી શકાય. એમ થતાં, દર્દીને બચવાનો માર્ગ મળી રહે. એરલિશે પોતાનું સમગ્ર જીવન આવી જાતનાં ઔષધોના સમન્વયો (Synthesis)નાં શોધનમાં ગાળ્યું. એણે સોમલ ધાતુ (Arsenic), સુરમાની ધાતુ (Antimony) અને ફોસ્ફરસ સાથે, જુદા જુદા પ્રકારે સંયોજન કરીને, આશરે ૫૦૦ થી વધુ પદાર્થો બનાવ્યા. આમાંથી 'ઍટોક્સીલ' (Atoxyl) નામનું એક સોમલનું રસાયન, 'સ્લીપિંગ સીકનેસ' ના જીવાણુઓની અસરને નાબૂદ કરવામાં સફળ થયું. પરંતુ, આ પ્રયોગના પરિણામે, દર્દી અંધ બન્યો. આ પછી, એણે ઔષધના બંધારણમાં અનેક પ્રકારે ફેરફારો કરી જોયા; પરિણામે, સાલ્વર્સાન (Salversan) [૬૦૬] અને નિયો-સાલ્વર્સાન (neo-Salversan) [૯૦૯] નામનાં રામબાણ ઔષધો શોધાયાં. આ ઔષધો ચાંદી (Syphilis)નાં 'સ્પાઈરોકિટી' (Spyrochoetœ) નામના જીવાણુ ઉપર, અસરકારક નીવડ્યાં. આ પ્રકારે, રાસાયણિક ઉપચારના નવીન વિજ્ઞાનનો પાયો એરલિશે નાખ્યો. ત્યાર પછી, 'પ્રોન્ટોસિલ' (Prontosil) અને 'સલ્ફાનિલએમાઈડ' (Sulphanilamide) નામનાં ઔષધોની શોધ થઈ, જેને લીધે, સ્ટ્રેપ્ટોકોકાઈ (Streptococii) નામનાં જીવલેણ જીવાણુઓના નિરોધનો માર્ગ મળી શક્યો. એ જ પ્રકારે, મગજનો તાવ (meningitis) અને 'ન્યુમોનિયા'ને પણ, આ ઉપર્યુક્ત ઔષધ વડે અટકાવી શકાય છે એમ માલુમ

પડ્યું. ૧૯૪૭ના જૂન સુધીમાં, પિટ્સબર્ગના 'મેલન ઇન્સ્ટિટ્યૂટ'માં, ૭૫ થી પણ વધુ, આ પ્રકારનાં જીવાણુનિષેધક રાસાયણિક દ્રવ્યો શોધી કાઢવામાં આવ્યાં. નવલકથા જેટલો રસપ્રદ થઈ પડે તેવો, વિજ્ઞાનની શોધખોળનો આ અદ્ભુત-રસિક અને રોમાંચક ઇતિહાસ છે. લુઇ પાશ્ચર (Louis Pasteur) અને માદામ ક્યુરી (Madame Curie) ની શોધખોળોની વિસ્મયકારી જીવનકથા, જે અત્યારે અંશતઃ ચલચિત્રો દ્વારા રજૂ થઈ ચૂકી છે, તેનાથી કોઈ પણ અંશે ઊતરતા નહિ એવા રસમય કથાપ્રસંગો, આ શોધખોળના ઇતિહાસમાં મળી રહે તેમ છે. આપણા દેશમાં, તેમ સવિશેષ ઉષ્ણ પ્રદેશમાં, ઘર ઘાલી બેઠેલા મેલેરિયાનો દાખલો લઈએ. દર વર્ષે આશરે દસ કરોડ મનુષ્યો આ રોગથી પીડાય છે. આ રોગને પરિણામે, દર વર્ષે, આપણા દેશને આશરે ૭૫ કરોડ રૂપિયાનું નુકસાન વેઠવું પડે છે; તે ઉપર્યુક્ત તાવથી પીડાતા માણસોની કામ કરવાની અશક્તિને આભારી છે. એ ઉપરાંત, બીજું આડકતરું નુકસાન થાય છે તે તો જુદું જ. આ ઉપરથી એમ પ્રતીત થાય છે, કે રાષ્ટ્રીય નિયોજનની કોઈ પણ યોજનામાં, રાસાયણિક ઉપચારોના સંશોધન માટે, એક કેન્દ્રસ્થ શોધખોળની વિશાળ સંસ્થા હોવી જોઈએ. આવી સંસ્થાના વિકાસને, આહોશ વૈજ્ઞાનિકો પોતાનું જીવનકાર્ય બનાવી શકે એવી સંપૂર્ણ સગવડોની વ્યવસ્થા કરવી, એ આજની અનિવાર્ય આવશ્યકતા છે.

બનાવટી રેડિયમની શોધ, એ પણ વિજ્ઞાનનો એક અદ્ભુત રસિક કિસ્સો છે. ૧૯૩૪ માં માદામ ક્યુરીની પુત્રી આઇરિન ક્યુરી અને તેના પતિ જોલિઓટ (Jolioit)એ 'રેડિયમ' ની શોધ જાહેર કરી, અને એ શોધની કદર તરીકે એમને સને ૧૯૩૫માં નોબેલ પારિતોષિક મળ્યું. આ પછી વિજ્ઞાનનાં ક્ષેત્રમાં ઝડપભેર મહાન સિદ્ધિઓ પ્રાપ્ત થતી ગઈ. કેવેન્ડીશ લેબોરેટરીના પ્રો. કોકોફ્ટ અને ડૉ. વોલ્ટને, કૃત્રિમ સાધનો વડે પરમાણુનું ખંડન કર્યું. ત્યારબાદ સને ૧૯૩૫ના નોબેલ પારિતોષિકના બીજા એક વિજેતા, પ્રાધ્યાપક ચેડ્વિકની 'ન્યુટ્રોન'ની શોધને પરિણામે, દ્રવ્ય અને વિદ્યુતના સંબંધોનો કોયડો, નવીન સ્વરૂપે રજૂ થયો. એ પછી 'સાઇક્લોટ્રોન' (Cyclotrone) નામના એક યંત્રદ્વારા દ્રવ્ય (matter) ના ખંડનને માટે એક નવું સાધન તૈયાર થયું. આ સાધનમાં ૧૫ ટન વજનના, એક વિદ્યુતચુંબકનો ઉપયોગ થાય છે, અને એનું કુલ વજન ૧૦૦ ટન જેટલું થાય છે. એમાં વિદ્યુતભારવાહી હલકાં પરમાણુને, પ્રચંડ ગતિ આપવામાં આવે છે; અને એ પ્રચંડ ગતિવાળા કણોદ્વારા, બીજા પરમાણુઓનું ખંડન અને પરિવર્તન પણ કરી શકાય છે. આ ક્રિયામાં, સામસામે અથડાતા દ્રવ્યના કણોના સંઘર્ષણ વડે, થોડા અંશનું દ્રવ્ય સદંતર નાશ પામે છે, અને એનાં પરિવર્તન રૂપે, પ્રચંડ શક્તિ પેદા થાય છે. આ જ પ્રકારની ઘટના, પાછળથી વિકસિત થયેલ, પરમાણુ બોમ્બ (Atom-bomb)ની પ્રચંડ શક્તિને માટે જવાબદાર છે.

પ્રો. બાન્ટિંગે એવું પ્રતિપાદન કર્યું છે કે જેમ જેમ ખાંડનો વપરાશ વધ્યો છે, તેમ તેમ મીઠી પેશાબ (Diabetes)ના રોગની વૃદ્ધિ થતી રહી છે. એના મત પ્રમાણે, ખાંડને ચોખ્ખી કરવા માટે, પહેલ (Crystals) પાડવાની ક્રિયામાં, ખાંડના રસમાં, હજી સુધી નહુશોધ્યા રહેલ કુદરતી તત્ત્વમાં, એવો કોઈ ખાસ ફેરફાર થઈ જાય છે, કે જેને

સીધે ખોરાકની વસ્તુ તરીકે, ખાંડ હાનિકર્તા નીવડે છે. એ જ વૈજ્ઞાનિક ઈન્સ્યુલિનની શોધ કરીને, લાખો અને કરોડો મીઠી પિશાબના દર્દીઓને અકાળ મૃત્યુમાંથી ઉગારી લીધા છે. આ જ ઔષધનો ઉપયોગ, ગાંડપણના ઉપચાર તરીકે પણ થાય છે. પહેલાં, 'ઈન્સ્યુલિન' પશુઓની રસોત્પાદક ગ્રંથિ [પેંક્રિયા] માંથી મેળવવામાં આવતું હતું, તે હવે ખંતપૂર્વકની શોધખોળને પરિણામે, રસાયણિક સમન્વય (synthesis) દ્વારા, પૂરતા પ્રમાણમાં મેળવી શકાય છે.

આધુનિક ભૌતિકશાસ્ત્રના દૃષ્ટિબિંદુ પ્રમાણે, સમગ્ર ભૌતિકજગતનું દ્રવ્ય, માત્ર પ્રકાશની શક્તિનો તરંગરૂપ આવિર્ભાવ છે. જ્યારે દ્રવ્યનો વિનાશ થાય છે ત્યારે, તેના અદૃશ્ય થતા કણોનું શક્તિમાં રૂપાંતર થાય છે, અને એ શક્તિ, પ્રકાશના તરંગરૂપે અવકાશમાં ફેલાય છે.

આ વૈજ્ઞાનિક ખ્યાલથી, આખું વિશ્વ જાણે કે સંભાવ્ય (potential) અથવા મોજુદ (existent) પ્રકાશરૂપે જ, અસ્તિત્વ ધરાવે છે. આ રીતે 'God said Let there be light and there was light' એ બાઈબલનું આલિચન, સંપૂર્ણ રીતે સાર્થક થાય છે. આ મત પ્રમાણે, સર જેમ્સ જીન્સ એ પણ કબૂલ કરે છે, કે વિશ્વના દ્રવ્યરૂપ બંધારણની માન્યતા આધારહીન ઠરે છે. સર જેમ્સ જીન સાથેસાથે એ પણ કબૂલ કરે છે, કે વિશ્વનાં જે જે વૈજ્ઞાનિક ચિત્રો, દાર્શનિક પુરાવાઓ વડે તથ્યરૂપ ગણી શકાય તેવાં છે, તે સર્વે ગણિતની સંજ્ઞા વડે જ દર્શાવી શકાય તેમ છે; વળી તે કહે છે કે વિશ્વના સર્જનની યોજના, કેવળ ગાણિતિક છે અને તેનો મહાન સ્રષ્ટા પણ, એક શુદ્ધ ગણિતશાસ્ત્રી હોય એવો ભાસ થાય છે. વિશ્વના મૂળભૂત બંધારણનો જે ઉકેલ વૈજ્ઞાનિકો બતાવે છે, તે પણ ગણિતશાસ્ત્રીઓ જ સંપૂર્ણ રીતે સમજી શકે એમ છે. જેમ શુદ્ધ ગણિત, એ માત્ર અમૂર્ત વિચાર છે, તેમ સૃષ્ટિનું સર્જન એ પણ એક અમૂર્ત વિચારની પ્રક્રિયા છે. એ જ પ્રમાણે વિશ્વ પણ અમૂર્ત વિચાર દ્વારા જ, પ્રકટ સ્વરૂપ પામ્યું છે, એમ માનવા તરફ આપણે ઢળવું પડે છે. મન એ દ્રવ્યના ક્ષેત્રમાં એક આગંતુક તત્ત્વ છે, એમ હવે પછી માનવાને કારણ નથી. આ રીતે, મન એ દ્રવ્યના ક્ષેત્રનું પણ સ્રષ્ટા અને નિયામક છે, એવું માનવાને આધાર મળે છે. અલબત્ત, આ મન એટલે વૈયક્તિક મન નહિ, પણ વિશ્વમન (Yniversal Mind), જેનાં વિચારસ્પંદનોના પરિણામરૂપે, દ્રવ્યમય જગત આવિર્ભાવ પામે છે. આધુનિક વૈજ્ઞાનિક વિચારસરણી પ્રમાણે, વિશ્વનો સ્રષ્ટા, દિક્કાલથી પર રહીને, એનું નિયમન કરે છે. વિજ્ઞાન આજે પ્રગતિની એવી કક્ષા પર પહોંચ્યું છે જ્યાં ચિત્-કલ્પનારહિત દ્રવ્ય અદૃશ્ય થઈ, એને સ્થાને ચિત્સ્વરૂપ ન હોય એવું કોઈપણ નવું દ્રવ્ય, સ્થાપિત થયું નથી.

પ્રાચીન ઋષિઓના મનમાં નિદિધ્યાસન (meditation) વડે સ્ફુરેલા 'માયાવાદ'ના સિદ્ધાંતનું, આજે જગતના સર્વશ્રેષ્ઠ ગણિતશાસ્ત્રીઓ અને ભૌતિકશાસ્ત્રીઓ, સંપૂર્ણપણે સમર્થન કરે છે; અને એ રીતે, વિજ્ઞાન વડે, વેદાન્તનું નવીન સ્વરૂપે પ્રતિપાદન થાય છે, એ ઉક્ત વાદનો–વેદાન્તવાદનો ભવ્ય વિજય છે.

આપણા દેશમાં દરેક માણસને મળવું જોઈએ તેથી ઓછું પોષણ મળે છે, એ એક સિદ્ધ હકીકત છે—સાધારણ તપાસ ઉપરથી પણ એટલું તો સહેલાઈથી પુરવાર થઈ શકે કે જેટલું ધન રોગના નિવારણ અર્થે ખર્ચવામાં આવે છે, તેના કરતાં ઓછા ધનથી, દરેક ગરીબ માણસને યોગ્ય ખોરાક પૂરો પાડી શકાય એમ છે જ. આજે જગતમાં ઘણે સ્થળે, રાજ્યના અર્થતંત્રમાં, ખોરાકને પૂરતા પ્રમાણમાં મેળવવા કરતાં, વધારાના ખોરાકનો કેમ નિકાલ કરવો એ પ્રશ્ન મૂંઝવણ ભરેલો થઈ પડ્યો છે. દરેક દેશની રાષ્ટ્રીય ખોરાકનિયમન-પદ્ધતિ એવી રીતે વિકસાવવી જોઈએ, કે જેથી સમાજના હિતમાં, વધુ ઉત્પાદન અને વધુ વપરાશની યોજના થઈ શકે.

એ પણ યાદ રાખવું જરૂરી છે કે માણસને પેટ ભરવા પૂરતો ખોરાક મળતો હોય, છતાં પણ અપૂર્ણ પોષણને પરિણામે, એનું દરદ નિપજી શકે—આ હકીકત શોધખોળ વડે સાબિત થયેલી છે. શરીરને, માત્ર ઉષ્ણાશક્તિ અને 'પ્રોટિન'ની જરૂરિયાત પૂરી પાડવી, એટલું જ ખોરાકનું કાર્ય હોતું નથી. શરીરના આરોગ્યને પોષણ આપનારા, અનેક બીજા પદાર્થો પણ, ખોરાકે પૂરા પાડવાના હોય છે. આપણા દેશમાં અસંખ્ય સ્ત્રીઓ અને બાળકો, વધતે ઓછે અંશે, પાંડુરોગના ભોગ બને છે. યોગ્ય ખોરાક આપવામાં આવે, તો તેમ ન બને.

આપણી કમાણી અને આપણા ખોરાક ઉપરના ખર્ચ, એ બેની વચ્ચે એક વિચિત્ર પરંતુ ચોક્કસ સંબંધ રહેલો છે. ઘણા લોકો ખોરાક ઉપર પૈસા ખર્ચવાને બદલે સિગરેટ, સિનેમા, દારૂ જેવી જીવનમાં અનાવશ્યક બાબતો ઉપર, વિશેષ ખર્ચ કરે છે. શોધખોળ ઉપરથી એ સિદ્ધ થયું છે કે શરીરની વૃદ્ધિ અને આરોગ્યને માટે, ખોરાકમાં રહેલાં પ્રોટિન, કાર્બોહાઈડ્રેટ, પાણી, તેમજ કેટલાંક ખનિજ રસાયણો ઉપરાંત બીજાં કેટલાંક સામાન્ય રીતે લક્ષમાં ન આવે એવાં પ્રજીવક તત્ત્વોની ( Vitamins ) પણ જરૂરિયાત હોય છે.

અસંખ્ય વૈજ્ઞાનિક શોધખોળોમાંથી આ તો માત્ર થોડાંક જ ઉદાહરણો છે. આપણા દેશમાં, ખાસ કરીને, શોધખોળનાં કેન્દ્રોને ઉદ્યોગની સાથે જોડવાની આવશ્યકતા છે; જેથી ઉદ્યોગ અને ખેતીના વિકાસ અંગેની જરૂરી દરેક સમસ્યાનો ઉકેલ લાવી શકાય. જુદાં જુદાં સ્થળોમાં થતાં વૈજ્ઞાનિક સંશોધનનું, અન્યોન્ય સાથેનું અનુસંધાન પણ, અલ્પ પ્રમાણમાં જ થાય છે. આજના મોટા ઉદ્યોગોના, આર્થિક અને વ્યવસ્થા અંગેના પ્રશ્નો ઉકેલ, અલગ અલગ સ્થળોએ ચાલતી પ્રયોગશાળાની શોધખોળો વડે, તેમજ વિવિધ સંસ્થાઓના અધકચરા વ્યક્તિગત પ્રયત્નો વડે, થઈ શકે એમ નથી. આવા એકલવાયા પ્રયત્નોને સ્થાને, મોટા પાયા ઉપર સમૂહતંત્રના ધોરણે, વૈજ્ઞાનિક શોધખોળોનું સંચાલન થવાની ખાસ જરૂર છે. ઔદ્યોગિક અને આર્થિક વિકાસ માટેનો નવીન દૃષ્ટિકોણ, આપણે કેળવવો પડશે; એમ થશે તો જ, માત્ર વિજ્ઞાનવિદ્યાનો જ નહિ, પણ વિજ્ઞાન અને પ્રયોગનો પણ, સામાજિક ધોરણે સમન્વય થઈ શકે. આ દૃષ્ટિએ જોતાં, વિજ્ઞાનનું પણ યોગ્ય નિયોજન કરવું પડશે. ભારે ઉદ્યોગોની વિવિધ શાખાઓનો વિસ્તાર, હિંદભરમાં જે ઝડપથી થયે જાય છે, એના કરતાં પણ વિશેષ ઝડપે, સુનિયોજિત વૈજ્ઞાનિક સંસ્થાઓની હારમાળા શરૂ કરવાની ખાસ જરૂરિયાત છે; અને એની વૃદ્ધિ, યુરોપ અમેરિકામાં થાય છે તેથી પણ વધુ ત્વરિત ગતિએ, અહીં થવી જોઈએ.

વિભાગો છે, અને આખા દેશમાં, તેનાં નાનામોટાં ૧૫૦ કેન્દ્રો છે. મુખ્ય સંસ્થામાં, મૂળભૂત અને સૈદ્ધાન્તિક પ્રશ્નો પરત્વે અન્વેષણ થવા ઉપરાંત, મોટા પાયા ઉપર એના વ્યવહારુ ઉપયોગની બાબત અંગે પણ, પ્રયોગોનાં પરિણામોના સમીકરણો થાય છે. ૧૫૦ નાનાં કેન્દ્રોમાં, જે તે સ્થળોના સ્થાનિક પ્રશ્નોનો ઊકેલ કરવામાં આવે છે, અને એને અંગે મધ્યસ્થ સંસ્થા સાથે, શોધખોળ તેમ જ સિદ્ધાંતોનો વિનિમય થાય છે. મધ્યસ્થ સંસ્થા તરફથી બહાર પડેલી મોટી શોધોનો વ્યવહારમાં કેવી રીતે ઉપયોગ થાય, તેને લગતા અખતરાઓ ઉપકેન્દ્રોમાં કરવામાં આવે છે, અને એ પ્રયોગોના પરિણામરૂપે, એકઠી થયેલી હકીકતોનું સંકલન કરીને, મધ્યસ્થ સંસ્થા પ્રયોગની સફળતાનાં સામાન્ય ધોરણો નક્કી કરે છે. આ પ્રમાણે લેનિન એકેડેમી ઓફ એગ્રિકલ્ચરનો પ્રાણી-ઉછેર-વિભાગ (Institute of Animal Husbandary) આખાં દેશનું (Soviet Union) સમગ્ર હિત લક્ષમાં રાખીને, પોતાનાં ભવિષ્યના કાર્યનું નિયોજન કરે છે. આ એક જ વિભાગમાં ચાલતી શોધખોળને અંગે આશરે ૪,૦૦૦,૦૦૦ રૂબલનો વાર્ષિક ખર્ચ થાય છે—અને એ જ પ્રકારનું ખર્ચ બાકીની ઉપર્યુક્ત ૧૩ બીજી મોટી સંસ્થાઓના નિભાવ અંગે પણ કરવામાં આવે છે.

* * *

ઉપર ગણાવેલી બધી બાબતો સિદ્ધ કરવા માટે આપણી આર્થિક, ભૌતિક, અને સામાજિક પરિસ્થિતિઓને લક્ષમાં રાખીને, આપણાં બાળકોની અને યુવકોની કેળવણીનું નવેસરથી આયોજન અને નિયોજન કરવું પડશે. આપણા દેશ માટે, કારીગરો, વૈદો, શિક્ષકો, વૈજ્ઞાનિકો વગેરેની ઘણા મોટા પ્રમાણમાં જરૂર છે. એમની અગણિત સંખ્યા વિના, રાષ્ટ્રનું પુનર્વિધાન શક્ય નથી. પણ, આ માટે આપણે બેકારીને જડમૂળથી નાબૂદ કરવા આપણું અર્થતંત્ર સુધારવું પડશે; કારણ કે, તો જ એમની વધતી જતી સંખ્યાનો આપણે વિનિયોગ કરી શકીશું. આપણા દેશનું સમગ્ર આર્થિક તંત્ર ચોક્કસ નક્કી કરેલી ક્રમબદ્ધ યોજના અનુસાર ચાલે તો જ, આ બધું શક્ય બને. અત્યાર સુધી જેવી ચાલતી આવી છે તેવી, યોજનારહિત, ઢંગધડા વિનાની, કેળવણીની પ્રથા નાબૂદ થવી જોઈએ. સમાજજીવનને ઉપયોગી થઈ શકે એવી વ્યક્તિઓનું સાચું જીવનઘડતર કરી આપવું, એ જ કેળવણીનું ખરું કાર્ય છે. સમગ્ર યુવકગણને સંપૂર્ણ વૈજ્ઞાનિક અને ઉદ્યોગલક્ષી કેળવણી મળી રહે એવી જોગવાઈ હોવી જોઈએ. ઉચ્ચ અને માધ્યમિક ઉદ્યોગશાળાઓની યોજના થવી પણ જરૂરી છે. ભવિષ્યના કામદારો અને તેમની પ્રજાને, ઉચ્ચ શાળાઓમાં જવાની તક મળે, એવો પણ પ્રબંધ થવો જોઈએ. આ નવીન કેળવણી વડે, કામદારસમુદાયમાંથી પણ વિદ્વાનો, વૈજ્ઞાનિકો, એંજીનિયરો વગેરે આપણે મેળવી શકીશું, અને એ રીતે આમજનતાના જીવનને ઉચ્ચ કક્ષા પર લઈ જઈ શકીશું.

પોતાની આસપાસના સંસારમાં પ્રવર્તતી પરિસ્થિતિઓ, તેમ જ જે સમયમાં પોતે જીવતા હોય, તેના ઐતિહાસિક જવાબો પારખીને, એને સારી રીતે સમજી શકે તથા એ જ્ઞાન વડે સ્વજીવનને ઘડી શકે એવાં, તન-દુરસ્ત અને મન-દુરસ્ત સ્ત્રીપુરુષોનું સર્જન કરવું, એ કેળવણીનું કાર્ય છે. ચોક્કસ આર્થિક જરૂરિયાતોને લક્ષમાં રાખીને અને તેની

વિગતો તેમ જ પરિસ્થિતિઓનો પૂરો ક્યાસ કાઢીને, એને અનુરૂપ થાય એ પ્રકારની કેળવણીનું પુનર્વિધાન થવું જોઈએ. કેળવણીએ આપણું ઘડતર, માત્ર ભવિષ્ય માટે જ નહિ, પણ વર્તમાન માટે પણ, કરવું પડશે. ઊર્મિઓ, મનના વલણો અને પરંપરાગત આજના માનવસ્વભાવને, કેળવણીએ સંપૂર્ણ રીતે પલટાવી નાખવો પડશે. માનવસ્વભાવનું આવું મહાન ક્રાન્તિકારી પરિવર્તન કરી આપવું, એ જ કેળવણીની સાચી સિદ્ધિ છે. આપણા રાષ્ટ્રના નાગરિકો, કોઈ પણ કાર્યસિદ્ધિને અશક્ય કે અસંભવિત ન માને, એવું નવું માનસ પ્રગટાવવું જોઈશે. નિર્માલ્ય અને આળસું નિષ્ક્રિયતાને સ્થાને જોગયુક્ત સક્રિયતા, વિકસાવવી પડશે. આ બધું વ્યવસ્થિત રીતે નિયોજિત અને સતત જાગૃત દોરવણીવાળી કેળવણીથી જ સિદ્ધ થાય. પ્રૌઢવર્ગને આપણા નૂતન આદર્શ અને ઉદ્દેશ અનુસાર કેળવણી આપવામાં, આપણને ભારે મુશ્કેલીઓનો સામનો કરવો પડશે. આપણે એ ન ભૂલવું જોઈએ કે આ વર્ગને, આપણા દેશની પરિસ્થિતિઓને કારણે, અનિચ્છાએ અજ્ઞાનના અંધકારમાં રહેવું પડ્યું છે. આપણાં ભવિષ્યનાં વિશ્વવિદ્યાલયોએ આ વસ્તુસ્થિતિ ઉપર સંપૂર્ણ ધ્યાન આપવું પડશે. એમ જો ન બની શકે; તો નવીન વિશ્વવિદ્યાલયોને અસ્તિત્વમાં લાવવાનું પ્રયોજન જ શું!

સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ! ખાલી વાદવિવાદો અને ચર્ચાઓની નિરર્થક ખેંચતાણ કરવામાં આપણી શક્તિઓનો વ્યય ન કરતાં, જાગૃત થાઓ, ઊઠો, અને આપણી સમક્ષ પડેલાં મહાન કાર્યો સિદ્ધ કરવા મંડી પડો.

૧૯–૧૦–૪૬

卐

# સુખની શોધમાં

વૈકુંઠ શાહ

" બેટા, જાળવીને રહેજે અને તારો ધર્મ ભૂલીશ નહિ."

" તેની ચિંતા ન કરો, બાપુજી " રવીન્દ્ર બોલ્યો અને માનો હાથ પકડીને કહ્યું: " બા, તું રડ્યાં જ કરશે ? મારી સાથે બોલશે જ નહિ ?"

" શું બોલું. ભાઈ " માએ આંખ લૂછતાં કહ્યું, " મારા એકના એક આંખના તારાને નજર સામેથી જવા દેતાં કેમ જીવ ચાલે ? અને તે પણ અહીં પડ્યું છે ! જ્યાં ન આપણી નાત, ન જાત કે આપણી બોલી. જો તારા બાપુજીએ જીદ ન પકડી હોત તો તને જવા જ ન દેત અને ઘરઆંગણાના દાળરોટલીથી જ સંતોષ માનત. તું હવે જાય છે ત્યારે તને મારા આશીર્વાદ છે ! પ્રભુ તારી રક્ષા કરે. "

રવીન્દ્રે માતાને નમન કર્યું.

સિસોટી વાગી અને બધા આગબોટની સીડી ઊતરવા લાગ્યા. રવીન્દ્રના પિતાજી પશાભાઈ ઊતર્યા, તેની માતા ઊતરી અને બીજાં સંબંધીઓ ઊતર્યાં. છેવટે એક શામળી છોકરી ઊતરી. તેના બન્ને હોઠ એક બાજુએ ખેંચાઈ ગયા હતા. તેનામાં આડંબર ન હતો. તેનામાં વસ્ત્ર પહેરવાની છટા ન હતી. વાળ હોળવામાં આધુનિકતા ન હતી. તેના મુખ પર ભગ્નતા તરવરતી હતી. તેની આંખો આંસુથી ભરેલી હતી.

તે રવીન્દ્રની પત્ની હતી.

*

રવીન્દ્રનાં લગ્ન છેક નાનપણમાં થયેલાં. પાટીદાર ન્યાતમાં બાળલગ્નો તે ખૂબ અગત્યનાં હતાં. તેમાં યે પશાભાઈ જેવા અગ્રગણ્ય અને બે પૈસે સુખી ગૃહસ્થના પુત્રનાં લગ્ન બાળપણમાં ન થાય તો પછી એમની ખાનદાનીનું મૂલ્યાંકન શું ? રવીન્દ્ર પાંચ વર્ષનો હતો અને નર્મદા ચાર વર્ષની હતી ત્યારે લગ્નગ્રંથીથી જોડાયાં.

વર્ષો વીત્યાં. રવીન્દ્ર અને નર્મદા મોટાં થયાં. રવીન્દ્રે તીક્ષ્ણ બુદ્ધિથી શાળામાં અપ્રતિમ સ્થાન પ્રાપ્ત કર્યું. એક પછી એક પરીક્ષાઓ માનભેર પસાર કરી અને છેવટે મેટ્રિકની પરીક્ષામાં આખી વિદ્યાપીઠમાં ત્રીજે નંબરે આવી ઘણાં પારિતોષિકો મેળવ્યાં.

બીજી તરફ નર્મદા કોઈ પણ દિશામાં પ્રગતિ સાધી શકી નહિ. બાળપણથી શામળી તો હતી જ તેમાં વળી આઠ વર્ષની વયે દાઝી જવાથી હોઠ એક બાજુ પર ખેંચાઈ ગયા અને કદરૂપતામાં વધારો થયો. અભ્યાસમાં પણ ચાર ચોપડી ભણ્યા પછી તેની બુદ્ધિ વધારે ગ્રહણ કરી શકે એમ ન હતું એટલે શિક્ષણને પણ નમસ્કાર જ કરવા પડ્યા.

એક નાનકડા કોડિયાનો પ્રકાશ જેમ તેજસ્વી સૂર્ય આગળ તુચ્છ લાગે તેમ રવીન્દ્રની ઝગઝગતી કારકિર્દી આગળ નર્મદા વધારે તુચ્છ લાગવા માંડી. રવીન્દ્રનાં સગાંવહાલાંઓને 'રવીન્દ્રની વહુ' કહી જે આનંદ પહેલાં લાગતો હતો તે આનંદ વખત જતાં ઓસરતો

ગયો અને વર્ષો વીત્યાં તેમ નર્મદા તરફ અણગમો થવા માંડયો. છેવટે રવીન્દ્ર જ્યારે મૅટ્રિકમાં યશસ્વી થયો ત્યારે તો નર્મદાને 'રવીન્દ્રની વહુ' તરીકે ઓળખાવતાં શરમ લાગવા માંડી!

બેઉ કુટુંબ વચ્ચેનો સંબંધ પણ વખત જતાં ઘસાતો ચાલ્યો. અને નર્મદાના પિતાએ જ્યારે નર્મદાને સાસરે વળાવવા કહેણ મોકલ્યું ત્યારે પશાભાઈએ "છોકરો ભણે છે" એમ કહી માણસને પાછો મોકલ્યો.

રવીન્દ્ર જ્યાંસુધી અસમજણો હતો ત્યાંસુધી તો આ માટે બેફિકર રહ્યો, પણ જેમ તેની ઉંમર વધતી ગઈ તેમ નર્મદાનું અસ્તિત્વ તેને કાંટાની માફક ખૂંચવા લાગ્યું.

પશાભાઈએ રવીન્દ્રને આઈ. સી. એસ. થવા વિલાયત મોકલવા વિચાર કર્યો. બધી તૈયારી થવા માંડી. નર્મદાને ખબર પડી એટલે વધુ ચિંતા થવા માંડી, અને એની સખી-ઓને કહેતી, "હવે મને થોડા પસંદ કરવાના છે" અને રડી પડતી.

રવીન્દ્રને જવાનો દિવસ પાસે આવ્યો. દૂરદૂરનાં સગાંવહાલાંઓ પણ મુંબાઈ જવાનાં હતાં પણ નર્મદાનું કે એનાં કુટુંબીઓનું સ્થાન ક્યાંય ન હતું. છેવટે આમંત્રણ વિના પણ નર્મદાના પિતાએ તેને લઈ મુંબાઈ જવાનો વિચાર કર્યો.



આઈ. સી. એસ.ની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ રવીન્દ્ર આજે મુંબાઈ પાછો ફરતો હતો. પશાભાઈને તો સામું જોવાની પણ ફુરસદ ન હતી. તેમનાં સગાંવહાલાં ફૂલ્યાંફૂલ્યાં ફરતાં હતાં. બંદરના એક ખૂણામાં નર્મદા અને તેના પિતા એકલા એકલા ઊભાં હતાં.

| અહીંથી વાર્તાના બે સ્વતંત્ર વિભાગ પડી જાય છે. એક વિભાગ જમણી બાજુની કતારમાં છે. બીજો વિભાગ ડાબી બાજુએ આપેલો છે. —લેખક |
|---|

"કેમ પપ્પા, કેમ મમ્મા, હાઉ આર યુ?" રવીન્દ્રે આગબોટમાંથી નીચે ઊતરતાં જ હસ્તધૂનન કરતાં કહ્યું.

"કેમ મમ્મા, હવે તો હસશો ને! કેમ પપ્પા, તમારો વ્યાધિ કેમ છે? કાકાનો સુરેશ મૅટ્રિકમાં પાસ થઈ ગયો? જગુકાકાનો ઘોડો ખોડાતો'તો નથી ને!" રવીન્દ્રે બાપથી માંડીને પડોશીના ઘોડાની પણ ખબર પૂછી લીધી. પણ એના જગતમાં નર્મદાને સ્થાન જ ન હતું. દૂર ઉભેલી નર્મદાને એણે જોઈ પણ એની કુશળતા પૂછવાનો વિવેક અનાવશ્યક હતો. મોટરમાં બેસી આખું કુટુંબ આનંદમાં ગૂસપુસ ઊપડી ગયું. છેવટે નર્મદાનો હાથ પકડી તેના પિતાએ કહ્યું:

"ચાલ બેટા!"

રવીન્દ્ર આગબોટમાંથી નીચે ઊતર્યો. માતાની ચરણની રજ લઈ પગે લાગ્યો. માતા અને પુત્રની આંખ ભીની થઈ.

"કેમ બા, હું બદલાયો છું?" રવીન્દ્ર હસીને બોલ્યો. "બાપુજી, તમે કેમ આમ શાંત ઊભા છો?"

"તને સુખરૂપ આવેલો જોઈ પ્રભુનો ઉપકાર માનું છું."

"નર્મદા નથી આવી?"

પશાભાઈએ મૂંગે મોંઢે જ આંગળી કરી.

"અહીં આવને, નર્મદા, એમ ખૂણામાં કેમ સંતાઈ રહી છે." રવીન્દ્ર નર્મદા તરફ ગયો અને નર્મદાના પિતા તરફ ફરી કહ્યું. "કેમ કુશળ તો છો ને?"

રવીન્દ્રના અણધાર્યા વર્તનથી નર્મદા

"મને આ દરિયામાં જ જવા દો તો શું ખોટું ?"

પુત્રીને થાબડીને લઈ જવા સિવાય પિતા પાસે બીજો ઉત્તર ન હતો.

*

રવીન્દ્ર નડિયાદ પહોંચ્યો. સગાં અને મિત્રોનાં ટોળાંથી પદ્માભાઈનું ઘર ઊભરાઈ ગયું. નજીવી ઓળખાણવાળા નિકટનાં સંબંધી બનીને આવ્યાં. "કલેક્ટર"ની ઓળખાણ કરવાનું કોને ન ગમે? મુંબાઈના બંદર પર બન્યું હતું તેમ અહીં પણ નર્મદાનું કે તેનાં સગાં-વહાલાંનું કશે પણ સ્થાન ન હતું. નર્મદાના પિતા એક વાર પદ્માભાઈને મળવા ગયા પણ માનભ્રષ્ટ થઈ પાછા આવ્યા.

ત્રણ માસ વીતી ગયા. ગામમાં ખબર પડયા કે રવીન્દ્રને નોકરી પર ચઢવાનો હુકમ આવી ગયો છે અને રવીન્દ્ર દશ-બાર દિવસમાં ધારવાડ જવાનો હતો.

નર્મદાના પિતા વિમાસણમાં પડયા. ફરીથી પદ્માભાઈ પાસે જવું કે ન જવું? પુત્રીના સારા ય જીવનનો પ્રશ્ન હતો. પોતાને થયેલી માનહાનિનો વિચાર કરવો કે પુત્રીનું જીવન-સુખ વિચારવું એ પ્રશ્ન હતો. છેવટે પિતાને હૈયે પુત્રીનું શ્રેય ઉપર આવ્યું અને અપમાનનો કડવો ઘૂંટડો ગળી જઈ રવીન્દ્ર અને પદ્માભાઈને મળવા જવા નિશ્ચય કર્યો.

"શનિવારે જવું છે?"

"હા." રવીન્દ્રે વિનામરજીએ ટૂંકો જવાબ આપ્યો.

"નર્મદાને સાથે લઈ જશો ને?"

"છટ્, એ કદી બનવાનું નથી. એ નડિયાદમાં રહે એ જ ઠીક છે. અને એને બીજા કોઈ સાથે પરણાવી દેવામાં શો વાંધો છે? મારાથી એને રાખી શકાય એમ નથી."

"તમારા જેવા ભણેલા..."

"એ બધું હું જાણું છું. આવી જંગલી ગભરાઈ ગઈ. તે સાચું જોઈ રહી છે કે સ્વપ્ન તે સમજાયું નહિ. તેની પ્રાર્થના પ્રભુએ સાંભળી કે શું! અત્યાર સુધી પોતાની જાતને ત્યજાયેલી ગણતી નર્મદાને લાગ્યું કે તેનો તારણહાર આવ્યો કે શું! આનંદના આવેશમાં રવીન્દ્રની પાસે જવાનું પણ તેને સૂઝ્યું નહિ. તેનું અંતર અણુચિંતવ્યું અહોભાગ્ય અનુભવી રહ્યું હતું. વિલાયત ગયો ત્યાં સુધી જેના તરફ રવીન્દ્ર ભૂલેચૂકે પણ જોતો ન હતો તેને આમ પ્રેમથી બોલાવતો જોઈ નર્મદાનું હૃદય નાચવા લાગ્યું. તેના મનમાં એક જ વિચાર આવ્યો:

"શું આ શિક્ષણની સાચી સાધના નથી? શિક્ષણનું સાચું મૂલ્ય નથી?"

*

સૌ નડિયાદ પહોંચ્યાં. પદ્માભાઈનું ઘર મહેમાનોથી ભરેલું રહેતું. મિત્રો અને સંબંધીઓ રવીન્દ્રને અભિનંદન આપવા આવતા. દૂરની ઓળખાણવાળા પણ નિકટના બની ખુશામતના બે શબ્દો કહેતા ચૂકતા નહિ.

એક રાત્રે, આગંતુકોથી ઘર ખાલી થયું ત્યારે રવીન્દ્રની માતાએ કહ્યું:

"રવીન્દ્ર, ડાહ્યાભાઈ મામલતદારની શોભા તને યાદ છે?"

"કેમ નહિ, મને બરોબર યાદ છે" રવીન્દ્રે કહ્યું, "હવે તો મોટી થઈ ગઈ હશે."

"અરે હા...અને તારી સાથે જો..."

"બા, આ શું, આવી વાત કેમ કરે છે?"

"ખોટી વાત તો નહિ કરતી હોઉં ને! આજે ડાહ્યાભાઈ એ વાત માટે જ આવ્યા હતા."

રવીન્દ્રના ડોળા ફાટી ગયા. "આખી દુનિયા બદલાઈ પણ આપણી ન્યાત તો એવી જ રહી!"

"કેમ એમ કહે છે?"

"મારી એક સ્ત્રી હયાત છે પછી બીજી સ્ત્રી શા માટે કરવી?"

બીને મારી પત્ની તરીકે ઓળખાવી મારે આખરનું લિલામ કરવું નથી. હવે તમારે કંઈ વધારે કહેવું છે ? મને વધારે વખત નથી. લ્યો, આ સો રૂપિયા ..." રવીન્દ્રે પાટલૂનના ખીસામાંથી રૂપિયા કાઢ્યા પણ નર્મદાના પિતા તો ક્યારના યે ચાલ્યા ગયા હતા.

*

રવીન્દ્રને ધારવાડના આસિસ્ટંટ કલેક્ટરનો હોદ્દો મળ્યો. નાના ગામના બધા અમલદારો મળતાવડા, આનંદી અને ઉદાર કહેવાય તેમ રવીન્દ્ર પણ કહેવાયો. રવીન્દ્ર રોજ સાંજે શહેરની જાણીતી કલબમાં જતો અને ટેનિસ, બીલિયર્ડ અને પાનાં રમી મોડી રાત્રે બંગલે જતો.

જેમ દીવાની આજુબાજુ પતંગિયાંનું ટોળું ભમતું રહે તેમ રવીન્દ્રની આજુબાજુ ખુશામતિયાઓનું એક નાનું ટોળું હંમેશ ભમતું રહેતું.

"મિ. પટેલ, અહીં તો સેંકડો રમનારા આવી ગયા પણ તમારા જેવા બૅકહૅંડ સ્ટ્રોક્સ કોઈના નહિ. મને તો લાગે છે કે તમે આ વર્ષની ચૅમ્પિયનશીપ થઈ જશો." દેશપાંડે નામના એક સભ્યે કહ્યું અને રવીન્દ્રનું મોં આનંદથી ફૂલી ગયું. ખુશામત કોને નથી ગમતી ?

"મિસ વાયોલેટ, આપણી કલબની મીક્સ્ડ ડબલ્સની ટુર્નામેંટમાં તમે મારાં પાર્ટનર થશો ?" રવીન્દ્રે પ્રશ્ન કર્યો.

"ખૂબ આનંદથી."

"ત્યારે તો આપણે રેગ્યુલર પ્રૅક્ટીસ શરુ કરવી જોઈએ."

"કાલથી બપોરે ત્રણ વાગે આવો. રોજ ત્રણ-ચાર સેટ્સ રમશું તો જીત આપણી જ છે."

રવીન્દ્ર અને મિસ વાયોલેટ ખૂબ મોટેથી હસી પડ્યાં.

"ભાઈ, તારા આ ભણતર પછી એ તારી સાથે શોભશે ?"

"એને શોભાવવી મારે હાથ છે. તું જ વિચારી જો. તું ગામડાની છે, સુધરેલી નથી એટલે તને મારી મા કહેતાં શરમાઉં તો તને કેવું લાગશે ? તેવી જ સ્થિતિ નર્મદાની. એ અભણ હશે તો મારે ભણાવી લેવી પડશે અને કાણી હશે તો મારે ચલાવી લેવી પડશે."

પુત્રની નૂતન વિચારધારાથી એન માતાપિતા ઘડીભર તો થંભી ગયાં. પછી ફેરફ પશાભાઈએ કહ્યું :

"અમે તારા માર્ગમાં વચ્ચે આવવા માગતાં નથી, પણ સંસ્કાર અને કેળવણીની દૃષ્ટિએ પણ નર્મદા તારે લાયક દેખાતી નથી."

"સંસ્કારનો વિચાર તો તમે મારાં લગ્ન કર્યાં ત્યારે કરવાનો હતો, અને એ વાતનું પણ મને લેશમાત્ર દુઃખ નથી. કસીકસીને લીધેલું કાંચન કદાચ કાંસા જેટલું પણ ઉપયોગી થતું નથી. અને ઉકરડામાંથી પણ કેટલીક વાર હીરો કયાં મળી આવતો નથી ! એ તો નસીબના જાદુ છે."

"એટલે તું શું કરવા ધારે છે ?"

"મને તો એમ લાગે છે કે અત્યાર સુધી આપણે એની સાથે ખોટું અને ક્રૂર વર્તન રાખ્યું છે. હું મારો ધર્મ ભૂલ્યો છું. તમે તમારો. પણ હવે પશ્ચાત્તાપની ઘડી આવી લાગી છે. આપણે બધાએ એના તરફ પ્રેમ બતાવતાં શીખવું જોઈશે. મને લાગે છે કે એ જ માર્ગ સુખનો છે અને એ માર્ગે જવા હું તમારા આશિષ માગું છું."

રવીન્દ્રે માતપિતા પાસે શિર નમાવ્યું.

"અમારા આશીર્વાદ છે, બેટા."

"મને નોકરી પર ચડતાં તો હજી બેત્રણ મહિના લાગશે. તે પહેલાં નર્મદાને લઈ હું મુંબઈ જવા ધારું છું. ત્યાં રહી, એને જરૂરી તાલીમ આપી, તૈયાર કરી હું સીધો નોકરી પર લાગી જઈશ."

*

મિસ વાયોલેટ અને રવીન્દ્રની ઓળખાણ દિનપ્રતિદિન ગાઢ થતી ગઈ. બંને રોજ કલબમાં મળતાં અને પાંચ–૭ કલાક સાથે જ ગાળતાં. બપોરના જમણના ટકોરા થતા એટલે રવીન્દ્રને ઑફિસનું કામ અકારું લાગતું અને વાયોલેટના જ વિચાર આવતા.

વખત જતો ગયો તેમ રવીન્દ્રની રહેણીકરણી વાયોલેટમય બની ગઈ. એક સાંજે વાયોલેટે રવીન્દ્રને કહ્યું :

"મિ. પટેલ, શરાબ એ તો ચેતને લાવવા માટે અપ્રતિમ અમૃત છે. અમે તો એ પીવામાં પાપ ગણતાં નથી. તમારા જેવા ભણેલા સુધરેલા યુવાન શરાબને અડકતું પાપ સમાન ગણે એ નવાઈ જેવું નથી ?"

"પાપ તો નહિ પણ...પણ..." પોતાના ઉચ્ચ શિક્ષણનો કેમ બચાવ કરવો તે રવીન્દ્રને સમજાયું નહિ.

"જો પાપ ન હોય તો પછી આ પીવામાં શો વાંધો છે ?"

રવીન્દ્ર મૂંગે મોઢે પ્યાલી પી ગયો.

*

રવીન્દ્રની બદલી પૂના, અમદાવાદ થઈ અને છેવટે તે દિલ્હી ગયો. બધે ઠેકાણે વાયોલેટ થોડો ઘણો વખત તો રવીન્દ્રની સંભાળ લેવા જતી અને તેના વિના રવીન્દ્રને સંસાર સૂનો લાગતો.

માતાપિતાના આગ્રહને માન આપી એક વખત રવીન્દ્ર નડિયાદ ગયો. માને પુત્રનું સુખ જોવું હતું એટલે કહ્યું :

"ભાઈ, તું ભણ્યો અને આટલો મોટો પગારદાર થયો પણ એક વાતમાં તેં મારી આંખ ઠારી નહિ."

"કઈ વાત, બા ?"

"તારા લગ્નની. છોકરાને ઘેર છોકરો જોવાની માને કેવી ઇચ્છા હોય છે તે તું નહિ જાણતો હોય."

મુંબાઈમાં શસ્ત્રવિદ્યાના નિપુણ ડૉ. પંડિતના ટેબલ પર એક વિઝિટીંગ કાર્ડ આવ્યું:

રવીન્દ્ર પટેલ આઇ. સી. એસ.

ડૉક્ટરે કંઈક કુતૂહલથી તેને જોયું અને આવનારને અંદર મોકલવા કહ્યું. હસ્તધૂનનનો વિધિ પત્યા પછી રવીન્દ્રે વાત શરૂ કરી:

"આ મારાં પત્ની છે. એના બે હોઠ જે વિકૃત દશામાં છે તે માટે આપની સલાહ લેવા આવ્યો છું."

"કંઈ વધારે ઇતિહાસ કહેશો ?"

"એનો ચહેરો બાળપણમાં તો કોઈ પણ જાતની ખોડ વગરનો હતો, પણ આઠ વર્ષની વયે દાઝી જવાથી આ પ્રમાણે થયું છે."

"સમજ્યો" ડૉ. પંડિતે ડોલતાં ડોલતાં કહ્યું, "આ વિકૃતિ મટાડવાને બીજા કોઈ ડૉક્ટર પાસે શસ્ત્રક્રિયા કરાવેલી ખરી ?"

"બિલકુલ નહિ. વાત એમ હતી કે હું વિલાયત ગયો તે પહેલાં અમારાં લગ્ન તો થઈ ગયેલાં. હું વિલાયત ગયો ત્યાં સુધી તો મેં આ બાબતમાં ધ્યાન આપ્યું નહિ પણ પાછા ફર્યા પછી તમારી સલાહ લેવા વિચાર કર્યો."

"ઠીક કર્યું. આ વિકૃતિ દૂર કરવી એ કંઈ મોટી વાત નથી. એક પંદર મિનિટના ઑપરેશનનું કામ છે."

રવીન્દ્ર અને નર્મદાનાં મોં ઊજળાં બન્યાં.

"ક્યારે ?"

"પરમ દિવસે સવારે સાત વાગે."

*

નર્મદા ઇસ્પિતાલમાંથી ઘેર આવી ગઈ. તેની હોઠની ખોડ દૂર થઈ. તેનું મુખ હવે કાળું છતાં સમાંતર અને સુરેખ લાગવા માંડ્યું.

"મા, મને એનું મોઢું જોવું જ ન ગમે ત્યાં હું શું કરું? આખરે લગ્ન સુખ માટે હોય છે ને!"

"એ નહિ તો કોઈ બીજી મનગમતી છોકરી સાથે ફરી લગ્ન કર."

"તે માટે વિચાર કરીશ."

બીજે દિવસે રવીન્દ્ર દિલ્હી ગયો. નવી દિલ્હીના સ્ટેશને વાયોલેટ લેવા આવી હતી.

"મિ. પટેલ, તમે આમ દૂબળા કેમ દેખાઓ છો? ગામમાં ન ગમ્યું!"

"તમારા વિના કેમ ગમે!"

"હું તો આવવા તૈયાર હતી પણ તમારામાં ક્યાં એ હિંમત હતી!" વાયોલેટે ટકોર કરી.

"હિંમત બતાવવાની પણ રીત હોય છે ને!"

"ક્યારે હિંમત બતાવશો! બોલો."

"અમારા લોકોમાં આ મહિનો લગ્ન માટે ઉત્તમ ગણાય છે."

"ત્યારે કરો તૈયારી."

તેજ મહિને રવીન્દ્ર અને વાયોલેટનાં લગ્ન થઈ ગયાં. શરમને લીધે રવીન્દ્રે નર્મદા સાથેનાં લગ્નની વાત તો ગુપ્ત જ રાખી.

"વાયોલેટ, આજથી તું મારી થઈ."

"મારી જાતને ધન્ય માનું છું."

"વાયોલેટ, આજે મારા જીવનસુખનું બીજું એક ખાતું ઉઘાડ થાય છે. જન્મ્યો ત્યારથી જ હું સુખની શોધમાં જ રહું છું અને સદ્ભાગ્યે દરેક રીતે સુખ જ પ્રાપ્ત થયું છે. સુખી માતાપિતાને ત્યાં એકનો એક પુત્ર થઈ જન્મ્યો એ મારું પહેલું સુખ. બીજું પગથિયું પરીક્ષાઓમાં વિજય. એને કલગીરૂપ આઈ. સી. એસ.ની પરીક્ષામાં સફળતા. આટલા ટૂંક વખતમાં આવા અગત્યના ખાતાને મંત્રીપદે પહોંચ્યો એ સુખનું બીજું એક પગથિયું. ઉપરાંત મારે મારી આંખને તૃપ્તિ આપે,

નર્મદાને યોગ્ય તાલીમ આપવા રવીન્દ્ર આખો દિવસ જહેમત ઉઠાવતો. નર્મદાને ગુજરાતીમાં વાંચતાં-લખતાં આવડતું હતું. તે દિશામાં વધુ અભ્યાસ માટે અને અંગ્રેજીના શિક્ષણ માટે એક શિક્ષક નર્મદાને રોજ બે કલાક શીખવતો. નર્મદા પણ પૂર્ણ ઉત્સાહ અને ખંતથી જીવનનો આ નવો અનુભવ વધાવી લેતી અને પોતે રવીન્દ્રને લાયક બને તે માટે પ્રભુને રોજ પ્રાર્થના કરતી.

દરરોજ બપોરે રવીન્દ્રના એક મિત્રની પત્ની નર્મદા પાસે આવતી અને નવી ઢબ પ્રમાણે વાળ કેમ હોળવા, વસ્ત્ર કેમ પહેરવાં, અલંકારો કેમ ધારણ કરવાં એ બધું શીખવતી.

જાહેર જગ્યામાં કેમ વર્તવું, સમારંભોમાં ક્યા નિયમો પાળવા, નોકરો પાસેથી કેમ કામ લેવું એ બધું રવીન્દ્ર પોતે સમજાવતો. ઉપરાંત, જગતના વર્તમાનની આખી ભૂમિકા નર્મદાને સમજાવતો અને વર્તમાનપત્રોનાં વાચનમાં રસ પ્રકટ કરતો.

નવું જ્ઞાન અને શિક્ષણ નર્મદા જેમજેમ ગ્રહણ કરતી ગઈ તેમ રવીન્દ્ર તેને જાહેર સ્થળોએ લઈને ફરવા લાગ્યો અને શિષ્ટાચાર કેમ જાળવવો તેનું દૂબહુ ચિત્ર આપતો ગયો.

અઢી મહિનાની કેળવણી પછી નર્મદાને મદદનીશ કલેક્ટરની સ્ત્રી બનવાની ટીકડી લાયકાત મળી ગઈ.

"લે, આ કાગળ આવી ગયો." એક સવારે રવીન્દ્રે નર્મદા પાસે આવી કહ્યું. "આ પહેલી તારીખે ખારવાડમાં કામે ચડવાનું છે. તૈયારી કરવા માંડ."

"મારા મનમાં તો ખૂબ ગભરાટ થાય છે" નર્મદાએ સહેજ લજ્જાથી કહ્યું.

"ગભરાટ શા માટે?"

"હું તમારી સાથે શોભીશ?"

"આટલી સુંદર તો છે. કાળી છે તેમાં શું? હું કંઈ વર્ણનો પૂજારી નથી. ગુણનો

મારા ઉચ્ચ દરજ્જામાં મારી સાથે શોભે એવી અર્ધાંગના જોઈતી હતી તે મળી ગઈ એટલે મારું સુખનું બીજું એક ખાનું પુરાઈ ગયું."

જવાબમાં વાયોલેટ હસી પડી.

"તમે તો કવિ જેમ બોલો છો." અને હસતાં હસતાં ઉમેર્યું, "હજી કેટલાંએક ખાનાં બાકી છે તે બતાવશો?"

"હવે એક જ ખાનું બાકી છે."

"એ શેનું?"

"મારી માંને દાદી બનવું છે."

*

'ટનનન' ટેલિફોન ઘંટડી વાગી. વાયોલેટે આવી રીસીવર ઉપાડ્યું.

"હલો, કોણ છો?"

"ઈર્વીન હોસ્પિટલ. મિ. પટેલની મોટરને અકસ્માત થયો છે. મિ. પટેલ હોસ્પિટલમાં છે. જલદી આવો."

વાયોલેટ હોસ્પિટલ પહોંચી. રવીન્દ્રની મોટરને સખત અકસ્માત થયો હતો. તે બેભાન પડ્યો હતો. પગનાં બે હાડકાં અને જમણા હાથનાં હાડકાં ભાંગી ગયાં હતાં. માથા પર અને મોઢા પર સખત માર લાગ્યો હતો.

"શું થશે, ડોક્ટર?"

"શાંતિ રાખો. બરાબર તપાસ કરી ખબર આપું છું."

રવીન્દ્રને ઓપરેશન થિયેટરમાં લઈ જવામાં આવ્યો. શસ્ત્રક્રિયાના જાણીતા ડાક્ટરોએ તપાસીને કહ્યું:

"અત્યંત દિલગીર છીએ. પણ એમનો જાન બચાવવો હોય તો જમણો હાથ અને જમણો પગ કાપી નાંખવાની જરૂર પડશે. એમને બચાવવાનો એ એક જ ઉપાય છે."

વાયોલેટને મૂર્છા આવી ગઈ.

*

પૂજારી છું, કૃષ્ણ કાળા હતા છતાં કેટલાંયનું દિલ હર્યું હતું ને!" નર્મદાને ગાલે ટપલી મારતાં કહ્યું:

"હવે આ નડિયાદની નર્મદા રહી નથી. આ તો શ્રીમતી પટેલ છે."

"તમે મને કેટલી ફેરવી નાંખી!"

"હજી એક ચીજ ફેરવવી બાકી છે."

"શી?"

"તારું નામ."

"એટલી તો નડિયાદની યાદ રહેવા દો, કલેક્ટર સાહેબ" નર્મદા હાથ જોડી, હાસ્ય દબાવતાં બોલી.

"નહિ, એ નહિ બને. આજથી સૌ કોઈ તને 'રમા' કહેશે."

*

સાગરના તરંગની જેમ સમયનો પ્રવાહ અસ્ખલિત વહી જતો હતો. રવીન્દ્રની બદલી ધારવાડથી પૂના, અમદાવાદ થઈ છેવટે દિલ્હી થઈ.

રમા હવે ખૂબ કુશળ થઈ ગઈ. અંગ્રેજી છૂટથી બોલી શકતી, ચા કે ભોજન સમારંભોમાં ભાષણ કરી શકતી, ટેનિસ રમી શકતી અને મોટર પણ ચલાવી શકતી.

એક રજામાં રમાને લઈ રવીન્દ્ર સીમલા ગયો. સાંજે ફરવા ગયાં ત્યારે ક્ષિતિજ પર સૂર્યને વાદળાંથી ઢંકાયેલો જોઈ રમા બોલી:

"તમે જાણો છો, એક દિવસ મારા જીવનનો સૂર્ય પણ આમ જ ઢંકાયેલો હતો?"

"હું સારી રીતે જાણું છું. પણ આવો તેજસ્વી સૂર્ય હંમેશાં ઢંકાયેલો રહે ખરો? એ તો મોડો કે વહેલો પ્રકાશવાનો જ."

"મને એક વાત કહો: મારા જેવીને ગ્રહણ કરવાનો તમે કેમ વિચાર કર્યો? મને

રવીન્દ્રને ત્રણ દિવસે ભાન આવ્યું. ત્યારે તેણે જોયું કે પોતે એક હાથ અને એક પગ ગુમાવ્યો હતો.

દુઃખથી પીડાતા અવાજે તેણે વાયોલેટને બોલાવવા કહ્યું પણ વાયોલેટને બદલે રવીન્દ્રનો નોકર હોસ્પિટલમાં આવ્યો.

" બાઈ ક્યાં છે ?"

" બાઈ તો બધો સામાન લઈ બહારગામ ચાલ્યાં ગયાં !"

રવીન્દ્ર આભો બન્યો. અને બે કલાકે સ્વસ્થ થઈ પન્નાભાઈને તાર કરાવ્યો.

હોસ્પિટલના ખાટલામાં પાચો પચો રવીન્દ્ર આખાય જીવન પર નજર નાંખી રહ્યો અને પોતાની સુખની શોધ કેટલી પરદેશી થઈ તે વિચારતો હતો. એવામાં પન્નાભાઈ અને રવીન્દ્રની મા આવી પહોંચ્યાં.

" મા, પાંગળો છોકરો ગમશે ?"

" ગમે તેવો તો યે મારો તો દીકરો. "

" બાપુજી, નર્મદા ન આવી !"

પન્નાભાઈ મૌન રહ્યા.

" કેમ બોલતા નથી ?"

" પછી વાત થશે."

" જે હોય તે હમણાં જ કહી દો."

" ભાઈ, તારા આણાની રાહ જોઈજોઈને એણે ચાર દિવસ પહેલાં જ કૂવામાં પડી આપઘાત કર્યો !"

" પિતાજી, મારી સુખની શોધ આજે પૂરી થઈ. હવે તો તમે રજા આપો એટલે જે રસ્તે નર્મદા ગઈ તે રસ્તે હું પણ જાઉં."

આટલું બોલી રવીન્દ્ર બેભાન થયો અને છ કલાકે તેનો પ્રાણ ગયો પણ ભાન ન આવ્યું.

નિરાશાના અને દુઃખના ઊંડા સાગરમાં ડૂબતા પન્નાભાઈ નડિયાદ પાછા ફર્યા.

તો સાચે એમ જ લાગતું હતું કે મારા જીવનનો સૂર્ય આથમી ગયો."

" રમા, માણસ જીવનમાં જે કંઈ કરે છે તે સુખની શોધમાં કરે છે. મને પણ સુખની આકાંક્ષા હતી. મારા સુખના ચન્દ્ર પર એક જ વેરી વાદળી હતી અને તે તારી. એ વેરી વાદળીથી ડરી જઈ બીજો જ માર્ગ લેવો કે ધીરજ અને શાંતિથી સુખનો માર્ગ શોધવો એ પ્રશ્ન-મારા મનમાં નિરંતર રમ્યા કરતો હતો. ભમરની માફક સુખની શોધમાં ભટકતાં રહેવું કે વિધિએ આપેલા સંયોગોમાંથી સુખનું નવનીત બહાર કાઢવું એ પ્રશ્ન હતો. હું મૂંઝાઈ ગયો. પણ મારાં શિક્ષણ અને માનસિક બંધારણે એવો પોકાર કર્યો. કે અંતરાયોથી કાયર બની નાસી જનારને કદી યે સુખ લાધતું નથી. એક આત્માના જીવન પર પગ નાંખી સુખની શોધમાં ભટકનારનો માર્ગ સદાય અંધારો છે. તેને સુખ કદી યે વરતું નથી."

" આજે શું લાગે છે ?"

" આજે એ કાળી વાદળી દૂર થઈ છે અને મારા સુખનો ચન્દ્ર સોળે કળાએ ખીલતો લાગે છે."

" મને એમ લાગે છે કે હજી સોળમી કળા બાકી હતી તે આજે જ શરૂ થઈ."

" એ સોળમી કળા કઈ ?"

" આપણે ગયે વર્ષે નડિયાદ ગયાં ત્યારે બા દાદી બનવા કેટલાં અધીરાં બન્યાં હતાં તે નથી જાણતા ?"

*

" બેટા, તને સુખી જોઈ મારું અંતર નાચી રહ્યું છે. તારી સુખની સાધના સફળ થઈ છે, પ્રભુ તમને બન્નેને ચિરંજીવ રાખે." આમ કહી સુખ અને સંતોષના સાગરમાં સ્નાન કરી પન્નાભાઈ નડિયાદ પાછા ફર્યા.

# હું શોધતો 'તો

'સુન્દરમ્'

હું શોધતો 'તો યુગપત્ સહસ્થિતિ
તે બીજની બંકિમ તેજ-રેખની
ને પૂર્ણિમાની મૃદુ પૂર્ણ કાંતિની.
પ્રકાશનાં બિમ્બ પરે ય બિંબ આ
વસ્યાં છતાં આ કવિ-ચિત્ત-કલ્પના
સાકાર થાવી, નિરખ્યું અશક્ય ?
                    ત્યહીં એક જોયું મેં
મનુષ્યનું કો મુખ, સ્વપ્ન મારું જ્યાં
મેં સિદ્ધ દીઠું:
હતી તહીં પૂર્ણ શશીની પૂર્ણતા,
ને નેત્રમાં બંકિમ તેજ-રેખા.
ખીલી ઊઠ્યું. પદ્મ શું ચિત્ત માહરું.
ત્યાં વ્યોમથી કો મૃદુ હાસ્ય મેં સુણ્યું :
" મનુષ્યને ઇપ્સિતથી ય અધિકું
સદા મળે છેઃ
પૂર્ણેન્દુ ને બીજની રમ્ય બંકિમા,
અને ત્યહીં માનવ-ચિત્ત-પદ્મની
પ્રફુલ્લતી રૂપત્રયી તણી, જો,
રચું ત્વદર્થે યુગપત્ સહસ્થિતિ.
મદર્થ તું યે રચશે કશું કે ? "
                    સુરમ્ય સૂર એ
મેં શોધવા ઉન્નત નેત્ર જ્યાં કર્યાં
દીઠાં કે શી તો ય શશી શી શીતલા
કો જ્યોતિનો ગુંબજ ઘેરતો અને
ગુંજી રહ્યો કો મધુમત્ત રાગિણી.
ને માહરી વૈખરી વાસનાની
સંકેલતો, મૂક ઢળ્યો ત્યહીં હું.



[ આગામી કાવ્યસંગ્રહ 'યાત્રા'માંથી ]

# સાહિત્યમાં મૂલ્યો

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

વેદના મહાન ભાષ્યકાર સાયણાચાર્ય એમના મંગલાચરણમાં સાહિત્યનું સ્વરૂપ નીચે પ્રમાણે આલેખે છે :

" यस्य निःश्वसितं वेदा—
यो वेदेभ्योऽखिलं जगत्—
निर्ममे "

તાત્પર્યાર્થ એ છે કે વેદ–જ્ઞાન–સાહિત્ય એ પરમાત્માનું પ્રાણ જેવું ચૈતન્ય છે અને અખિલ જગત જ્ઞાનમાંથી–સાહિત્યમાંથી–ઉત્પન્ન થાય છે. જે શિક્ષણ અને સંસ્કૃતિની દુનિયાનો આપણને વારસો મળ્યો છે, જેમાં આપણે જન્મ્યા છીએ, જેમાં આપણે જીવીએ છીએ અને જેમાં રહીને આપણે અનેક પ્રકારની પ્રવૃત્તિઓ કરીએ છીએ, તે સર્વ, સાહિત્યમાંથી ઉત્પન્ન થાય છે. ધર્મ, ગૃહ, રાજ્ય, સમાજ આદિ સર્વ સંસ્થાઓ એમનો વિકાસ સાહિત્ય દ્વારા સાધી શકી છે. જગતનાં મહાન સંચલનો અને એની મહાન ક્રાન્તિઓ સાહિત્યકારોની મનોભૂમિમાં પ્રથમ જન્મે છે. એક પણ મહાન સાહિત્યવિચારમાં સમસ્ત જગતના જીવનને પલટી નાંખવાનું સામર્થ્ય રહેલું છે. પ્રજાજીવનની આશાઓ, આકાંક્ષાઓ, ભાવનાઓ, બલ્કે પ્રજાના આત્માનું અખિલ વલણ એના સાહિત્યદ્વારા, વિશેષ કરીને, એના કાવ્યસાહિત્ય દ્વારા, સમજાય છે. પ્રજાજીવનનો આન્તર ઈતિહાસ એનો સાહિત્યકાર જ પ્રકટ કરી શકે છે. વળી, આપણા પ્રાકૃત જીવનને સંસ્કારી બનાવી એને ઉન્નતિને માર્ગે લઈ જનાર પણ સાહિત્ય જ છે. જો જગતમાં સાહિત્યનો વિકાસ ન થયો હોત તો મનુષ્ય-જીવન પશુ સમાન પ્રાકૃત રહ્યું હોત. સાહિત્યે જ આપણને રામકૃષ્ણાદિ પુરુષોત્તમો આપ્યા અને સીતા, સાવિત્રી, દમયંતી આદિ નારીજીવનની સુંદર અને પવિત્ર પ્રતિમાઓ દેખાડી. રાવણ, સેતાન, અશ્વત્થામા અને ધવાગો જેવાં અધમ પાત્રો પણ આપણને સાહિત્યમાંથી જડ્યા છે. આપણા પ્રાકૃત અને પામર સંસારને સુંદર, સંસ્કારી અને શાણપણવાળો બનાવનાર મહાન સાહિત્યકારો છે.

પરંતુ સાહિત્ય એટલે શું એ પ્રશ્ન સહજ ઉપસ્થિત થાય છે. આના ઉત્તરમાં આપણા સાહિત્યશિરોમણિ કાલિદાસના 'રઘુવંશ'ના સુપ્રસિદ્ધ મંગલાચરણનું સ્મરણ કરીએ :

वागर्थाविवसंपृक्तौ वागर्थप्रतिपत्तये ।
जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ ॥

અર્થાત્ શબ્દ અને અર્થના સમ્યગ્ જ્ઞાનને માટે શબ્દ અને અર્થની પેઠે એક બીજામાં ભળેલાં જગતનાં માતપિતા શિવ અને પાર્વતીને હું નમસ્કાર કરું છું. અર્ધનારીશ્વરની આ કલ્પનામાં શિવ અને પાર્વતી—પુરુષ અને પ્રકૃતિ—એક બીજામાં એવાં ઓતપ્રોત થએલાં છે—કે એ બંને વચ્ચે રહેલી સંયોગની રેખા સહેજ પણ નજરે પડતી નથી. રહસ્યાર્થ કે જેમ પુરુષ અને પ્રકૃતિ સાથે મળીને આ વિશ્વનો અપૂર્વ રાસ રમી રહ્યાં છે તેમ શબ્દ અને અર્થ એકબીજામાં સાથે ભળીને રસમય કાવ્ય–રસમય સાહિત્ય–સર્જે

રહ્યા છે. જેમ અર્ધનારીશ્વરમાં શિવની મંગલકારી મનોહરતા અને પાર્વતીની સુભગ સુંદરતાનો અદ્‌ભુત યોગ થાય છે, તેમ સાહિત્યસમરતના આત્મા સમાન કાવ્યસાહિત્યમાં શબ્દ અને અર્થ પ્રત્યેકની ભિન્ન ભિન્ન તેમજ એકબીજામાં ભળેલી મનોહરતા પ્રતીત થાય છે. આમ શબ્દ અને અર્થનું વિશિષ્ટ સૌન્દર્ય તેમજ સંશ્લિષ્ટ—એકબીજામાં ભળેલું—સૌન્દર્ય જેમાં હોય તે સાહિત્ય. આ લક્ષણ સાહિત્યમાત્રના અર્ક સમાન કવિતાસાહિત્યને સવિશેષ લાગુ પડે છે. આપણા સુપ્રસિદ્ધ આલંકારિક ભામહ પૂર્વોક્ત પ્રકારે સાહિત્યની વ્યાખ્યા આપે છે:—

"शब्दार्थौ सहितौ काव्यम्"

કાશ્મીરનો મહાન રસશાસ્ત્રી મમ્મટ પણ કાવ્યનું લક્ષણ નીચે પ્રમાણે આપે છે:

तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनः क्वापि "=સુંદર શબ્દો અને સુંદર અર્થોનો સંશ્લેષ એ કાવ્યસાહિત્ય. એમાં અલંકાર ન હોય તો પણ ચાલે.

ઉદાહરણ તરીકે, સીતાજી રામચંદ્રજીને કહે છે:—

हारोऽनारोपितः कण्ठे मया विश्लेषभीरुणा।

इदानीमावयोर्मध्ये सरित्सागरभूधराः ॥

અર્થાત્ રખે આપનો વિશ્લેષ થાય એ ભયથી મેં કંઠમાં હાર ધારણ કર્યો નથી. (નહિતર) સરિતા અને સાગર વચ્ચે પહાડ આવે છે તેમ આપણા બંનેની વચમાં એ અત્યારે આવત. આ શ્લોકમાં અલંકાર નથી તથાપિ એ શકુન્તલાના સ્વભાવસુંદર શરીરની પેઠે અલંકાર વિના પણ દીપે છે.

સીતાજીને અભિપ્રેત એવો અનન્ય સંયોગ શબ્દ અને અર્થ વચ્ચે પણ જોઈએ.

૨

સાહિત્યનું મહત્ત્વ અને એના લક્ષણ સંબંધી બે શબ્દો કહ્યા પછી સાહિત્યનાં મૂલ્યો વિષે આપણે વિચાર કરીએ.

સાહિત્ય એ વસ્તુનું સાચું મૂલ્ય આંકે છે અને જૂનાં મૂલ્યોમાં પરિવર્તન કરે છે. સાહિત્યની દૃષ્ટિ અને લૌકિક દૃષ્ટિ વચ્ચે તાત્ત્વિક ભેદ છે. ભગવદ્‌ગીતાની પેલી સુપ્રસિદ્ધ પંક્તિ—'या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी' જે જ્ઞાનીને માટે કહેલી છે તે કવિને માટે યોજીને આપણે કહી શકીએ કે "આપણી સર્વની રાત્રિ ત્યારે મહાકવિનો દિવસ અને આપણો દિવસ ત્યારે મહાકવિની રાત્રિ." અર્થાત્ આપણી આસપાસ જે પાર્થિવ જગત પથરાએલું છે તેનો અર્થ નહિ ઉકેલવાથી આપણે સામાન્ય વ્યવહારુ મનુષ્યો સૂતેલા છીએ જ્યારે કવિઓ એમની પ્રતિભા દ્વારા વિશ્વનાં નિગૂઢ રહસ્યો ઉકેલી શકે છે તેથી જાગૃત છે. પ્રતિભા રૂપી અતિનિર્મળ આધ્યાત્મિક નયન સમક્ષ સૃષ્ટિનાં ઊંડામાં ઊંડાં સત્યો દૃષ્ટિગોચર થાય છે.

કવિ, મુખ્યત્વે કરીને, સૌન્દર્યનો ભોક્તા છે. આ વિશ્વના જે જે પદાર્થોમાં મનુષ્યઆત્માને રસ પડે છે તે સઘળા પદાર્થો એની કવિતાનો વિષય બને છે. એનું દિવ્ય નયન બ્રહ્માંડના અનંત પદાર્થોમાં નિત્ય નવું સૌન્દર્ય નિહાળે છે અને એનું વિશાળ હૃદય એ સર્વનો ઉપભોગ કરે છે. એને કેવળ સૌન્દર્યનો ઉપભોગ કરવો છે; એનો લેશ પણ ઉપયોગ કરવો નથી. અખિલ જગતની હીરામાણેકની કે સોનારૂપાની ખાણોનો એને ખપ નથી. હજારો

કોહીનૂરો કરતાં એક હિમકણ કે ઝાકળનું બિન્દુ એને વધારે મૂલ્યવાન લાગે છે. અસાધારણ સૌન્દર્યવાળી ઉષા કે રંગબેરંગી સન્ધ્યા કે સમુદ્રની સપાટી ઉપર પથરાએલી ચમકતી ચન્દ્રિકા એ જ એની અમાપ લક્ષ્મી છે, એ જ એની અપાર દોલત છે. પ્રિયતમાના ગાલ ઉપરના તલના બદલામાં એ સમરકંદ અને બુખારાની રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરવા તત્પર બને છે.

કવિને જગતના પદાર્થમાત્રમાં રસ પડે છે. નજીવી લાગતી કે તુચ્છ જણાતી વસ્તુમાં એ સુંદરતા જોઈ શકે છે. ખેતરમાં કાપણીનું કામ કરતી એક એકલી કન્યા કે સમાજમાંથી હડધૂત બનેલી એક અનાથ નારી કે એક પક્ષી કે એક પુષ્પ અથવા એકાન્તમાં વહેતું એક ઝરણું કે એક વાદળી—એ સર્વ એને મન અપાર આનંદથી ભરેલા પદાર્થો છે. પ્રત્યેક પદાર્થ અને પ્રત્યેક જીવ એને મન મહામૂલ્યવાન છે. એનો પ્રેમ–એની કલ્પના–એની પ્રેમની અત્યુક્તિ–એ જ એના આકર્ષણનું કારણ છે—अत्युक्तिः काव्यजीवितम्. આ અત્યુક્તિ એ જ કવિનું ક્રાન્તદર્શન છે. કવિતાનાં મૂલ્યો કવિના ક્રાન્તદર્શનમાંથી ઉત્પન્ન થાય છે.

હવે કવિનું આ ક્રાન્તદર્શન કવિતામાં શી રીતે વ્યક્ત થાય છે તે જોઈએ.

મહાકવિ કાલિદાસના 'શાકુન્તલ'ના પાંચમા સર્ગમાં કણ્વ મુનિનો શિષ્ય દુષ્યન્તને શકુન્તલા સુપરત કરતાં નીચે પ્રમાણે કહે છે:

त्वमर्हतां प्रागसरः स्मृतोऽसि नः
शकुन्तला मूर्तिमती च सत्क्रिया।
समानयंस्तुल्यगुणं वधूवरं—
चिरस्य वाच्यं न गतः प्रजापतिः ॥

આમાં વધૂ અને વર બે છતાં વધૂવરમ્ કેમ અને વધૂવરૌ કેમ નહિ ! કેમ એકવચન અને દ્વિવચન કેમ નહિ ? છે કોઈ એવા ગણિતશાસ્ત્રીઓ કે જે એક વત્તા એક બરાબર એક (૧ + ૧ = ૧) એમ સમીકરણનું સમાધાન કરી શકે ? ગણિતશાસ્ત્રીઓની ગણતરી પ્રમાણે તો એક ને એક એમ બે થાય છે કારણ કે એ હિસાબ એમની બુદ્ધિ ગણે છે. પરંતુ જ્યારે હૃદય હિસાબ ગણે છે—જ્યારે સકલ આત્મા હિસાબ ગણે છે—ત્યારે એક ને એક એક થાય છે. આત્માના કોયડાઓ–Personal Equations, ગણિતના કોયડાઓ–simple, simultaneous કે Quadratic Equations કરતાં જુદા હોય છે. અને સાહિત્ય એ આત્માનાં સમીકરણો ઉકેલે છે.

'ઉત્તરરામચરિત'માં પણ વાલ્મીકિની ઉક્તિનું પુનરુચ્ચારણ કરીને ભવભૂતિ રામ અને સીતાના પ્રેમ પરત્વે કહે છેઃ—

'हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम्'।

રામ અને સીતા બંનેનાં બે હૃદય હોઈ 'हृदये' કહેવું જોઈએ તથાપિ કવિ 'हृदयं' કેમ કહે છે ! આમાં પણ દ્વિવચન કેમ નહિ અને એકવચન કેમ ? આનો ઉત્તર કવિહૃદય જ આપી શકે. અને આપણું હૃદય કવિનું હૃદય થાય તો તે પણ આપી શકે છે.

'રઘુવંશ'ના બીજા સર્ગમાં દિલીપ અને સિંહના સંવાદમાં દિલીપ જ્યારે આત્મ-બલિદાન આપવા તૈયાર થાય છે ત્યારે સિંહ હસીને બોલે છેઃ—

एकातपत्रं जगतः प्रभुत्वं
नवं वयः कान्तमिदं वपुश्च ।
अल्पस्य हेतोर्बहु हातुमिच्छन्
विचारमूढः प्रतिभासि मे त्वम् ॥

પરંતુ 'અલ્પ' જ્યારે મનુષ્યના હૃદયમાં સ્થાન લે છે ત્યારે તેનું મૂલ્ય અંકગણિતના આંકડાની પાર જાય છે. ગાયનું જીવન 'અલ્પ' અને રાજાનું જીવન 'બહુ'.એ 'માનવસ્વભાવ-સુલભ' દૃષ્ટિબિંદુ છે. આ હ્રસ્વદૃષ્ટિ, દીર્ઘદૃષ્ટિ નહિ. ઊંચી દૃષ્ટિથી જોતાં આ અનંત વિશ્વમાં મનુષ્યજીવન અને અન્ય જીવન વચ્ચે પણ ભેદ નથી. દિલીપને મન અભેદ જણાય છે. આ એની આત્મદૃષ્ટિ. સિંહ આગળ દલીલ કરે છે કે રાજા ગુરુને રીઝવવા માટે એકને બદલે કરોડો દૂઝણી ગાય આપી શકે છે. પરંતુ એક જ્યારે હૃદયમાં સ્થાન લે છે ત્યારે એનું મૂલ્ય અનંત થાય છે. કવિવર રવીન્દ્રનાથ ટાગોર એમના *The Broken Ties* નામના એક ગ્રન્થમાં કહે છે તેમ,

"The estimate in number is not the only measure of human affairs. The man who counts one may go beyond all arithmetic when the heart counts the sum."

તેથી જ ગાયની દીન આંખોમાંથી નીતરતું દુઃખ જોઈને રાજાનું અનુકમ્પાથી ઊભરાતું વિશાળ હૃદય એની સાથે થરથરવા લાગ્યું અને એના અન્તરના ઊંડાણમાંથી મહાન ધ્વનિ નીકળી ગયો:—

क्षतात्किल त्रायत इत्युदग्रः
क्षत्रस्य शब्दो भुवनेषु रूढः ।
राज्येन किं तद् विपरीतवृत्तेः
प्राणैरुपक्रोशमलीमसैर्वा ॥

=આર્તનું રક્ષણ એ ક્ષત્રિયનો પરમ ધર્મ છે. એ ધર્મની વિરુદ્ધ વર્તીને મારે રાજ્યનો કે પ્રાણનો શો ખપ છે?

આ દૃષ્ટાન્તમાં પણ આત્માનો કોયડો છેડવામાં આવ્યો છે. આત્માના કોયડાઓનું આત્મદૃષ્ટિથી જ સમાધાન થઈ શકે છે. આ Personal Equations એ સાહિત્યમાં સાચાં મૂલ્યો છે.

ઉત્તમ સાહિત્યકૃતિઓમાં જેમ શબ્દ અને અર્થનો સંશ્લેષ અથવા સુભગ સંયોગ હોય છે તેમ આનંદ અને ઉપદેશનો પણ મનોહર સંયોગ હોય છે. સાહિત્યનું લક્ષ્ય આનંદ સાથે ઉચ્ચતા પણ છે. તેથી જ સાહિત્યમાં-વિશેષે કરીને કવિતાસાહિત્યમાં-સૌન્દર્ય સાથે સત્યનું પણ પરમ મૂલ્ય છે, જો કે સત્ય પ્રકટ કરવાનું મુખ્ય દ્વાર સૌન્દર્ય છે.

પરંતુ સૌન્દર્ય શાનું? શરીરનું કે આત્માનું? જોકે કવિને આત્માનું સૌન્દર્ય અભિમત છે તથાપિ એ દેહની સુંદરતાને અને તેને અલંકૃત કરવાને પણ ઉત્સુક રહે છે. પાર્વતી અને શકુન્તલાનાં દેહનાં રૂપવર્ણન પણ કવિ અપૂર્વ રીતે કરે છે; તથાપિ સાચી સુંદરતા આત્મસંયમમાં રહેલી છે એમ એના બંને ગ્રન્થોમાં, કાલિદાસ દર્શાવે છે. 'કુમાર-સંભવ'ના ૧લા અંકમાં પાર્વતીનું રૂપવર્ણન કેવું રમણીય છે! સૌન્દર્યવતી પાર્વતી

ચિન્તનપરાયણ શિવજી (The Meditative Man) જેને સ્ત્રીનો સમાગમ પોતાના ચિન્તનમાં વિઘ્નકારક અને અનિષ્ટ લાગે છે તે અદ્‌ભુત લાવણ્યમયી ગૌરીના અપાર સ્નેહથી ઊભરાતી નિત્ય સેવાથી લેશ પણ ધ્યાનભંગ થતા નથી. કાલિદાસ કહે છે તેમ, "विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः"

આગળ જ્યારે પોતાના દેહના રૂપના પ્રભાવથી મહાદેવનું આકર્ષણ કરવા એ તત્પર થાય છે, અને મદન એનો સહાયક બને છે ત્યારે એ ધ્યાનમગ્ન તપસ્વી મદનને બાળીને ખાખ કરે છે. પરંતુ જ્યારે પરાભવ પામેલી પાર્વતી આત્માની સુંદરતાથી મહાદેવને પ્રસન્ન કરવાનો નિશ્ચય કરે છે અને ઉગ્ર તપશ્ચર્યા કરવા માંડે છે ત્યારે વર્ણીનું–બટુકનું–બ્રહ્મચારીનું–રૂપ લઈ મહાદેવ પાર્વતીની કસોટી કરે છે. પાર્વતીની સખીને એ બ્રહ્મચારી કહે છેઃ

अपि क्रियार्थं सुलभं समित्कुशं–
जलान्यपि स्नानविधिक्षमाणि ते ।
अपि स्वशक्त्या तपसि प्रवर्तसे–
शरीरमाद्यं खलु धर्मसाधनम् ॥

આમ શરીરને પંપાળી રાખવાનો ઉપદેશ આપ્યા પછી એ બટુ સખ્ત શબ્દોમાં મહાદેવની નિંદા કરે છે. બ્રહ્મચારી વધુ બોલવા જાય છે ત્યાં પાર્વતી તત્કાલ એને અટકાવવાનું એની રીતે કહે છેઃ—

निवार्यतामालि किमप्ययं बटुः–
पुनर्विवक्षुः स्फुरितोत्तराधरः ।
न केवलं यो महतोऽपभाषते–
शृणोति तस्मादपि यः स पापभाक् ॥

એટલામાં તો મહાદેવે પોતાનું સત્ય સ્વરૂપ પ્રકટ કર્યું અને વિસ્મયથી ચકિત બનેલી 'शैलाधिराजतनया न ययौ न तस्थौ' એવી નાજુક સ્થિતિમાં આવી ગઈ. આમ આત્માની સુંદરતાથી પાર્વતીએ શિવનું અર્ધું શરીર કરી લીધું અને 'હું તારો દાસ છું; તેં મને તપથી ખરીદી લીધો છે' એમ

"अद्यप्रभृत्यवनताङ्गि तवास्मि दासः
क्रीतस्तपोभिरितिवादिनि चन्द्रमौलौ ।"

કહી શિવે પાર્વતીનો પરમ પ્રેમથી અંગીકાર કર્યો. વળી 'શાકુન્તલ'ના આદિ અને અન્તનાં બે ચિત્રો એકબીજાથી કેટલાં જુદાં છે? પ્રકૃતિની મનોહરતામાં અનિયન્ત્રિત રીતે છૂટાં મૂકેલાં સ્ત્રીપુરુષની—શકુન્તલા અને દુષ્યન્તની—લીલા કેવી અતીવ સુંદર અને મોહક છે? પરંતુ મારીચના આશ્રમમાં 'એક વેણીધરા' અને 'સંયમની મૂર્તિ' સમી શકુન્તલાનું ચિત્ર મહાકવિએ એથી પણ અધિક સુંદર અને આકર્ષક કલ્પ્યું છે. કવિ સંયમને મનોહર બનાવે છે અને સંયમમાં પરમ સુંદરતા રહેલી છે એ ભાવનાની વાસ્તવિકતા દ્વારા મનુષ્યઆત્માને ઉન્નત બનાવે છે. મનુષ્યના દેહની સુંદરતા કરતાં એના આત્માની સુંદરતા ઓછી મોહક નથી. કણ્વના આશ્રમમાંથી મારીચના આશ્રમને અને મારીચના આશ્રમમાંથી કણ્વના આશ્રમને નિરખવામાં કાલિદાસની કલાનું પરમ કૂટ દેખાય છે.

આમ, સૌન્દર્યદર્શન દ્વારા કવિ સત્યનો મહિમા સુંદર રીતે વ્યક્ત કરે છે.

હવે સત્યનિષ્ઠાથી જીવન કલ્યાણકારી બને છે અને સત્યના અભાવથી જીવનની કરુણતા (tragedy) ઉત્પન્ન થાય છે તે જોઈએ.

શકુન્તલાની અવમાનનાનો કરુણ પ્રસંગ અસત્યમાંથી ઉત્પન્ન થાય છે એ 'શાકુન્તલ' શીખવતાં આચાર્યશ્રી આનન્દશંકરભાઈ ભારપૂર્વક કહેતા. દુષ્યન્ત જાણીજોઈને વિદૂષકને નીચે પ્રમાણે ઉત્તર આપે છે:—

क्व वयं क्व परोक्षमन्मथो मृगशावैः सममेधितो जनः ।
परिहासविजल्पितं सखे परमार्थेन न गृह्यतां वचः ॥

દુષ્યન્તના પૂર્વોક્ત અસત્ય કથનને પરિણામે શકુન્તલાના અસ્વીકાર સમયે વિદૂષક સહાયક થઈ શકતો નથી અને નાટકનું કારુણ્ય ઉત્પન્ન થાય છે.

'રામાયણ'માં રામચન્દ્રજીની પરમ સત્યનિષ્ઠા પ્રજા સમક્ષ જીવનનો ઉચ્ચ આદર્શ સ્થાપે છે. ચિત્રકૂટ ઉપર રામના નિવાસ દરમિયાન પ્રથમ મુનિ જાબાલિ અને પછીથી મહર્ષિ વસિષ્ઠની વનવાસ ન જવાની અને અયોધ્યા પાછા ફરી રાજ કરવાની દલીલોનો રામ અસ્વીકાર કરે છે અને ઉદ્ઘોષ કરે છે:—

'यद्वृत्ताः सन्ति राजानस्तद्वृत्ताः सन्ति हि प्रजाः' ॥

રામની આ સત્યપરાયણતા એને આદર્શ રાજા બનાવે છે અને આજસુધી અનંત હૈયામાં એને અચલ સ્થાન અપાવે છે.

શેક્સપીઅરના નાટકોમાં પણ સત્યકથનની હિંમતના અભાવમાંથી કરુણતા ઊપજે છે તે એ મહાકવિએ દર્શાવ્યું છે. જૂલિયસ સીઝર, રોમિયો ઍન્ડ જૂલિયેટ, કિંગ લીઅર, હૅમ્લેટ વગેરે નાટકો અસત્યમાંથી જન્મેલી કારુણ્યકૃતિઓ છે.

'જૂલિયસ સીઝર'માં બ્રુટસની પત્ની પોર્શિયા પતિને એની ચિંતાનું કારણ પૂછે છે ત્યારે એ કેવો જૂઠો ઉત્તર આપે છે તે જુઓ:—

**Portia** : Dear my Lord,
Make me acquainted with your cause of grief.
**Brutus** : I am not well in health and that is all.

"કેટોની પુત્રી અને બ્રુટસની પત્ની" એવી પોર્શિયા પાસે કાવત્રાબાજોના પ્રપંચનો ભોગ થઈ પડેલો મહાન સ્ટોઈક તત્ત્વચિન્તક અસત્ય ઉચ્ચારે છે અને પરિણામે 'પિતાતુલ્ય' સીઝરને ક્રૂર છૂરાવેણુ ઘા મારે છે અને અંતે પોતાના ઉન્નત જીવનની પ્રણયકરુણતા માણે છે.

'રોમિયો ઍન્ડ જૂલિયેટ'માં પણ જૂલિયેટ રોમિયો પ્રત્યે પોતાનો અનન્ય પ્રેમ છુપાવે છે અને એની માતા સમક્ષ એ પ્રેમ જાહેર કરવાની એનામાં તાકાત નથી. ઊલટું એ તો માતાને આ પ્રમાણે કહે છે:—

Indeed, I never shall be satisfied
With Romeo, till I behold him dead.

જૂલિયેટમાં સત્ય કહેવાની હિંમત નથી તેથી જ એના અને રોમિયોના જીવનનો કરુણ અંત આવે છે.

'કિંગ લીઅર'માં લીઅરને પોતાની પુત્રી કોર્ડેલિયાનો સત્યનો પ્રેમ ગમતો નથી અને એ પુત્રીને નીચે પ્રમાણે કહે છે:—

Let it be so,—
Thy truth, then be thy dower.

કોર્ડેલિયા અને કેન્ટનાં સત્યવચનોની લીઅર અવગણના કરે છે.

આ પ્રમાણે સત્યનો મહિમા મહાકવિઓ એમની મહાન કૃતિઓ દ્વારા મનોહર રીતે ગાય છે.

૩

સત્ય અને સૌન્દર્ય ઉપરાંત સાધુતાનું મહત્ત્વ પણ સાચા સાહિત્યકારને છે. કવિના નેત્ર સમક્ષ સાધુતાની ઉજ્જવળ ભાવના ઝગઝગે છે જેના ઉપર એ વાચકની અભિરુચિ જગાડે છે. 'રઘુવંશ'માં ઈન્દુમતીના મૃત્યુમાંથી અજને વૈરાગ્યવૃત્તિ ઉત્પન્ન થાય છે એનું ચિત્ર નીચેના શબ્દોમાં કવિ રજૂ કરે છે:—मरणं प्रकृतिः शरीरिणां...अवगच्छति मूढचेतनः प्रियनाशं हृदि शल्यमर्पितम् । ઈત્યાદિ.

વળી શેક્સપીઅરના *Tempest* નાટકમાં પ્રૉસ્પેરોનું મૂલ્ય સામાન્ય મનુષ્ય કરતાં કેવું જુદું છે ! એને પુસ્તકોનું મૂલ્ય રાજ્ય કરતાં પણ અધિક છે અર્થાત્ જ્ઞાનની કિંમત સહુથી ઊંચી છે. ગુન્હેગારોને સુધારવાની એની યોજના એના આત્માની વિશાળતામાંથી જન્મી છે અને તેથી જ એ અપાર ઉદારતા અને ક્ષમા આપી શકે છે.

આમ, સાહિત્ય એ જીવનનું ચૈતન્ય છે અને જીવનનાં મૂલ્યો સાહિત્યમાંથી આપણને મળ્યાં છે. કાવ્ય, તત્ત્વજ્ઞાન, કલા આદિ જગતની સૂક્ષ્મ શક્તિઓ અનેક સ્થૂળ બળો કરતાં વધારે બળવાન છે. પરંતુ સાહિત્યની સમૃદ્ધિનો આધાર આખરે આપણા જીવન ઉપર અવલંબે છે. આપણું પોતાનું અને આસપાસનું સર્વ જીવન પ્રાણવાન હોય તો આપણું સાહિત્ય પણ ચૈતન્યથી ભરેલું અવશ્ય થાય; આપણા જીવનમાં સુંદરતા અને ભવ્યતા ભરેલી હોય તો આપણું સાહિત્ય પણ એવું જ સુંદર અને ભવ્ય બને. જેવી જીવનની સંપત્તિ અને સમૃદ્ધિ, તેવું સાહિત્ય. આજ આપણી પ્રજામાં જે નવજીવન પ્રકટવા માંડ્યું છે તેમાંથી ક્રમેક્રમે સુંદર આકૃતિ ધારણ કરી આપણા પ્રજાજીવનનું વૃક્ષ નવપલ્લવિત બની અનેક નવીન કલિકાઓથી મ્હોરાશે અને નવકુસુમિત પુષ્પોથી ઊભરાશે. સાહિત્યની વસન્તઋતુ બેસશે અને મહાન સાહિત્યનું વાતાવરણ રચાશે. સાહિત્યના ઉદયના આ સુંદર ભવિષ્ય માટે આપણી આ આશા અયુક્ત અથવા નધુપડતી નથી. જગતના સાહિત્યના ઉત્થાનના મહાન યુગો આ નિયમને અનુસરીને જ ઉત્પન્ન થયા છે.×

☆

× અમદાવાદ, એસ. એલ. ડી. આર્ટ્સ કોલેજ અને મુંબાઇ, સેંટ ઝેવિયર્સ કોલેજમાં આપેલ ભાષણ (થોડાક ફેરફાર સાથે).

# શૂરવીર વૈજ્ઞાનિકો

ડૉ. સુરેશ શેઠના, એમ. એસસી., પીએચ. ડી.

વિજ્ઞાનની સાથે શૂરવીરતા કેવી રીતે સંકળાએલી હશે તે વિશે ઘણાને કુતૂહલતા થઈ હશે. શૂરવીરતા તો લડાઈનાં મેદાનમાં હોઈ શકે અથવા તો કોઈ સાહસ ખેડવાનું હોય, વાઘ સિંહ મારવાના હોય, કોઈને ડૂબતા બચાવવાના હોય, આગમાંથી બચાવવાના હોય તો તેમાં શૂરવીરતા જોઈએ એવો સાધારણ રીતે લોકોનો ખ્યાલ હોય છે. વિજ્ઞાનનાં ક્ષેત્રમાં પણ અનેક વખત શૂરવીરતાની જરૂર પડે છે. જ્ઞાનની સીમાઓ વિસ્તૃત બનાવવા માટે અને જીવન સુરમ્ય બનાવવા માટે અનેક વૈજ્ઞાનિકોએ જીવના જોખમે પ્રયોગો કર્યા છે અને આમ વિશ્વને નવું જ્ઞાન અર્પ્યું છે.

## ટોલેમી

ટોલેમી જૂના જમાનામાં શીખવી ગયો હતો કે પૃથ્વી સ્થિર છે, નભોમંડળના બીજા ગ્રહો તેની આસપાસ ફરે છે. લોકોએ આ પૂછડું પકડી રાખ્યું હતું. પૃથ્વીની મહત્તા બતાવવા આ આવશ્યક હતું. ધર્મગુરુઓએ આમાં મોટો ભાગ ભજવ્યો હતો. ધર્મગુરુઓની સત્તા જબરી હતી. ધર્મને નામે ગુંડાગીરી ચાલતી હતી, અનેક માણસોને મારી નાખવામાં આવતા હતા. તોર્કમાદા નામના ધર્માધિકારીએ રોમના ન્યાયાસન પરના તેના અઢાર વર્ષના અમલ દરમ્યાન ૧૦,૨૨૦ માણસોને જીવતા બાળી મૂક્યા હતા અને ૧૭,૦૦૦ માણસોને જેલમાં સબડાવ્યા હતા! ઈ. સ. ૧૫૪૩માં કોપરનિકસનું વિખ્યાત પુસ્તક પ્રસિદ્ધ થયું. તેમાં તેણે પૃથ્વી સૂર્યની આસપાસ ફરતી હોવાનું વિધાન રજૂ કર્યું. તે જ વર્ષે તેનું મરણ થયું. તેનું આ કાર્ય ઉપાડી લેનાર મહાન ખગોળશાસ્ત્રીઓ હતા. ગેલીલિયો, કેપ્લર, હાઇગન્સ ઇત્યાદિ. તેનાં વિધાનોનો પ્રચાર કરનાર હતો જ્યોર્ડાનો બ્રુનો.

## બ્રુનો

ઈ. સ. ૧૫૪૮ માં ઇટાલીના નોલા ગામમાં બ્રુનોનો જન્મ થયો હતો. ૧૪ વર્ષની ઉંમરે તે પોપના ડોમિનિકન ઑર્ડરમાં જોડાયો. ધર્મપુસ્તકોનો તેણે ઊંડો અભ્યાસ કર્યો અને અનેક ઉપસ્થિત થતી શંકાઓનું નિવારણ કરવા મથ્યો. તેને કોપરનિકસનાં વિધાનમાં સત્ય જણાયું અને પોપની સત્તા સામે તેણે બળવો ઉઠાવ્યો કારણ કે ધર્માધિકારીઓ ટોલેમીનાં વિધાનોનો પ્રચાર કરતા હતા. પોપે બ્રુનોને દેહાંતદંડની સજા ફરમાવી. બ્રુનો પેરિસ નાસી છૂટયો, ત્યાં પણ તેનો પીછો ધર્માધિકારીઓએ ન છોડયો. ઇંગ્લંડ, માર્ગબર્ગ, જર્મની, એક પછી એક દેશમાં તેણે વસવાટ કર્યો અને પુસ્તકો લખ્યાં તથા છાપ્યાં ને પોતાને યોગ્ય લાગતાં વિધાનો રજૂ કર્યાં. પણ ધર્માધિકારીઓએ કયાં યે તેને જંપીને બેસવા ન દીધો. તેને પાછો ઇટાલીમાં લાવવા એક કાવતરું રચાયું. પોપ તેને નહિ કનડે એવી એક મિત્ર દ્વારા તેને આશા આપી ઇટાલી બોલાવવામાં આવ્યો. ઇટાલીમાં આવતાં જ તેને કેદ કરવામાં આવ્યો. આઠ વર્ષની જેલની સજા પછી તેને છોડવામાં આવ્યો પણ તે સજાએ તેને બીકણ બનાવ્યો નહતો. ફરી તેણે પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવા માંડયો. પોપની પવિત્ર ગાદી પરથી તેને દેહાંતદંડની સજા ફરમાવવામાં આવી અને ઈ. સ. ૧૬૦૦ની ૧૭મી

ફેબ્રુઆરીએ રોમના એક ચોગાનમાં જાહેર રીતે તેને જીવતો બાળવામાં આવ્યો. ચિતા પર ચઢતા બ્રુનોને પ્રાર્થના માટે એક ક્રોસ આપવામાં આવ્યો. " સત્યને સમજવા માટે આવાં લાકડાની જરૂર નથી" એમ કહી તેણે તે ફેંકી દીધો !

## ગેલીલિયો

જુઓ કેટલો હિંમતવાન હશે તેનો ખ્યાલ મહાન વિજ્ઞાની ગેલીલિયોના દાખલા પરથી આવશે. ગેલીલિયોએ પણ સત્યના પ્રચાર અર્થે સતત ઝુંબેશ ઉઠાવી હતી અને તેને લીધે તેને ઘણું વેઠવું પડ્યું હતું. પણ ઉંમરે જ્યારે તેને દેહાંતની ધમકી આપવામાં આવી ત્યારે તેણે નમતું આપ્યું હતું. ઈટાલીના પીઝા ગામમાં ૧૫૬૪માં તેનો જન્મ થયો હતો. ૨૬ વર્ષની ઉંમરે તે અધ્યાપક બન્યો હતો. તેણે પેન્ડ્યુલમના કાયદા જેના પર આજની પેન્ડ્યુલમવાળી ઘડિયાળો રચાએલી છે તે શોધ્યા. નીચે પડતી વસ્તુઓના કાયદા તેણે શોધ્યા અને તે કાયદાઓ પીઝાના ટાવર પરથી નાના તથા મોટા તોપના ગોળાઓ એકી સાથે નીચે નાખી સપ્રયોગ સિદ્ધ કરી બતાવ્યા. ટેલિસ્કોપની શોધ કરી તેણે ચંદ્રનાં પર્વતો ને ખીણો, ગુરુના ચંદ્રો, તારાઓ અને ગ્રહોની ગતિ એ સર્વે પર સંશોધન કર્યું. પૃથ્વીને વિશ્વનાં મધ્યબિંદુ તરીકેનાં સિંહાસન પરથી પદભ્રષ્ટ કરી સૂર્યની આસપાસ ફરતા એક નાનકડા ગ્રહનું નીચું પદ આપનાર કોપરનિકસની શોધનો છૂટથી પ્રચાર કરનાર ગેલીલિયો સામે પણ ધર્મગુરુઓનો રોષ ઊતર્યો. રોમ જઈ તેના વિચારો પોપ સમક્ષ રજૂ કરવાની તેને આજ્ઞા થઈ. ૭૦ વર્ષના ગેલીલિયોને રોમ જવું પડ્યું. 'ઈન્ક્વીઝીશન'ના નામે પંકાએલી ધર્મ-ગુરુઓની અદાલત સમક્ષ તેને ઊભો રાખવામાં આવ્યો. પહેલાં તો તેણે પોતાના વિચારોને વળગી રહેવાનું સામર્થ્ય બતાવ્યું, પણ સિતમ ગુજારવાની સતત ધમકીઓને લીધે છેવટે, પોતે શોધ્યું છે તે ખોટું છે, એમ તેણે જાહેર કર્યું. તેને છૂટો કરવામાં આવ્યો પણ તેના પર જાપ્તો રાખવામાં આવ્યો અને તેનાં પુસ્તકો ન છાપવાં એવો હુકમ થયો. દુઃખી થએલા વૃદ્ધ ગેલીલિયોએ પોતાના પ્રયોગો ચાલુ રાખ્યા. છેવટે તે આંધળો થઈ ગયો ને ૭૮મે વર્ષે મરણ પામ્યો. તેની કબર પર કોઈપણ જાતનું સ્મારક ન ઊભું કરવું એવો હુકમ થયો. પણ આજે ૩૦૦ વર્ષ પછી પણ એક મહાન વિજ્ઞાની તરીકે તેની સ્મૃતિ હયાત છે.

## વેસાલીઅસ

બીજા પણ કેટલાક ખગોળનાં નવાં વિધાનો દાખલ કરવા માટે સજાઓ ભોગવી હતી. પણ ખગોળના ક્ષેત્રમાં જ નવા સિદ્ધાંતો રજૂ કરવા માટે શૂરવીરતાની જરૂર હતી એમ ન હતું. વૈદકના ક્ષેત્રમાં પણ ઍરિસ્ટોટલ અને ગેલનના વિચારો સામે અભિપ્રાય ઉચ્ચારવો એ જોખમભરેલું હતું. પણ વૈદકના વિષયમાં પણ શૂરવીર વૈજ્ઞાનિકોની ખોટ ન હતી. ૧૫૪૩ની સાલમાં, જે વર્ષમાં કોપરનિકસે પોતાનું વિખ્યાત પુસ્તક બહાર પાડ્યું, તે જ વર્ષે વેસાલીઅસે વૈદકના ક્ષેત્રમાં શરીરરચના પરનું તેનું તેટલું જ અગત્યનું પુસ્તક બહાર પાડ્યું. તે વખતે મૃત શરીરને ચીરી તેના અંદરના ભાગોનો અભ્યાસ કરવો એ જીવનું જોખમ ખેડવા જેવું હતું કારણ કે મનુષ્યદેહ પવિત્ર મનાતો અને તે ચીરવા સામે ધર્મની સંમતિ ન હતી. તે ચીરનારને દેહાંતની સજા ફરમાવવામાં આવતી. તેમ છતાં વેસાલીઅસ એક વખત જીવના જોખમે ફાંસીએ ચઢાવેલા ગુનેગારનું શબ ઉપાડી ગયો અને શરીર-

શબેનાનો અભ્યાસ કર્યો. આ રીતે મેળવેલા જ્ઞાનનો પોતાનાં પુસ્તકોમાં તેણે સમાવેશ કર્યો હતો. ગેલનનાં કેટલાંક વિધાનો તેણે ખોટાં ઠરાવ્યાં હતાં. તેની સામે ધર્માધિકારીઓએ ઉહાપોહ કર્યો. કંટાળીને વેસાલીઅસે પાડુઆ છોડી ઈંગ્લંડ જઈ વસવાટ કર્યો. ત્યાં તે ચાર્લ્સ રાજાનો તબીબ નીમાયો. આ સમયે તેની ઉંમર ત્રીસ વર્ષથી પણ ઓછી હતી. ૨૩ વર્ષ પછી તેને ફરી પાડુઆમાં બોલાવવામાં આવ્યો પણ તે જ વર્ષે તે પાડુઆ પહોંચે તે પહેલાં મરણ પામ્યો.

## સર્વેટસ

વેસાલીઅસ કમોતે મરતાં બચ્યો પણ તેનો જ સાથી સર્વેટસ જેણે રૂધિરાભિસરણ વિષે કેટલીક શોધો કરી હતી તે ન બચ્યો. નવા સિદ્ધાંતોનો પ્રચાર કરવા માટે તેને ધર્માધિકારીઓની અદાલતે દેહાંતની સજા ફરમાવી. તે નાસી છૂટ્યો પણ ફેરવી પકડાયો ને જીનિવામાં તેને જીવતો બાળી મૂકવામાં આવ્યો. આજે સાડાચારસો વર્ષ પછી આપણે તે સમયની ધર્માંધતા સમજી શકતા નથી. વિજ્ઞાનની આગેકૂચના પુરોગામીઓને આવી ઘાતકી સજાઓ ફરમાવવામાં આવતી એ વાંચી આજે આશ્ચર્ય થાય છે. પણ ખરું જોતાં આજે પણ શી સ્થિતિ છે? નાઝી જર્મની અને ફાસિસ્ટ ઈટાલીમાં પોતાના વિચારો નિડરપણે દર્શાવવા માટે કેટલા યે વિજ્ઞાનીઓને જેલમાં સબડવું જ પડયું છે અથવા દેશવટો ભોગવવો પડ્યો જ છે. અલબત ધર્માંધતાની જગ્યા અંધ સ્વદેશાભિમાને લીધી છે અને સરમુખત્યારોના મૂર્ખતાભરેલા સિદ્ધાંતોની સામે આંગળી ઊંચકનારને જીવનું જોખમ ખેડવું પડ્યું છે. આમાં આઈન્સ્ટાઈનનો દાખલો જગવિખ્યાત છે.

૧૬મી સદીમાં વિજ્ઞાનનો માર્ગ ધર્માધિકારીઓ રૂંધી રહ્યા હતા. ધીરેધીરે વસ્તુસ્થિતિ બદલાતી ગઈ. ધર્મની ધૂંસરી નીચે વિજ્ઞાનીઓને દબાવવાનો પ્રયત્ન કાંઈક મોળો પડવા લાગ્યો ને વિજ્ઞાનની આગેકૂચ થવા લાગી. ૧૭મી–૧૮મી સદીમાં અનેક શોધો થઈ. ૧૯મી સદીમાં તો વૈજ્ઞાનિક સત્યોનો પ્રચાર કરવા માટે જીવનનો ભોગ આપવો પડે એવી સ્થિતિ રહી ન હતી. જેમ જેમ વિજ્ઞાનનો બહોળો પ્રચાર થવા લાગ્યો તેમ તેમ વિજ્ઞાનીઓ બહાદુરીભર્યા પ્રયોગો કરવા તરફ દોરાયા. વૈદકે બહુ પ્રગતિ સાધી ન હતી. અનેક રોગો જીતવાના હતા. વૈદકનાં ક્ષેત્રમાં શૂરવીરતા માટે વિશાળ ક્ષેત્ર પડ્યું હતું.

## હાનેમાન

હોમીઓપેથીના શોધક હાનેમાને પોતાના, તેમજ મિત્રો અને સ્નેહીસંબંધીઓના શરીર ઉપર એક પછી એક ૯૦ ઔષધોના પ્રયોગો કર્યા અને દરેક ઔષધથી ઉત્પન્ન થતાં લક્ષણોની ઝીણવટભરી તપાસ કરી નોંધો કરી. અનેક વિષપ્રયોગોને પરિણામે ઉત્પન્ન થયેલાં લક્ષણોની નોંધો તેણે ભેગી કરી અને પોતાના અનુભવો સાથે સરખાવી. ક્વિનીન પણ મોટા પ્રમાણમાં ખાઈ તેણે પ્રયોગો કર્યા. સોમલના ગુણદોષ સિદ્ધ કરવા માટે તેણે તે જાતે ખાવા માંડ્યું. આનાથી તેની જીવનશક્તિ લથડી પણ દર્દો પર કાબૂ મેળવવા માટે વૈદકનાં એક નવા જ ક્ષેત્રનો તેણે પાયો નાંખ્યો.

## રોબર્ટ કોશ

રોબર્ટ કોશે કોલેરા અને બીજા રોગોનાં જંતુઓ પર કાર્ય કર્યું અને તે જંતુઓની શોધ કરી હતી. આ કાર્ય કાંઈ સહેલું ન હતું. ડૉ. થુઈલિયર કોલેરા પર કાર્ય કરતાં કોલેરાથી મરણ પામ્યો હતો. ડૉ. ગારે નામના એક દાક્તરે અમુક જાતનાં જંતુઓથી ફોલ્લા થતા હતા કે નહીં તે તપાસવા માટે તે જંતુઓ પોતાના શરીરમાં દાખલ કર્યાં.

તેને એક મોટો ફોલ્લો અને વીસ ગૂમડાં થયાં હતાં. લુઈ પાસ્તર જેણે હડકાયેલા કૂતરાં કરડવાથી થતા વ્યાધિ પર કાર્ય કર્યું હતું અને તે રોગમાંથી બચવા માટે રસી શોધી હતી, તેને અનેક હડકાયેલા કૂતરાઓના મોઢામાં નળીઓ મૂકીને સંશોધન માટે લાળ ચૂસવી પડતી.

## રેમંડ ડીટમાર્સ

સર્પોના ઝેર પર અનેક જણ કાર્ય કરે છે. સર્પોના ઝેરમાંથી સર્પદંશ થયો હોય તેમનો જીવ બચાવવા માટે રસી બનાવવામાં આવે છે. સાપનું ઝેર કાઢવું એ કાંઈ સહેલી વાત નથી. હવે તો તે કરડે તો તેની સામે ઉપચાર લઈ શકાય છે પણ પહેલાં તેવું ન હતું. ન્યૂયોર્કમાં સજીવ પ્રાણીસંગ્રહસ્થાનના ક્યુરેટર રેમંડ ડીટમાર્સે હજારો સર્પોમાંથી ઝેર કાઢ્યું છે. દર પખવાડિયે તે ૧૨૫ સર્પોનું ઝેર કાઢતો. કેટલીક વખત તો તે બે કલાકમાં ૧૦૦ જેટલા સર્પોમાંથી ઝેર કાઢતો. એક વખત તો તેણે એક ગૅલન જેટલું સર્પનું ઝેર પૂરું પાડ્યું હતું અને તે ઝેર પણ અમેરિકાના ઝેરીમાં ઝેરી સર્પોનું. અને આ ઝેરો કેવાં હોય છે ? તેનાથી પહેલાં તો માણસના હાથપગો અકડાય, પછી તે આંધળો બને, અને અંતે તેની ગરદન લચી પડે. એક સર્પનાં ઝેરથી તો માણસની આંખમાંથી લોહી પડ્યું. આ સર્વે ઝેરોમાંથી આજે કેન્સર, રક્તસ્રાવ વગેરે પર ઇલાજો શોધવાના પ્રયત્નો ચાલે છે. આજે સર્પનાં ઝેર ઘણે ઠેકાણે કાઢવામાં આવે છે. કેટલેક ઠેકાણે તે રોજંદુ કાર્ય થઈ પડ્યું છે. પણ આજે સર્પદંશમાંથી બચવાના ઉપાયો જાણીતા છે. ડીટમાર્સે ઝેર કાઢવાની શરૂઆત કરી ત્યારે તે જાણીતા ન હતા અને જીવના જોખમે તે કામ કરવાનું હતું.

## માઈસોનીવ

ફ્રાંસના વિખ્યાત ડાક્તરોની એક સમિતિ સમક્ષ માઈસોનીવ નામનો એક તબીબી વિદ્યાર્થી કપડાં કાઢી ઊભો હતો. તે પોતાના પર પ્રયોગો કરાવવા સ્વયંસેવક તરીકે હાજર હતો. તેના પર છ લાંબા કાપા કરાયા અને તેમાં ચાંદીના રોગની જલદ રસી પૂરવામાં આવી. કલાક પછી તેના પર રસકપૂરની (કેલોમીલ) બનાવેલી દવા લગાડવામાં આવી કારણ કે ચાંદીના રોગમાં આ દવાની ઉપયોગિતા બતાવવાનો આ પ્રયોગનો હેતુ હતો. તે જ સમયે એક વાંદરા પર અને એક ચીમ્પાન્ઝી પર તેવા જ કાપા પાડી તેમાં રસી દાખલ કરવામાં આવી, પણ તેમાં તે દવા લગાડવામાં ન આવી. માઈસોનીવને કાંઈ ન થયું. વાંદરાઓને ચાંદીનો રોગ લાગુ પડ્યો. જો આ પ્રયોગમાં કાંઈ ખામી હોત તો ? તો માઈસો-નીવનું શરીર સડી જાત, તે કદાચ ગાંડો બની જાત અને મરણ પામત.

## વૉલ્ટર રીડ

૧૯૦૦ની સાલમાં અને તે પૂર્વે પીળાજ્વરે કેર વર્તાવ્યો હતો. અમેરિકામાં તેનાથી હજારો માણસો મરણ પામતાં હતાં. ક્યુબામાં હજારો અમેરિકન સૈનિકો આ તાવથી મરણ પામ્યા હતા. ૨૫મી જૂન ૧૯૦૦ એ મેજર વૉલ્ટર રીડને અમેરિકન સરકારે ક્યુબા મોકલ્યો અને આ તાવનું કારણ શોધવા જણાવ્યું. તેણે આ રોગથી મૃત્યુ પામેલાં માણસોનાં શરીરો તપાસ્યાં. એક નહીં અનેક, પણ અંદરથી કોઈ જાતનાં નવાં જંતુઓ તેને ન મળ્યાં. પછી તેણે આ રોગ, જેમ મેલેરીઆ મચ્છરોથી પ્રસરે છે, તેમ તો પ્રસરતો નથી—એ અનુમાન સાચું છે કે ખોટું તે પુરવાર કરવા પ્રયોગો શરૂ કર્યા. પીળોતાવ વાંદરાઓ કે બીજાં પ્રાણીઓને લાગુ પડતો નથી એટલે માણસના પર પ્રયોગો કરવાની જરૂર રહે છે. સ્વયં-સેવકોની માગણી થઈ. જેમ્સ કેરોલ અને જેસી લાઝીર નામના બે ડાક્તરોએ મચ્છરોને પીળાતાવથી પીડાતા રોગીઓનું લોહી ચૂસેલા મચ્છરોને પોતાનાં શરીર પર ચટકા મારવા

ધા. બીજા પણ કેટલાકે પોતાના પર પ્રયોગો કરવાની તૈયારી બતાવી. સર્વેને પીળોતાવ આવ્યો. બીજાઓને સારું થયું પણ જેસી લાઝીર મરણ પામ્યો. પીળોતાવ મચ્છરોને લીધે જ થાય છે કે પીળોતાવ આવ્યો હોય તે રોગીનાં કપડાં, ચાદર, ઓઢવાનાં વગેરેથી પણ થાય છે તે પણ નક્કી કરવાની જરૂર હતી. લાખ્ખો રૂપિયાનાં પીળાતાવના રોગીઓનાં કપડાં વગેરે બાળી નાખવામાં આવતાં કારણકે પ્રચલિત માન્યતા એવી હતી કે તે વાપરવાથી ચેપ લાગે છે. એક નાનકડો ઓરડો બનાવવામાં આવ્યો. તેમાં આવ્યા મોટા મોટા પટારા, તેમાં હતાં પીળાતાવનાં રોગીઓની ઊલટીઓ વગેરેથી ખરડાએલાં ઓશિકાંઓ, ચાદરો વગેરે. ત્રણ સ્વયંસેવકો તે ઓરડામાં ગયા ને વીસ દિવસ સુધી આ કપડાં ઇત્યાદિ વાપરી રહ્યા પણ તેમને પીળોતાવ ન આવ્યો. પીળાતાવવાળા રોગીઓનાં પાયજામા વગેરે જ તેમણે વાપર્યા હતા એટલું જ નહિ પણ જે ઓશિકાંઓ પર તેઓ સૂતા હતા તેના પર પીળાતાવથી મરણ પામેલાઓનાં લોહીમાં બોળેલા ટુવાલો પાથરવામાં આવ્યા હતા! આ સ્વયંસેવકોને ન આવ્યો તાવ કે ન થઈ બીજી કોઈ અસર. પણ જ્યારે તેમને પીળાતાવના રોગીઓને ચટકેલા મચ્છરો ચટકાવ્યા ત્યારે તેમને પીળોતાવ આવ્યો. કેટલાક સ્વયંસેવકોને સ્વચ્છ ઘરમાં સ્વચ્છ કપડાંઓ ઇત્યાદિમાં રાખ્યા. તેમને પણ જ્યારે આ મચ્છરો ચટકાવવામાં આવ્યા ત્યારે તેઓ તાવથી પટકાયા. આમ મચ્છરનું આ રોગ પ્રસારવાનું કાર્ય નક્કી થયું એટલે મચ્છરોનો વિનાશ કરવાનું કાર્ય શરૂ થયું. આજે પીળોતાવ લગભગ નષ્ટ થઈ ગયો છે. વૈદકની આરોગ્ય અર્થે અને જનહિતાર્થે બીજા કેટલાએ રોગો પર કાર્ય કરનારાઓએ પોતાના જાન કુરબાન કર્યાના દાખલા મળી આવે છે.

રસાયણશાસ્ત્રના ઇતિહાસમાં ફ્લોરિન નામનાં મૂળતત્ત્વની શોધ એ એક દુઃખદ ગાથા છે. તેને શુદ્ધ સ્થિતિમાં મેળવતાં અનેક માણસોએ જાન ગુમાવ્યા છે. ફ્લોરસ્પાર પર ગંધકના તેજાબથી હાઈડ્રોફ્લોરિક ઍસિડ ઉત્પન્ન થાય છે. આ પદાર્થ એટલો જલદ છે કે તે કાચ, ચાંદી, પ્લેટીનમ ઇત્યાદિને ઓગાળી દે છે. કાચ પર લખવા માટે આ તેજાબનું દ્રાવણ વપરાય છે. ડેવી, ગેલ્યુસેક ને થેનાર્ડ ફ્લોરિન વાયુની ખરાબ અસર ભોગવી હતી. જ્યોર્જ નોક્ષ અને થોમસ નોક્ષ નામના બે ભાઈઓ પણ આ વાયુનો ભોગ બન્યા હતા. જ્યોર્જ નોક્ષને ત્રણ વર્ષ નેપલ્સ જઈ પોતાની તબિયત સુધારવી પડી હતી અને થોમસ તો મરતાં મરતાં બચી ગયો હતો. પ્રોફેસરનો લુચેન જેને નોક્ષ ભાઈઓની દુઃખદ કહાણી વિષે ખબર હતી તેણે દરકાર ન કરતાં પ્રયોગો કર્યા અને આખરે તે પણ આ વાયુની ઝેરી અસરથી મરણ પામ્યો. નેન્સીનો પ્રો. જેરામ નીકલ્સ પણ ફ્લોરિનનાં ઝેરથી મરણ પામ્યો. આ અશક્ય દેખાતા સંશોધનનો સફળ અંત આંરી મોઇસાં નામના ફ્રેંચ વિજ્ઞાનીએ આણ્યો ને તેણે ફ્લોરિન બનાવી તેના ગુણધર્મો તપાસ્યા. તે ૫૫ મે વર્ષે મરણ પામ્યો. ફ્લોરિન અને કાર્બન મોનોક્સાઈડ જેવા બે વિષારી વાયુઓ પરનાં સંશોધનને લીધે તેનું નાની વયે મરણ નીપજ્યું હોય એમ મનાય છે.

ડ્યુલોંગ નાઈટ્રોજન ટ્રાયક્લોરાઈડ બનાવવાનો પ્રયત્ન કરતો હતો. તેણે નવસાગરમાં ક્લોરીન વાયુ પસાર કર્યો. એક પીળા રંગનું ટીપું નીકળે તેનું પ્રવાહી બન્યું ને તે ફાટવાથી તેણે એક આંખ અને ત્રણ આંગળાં ખોયાં. ડેવી, બેઝાર્ડ ઇત્યાદિ રાસાયનિકોએ તે સફળતા-પૂર્વક બનાવી તેના ગુણધર્મો તપાસ્યા. 卐. [ચાલુ

[ આવતા અંકમાં પૂરું થશે. ]

# પોર્તુગલનો મહાન રાષ્ટ્રકવિ
# કેમોઇન્સ

કૃષ્ણવદન જેટલી, એમ. એ., બી. ટી.

The first epic poem which in its grandeur and its universality speaks for the modern world was written by a Portuguese.—C. M. Bowra

'*From Virgil to Milton*'

પોર્તુગીઝ સાહિત્યનો જન્મ મોડો થયો હોવાથી તેમાં મૌલિકતા ઓછી છે. તેનાં સૌથી જૂનાં કાવ્યો ઊર્મિપ્રધાન ગીતો છે. વળી રાજવંશ બર્ગન્ડી ( ફ્રાંસ )માંથી ઊતરી આવેલો હોવાથી સાહિત્યનું મુખ્ય સાધન-વસ્તુ અને વિચારો ફ્રાંસમાંથી પોર્તુગીઝ સાહિત્યે ઉછીનાં લીધાં છે. પોર્તુગલનું રાષ્ટ્રીય મહાકાવ્ય *Os Lusiados*–ધ લુસિયડ–મહાકવિ લુઈ દ કેમોઇન્સ (Luis de Camoens)ની કૃતિ છે. એમાં હિંદના દરિયાઈ માર્ગની ૧૪૯૭માં વાસ્કો દ ગામાએ કરેલી શોધની ગાથા છે. વાસ્કો દ ગામા તેનો નાયક છે. કેમોઇન્સની નકલ કરી કેટલાક પોર્તુગીઝ કવિઓએ મહાકાવ્યો લખવા પ્રયત્નો કર્યા છે, પણ તેમના પ્રયત્નો અમર થઈ શક્યા નથી. સોળમી સદીમાં ગદ્ય મહાગાથાઓ અને વીરરસની રોમાંચક કથાઓ ખૂબ વંચાતી. તેમાંના *Amadis de Gaule* અને તેના અનુસંધાન રૂપ *Palmerina d' Inglaterra* સૌથી વધુ લોકપ્રિય હતાં. ત્યારબાદ મેનેસિસે ( Meneses) મહાકાવ્ય લેખનનાં નિયમો અનુસરી *Henriqueida* હેન્રી કેરેલ નામનું રાજા હેન્રીની પ્રશંસા કરતું કંટાળાજનક મહાકાવ્ય લખ્યું અને de Macedo દ મેસેડોએ લખેલ *O Oriente*–'પૂર્વ'–નામનું મહાકાવ્ય થોડો સમય લોકપ્રિય ગણાયું. પણ 'લુસિયડ'ની તોલે મૂકાય એવું બીજું મહાકાવ્ય પોર્તુગલે સર્જ્યું નથી. એ સર્જનની વેદનાનું રહસ્ય મહાકવિ કેમોઇન્સના દુઃખી જીવનમાં આપણને દેખાય છે.

કવિઓને પ્રભુનાં સુંદર તત્ત્વોનાં પયગમ્બરો ગણવામાં આવે છે અને ઘણીવાર તેમને એ પદને મળતાં કાંટાના તાજ અને અગ્નિકસોટીની લહાણુ મળે છે. આવાં દૃષ્ટાંતોમાં પોર્તુગલના મહાકવિ કેમોઇન્સનો દાખલો અજોડ છે. એ દેશપ્રેમી વીરકવિએ જે દેશની ઉન્નત માટે જીવનસમર્પણ કરી દેશનું સાહિત્ય-સ્મારક રચ્યું, તે દેશે તેને અવગણ્યો, ભૂખે માર્યો. દેશને વિસ્મૃતિમાંથી ઉગારનાર અને યુરોપમાં ખ્યાતિ પામનાર તે એક જ પોર્તુગીઝ કવિ છે, છતાં ઘડપણમાં તેણે જાવાથી આણેલા તેના વફાદાર નોકરને પોતાના જીવનરક્ષણ કાજે શેરીઓમાં ભીખ માગવી પડી અને તે નોકરના મૃત્યુ બાદ તેને મૃત્યુસમયે જાહેર ઇસ્પિતાલમાં લઈ જવામાં આવ્યો. તેણે પોતાની દુઃખદ સ્થિતિ આલેખતાં લખ્યું છે :

> 'Tis done! by human hopes and human aid
> Abandoned and unpitied left to mourn.
> I weep o'er all my wrongs–o'er friends fast sworn,
> Whose friendship but betrayed,

But whose firm hatred not so soon decayed.
The land that witnessed my return,
The land I loved above all lands of earth,
Twice cast me like a weed away;
And the world left me to the storm a prey.

" હવે બહુ થયું ! માનવ આશાઓ અને સહાયથી તરછોડાયેલો અને રહેમ પામ્યા વિનાનો હું, અને ગયેલા અન્યાયો અને દીર્ઘજીવન મૈત્રીનાં બંધનો સૌજન્યપૂર્વક સ્વીકારી કમાખોર નીવડેલા મિત્રો વિશે, શોક કરું છું—રડું છું. પણ એમની દૃઢ ઘૃણા જલદીથી સડી ગંધાતી ન હતી. જે સ્વદેશમાં હું પાછો ફર્યો અને જેને હું દુનિયાના બધા દેશો કરતાં વધુ ચાહતો હતો, તેણે મને નકામા ઝાંખરા સાફક બબ્બે વખત હાંસેલી દીધો, અને દુનિયાએ મને ઝંઝાવાતના તોફાનનાં બલિદાન તરીકે ફેંકી દીધો."

તેના મહાકાવ્યના યુરોપની અનેક ભાષાઓમાં અને હિંદુમાં યે અનુવાદ થયા છે, પણ તેનાં મૃત્યુ પછી તેના દફનસ્થાનના ચિહ્નરૂપ કોઈ પાષાણ ટુકડો યે રોપવામાં આવ્યો નહિં. કોઈ ઉદાર પોર્તુગીઝ ગૃહસ્થે ૧૫૯૯માં એક તખ્તી સ્થાપી લખ્યું :' કવિઓમાં શિરોમણિ, ગરીબ અને દુઃખી જીવન ગાળી એવી જ રીતે મર્યો.'

પોર્તુગલનો આ મહાકવિ લિસ્બનમાં ૧૫૨૪માં જન્મ્યો હતો. બાર વર્ષની વયે તેને કોઈમ્બ્રા વિદ્યાપીઠમાં અભ્યાસ કરવા મોકલવામાં આવ્યો. ૨૦ વર્ષની ઉંમરે તે લિસ્બન પાછો ફર્યો અને એક સામાન્ય દરબારી તરીકે રહેવા લાગ્યો. આ સમયથી જ તેણે સાહિત્ય-સેવનનો આરંભ કર્યો હતો અને તે કાવ્યો લખતો. લિસ્બનમાં તે રાણીનાં પરિજનોમાંની એક કેથેરિના દ અટાયદા નામની સુંદરીના પ્રેમમાં પડ્યો. કેમોઈન્સ સાધારણ સ્થિતિનો માણસ ધનિક અમીર કુટુંબની યુવતી સાથે પ્રેમ કરે એ વાત કેથેરિનાની સખીઓને ન ગમી. વાત છેક રાજદરબાર સુધી પહોંચી અને પરિણામે કેમોઈન્સને લિસ્બનમાંથી બે વર્ષ સુધી દદપાર થવાની સજાની જોટ ચઢી. તેણે સાન્તારમમાં આશ્રય લીધો અને ત્યાં ત્રણ હાસ્યરસિક નાટકો અને વિરહવ્યથાનો ઉપહાર દેનારી પ્રિયતમાને ઉદ્દેશી સૉનેટો લખ્યાં. 'તેને જોતાં' નામનું સુંદર સૉનેટ આપણે વાંચીએ :

'When I behold you, Lady! when my eyes
Dwell on the deep enjoyment of your sight,
I give my spirit to that one delight,
And earth appears to me a Paradise.
And when I hear you speak, and see you smile,
Full satisfied, absorbed my centred mind
Deems all the world's vain hopes and joy the while
As empty as the unsubstantial wind.
Lady! I feel your charms, yet dare not raise
To that high theme the unequal song of praise.
A power for that to language was not given;

Nor marvel I, when I those beauties view,
Lady! that He, whose power created you,
Could form the stars and yonder glorious heaven.

"જ્યારે હે સુંદરી, તને હું જોઉં છું, જ્યારે મારાં નેત્રો તારાં દર્શનના ગહન આનંદને માણે છે, ત્યારે હું એ પરમાનંદને મારો આત્મા સમર્પું છું અને પૃથ્વી મને સ્વર્ગરૂપે દેખાય છે. જ્યારે હું તને બોલતી સાંભળું છું, કે સ્મિત કરતાંભાળું છું, ત્યારે એકાગ્રપણે તેમાં મગ્ન થયેલ મારા પૂર્ણ સંતુષ્ટ મનને દુનિયાની બધી મિથ્યા આશાઓ અને આનંદ ઘડીભર તુચ્છ પવન જેવા ખાલી લાગે છે.

"હે સુંદરી, હું તારી મોહિની અનુભવું છું, પણ એ ઉચ્ચ રસને તેથી હલકા પ્રશંસાગીતમાં રેડી શકતો નથી, કારણ કે ભાષાને એ શક્તિ અર્પવામાં જ નથી આવી. હું જ્યારે તારા સૌંદર્યને જોઉં છું, ત્યારે હે સુંદરી, તને ઘડનાર પ્રભુ તારાઓ અને ભવ્ય નભને સર્જી શક્યો એ વિશે મને આશ્ચર્ય થતું નથી!"

તેનાં આવાં ગીતો કાલ્પનિક પ્રેમ નહિ, પણ કવિ બર્ન્સનાં ગીતો જેમ, અનુભવજન્ય હૃદયસ્થ ઊર્મિઓ વ્યક્ત કરે છે. પ્રથમ પ્રેમની અકથ્ય મૃદુતાની ચિરંજીવ અસરથી તે મુક્ત નહોતો થઈ શક્યો; તેની અસહ્ય ખોટની વેદના તેના જીવનમાં વણાઈ ગઈ હતી. પ્રભુની વિશ્વસર્જનની શક્તિના પુરાવા રૂપ સૌંદર્ય અને પ્રેમની મૂર્તિની પ્રશંસા કરવા ભાષા કે કાવ્ય એક નબળું સાધન લાગે એ તો દરેક સાચા પ્રેમી કવિનો અનુભવ છે. તેના બીજા કાવ્યથી એ કથન વધુ સુંદર રીતે પ્રગટ થશે:

So sweet the lyre, so musical the strain,
By which my suit, Beloved! is expressed,
That, hearing them, no such indifferent breast
But welcomes love and his delicious pain,
And opes to his innumerable train
Of sweet persuasions, lovely mysteries,
Brief angers, gentle reconcilements, sighs
And ardour unabashed by proud disdain.
yet, when I strive to sing what beauty dwells
Upon thy brow, so oft in scorn arrayed,
My song upon the unworthy lips expires.
It must be loftier verse than mine that tells
Of loveliness like thine. My Muse, dismayed,
Folds her weak wing and silently retires.

"મારી મધુર પ્રેમવીણામાંથી ઝંકાર કરતા સંગીત સૂરો એવા તો ભાવભર્યા છે કે તે સાંભળી ભાવશૂન્ય હૃદયવાળો પણ પ્રેમ અને તેની મધુર વેદનાને સત્કારે છે. તે ગર્વભર્યા તિરસ્કારથી શરમાયા વિના મધુર સમજાવટો, પ્રેમમય રહસ્યો, ક્ષણિક ક્રોધ, પ્રેમાળ મનામણાં, નિશ્વાસો અને માદકતાની અગણિત વણજારને આવકારે છે. છતાં, જ્યારે હું

ધૂંધળાથી સહજ તારી ભ્રમરો પર વસતાં સૌંદર્યને ગાવા મથું છું, ત્યારે મારા નાલાયક હોઠ પર ગીત મરી જાય છે. તારાં લાવણ્યને કથવા તો મારા કરતાં ઊંચા પ્રકારનું ગીત જોઈએ. મારી કાવ્યદેવી તો તેની નબળી પાંખને સંકેલી છાનીમાની ચાલી જાય છે."

વિરહજન્ય વેદનાયુક્ત તેના પ્રેમની મધુર સ્મૃતિ અને ગત આનંદ પ્રતિ હૃદયવેધક ઊર્મિનો આવેગ વ્યક્ત કરતાં કાવ્યો સહૃદયી વાચકનું હૃદય આર્દ્ર કરી શકે છે:

"કોઈ મૃદુ ઘડીએ જેની સામે હું મીટ માંડી જોઈ રહેતો, એ મધુર ચમકતાં નેત્રો મારા શ્રમ પર દયાનાં અમૃતનું સ્ફૂર્તિદાયક છાંટણું વરસાવે, એ સ્વપ્ન હું સેવી રહ્યો છું. તે નેત્રોનાં કિરણો જો કે મારા પ્રતિ ઝૂકેલાં નથી, તથાપિ સ્મૃતિમાંથી તે ભૂંસાયાં નથી. મારા થાકેલા હૈયાને તે જાદુઈ શક્તિથી આરામ આપશે. અથવા તો, આ ભાંગ્યાંતૂટ્યાં ગીતોમાં વહેતો મારો શોકભર્યો સાદ, જેના દર્શનમાં જ હું જીવતો હતો તેને પહોંચે અને ગત સમય–ભૂતકાળનો, રુદનના દિવસો અને ચમત્કારની ભૂલોભર્યો સમય,–ભાગેલી મધુર વેદના અને અનંત આશાઓનો સમય–યાદ આપે અને તેના પર તેને મનન કરવા પ્રેરે, એ સ્વપ્ન હું ઝંખી રહ્યો છું."

વિરહવ્યથા સહેતાં, સ્મરણસંચિતામાં પ્રેમભગ્ન હૃદયનાં નિશ્વાસભર્યાં સ્વપ્નો સીંચનાર કવિ પ્રિયતમાનું પુનર્મિલન ન પામી શક્યો. તેની હદપારી અને દેશપારીનો અંત આવે તે પહેલાં જ તેની આ માશુક મૃત્યુને ભેટવા તેને દગો દઈ ચાલી ગઈ! ૧૫૫૮માં તે હિન્દમાં ગોવામાં જેલયાત્રા ભોગવતો હતો ત્યારે તેને એ હૃદયભેદક મૃત્યુના સમાચાર મળ્યા. મૃત પ્રિયાને કવિએ સ્વર્ગમાં પોતાને આમંત્રણ આપવાની પ્રભુ પાસે વકીલાત કરવાનો સંદેશો કાવ્યમાં પાઠવ્યો:

Soul of all gentleness, dear Soul, that spurning
This life so early and disdainfully,
Now rests on high in Heaven eternally—
While I live here below, for ever mourning!
If, in the seats of Heaven, whither thou'rt returning,
Some memory of this life is given thee,
Be not unmindful of that love bright burning
Which in mine eyes thou may'st plainly see.
*And, shouldst thou see there aught that can entreat thee*
In this my pain, that ever with me stays,
Then pray to God, who so cut short thy days,
That He, as quickly, take me hence to meet thee,
As He has taken thee now from my gaze.

સિરજનની હદપારી પૂરી થતાં તે લિસ્બન આવ્યો. તે પ્રેમનાં ગીતો ગાઈ કે નાટકો લખી સંતોષ માનનાર નહોતો. તે તો સ્વદેશ માટે શૂરા સૈનિક તરીકે પરદેશમાં યુદ્ધો લડી દેશસેવાની જ્વલંત જ્યોત બનવા ઇચ્છતો હતો. તેણે આ કાર્યની શુભ શરૂઆત જહોન ચીલના સૈન્યમાં દાખલ થઈ કરી. આ સૈન્યે મોરક્કો સામે મોરચો માંડ્યો અને જિબ્રા-

Nor marvel I, when I those beauties view,
Lady! that He, whose power created you,
Could form the stars and yonder glorious heaven.

" જ્યારે હે સુંદરી, તને હું જોઉં છું, જ્યારે મારાં નેત્રો તારાં દર્શનના ગહન આનંદને માણે છે, ત્યારે હું એ પરમાનંદને મારો આત્મા સમર્પું છું અને પૃથ્વી મને સ્વર્ગરૂપે દેખાય છે. જ્યારે હું તને બોલતી સાંભળું છું, કે સ્મિત કરતી ભાળું છું, ત્યારે એકાગ્રપણે તેમાં મગ્ન થયેલ મારા પૂર્ણ સંતુષ્ટ મનને દુનિયાની બધી મિથ્યા આશાઓ અને આનંદ ઘડીભર તુચ્છ પવન જેવા ખાલી લાગે છે.

" હે સુંદરી, હું તારી મોહિની અનુભવું છું, પણ એ ઉચ્ચ રસને તેથી હલકા પ્રશંસા-ગીતમાં રેડી શકતો નથી, કારણ કે ભાષાને એ શક્તિ અર્પવામાં જ નથી આવી. હું જ્યારે તારાં સૌંદર્યને જોઉં છું, ત્યારે હે સુંદરી, તને ઘડનાર પ્રભુ તારાઓ અને ભવ્ય નભને સર્જી શક્યો એ વિશે મને આશ્ચર્ય થતું નથી!"

તેનાં આવાં ગીતો કાલ્પનિક પ્રેમ નહિ, પણ કવિ બર્ન્સનાં ગીતો જેમ, અનુભવજન્ય હૃદયસ્થ ઊર્મિઓ વ્યક્ત કરે છે. પ્રથમ પ્રેમની અકથ્ય મૃદુતાની ચિરંજીવ અસરથી તે મુક્ત નહોતો થઈ શક્યો; તેની અસહ્ય ખોટની વેદના તેના જીવનમાં વણાઈ ગઈ હતી. પ્રભુની વિશ્વસર્જનની શક્તિના પુરાવા રૂપ સૌંદર્ય અને પ્રેમની મૂર્તિની પ્રશંસા કરવા ભાષા કે કાવ્ય એક નબળું સાધન લાગે એ તો દરેક સાચા પ્રેમી કવિનો અનુભવ છે. તેના બીજા કાવ્યથી એ કથન વધુ સુંદર રીતે પ્રગટ થશે:

So sweet the lyre, so musical the strain,
By which my suit, Beloved! is expressed,
That, hearing them, no such indifferent breast
But welcomes love and his delicious pain,
And opes to his innumerable train
Of sweet persuasions, lovely mysteries,
Brief angers, gentle reconcilements, sighs
And ardour unabashed by proud disdain.
yet, when I strive to sing what beauty dwells
Upon thy brow, so oft in scorn arrayed,
My song upon the unworthy lips expires.
It must be loftier verse than mine that tells
Of loveliness like thine. My Muse, dismayed,
Folds her weak wing and silently retires.

"મારી મધુર પ્રેમવીણામાંથી ઝંકાર કરતા સંગીત સૂરો એવા તો ભાવભર્યા છે કે તે સાંભળી ભાવશૂન્ય હૃદયવાળો પણ પ્રેમ અને તેની મધુર વેદનાને સત્કારે છે. તે ગર્વભર્યા તિરસ્કારથી શરમાયા વિના મધુર સમજાવટો, પ્રેમમય રહસ્યો, ક્ષણિક ક્રોધ, પ્રેમાળ મનામણાં, નિશ્વાસો અને માદકતાની અગણિત વણજારને આવકારે છે. છતાં, જ્યારે હું

ઘૃણાથી સજ્જ તારી ભ્રમરો પર વસતાં સૌંદર્યને ગાવા મથું છું, ત્યારે મારા નાલાયક હોઠ પર ગીત મરી જાય છે. તારા લાવણ્યને કથવા તો મારા કરતાં ઊંચા પ્રકારનું ગીત જોઈએ. મારી કાવ્યદેવી તો તેની નબળી પાંખને સંકેલી છાનીમાની ચાલી જાય છે."

વિરહજન્ય વેદનાયુક્ત તેના પ્રેમની મધુર સ્મૃતિ અને ગત આનંદ પ્રતિ હૃદયભેદક ઊર્મિનો આવેગ વ્યક્ત કરતાં કાવ્યો સહૃદયી વાચકનું હૃદય આર્દ્ર કરી શકે છે:

"કોઈ મૃદુ ઘાએ જેની સામે હું મીટ માંડી જોઈ રહેતો, એ મધુર ચમકતાં નેત્રો મારા શ્રમ પર દયાનાં અશ્રુનું સ્ફૂર્તિદાયક ઝાપટું વરસાવે, એ સ્વપ્ન હું સેવી રહ્યો છું. તે નેત્રોનાં કિરણો જો કે મારા પ્રતિ ઝૂકેલાં નથી, તથાપિ સ્મૃતિમાંથી તે ભૂંસાયાં નથી. મારા થાકેલા હૈયાને તે જાદુઈ શક્તિથી આરામ આપશે. અથવા તો, આ આંસુભર્યાં ગીતોમાં વહેતો મારો શોકભર્યો સાદ, જેના દર્શનમાં જ હું જીવતો હતો તેને પહોંચે અને ગત સમય-ભૂતકાળનો, રૂદનના દિવસો અને રાગાવેશની ભૂલોભર્યો સમય,—સાચુકલી મધુર વેદના અને અનંત આશાઓનો સમય-યાદ આપે અને તેના પર તેને મનન કરવા પ્રેરે, એ સ્વપ્ન હું ઝંખી રહ્યો છું."

વિરહવ્યથા સહેતાં, સ્મરણસંહિતામાં પ્રેમમગ્ન હૃદયનાં નિશ્વાસભર્યાં સ્વપ્નો સીંચનાર કવિ પ્રિયતમાનું પુનર્મિલન ન પામી શક્યો. તેની હદપારી અને દેશપારીનો અંત આવે તે પહેલાં જ તેની આ માશૂક મૃત્યુને ભેટવા તેને દગો દઈ ચાલી ગઈ! ૧૫૫૮માં તે હિન્દમાં ગોવામાં જેલજીવન ભોગવતો હતો ત્યારે તેને એ હૃદયભેદક મૃત્યુના સમાચાર મળ્યા. મૃત પ્રિયાને કવિએ સ્વર્ગમાં પોતાને આમંત્રણ આપવાની પ્રભુ પાસે વકીલાત કરવાનો સંદેશો કાવ્યમાં પાઠવ્યો:

Soul of all gentleness, dear Soul, that spurning
This life so early and disdainfully,
Now rests on high in Heaven eternally—
While I live here below, for ever mourning!
If, in the seats of Heaven, whither thou'rt returning,
Some memory of this life is given thee,
Be not unmindful of that love bright burning
Which in mine eyes thou may'st plainly see.
And, shouldst thou see there aught that can entreat thee
In this my pain, that ever with me stays,
Then pray to God, who so cut short thy days,
That He, as quickly, take me hence to meet thee,
As He has taken thee now from my gaze.

સિરજનની હદપારી પૂરી થતાં તે લિસ્બન આવ્યો. તે પ્રેમનાં ગીતો ગાઈ કે નાટકો લખી સંતોષ માનનાર નહતો. તે તો સ્વદેશ માટે ચુસ્ત સૈનિક તરીકે પરદેશમાં યુદ્ધો લડી દેશસેવાની જ્વલંત જ્યોત બનવા ઈચ્છતો હતો. તેણે આ કાર્યની શુભ શરૂઆત જહોન ત્રીજાના સૈન્યમાં દાખલ થઈ કરી. આ સૈન્યે મોરોક્કો સામે મોરચો માંડ્યો અને જિબ્રા-

હદરની સામુદ્રધુનીમાં નૌકાયુદ્ધ ખેલ્યું. વીર કવિ કેમોઇન્સે આ યુદ્ધમાં જમણી આંખનું બલિદાન આપ્યું. સ્વદેશમાં તેણે જોયું કે તેનાં કાવ્યોની કે તેની વીરતાની તેના દેશબંધુઓને કદર નથી. ઊલટું, કોઈ અમલદાર સાથે તેને શેરીમાં ઝઘડો કરવા બદલ લિસ્બનમાં જેલમાં પૂરવામાં આવ્યો! એક બાજુ તેના હૃદયમાં દેશસેવાના આદર્શનો ચિરાગ ત્યાગ, બલિદાન અને આત્મસમર્પણની ભાવના પ્રેરી રહ્યો હતો, ત્યારે બીજી બાજુ પ્રેમની નિષ્ફળતા અને દેશબંધુઓની લાપરવાહી તે ચિરાગને બુઝાવવા મથી રહી હતી. આ બે સ્થિતિઓમાં આશા અને નિરાશાને ઝૂલે ઝૂલતું તેનું હૃદય મંથનોથી થાકી ગયું તેણે પરદેશમાં જઈ,—હિંદમાં જઈ,—દેશસેવા કરવાની શરતે મુક્તિ મેળવી અને ૧૫૫૩માં પરદેશગમનાર્થે લિસ્બન છોડ્યું.

'ફૂલડાં ગુંથી ગુંથી લાવે સાગર રાણો,
માળા ગુંથી ગુંથી લાવે'

સાગર રાણાએ અનેક અનુભવોની, મૃદુ સુરભિત ફૂલોની તેમજ કાંટાળા ગુલાબોની માળા કેમોઇન્સને અર્પણ કરી. એ ફૂલો તેની કાવ્યકલગીમાં ચિરંજીવ સુવાસ ભરી ગયાં. હિંદમાં તેણે ખ્રિસ્તીઓના અને હિંદીઓના સ્વભાવનો અભ્યાસ કર્યો, હિંદના ભૂગોળ, ઇતિહાસ, ધર્મ અને રીતરિવાજો વિશે જ્ઞાન મેળવ્યું અને કાવ્ય–ફલક પર તેનાં ચિત્રો આલેખ્યાં. મલબાર કિનારાથી રાતા સમુદ્ર સુધીની લડાઈઓમાં તેણે ભાગ લીધો. ગોવામાં જેલનો અનુભવ પણ મળ્યો. અહીં તેને કટુ નિરાશા સાંપડી. ગોવાને તેણે 'પ્રામાણિક માણસોની અપર મા' કહી છે. આમ પરદેશમાં તેને બેચેની લાગતી હતી, તેની દેશપ્રેમની ઝંખના વધુ તીવ્ર બનતી હતી. તેની સ્મૃતિ તેને સ્વદેશના સુખદ પ્રેમભર્યાં સ્મરણોથી સતાવતી. કોઈ મોહતાર તે તેને ભૂલવા યત્ન કરતો અને કોઈ સુંદરીની મોહિની તેને વિસ્મરણનો ક્ષણિક નશો પાઈ કાવ્ય લખવા પ્રેરતી. આ કાવ્યોમાંનું એક આપણે જોઈએ.

*To Indian Captive by Name Barbara*

My prize is she
who is my prison;
I all submission,
she sans merci.

I ne'er saw rose
so sweetly twined
that, to my mind,
more sweetly grows.

No forest flower,
no heavenly star,
for me is fair,
as my amour.

Face strange of hue
and eyes that sleep
dark and deep
but deadly too.

The grace in all
these beauties shown
doth enthrone
where she's in thrall.

So black her hair,
opinion vain
will nev'r again
hold blonde is fair.

Dark of delight!
  thy sweet smooth brow
makes the snow vow
  'twill change its white.

This is the slave
  who me enslaves;
since me she saves,
  her life I crave.

* *

Calm countenance
  pain to appease
so doth she ease,
  my long penance.

કાતીલ નજરવાળી, દયાહીન, કાળી ભ્રમરોથી શ્વેત બરફને ઈર્ષ્યાથી રંગ બદલવાની પ્રતિજ્ઞા લેવા પ્રેરનાર, ગુલામ બની બીજાને ગુલામીના બંધને બાંધનાર આ સુંદરી જેવા પ્રલોભનો કવિ મહાતપશ્ચર્યા રૂપી જીવનયાત્રામાં વિસામા રૂપ છે. તેના જીવનમાં આપણને મહાકવિ ઈકબાલની નીચેની પંક્તિઓની યથાર્થ પ્રતીતિ થાય છે:

"ગુર્બત મેં હો અગર હમ રેહેતા હૈ દિલ વતન મેં
સમઝો હમેં વહાં ભી દિલ હો જહાં હમારા."

તેને પરદેશને બેબિલોન અને સ્વદેશને ઝિઓન કલ્પી પરદેશને નર્ક સમાન અને સ્વદેશને સ્વર્ગ સમાન ગણી 'જગતના સર્વ દેશોમાં અમારો દેશ સારો છે'ની ભાવના વ્યક્ત કરી છે. તેના આવાં સ્વદેશપ્રેમની ઝંખના વ્યક્ત કરતાં કાવ્યોમાં તે કહે છે:

Here is this Babylon, whence ever drains
  infection of all evils bred on earth:
Here, where the purest love has little worth,
  and lust, o'er all presiding, all profanes.

* *

Here, in this labyrinth, where nobility,
  courage and knowledge, all like beggars, spy on
  the doors of avarice and vulgarity;
Here in this chaos of confusion,
  where I accomplish my nativity—
Could I forgetful be of thee—O Zion!

"અહીં પરદેશમાં દુનિયાના બધાયે દોષોનો ચેપ ફેલાયેલો છે. અહીં પૂર્ણશુદ્ધ પ્રેમની કિંમત નથી, વાસનાનું સર્વે પર રાજ ચાલે છે અને તે સર્વને દૂષિત કરે છે. ... અહીં આ ભૂલભુલામણીમાં ઔદાર્ય, વીરતા અને જ્ઞાન ભિખારીઓ જેમ સ્વાર્થ, લોભ અને નીચતાનાં દ્વારો પાછળ થતી લીલાઓમાં રસ લે છે. આવા ગંદુરાજના અંધેર પ્રદેશમાં મુંઝાતો હું, મારી જન્મદાત્રી ઓ સ્વદેશની ભૂમિ! તને કેમ ભૂલી શકું!"

બીજા એક કાવ્યમાં તે કહે છે:

"જ્યારે હું પરદેશમાં એક ઝરણા પાસે મારી સ્મૃતિમાં આલેખાયેલાં મધુર સ્વદેશનાં દૃશ્ય સુખમય અને ચંચળ વિજયકીર્તિનાં ચિત્રો જોતો બેઠું છું, ત્યારે

હૃદય અદૃશ્ય નિરાશાથી ભરાઈ જાય છે. અને મારાં દુઃખનું એક કારણ સમજાવે છે, 'આ માટે તું એ આનંદનાં ગાન ગાતો નથી અને અહીં રુદનમાં તારી શક્તિ વેડફે છે?' ત્યારે હું નિશ્વાસ સાથે જવાબ દઉં છું: For him who grieveth with so much melancholy, the only rightful relief is not in song—it is in death. જેનું હૃદય આટલી બધી ગ્લાનિથી શોકમય બન્યું છે તેને માટે સાચો આરામ શાયરીમાં નહિ, પણ મૃત્યુની ગોદમાં છે."

Blindness of death, and doubtfulness of life,
Have made me tremble when I see a joy?

'મૃત્યુની અંધતા અને જીવનની શંકામય અનિશ્ચિતતા આનંદનું દર્શન થતાં મને કંપાવી મૂકે છે.' આમ કહેવા છતાં કાવ્ય અને આનંદનો ઘનિષ્ઠ સંબંધ આપણને તેના સુંદર પ્રકૃતિવર્ણનમાં તેમજ બીજાં કાવ્યોમાં જણાઈ આવે છે. તેની સાદી અને સરળ કાવ્યધારા કેવાં સચોટ ચિત્રો ખડાં કરે છે!

When day has smiled a soft farewell,
And night-dews bathe each shutting bell,
And shadows sail along the green,
And birds are still, and winds serene,
I wonder silently.

પ્રેમ અને સૌંદર્યની દેવી વિનસની આજ્ઞાથી પ્રેમદૂતો અસહાય માનવોને ઘાયલ કરવા પ્રેમાસ્ત્રો સજે છે.

Some on th' immortal anvils point the dart,
With power resistless to enflame the heart;
Their arrow heads they dip with soft desires,
And all the warmth of love's consuming fires;
Some sprinkle o'er the shafts the tears of woe,
Some store the quiver, some steel-spring the bow:
Each chanting as he works the tuneful strain
Of love's dear joys, of love's luxurious pain:
Charmed was the lay to conquer and refine,
Divine the melody, the song divine.

આમ મૃદુ ઇચ્છામાં બોળેલાં, પ્રેમાગ્નિમાં તપાવેલાં, દુઃખનાં અશ્રુનો છંટકાવ પામેલાં, પ્રેમના આનંદ અને દુઃખોની દિવ્ય અને મધુર ગાન ગાતાં બનેલાં પ્રેમબાણ જેને વાગ્યાં હોય તે જ તેની ખૂબી જાણે. અનેક આપત્તિઓનાં બંધનોથી કેદ બનેલ કવિ પોતાનાં બંધનોનો ઝંકાર મુક્તિનાં ગાનોમાં ડુબાડી દે છે:

More lonely, the poor prisoner
Attunes his voice, to try
To drown the clash of bars and chains
In songs of liberty.

કેમોઇન્સ ધંધે સૈનિક, પણ અંતરથી વિદ્યાપ્રેમી હતો. તે દેશપ્રેમમાં તરબોળ છતાં દેશનિકાલ થયો હતો. પ્રેમમાં તેને નિરાશા મળી હતી. આમ તે અનેક મૂંઝવણોનો કેદી હતો.

તેણે પોર્તુગલના વીર લુસુસના વંશજોનો અમર ઇતિહાસ આલેખવા *Os Lusiadas* નામનું દશ સર્ગનું મહાકાવ્ય હિંદમાં જ લખ્યું હતું. એ કાવ્યે મહાકાવ્યોનાં લેખનમાં નવો ચીલો પાડયો. મિલ્ટન જેવા કવિને પણ તેમાંથી પૂર્વનાં અનેક શહેરો વિશે જાણવાનું મળ્યું.

હિંદમાંથી તે ત્રણ વર્ષ મકાવના સૂબા તરીકે નીમાયો. કહેવાય છે કે રાજાના સલા વિષે કરેલી ટીકા કરવાની સજા તરીકે તેને મકાવમાં મોકલ્યો હતો. તે મલાક્કા અને મોલુક્કા ટાપુઓને દરિયાઈ માર્ગે આવ્યો હતો. ૧૬ વર્ષના પરદેશના વસવાટ પછી તેણે સ્વદેશ કૂચ કરવા તૈયારી કરી. પણ કમનસીબે તેનો પીછો પકડયો હતો. મેકોંગ નદીના મુખ આગળ સિયામમાં તેનું વહાણ તૂટયું અને તેનું સર્વસ્વ નાશ પામ્યું. ફક્ત એક જ વસ્તુ તે બચાવી શક્યો અને તે તેના જીવનકાર્ય સમું તેનું મહાકાવ્ય. એની પ્રત પકડી રાખી તરતો તરતો તે કિનારે આવ્યો. ફરીથી ગોવામાં તેને જેલમાં પૂરવામાં આવ્યો, પણ આખરે તે છૂટયો. બીજા પ્રવાસ વખતે મોઝાંબીકમાં બિમારી અને ગરીબીને લીધે તેને રોકાઈ જવું પડયું. ૧૫૫૯માં તે લિસ્બનમાં પાછો આવ્યો. રાજા પાસે કાવ્ય પ્રગટ કરવાની રજા માગી અને ૧૫૭૨માં તે મહાકાવ્ય પ્રગટ થતાં તેને રાજ્ય તરફથી વર્ષાસન બાંધી આપવામાં આવ્યું. પરંતુ એ તેની આર્થિક સ્થિતિ સુધારવા પૂરતું ન હતું. તેના સમકાલીનો તેની કદર ન કરી શકયા.

૧૫૭૮માં અલ્કાઝાર કબીર પર આવેલી ભયંકર આપત્તિ વિશે તેણે સાંભળ્યું. તેનો આશ્રયદાતા રાજા સેબાસ્ટીયન મૂર લોકોના હાથે મોરોક્કોના રણપ્રદેશમાં મરાયો. આ આઘાત કેમોઇન્સને મૃત્યુ સમાન હતો. તેણે લમેગાના કેપ્ટન જનરલને લખ્યું: 'સૌ કોઇ જોશે કે મને મારો દેશ એટલો પ્યારો હતો કે હું તેમાં મૃત્યુ પામી સંતોષ ન પામતાં, તેની સાથે જ મૃત્યુ પામ્યો હતો.' કેમોઇન્સ મરકીમાં સપડાઈ ૧૫૭૯માં લિસ્બનની હોસ્પિતાલમાં મૃત્યુ પામ્યો. મૃત્યુ સમયે તેણે જીવનકાર્ય આટોપી લીધું હતું અને તેને વધુ જીવવાની ઇચ્છા જ નહતી. તેના મૃત્યુ બાદ તરત જ ૧૫૮૦માં સ્પેનની ધૂંસરી તળે તેના દેશની સ્વતંત્રતાનું મૃત્યુ થયું. આમ એ સ્વાતંત્ર્યપ્રેમી વિદ્વાન અને પ્રેમશૌર્યનો અમર ગાયક વીર વિસ્મૃતિમાં લીન થઈ ગયો. સોળ વર્ષ પછી જ્યારે તેનું સ્મારક ઊભું કરવા તૈયારી થઈ ત્યારે તેનું દફનસ્થાન મુશ્કેલીથી જડયું. આમ 'પિતાઓ પયગમ્બરોને મારી નાંખે છે; પુત્રો તેમની ખાંભીઓ પૂજે છે.'

કેમોઇન્સના ઊર્મિકાવ્યો અંતર્મુખી છે જ્યારે જીલ વિન્સેન્ટે Gil Vincente (૧૪૭૦–૧૫૩૯) નાં કાવ્યો તેની આસપાસનું પોર્તુગલનું જીવન ગાય છે. તેને વિશે કહેવાયું છે: 'The sovereign characteristic of Camoens as a poet is his splendid passion.'

સ્વદેશના ભાષા અને સાહિત્યમાં અમરત્વ પામેલાં મહાન સાહિત્યસ્વામીઓની હરોળમાં તે મગરૂરીપૂર્વક ઊભો રહેવા હક્ક ધરાવે છે. C. M. Bowra તેના વિશે કહે છે:

'Scholar and soldier, humanist and man of the world, Camoens was uniquely fitted to write the epic of Portugal.'

'તેણે દરિયાપારથી નાંખેલો ભીષણ સાદ' હજુ રાગાવેશયુક્ત પોર્તુગલમાં પડઘા પાડે છે. પોર્તુગલના આ મહાન રાષ્ટ્રકવિને ડૉ. ડાર્નેસે યોગ્ય અંજલી આપી છેઃ

Poet and Patriot, whom malicious hate
Pursued through life with stern, relentless ire,
Dark was thy path and pitiful thy fate,
Though grandly mitred with celestial fire;
Men cursed thee, but though hadst revenge, how sweet,
In pouring priceless jewels at their feet.

તેને તિરસ્કારતા દેશબાંધવોનો તેણે તો તેમનાં ચરણોમાં અમૂલ્ય કાવ્યરત્નો ધરી પ્રેમથી પ્રતિકાર કર્યો. તેને હલાહલ પાનારને તેણે અમૃત પાયું.

જુલાઈ, ૧૯૪૬.

✡

# રૉયલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સ : મુંબઈ

મળેલું

[વિજ્ઞાન આજે અભ્યાસના અનેક વિષયોમાંનો એક માત્ર વિષય જ નથી રહ્યું. પગલે ને પગલે આજે વૈજ્ઞાનિક સંશોધનોથી ઉપસ્થિત થએલી શોધોની જનતાનાં જીવન પર અસર થાય છે. વૈજ્ઞાનિક સંશોધન અર્થે જગતના પ્રગતિમય દેશોમાં મોટી મોટી સંસ્થાઓ ઉઘાડી તેની પાછળ લાખો રૂપિયા ખર્ચાય છે. હિંદમાં આવી ગણીગાંઠી સંસ્થાઓમાં મુંબઈની રૉયલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સ એક છે. ૧૯૨૦માં સ્થપાએલી આ સંસ્થાને ૨૫ વર્ષ પૂરાં થયાં છે. તેના રજત મહોત્સવની ઉજવણી પ્રસંગે તેનો ઇતિહાસ અને તેના કાર્યનો ઉલ્લેખ અસ્થાને નહિ ગણાય.

૧૯મી સદીમાં હિંદમાં વૈજ્ઞાનિક શિક્ષણ અને સંશોધન પ્રત્યે ખાસ ધ્યાન અપાતું ન હતું. ઉચ્ચ શિક્ષણ, ખાસ કરીને સાહિત્ય, કાયદા વગેરે વિષયોમાં અપાતું. વીસમી સદીની શરૂઆતમાં આચાર્ય પ્રફુલ્લ ચંદ્ર રાય અને શ્રી જગદીશ ચંદ્ર બોઝે પોતાનાં સંશોધનોથી જગતના વૈજ્ઞાનિકોની દૃષ્ટિ હિંદ તરફ ફેરવી એટલું જ નહિ, પણ હિંદનાં વૈજ્ઞાનિક શિક્ષણ અને સંશોધનને વેગ આપ્યો.

દાનવીર જમશેદજી નસરવાનજી તાતાએ પશ્ચિમના દેશોમાં થએલી વૈજ્ઞાનિક પ્રગતિ અને તેથી તે દેશોને થએલા લાભોનું અવલોકન કર્યું. અને હિંદમાં વૈજ્ઞાનિક સંશોધન માટે કંઈક કરવાની તેમને અગત્યતા જણાઈ. તેમણે વૈજ્ઞાનિક સંશોધન અર્થે એક મોટી સંસ્થા સ્થાપવાનો નિર્ણય કર્યો અને ૨૦મી સદીની શરૂઆતમાં, ઇંગ્લાંડના વિખ્યાત વૈજ્ઞાનિક સર વિલિયમ રામ્સેને સલાહ આપવા માટે હિંદ બોલાવ્યા. સર વિલિયમ રામ્સેની સલાહ મુજબ બૅંગ્લોરમાં ઇંડિયન ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સની સ્થાપના કરવામાં આવી.

મુંબઈ પ્રાંતમાં પણ આવી એક સંસ્થા સ્થાપવાની જરૂર ઘણાને જણાઈ હતી. પ્રાંતના અનેક વૈજ્ઞાનિક ફાયદાઓ ઉકેલવા માટે આવી સંસ્થા આવશ્યક છે. મુંબઈ યુનિવર્સિટીના ૧૯૦૩ના પદવીદાન સમારંભ પ્રસંગે ડૉ. મેકીઅને તેની અગત્યતા પર ભાર મૂક્યો હતો. ત્યારપછી ઇંડિયન ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સના ડાયરેક્ટર, વિખ્યાત વિજ્ઞાની ડૉ. ટ્રેવર્સે પણ મુંબઈ સરકારને એક પત્ર લખી તેમાં મુંબઈમાં વિજ્ઞાનનાં શિક્ષણ અને સંશોધન અર્થે એક સંસ્થા સ્થાપવાની સૂચના કરી હતી. તે વખતના મુંબઈના ગવર્નર સર જ્યૉર્જ ક્લાર્ક (પાછળથી લૉર્ડ સિડનહૅમ), જે ઇંગ્લંડની રૉયલ સોસાયટીના ફેલો હતા, તેમણે આ દિશામાં પહેલું પગલું ભર્યું અને મુંબઈમાં સાયન્સ સંસ્થા કાઢવા માટે ફંડ મેળવવા એક અપીલ બહાર પાડી. મુંબઈના તવંગર શહેરીઓએ તે અપીલનો સુંદર જવાબ આપ્યો. સર કાવસજી જહાંગીરે સંસ્થાના મકાનો અર્થે રૂ. ૨½ લાખ અને રૂ. ૪ લાખ એક જાહેર હૉલ બાંધવા માટે, અને રૂ. ½ લાખ તે હૉલને નભાવવાનાં ખર્ચ માટે આપ્યા. સર જેકબ સાસુને રૂ. ૧૦ લાખ અને સર કરીમભાઈ ઈબ્રાહીમે રૂ. ૪½ લાખ, જેમાંથી રૂ. ૧ લાખ આ સંસ્થામાં ભણનાર મુસ્લિમ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ માટે, આપ્યા. સર વસનજી ત્રિકમજી મૂળજીએ રૂ. ૨½ લાખ સંસ્થાનાં પુસ્તકાલય માટે આપ્યા.

મુંબઈ સરકારે રૂ. ૫ લાખ પોતાના ફંડમાંથી આપ્યા. આવી રીતે, રૂ. ૨૫ લાખ સંસ્થા માટે અને રૂ. ૪૬ લાખ હોલને માટે મળ્યા હતા.

સર ચીનુભાઈ માધવલાલે પણ અમદાવાદમાં આવી સંસ્થા માટે મોટી રકમ આપી હતી અને તેથી ગુજરાત કોલેજ સાથે સંકળાએલી માધવલાલ રણછોડલાલ સાયન્સ ઇન્સ્ટિટ્યૂટ સ્થપાઇ હતી.

મુંબઈની સાયન્સ ઈન્સ્ટિટ્યૂટ માટે કોટમાં સેક્રેટરીઅટ અને એલ્ફીનસ્ટન્ કોલેજ પાસે આવેલી વિશાળ ખાલી જગ્યા મકાન બાંધવા માટે નક્કી કરવામાં આવી હતી અને લોર્ડ સિડનહેમના હાથે ૫મી એપ્રિલ ૧૯૧૧ ને દિવસે તેનો પાયો નાંખવામાં આવ્યો હતો. ૧૯૧૫ની આખરમાં તે મકાન તૈયાર થયું હતું. ઇંગ્લંડના રાજાની હિંદની મુસાફરી દરમ્યાન તેમણે આ સંસ્થાની આગળ 'રોયલ' શબ્દ લગાડવા દેવાની દરખાસ્તને સંમતિ આપી હતી અને આ સંસ્થાનું નામ 'રોયલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સ' પડયું હતું. હોલનું નામ 'સર કાવસજી જહાંગીર પબ્લિક હોલ' આપવામાં આવ્યું હતું. સંસ્થાનું વિશાળ મકાન અને હોલ એ મુંબઈની ભવ્ય ઇમારતોમાંનું એક છે.

૧૯૧૪-૧૯ની લડાઈને લીધે સંસ્થાનું કામ ૧૯૧૫માં શરૂ ન થઈ શક્યું. ૧૯૧૫માં જ્યારે મકાન બંધાઈ રહ્યું ત્યારે લડાઈ અંગે ત્યાં કામચલાઉ ઇસ્પિતાલ કાઢવામાં આવી. ૧૯૧૮માં લડાઇ પૂરી થયા બાદ તે ઇસ્પિતાલ બંધ કરવામાં આવી પણ બીજાં બે વર્ષ સુધી તે મકાન રેડ ક્રોસ, ડાયરેક્ટર ઑફ ઇન્ફરમેશન અને ઈંડિયન ટેરીફ બોર્ડની ઑફિસો, ૧૯૧૮માં ઉઘાડવામાં આવેલી યુનિવર્સિટી સ્કૂલ ઑફ સોશિયોલોજી અને મિલિટરીના અફસરો વગેરે માટે તે વપરાશમાં લેવાયું હતું.

૧૯૨૦માં મકાનનો મોટો ભાગ શિક્ષણ ખાતાને સોંપવામાં આવ્યો હતો. તે વખતે એલ્ફીનસ્ટન્ કોલેજમાં પ્રથમ વર્ષમાં ભૌતિક વિજ્ઞાન અને બીજા વર્ષમાં અને બી. એ.-બી. એસસી.માં ભૌતિક વિજ્ઞાન, રસાયણ અને જીવનશાસ્ત્ર શીખવવામાં આવતાં. એલ્ફીનસ્ટન કોલેજના વિજ્ઞાનના અધ્યાપકો અને સાંનાં સાધનો અને પુસ્તકો રોયલ ઇન્સ્ટિટ્યૂટમાં લાવવામાં આવ્યાં અને ઑક્ટોબર ૧૯૨૧થી આ સંસ્થાનું કાર્ય શરૂ થયું.

સંસ્થા સમક્ષ નીચલાં ત્રણ ધ્યેયો રાખવામાં આવ્યાં હતાં:

(૧) જાહેર વ્યાખ્યાનો દ્વારા અને પ્રયોગો દ્વારા જનતાને વિજ્ઞાનમાં રસ લેતી કરવી;

(૨) 'અંડર ગ્રેજ્યુએટો'ને વિજ્ઞાનના વિષયો શીખવાડવા અને વૈજ્ઞાનિક સંશોધન અર્થે અગત્યની એવી કેળવણી આપવી તેમજ તે અર્થે તેમની વિચારશક્તિ અને કાર્યશક્તિ કેળવવી;

(૩) કૉલેજના અધ્યાપકો અને ગ્રેજ્યુએટોને વૈજ્ઞાનિક સંશોધન કરવાને પુસ્તકો, સંશોધન સામગ્રી વગેરે જોઈતાં સાધનો પૂરાં પાડવાં અને ઔદ્યોગિક વિષયો પર સંશોધન કરી ઉદ્યોગોને મદદ કરવી.

૧૯૨૨માં યુનિવર્સિટી સેનેટે એક ઠરાવ પસાર કરી સરકારને પોતાનો અભિપ્રાય જણાવ્યો હતો. તેમાં જણાવ્યું હતું કે રોયલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સ મૂળ પોસ્ટ ગ્રેજ્યુએટ શિક્ષણ સંસ્થા રાખવી કે જ્યાં અધ્યાપકો અને એમ. એસસી.ની ડિગ્રી લેવા માગતા વિદ્યાર્થીઓ વૈજ્ઞાનિક સંશોધન કરી શકે. આ ઉપરાંત જેમને ડિગ્રી માટે નહીં પણ આવડત અને શોખને ખાતર વૈજ્ઞાનિક સંશોધન કરવું હોય તેમને પણ ત્યાં સંશોધન કરવાની તક આપવી.

સરકારે સેનેટને પોતાના જવાબમાં જણાવ્યું કે આ સંસ્થા 'અંડર ગ્રેડ્યુએટ' શિક્ષણ અને 'પોસ્ટ ગ્રેડ્યુએટ' સંશોધન એ બન્ને કાર્ય કરશે. આ અર્થે સંસ્થાને બની શકે તેટલાં સાધનો અને અધ્યાપકો આપવામાં આવશે અને જો અંડર ગ્રેડ્યુએટ' શિક્ષણને લીધે 'પોસ્ટ ગ્રેડ્યુએટ' શિક્ષણમાં અડચણ થશે તો 'અંડર ગ્રેડ્યુએટ' શિક્ષણ તેટલે અંશે બંધ કરવામાં આવશે.

૧૯૩૭માં સંસ્થાનાં વધતા જતા પોસ્ટ ગ્રેડ્યુએટ કાર્યને લીધે; પ્રથમ અને બીજા વર્ષના વર્ગો એલ્ફીન્સ્ટન કૉલેજમાં લઈ જવામાં આવ્યા હતા. સેનેટને આપેલા વચન મુજબ આ પગલું હતું.

૧૯૨૬માં યુનિવર્સિટીએ આ સંસ્થાને માન્ય રાખી હતી; ત્યાં સુધી એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી સંસ્થાના વિદ્યાર્થીઓને પરીક્ષાઓ માટે યુનિવર્સિટીમાં મોકલવામાં આવતા. હાલ પાંચ વિષયોમાં શિક્ષણ અપાય છે—ભૌતિક વિજ્ઞાન, રસાયણ, ગણિત, પ્રાણીશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્ર. આ વિષયોમાં બી. એસસી. તથા એમ. એસસી.ના વર્ગો ચાલે છે. આ વિષયોમાં એમ. એસસી., તથા પી. એચડી. ડિગ્રીઓ માટે સંશોધન અર્થે પણ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે. અને કૉલેજના અધ્યાપકોની દેખરેખ નીચે વિદ્યાર્થીઓ કાર્ય કરે છે.

૧૯૨૬ થી, જે વર્ષમાં યુનિવર્સિટીએ તેને માન્ય કરી હતી ત્યારથી, આજ સુધી મુંબઈ પ્રાંતમાં વૈજ્ઞાનિક શિક્ષણ આપવામાં આ ઇન્સ્ટિટયૂટે શો ભાગ ભજવ્યો છે તે નીચેના આંકડાઓ પરથી જણાશે:

| ડિગ્રી (પદવી) | કુલ મુંબઈ યુનિવર્સિટી | કુલ રોયલ ઇન્સ્ટિટયૂટ ઑફ સાયન્સ | ટકા ઇન્સ્ટિટયૂટનો ભાગ |
|---|---|---|---|
| બી. એસસી. (પાસ થએલાની સંખ્યા) | ૧૦,૦૧૩ | ૧,૨૪૩ | ૧૨.૪ |
| ,, ,, (પહેલો વર્ગ અને ડીસ્ટીંકશન) | ૭૫૯ | ૨૪૬ | ૩૨.૪ |
| એમ. એસસી. (પેપરથી) | ૧૬૦ | ૪૪ | ૨૭.૫ |
| ,, ,, (થીસીસથી) | ૫૫૮ | ૨૫૪ | ૪૫.૫ |
| પીએચ. ડી. (થીસીસથી) | ૯૧ | ૨૮ | ૩૦.૮ |

ઇન્સ્ટિટયૂટે પ્રાંતની શિક્ષણ સંસ્થાઓને અને ઉદ્યોગોને ઉચ્ચ શિક્ષણ અને સારી કેળવણી પામેલા વિજ્ઞાનના ઉપલા પાંચ વિષયોમાં પદવીધરો પૂરા પાડ્યા છે. ગત વર્ષોના કેટલાક વિદ્યાર્થીઓ આજે ઉચ્ચ કોટિના સંશોધકો તરીકે ખ્યાતિ પામ્યા છે. નાની વયે આંતરરાષ્ટ્રિય ખ્યાતિ મેળવનાર ડૉ. એચ. જે. ભાભા ઈ. સ. ૧૯૨૬–૨૭માં આ સંસ્થાના વિદ્યાર્થી હતા.

અત્યાર સુધીમાં લગભગ ૫૫૦ ઉપરાંત સંશોધન પ્રકાશનો, હિંદનાં અને પરદેશનાં સંશોધન-સામયિકોમાં, આ સંસ્થામાંથી બહાર પડયાં છે. તેમાંથી લગભગ ૩૦૦ થી વધુ પ્રકાશનો રસાયણનાં ક્ષેત્રમાં છે. શુદ્ધ વિજ્ઞાનના અને ઔદ્યોગિક ક્ષેત્રના વિવિધ વિષયો પર સંશોધન થાય છે. 'કાઉન્સિલ ઑફ સાયન્ટિફિક એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ રીસર્ચ', 'ઇમ્પીરિયલ કાઉન્સિલ ઑફ એગ્રિકલ્ચરલ રીસર્ચ' તેમજ કેટલીક ખાનગી સંસ્થાઓ અને કારખાનાંઓ

卐 પ્રસ્થાન 卐

। દૃષ્ટિપૂતં ન્યસેત્ પાદમ્ ।

પુ ૪૫ ચૈત્ર : ૨૦૦૩ અંક ૬

## નહિ એ નભે

પૂજાલાલ

[ પૃથ્વી ]

નહીં જ નહિ એ નભે, અલસ ! આમ આળોટ ના
ઢળી સુખદ સેજ શીતળ સમીર-લ્હેરે અહીં;
તપંત અતિ આકરો તપન, તો ય તું શોધ ના
સખે ! સઘન છાંય; કેર કરતી કસોટી મહીં
ન્રતો વિસર ના લીધેલ વરદાગ્નિની સાખમાં,
વિસર્જન ન ભાવનાનું કર, વાંછતો ના થવા
કદી કૃપણ કીટ, હીણપત હોય રે ! હાય આ:
સ્મરી શિખર ઊંડ ને ઊપડ ઊર્ધ્વ આરોહવા.

ધર્યું હૃદય ધ્યેય જે સમય શૃંગ ઉત્તુંગનું,
થયાં લિખિત ભાલ તે સમયથી જ યુદ્ધો તથા
શ્રમો વિરતિહીન, વેર વકરાયલાં વિઘ્નનું,
નવો હૃદય રંગતા, વિષમતા ભરેલી વ્યથા:
વિના વિપુલ ભક્તિયોગ વર વસ્તુ ના રીઝતી;
વિના ધગશ ધ્યેયસિદ્ધિ સપને ય ના સીઝતી.

卐

# જ્ઞાતિ પ્રથા વિષે બે પ્રશ્નો

કિશોરલાલ ઘ. મશરૂવાળા

પ્રશ્ન ૧.–જ્ઞાતિઓથી હિંદુ જાતિને નુકસાન થઈ રહ્યું છે, તેથી તેનો નાશ થવો ઘટે છે"—એમ ગાંધીજી તથા તમે સૌ કહો છો. આટલે સુધી નુકસાન થઈ રહ્યાનો મુખ્ય મુદ્દો સમજાવશો ?

ઉત્તર—હિંદુ જ્ઞાતિઓ વિવિધ પ્રકારે ઉત્પન્ન થયેલી છે: કેટલીક ધંધાથી, કેટલીક મૂળ વતન પરથી, કેટલીક અંદર-અંદરના ઝઘડાઓથી તડો પડીને વગેરે. સર્વેમાં કોઈકને પોતાથી ઊંચી અને કોઈકને નીચી માનવાનો સંસ્કાર છે. સર્વે કોના હાથનું ખવાય અને કોના હાથનું ન ખવાય, તથા કોની સાથે બેટી વ્યવહાર કરાય–એટલા પૂરતી જ મહત્ત્વની રહી છે. ધંધાને કે વતનને પકડી રાખવાનું કોઈને ફરજિયાત રહ્યું નથી. મૂળ તડો પડવાનાં કારણો પણ ઘણીવાર માલૂમ હોતાં નથી. એટલે આ એક પાયામાંથી પડી ભાંગેલું, છતાં દેખાવ માત્ર રહેલું મકાન છે. એ સમગ્ર હિંદી પ્રજાને એક કોમ બનવામાં વિઘ્નરૂપ થાય છે. સંકુચિત અભિમાન, મિથ્યા ગર્વ, પોતાના વાડા માટે ખાસ માગણીઓ કરવાની વૃત્તિ જ પ્રેરે છે. બુદ્ધિ, આવડત, ચારિત્ર કરતાં અમુક જાતિના હોવું એ મહત્ત્વનું બનાવે છે. અખંડ હિંદુસ્તાનના આદર્શને સિદ્ધ કરવો હોય, હિંદુસ્તાને એક સ્વતંત્ર રાષ્ટ્ર બનવું હોય તો આ પ્રથા જવી જ જોઈએ.

પ્રશ્ન ૨—આ દરમ્યાન જ્ઞાતિને નામે ચાલતી–છાત્રાલયો, કેળવણી ફંડો, મેળાવડા ઇ૦-પ્રવૃત્તિઓમાં વિચારી વર્ગ ભાગ લઈ શકે કે કેમ ?

ઉ૦—જો એ સંસ્થાઓની સંકુચિતતા છોડાવી તેમને સાર્વજનિક એટલે ન્યાત, જાત, ધર્મ વગેરેના ભેદભાવ વિનાની સંસ્થાઓ બનાવી શકવાની શક્તિ અને શક્યતા લાગતી હોય તો તેટલો પ્રયત્ન કરવા પૂરતો તેમાં ભાગ લેવાને હરકત નથી. એવો સંભવ નથી એમ જણાતાં તેનો ત્યાગ કરવો જોઈએ. શ્રી જમનાલાલ બજાજનો દાખલો આ બાબતમાં ઘડો લેવા જેવો છે. તેમણે પોતાની પ્રવૃત્તિઓની શરૂઆત મારવાડી વિદ્યાલય, મારવાડી વિધવા મહિલા મંડળ વગેરે સંકુચિત સંસ્થાઓ દ્વારા કરી. પણ જેમ જેમ તેમની દૃષ્ટિ વ્યાપક બનતી ગઈ તેમ તેમ તેમણે એ સંસ્થાઓને વ્યાપક બનાવવા પ્રયત્ન કર્યો. આ રીતે વર્ધાના મારવાડી વિદ્યાલયને નૂતન વિદ્યાલય બનાવ્યું, મારવાડી વિધવા મહિલા મંડળને પહેલાં હિંદુ મહિલા મંડળ, અને પછી કેવળ મહિલા મંડળ કર્યું. એટલે દેશ, ધર્મ, ન્યાત, જાત ઇ૦ સર્વ ભેદોથી પર કર્યું. જે સંસ્થાઓને તે એવી રીતે વ્યાપક ન બનાવી શક્યા, તેનાથી પોતે છૂટા થયા.

૮ માર્ચ, ૧૯૪૭

*

૪

## વિકલ્પવૃત્તિનો વારસો

"Ah Love ! Couldst Thou and I with Fate conspire
To grasp this sorry scheme of things entire,
Would not we shatter it to bits—and then
Remould in nearer to our heart's desire ?"

[ Omar Khayyam : *Rubaiyat* ]

*

મોટા અરણ્યમાં ઝાડ નીચે સૂકાં પાંદડાં આપોઆપ જ ખરી પડે છે, તેટલાથી જ જમીન ફળદ્રુપ થાય છે. જ્યાં વિજ્ઞાનની ચર્ચા થતી હોય તેવા દેશમાં જ્ઞાનના ટુકડા સદા વેરાતા રહે છે; તેથી ચિત્તભૂમિમાં વૈજ્ઞાનિક ફળદ્રુપતાનો ઉપયોગ લાગી રહે છે. તેના અભાવે આપણું મન અવૈજ્ઞાનિક બની ગયેલું છે. આ દેશવ્યાપિત દૈન્ય વિદ્યાના વિભાગમાં જ નહિ, પણ કાર્યક્ષેત્રમાં પણ આપણને અકૃતાર્થ કર્યા કરે છે."

[શ્રી રવીન્દ્રનાથ ટાગોર : 'વિશ્વપરિચય']

*

અબ્દુલ : તમે હિન્દુઓ એમ જ માની બેઠા છો કે હિન્દની પ્રગતિ તમારા વિના—તમારી સોદાગર કોન્ગ્રેસ વિના—બીજા હિન્દીઓ ન સાધી શકે. પરંતુ તમે જોયું ને કે અમારા લિયાકતઅલીખાને બજેટમાં કેવો ધડાકો કરી બતાવ્યો ?

હરિહર : તેમાં તેમણે શી ધાડ મારી ? કરનો મોટો બોજો ઉદ્યોગપતિ અને શ્રીમંત લોકો ઉપર નાખી હિન્દુ કોમને અન્યાય કર્યો છે, કારણ આ કર ભોગવનાર વર્ગનો મુખ્ય ભાગ હિન્દુ છે.

પ્રકાશ : કોમીપણાનો આવેશ ક્યાં સુધી જઈ પહોંચે છે ? બજેટ ઘડવાના હેતુ પાછળ કોમી લાગણી આરોપવામાં હરિહરની દૃષ્ટિ સંકુચિતતાથી કિલષ્ટ બની છે. લીગના પ્રતિનિધિ પ્રધાને બજેટ ઘડ્યું માટે કોન્ગ્રેસ કે હિન્દુકોમના હિતની વિરુદ્ધ તે હોવું જોઈએ એવું અનુમાન કે એવો આક્ષેપ હરિહરને શોભતાં નથી !

અહમદ : કોન્ગ્રેસી જે કાંઈ કહે કે કરે તે હરિહરને મન રચનાત્મક, અને લીગવાદી જે કાંઈ કહે કે કરે તે બધું બેકાર.

સુધીર : બજેટ કોણે ઘડ્યું તે પ્રશ્ન ગૌણ છે. પરંતુ આ બજેટ ધારાસભા સમક્ષ રજુ કરતાં લિયાકતઅલીએ જે ભાવભર્યા ઉદ્‌ગારો કાઢ્યા તે ખરેખર પ્રશંસનીય ગણાય. ધનવાન અને ફકરાતી વર્ગ પર કરનો ભાર નાખવામાં સમાજવાદી અર્થશાસ્ત્રની કાર્યપદ્ધતિનો વિજય થતો નથી લાગતો ?

અબ્દુલ : ખરું જોતાં આજસુધી કોન્ગ્રેસના પ્રગતિશીલ નેતાઓ જે આર્થિક રાજનીતિની હિમાયત કરતા આવ્યા તે નીતિ લીગવાદી પ્રધાને અમલમાં મૂકી બતાવી તેથી તેને મુબારકબાદી આપવી ઘટે.

હરિહર : આવા કરના ભાર નીચે ઉદ્યોગોની પ્રગતિ રુંધાઈ જશે અને નવા ઉદ્યોગો અસ્તિત્વમાં આવતા અટકી પડશે.

સતીન : તમે તો ગ્રામ ઉદ્યોગના અને હાથમજૂરીના હિમાયતી છો. માટે તમારે ઉદ્વેગ ન પામવો જોઈએ.

અબ્દુલ : હરિહરની ફિકર સમજી શકાય તેવી છે. કોન્ગ્રેસની ઘણીખરી પ્રવૃત્તિ મૂડીદાર-વર્ગના નાણાંથી પોષાય છે. તેમાં ગાબડું પડવાની પળ આવે તે કોન્ગ્રેસમાનસ ધરાવતા હરિહરને ન રુચે. કોન્ગ્રેસના ફાળામાં મોટી રકમો ભરનાર શેરબજારના મોવડીઓને લિયાકતઅલીએ ફટકો ન આપ્યું તે તેમને કેમ ગમે ?

સુધીર : એ ધનિક શેઠિયાઓ વ્હીલે મોઢે દિલ્હીથી પાછા ફર્યા તે યથાર્થ છે. કારણ તેમની સ્વાર્થી દલીલોની પાછળ આમજનતાના વિશ્વાસનું બળ–mass sanction–નથી. જો આ ધનિકોને એમ કહેવામાં આવે કે એક જાહેર સભા ભરી બજેટ વિરુદ્ધ ઠરાવ પાસ કરો તો તેમ કરવા તેઓ શક્તિમાન છે ?

સતીન : અલબત નહિ. યુદ્ધકાળમાં અછત અને ફુગાવાનો પૂરેપૂરો લાભ ઉઠાવી જનતાને તેમણે લૂંટી છે, તે કયા મોઢે જનતા સમક્ષ આબરૂ સાથે ઊભી શકે ? બાકી બજેટને સમાજવાદી ગણવામાં ભૂલ છે. જ્યાં સુધી સરકાર સંપૂર્ણ સમાજવાદી ન હોય ત્યાં સુધી સમાજવાદી બજેટ અશક્ય છે. સરકારી ખર્ચમાં આવતી ખોટ પૂરી પાડવા નવા કર નાંખવાની અનિવાર્યતા હતી. આ નવા કર ધનિકવર્ગ ઉપર નાખ્યા તેટલું જ. ખરું સમાજવાદી બજેટ ખર્ચની રકમોમાં જ મોટા ફેરફાર કરે. અને સમાજની જરૂરિયાતો પૂરી પાડવા ઉત્પાદન અને વહેંચણી તરફ મુખ્ય ધ્યાન આપે. આમજનતાનું જીવનધોરણ ઊંચું લાવવા પ્રત્યે સર્વ પ્રયાસ થાય.

પ્રકાશ : મી. મથાઈએ ઉદ્યોગપતિઓના વિરોધને 'વોહરાવેડા' કહી વખોડી કાઢ્યો.

સુધીર : ઉદ્યોગપતિઓએ નાણાંપ્રધાનને ભડકાવી નાંખવાની જ નીતિ આદરી. આ નીતિને 'shock tactics' તરીકે વર્ણવી પ્રો. પી. એ. વાડિયા કહે છે:

"If the Finance Member had provided for the **total expropriation** of this (textile) industry instead of a levy of 25 percent on profits, we suppose the heavens would have fallen and the earth destroyed and no newspaper would have survived the dirges of the industry. And yet the world has survived the confiscatory legislation of revolutionary France in 1789 and that of revolutionary Russia in 1917."

[Profs. P. A. Wadia and K. T. Merchant: 12-3-47]

અમી: બજેટના ગુણદોષ વિષે તમે ગમે તેમ કહો, પણ મને તેમાં એવું કાંઈ જ દેખાતું નથી કે જેથી આમવર્ગના નીચલા થરને લાભ થયો હોય.

**હરિહરઃ** મીઠાવેરો કાઢી નાખ્યો ને ?

**સુધીરઃ** હા, અને રેલવેના દર વધ્યા.

**સતીનઃ** આપણી રાજકીય પરિસ્થિતિ સમજવા લાયક છે. કામચલાઉ મધ્યસ્થ સરકારની –Interim Governmentની — ગોઠવણ બ્રિટિશ સરકારે કરી છે; તેથી બ્રિટિશ સરકારનાં પાપપુણ્યનો અને નીતિરીતિનો વારસો તેમને મળ્યો છે. આથી આમજનતાનાં હિતમાં ક્રાંતિકારક ફેરફાર ન થઈ શકે. સેંકડો વર્ષોથી ચાલી આવતા ચીલે ચીલે જ પ્રગતિ કરવી પડે. આ ચીલાની દિશા મૂળથી ન બદલાય તેની કાળજી રાખવા વાઈસરોય મીટ માંડી દિલ્હીની ગાદી ઉપર હયાત છે. આમ ન હોત તો લશ્કરી ખર્ચ રૂા. ૧૮૮ કરોડ કાયમ રહી જ કેમ શકે ! અને કાપડની મીલોએ યુદ્ધકાળમાં એકસો એક કરોડ રૂપિયાની મૂડી ઉપર સરેરાશ વાર્ષિક નફો એપન કરોડ રૂપિયાનો કર્યો તે શક્ય જ ન બન્યું હોત. નફાખોરીનો લોભ બીજા કોઈ પણ દેશમાં આટલા મોટા પ્રમાણમાં સફળ થયો નથી જાણ્યો.

**સુધીરઃ** બ્રિટિશ રાજવહીવટના દિવસોમાં કાયદાના અમલની જરા પણ કડકાઈ આવતી ત્યારે તુરત નાગરિક સ્વાતંત્ર્યના નામે કોન્ગ્રેસ વિરોધનો પ્રચંડ પુકાર કરતી. તે જ કોન્ગ્રેસનાં પ્રધાનમંડળો આજે નવા નવા કાયદા અને બીલો લાવી સરકારી ખાતાં અને અમલદારોની સત્તા અનહદ વધારી રહ્યાં છે. હમણાં મુંબાઈના ગૃહસચીવ મોરારજીભાઈએ લોકનૃત્યસંઘના નાટ્યપ્રયોગોમાંથી કાશ્મિર, R. I. N., અને કોમી ઝગડાનાં દશ્યો બતાવતા ત્રણ પ્રવેશો ઉપર પ્રતિબંધ મૂક્યો છે. આવા નૃત્યપ્રયોગોથી શું તે કરતા હશે ?

**પ્રકાશઃ** આ પ્રયોગો ઉપરના પ્રતિબંધ વિષે આપણા લોક-શાયર સ્વ. મેઘાણી પણ ઊકળી ઊઠ્યા હતા. તેમના દુઃખદ અવસાનના એક જ દિવસ અગાઉ તેમણે વાતચીતમાં કહ્યું: "આપણું રાજકારણ ક્યાં જઈ રહ્યું છે? લોકસંઘની ત્રણ નાટિકાઓ ઉપર પ્રતિબંધ મુકાયો એ તમે વાંચ્યું ને ? મેં એ નાટિકાઓ જાતે જોઈ છે ને એમાં કાંઈ વાંધાભરેલું મને લાગ્યું નથી. ટીકા પણ હળવાશથી કરી છે ને એમાં કલા છે. એક બાજુ કોમી છાપાંઓ રોજ ઝેર રેડે છે તેને કોઈ અટકાવતું નથી ને આ નાટિકાઓ પર પ્રતિબંધ ? . . . આપણા સેવકો સત્તાસ્થાને બેસે ત્યારે આવું કેમ બને ? મને લાગે છે કે આમ થયા કરશે તો આપણામાં પક્ષો પડશે ને પ્રતિક્રાંતિના વાયરા વાશે. એ હવા ગતિમાન થઈ રહેલી હું જોઈ રહ્યો છું."

**હરિહરઃ** આ પ્રયોગો હિંસાના પાઠ શીખવે છે, અને ગોરી સરકાર સામે બંડ જગાવવાની પ્રેરણા આપી લોકોને ઉદ્દીપ્ત કરી મૂકે છે. આ પ્રયોગો સામ્યવાદી અદાકારો રજુ કરે છે. તેની પાછળ સંપૂર્ણપણે સામ્યવાદી માનસ પડેલું છે.

**સતીનઃ** તમે પાછા વાદવાદના ભ્રામક આંતરપ્રવાહમાં તણાઈ જાઓ છો. વાદ ગમે તે હોય પણ તેના સિદ્ધાન્તો અલિપ્તભાવે તપાસવા જોઈએ. દા. ત., લિયાકતઅલી લીગવાદી છે માટે તેમણે ઘડેલું બજેટ ખરાબ હોવું જ જોઈએ તે માન્યતા

ભૂલભરેલી છે. તેમજ શ્રી. મોરારજીભાઈ કોન્ગ્રેસવાદી છે માટે તેમણે ઘડેલું Public Safety Bill હિતકારક જ હોવું જોઈએ તે માન્યતા પણ ભૂલભરેલી છે. તેમજ નાટ્યપ્રયોગો રજુ કરતા અદાકારો સામ્યવાદી છે માટે તે પ્રયોગો અનિષ્ટ હોવા જ જોઈએ તે માન્યતા પણ બિનપાયાદાર ગણાય.

પ્રકાશ: તમારી સૂચના પ્રમાણે તો દરેક કાર્ય પૃથક્‌પૃથક્ મૂલવવું પડે. આ મૂલવણી માટે પ્રમાણદંડની પદ્ધતિ ચોક્કસ કરવી જોઈએ.

સતીન: તે સહેલું નથી, તેમજ બહુ મુશ્કેલ પણ નથી. સમાજના વિકાસમાં, તેની રાજકીય પ્રગતિમાં, વર્ગવર્ગની વિસંગતતા મહત્ત્વનો ભાગ ભજવે છે તે પ્રથમ સમજી લેવું જોઈએ. સમાજના અનેક વર્ગો પાડી શકાય, જેમ કે: આદર્શવાદી અને ભૌતિકવાદી ફિલસૂફો, સામ્રાજ્યવાદી અને સમાજવાદી સરકારો, મૂડીદાર અને શ્રમજીવી—આ પ્રમાણેના અનેક વર્ગોની ક્રિયાપ્રક્રિયાથી સમાજનું રૂપ ઘડાય છે. પરંતુ આપણી સમજ પૂરતા મુખ્ય બે વિભાગ જ બસ છે: શોષકવર્ગ અને શોષિતવર્ગ. સમાજનું જીવન અતિ ભૌતિક ઉત્પાદનનાં બળો અને વર્ગવર્ગના આંતરિક સંબંધો ઉપર અવલંબે છે.

પ્રકાશ: તમારું કહેવાનું ટૂંકમાં એમ થયું કે સમાજજીવન સમજવા માટે વર્ગવર્ગના આર્થિક સંબંધો અને ઘર્ષણોનું યથાર્થ પૃથક્કરણ આવશ્યક છે. આ દૃષ્ટિથી જોતાં આપણો દેશ તો ઘણો પછાત ગણાય.

સતીન: પછાતપણાથી નિરાશ થવાનું કારણ નથી. શોષિતવર્ગના લાભમાં જે કોઈ સાધના થાય તે પ્રગતિ, અને શોષકવર્ગના લાભમાં જે કાર્ય થાય તે વિગતિ या પ્રત્યાઘાત. જેમ અધ્યાત્મ જીવનમાં આત્મજ્ઞાન તરફ કાર્ય થાય તે અનુકૂલ અને તેથી વિરુદ્ધ કાર્ય થાય તે પ્રતિકૂલ ગણાય છે તેમ. બાકી પછાતપણું કેટલીક વખત લાભદાયી નીવડે છે. ટ્રોટ્સ્કી કહે છે:—

> "A backward country assimilates the material and intellectual conquests of the advanced countries. The privilege of historic backwardness permits, or rather compels, the adoption of whatever is ready in advance of any specified date; skipping a whole series of intermediate stages. Under the whip of external necessity, the backward culture is compelled to make leaps."
>
> [ Trotsky : *History of the Russian Revolution* ]

અલી: તમે બધા નાના મોટે મોટી વાતો કરો છો. તેમાં લોકોનું દારિદ્ર્ય કેમ ફીટશે? દેશમાં જાણે કંઈ કામ કરવાનું ન હોય તેમ, હમણાં આપણી વચગાળાની સરકારે મિ. આસફઅલીને અમેરિકા મોકલ્યા. તેથી લોકોને શો લાભ?

હરિહર: એમ કેમ કહો છો? પરદેશમાં મોકલાવેલા આપણા રાષ્ટ્રીય એલચીઓ સંગીન કાર્ય કરી શકે છે. મિ. આસફઅલીના પ્રયાસને લીધે તો ૧૯૪૮ના જુન માસ પહેલાં હિન્દને સ્વરાજ સુપરત કરવાનું વચન મિ. એટલીને જાહેર કરવું પડ્યું.

પ્રકાશઃ આ વચન બ્રિટિશ સરકાર અદા કરશે કે કેમ તેની મને શંકા છે. ભૂતકાળમાં અંગ્રેજોએ અનેક વખત વચનભંગ કર્યા છે.

સતીનઃ ભૂતકાળમાં વચનભંગ થયા છે તે સાચું. પરંતુ વર્તમાન ઇતિહાસની એક સમસ્યા સમજવા જેવી છે. બીજા વિશ્વયુદ્ધને અંતે બ્રિટનની રાજકીય સ્થિતિ અત્યંત નબળી પડી છે. ખુદ વિલાયતમાં મિ. એટલીની મજૂર સરકારને કેટલી બધી આફતોમાંથી પસાર થવું પડે છે! બીજા દેશોની સાથેના સંબંધોમાં પણ બ્રિટનને નમતું જોખવું પડે છે. ઉપરાંત, કેટલાક બ્રિટિશ અર્થશાસ્ત્રીઓ એવો સિદ્ધાંત અપનાવતા થયા છે કે બ્રિટિશ સામ્રાજ્ય જૂની ઢબથી ચાલુ રાખવામાં લાભ નથી. દુનિયાભરમાં લોકોના બદલાતા માનસ સાથે સુમેળ સાધવાની નવી નીતિ બ્રિટિશ નેતાઓ સ્વીકારવા લાગ્યા છે. પરિણામે હિન્દ પ્રત્યેની નીતિ પણ બદલાવા પામી છે.

સુધીરઃ અમે તે સંજોગોમાં બ્રિટન આર્થિક અને વ્યાપારી લાભ તરફ મુખ્ય ધ્યાન રાખે છે. She is a nation of shopkeepers.

સતીનઃ ખરું. અત્યાર સુધી પોતાના આર્થિક લાભ બ્રિટને રાજકીય વર્ચસ્વથી—સામ્રાજ્યવાદથી — Imperialismથી — સાધવાની નીતિ રાખી છે. હવે તે લાભ અરસપરસ સમજૂતીથી સિદ્ધ કરવાની નવી નીતિ તેણે અખત્યાર કરવા માંડી છે. દા. ત., કામચલાઉ સરકાર નીમી તેની મારફત બ્રિટન પોતાનાં વ્યાપારી હિત સાધવાનો અખતરો અજમાવી રહ્યું છે. તદુપરાંત હિન્દી મૂડીદાર અને દેશી રાજ્યોની ભાગીદારી રાજકીય નીતિરીતિથી કેળવશે. પરિણામે પરદેશી બ્રિટિશ હિતો, દેશી મૂડીદારી હિતો, અને દેશી રાજાઓનાં હિતોની ત્રિપુટી હિન્દ ઉપર વર્ચસ્વ ધરાવવા દરેક પ્રયત્ન કરશે, પરંતુ તેમાં આમજનતાનું હિત ઓછા પાછળ પડી જશે.

અમીઃ કદાચ એમ પણ બને કે હિન્દી પ્રધાનોને રાજ્યસત્તા સોંપી હિન્દમાં પહેલા કરતાં પણ વિશેષ વ્યાપારી અને આર્થિક લાભ બ્રિટન ઉઠાવે; પરિણામે હિન્દી જનતા ગરીબીમાં જ સબડયા કરે.

સુધીરઃ આ સંભવિતતા ધ્યાનમાં રાખી જયપ્રકાશ ક્રાન્તિની ઘોષણા કરી રહ્યા છે. પહેલી તકે આમવર્ગની સત્તા–મજૂર, કિસાન, શ્રમજીવીની સત્તા–સ્થાપવાની નીતિ આદરે છે અને તૈયારી કરે છે. આવું સમાજવાદી માનસ કોન્ગ્રેસના સનાતન–માનસી મોવડી મંડળને ઝેર જેવું લાગવાથી કાર્યવાહક સમિતિમાંથી જયપ્રકાશને ખસેડી તેના સ્થળે જે. સી. કુમારપ્પાને લાવવા વિચારી રહ્યા છે.

સતીનઃ જયપ્રકાશની ઘોષણા અને તલસાટ આજે તો પથ્થર ઉપર પાણી જેવાં નીવડે છે. કારણ સ્વદેશ આર્થિક વિષયમાં સો યે સો ટકા ગામત છે. પરદેશી અને દેશી પેઢીઓની ભાગીદારી સિદ્ધ કરી હિન્દનું આર્થિક શોષણ દીર્ઘાયુષી બનાવી રહ્યા છે. ન્યુફિલ્ડ-બિરલા, I. C. I.—તાતા જેવાં જોડાણો અનેક ધંધાઓમાં થવા માંડ્યાં છે. Heavy chemicals : Automobiles : Plant and

Machinary : Plastics : Artificial silk: — આવા અનેક ઉદ્યોગોમાં દેશી-પરદેશી સહકાર પૂર જોસથી આગળ ધપી રહ્યો છે.

અલી : આપણી આજની આ વ્યાપારી પ્રવૃત્તિ સંબંધની વાતો સાંભળી મને તો એમ જ લાગે છે કે દેશની ખરી લગામ આ મૂડીદાર વર્ગના જ હાથમાં છે. જીવનની બધી સગવડતા તેઓ જ ભોગવી રહ્યા છે. અને આપણી રાજકીય હિલચાલો અને પ્રજાના પોકારો અરણ્યરુદન જેવાં છે.

સતીન : તમારો નિર્ણય વ્યાજબી છે. સમાજનું જીવન મૂડીદાર વર્ગના હાથમાં શેતરંજનાં સોગઠાં માફક આમથી તેમ અથડાયા કરે છે. નીચલા વર્ગની એટલે કે આમ-જનતાના મોટામાં મોટા ભાગની સત્તા છે જ નહિ. તેમણે તો પગારદાર નોકરી કે ગુલામી જ કરવાની છે. પરંતુ આ ચિત્રથી નિરાશ થવાનું કારણ નથી. દરેક દેશના ઇતિહાસમાં અદૃશ્ય રીતે લોકમાનસ આગળ ધપતું જાય છે અને પોતાના હકનું અને શક્તિનું ભાન થતું જાય છે. આ લોકમાનસ વિશેષ વ્યાપ્ત, તલસ્પર્શી અને સક્રિય બનાવવા યોગ્ય અવસરે નેતાઓ અને કાર્યકરો પણ મળી રહે છે. મધ્યમ વર્ગ, મજૂર વર્ગ, કિસાન વર્ગ, શ્રમજીવી વર્ગ ક્રમશઃ એટલા જાગ્રત થવા પામશે કે શક્તિશાળી મૂડીવાદી ચાલબાજી પરાજય પામશે. આ જાગૃતિ અને તૈયારી સિદ્ધ કરવા આજસુધી કોન્ગ્રેસના વૃદ્ધ નેતાઓએ પ્રયાસ આદર્યો, પરંતુ સત્તા પર આવતાં મૂડીવાદી માનસનો વિકલ્પ વાગ્યો. તેઓને કાલ્પનિક તરંગોમાં ડૂબેલી રહ્યો છે. રાજ્યમાં બધું આલબેલ છે તેવી તાર્કિક માન્યતા લોકોના મનમાં ઠસાવવા પ્રયાસ થાય છે. 'સબૂરી'નું ધ્રુવસૂત્ર કોન્ગ્રેસી નેતાઓના માનસને જકડી રહ્યું છે.

અલી : દેશનું કલ્યાણ કોન્ગ્રેસ વિના બીજા પક્ષો ન સાધી શકે ?

સતીન : જરૂરિયાત ઊભી થતાં નેતાઓ આવી મળવાના. અત્યારે પણ સમાજવાદી, સામ્યવાદી પક્ષ જેવાં દુર્દામ બળો આગળ ધપી રહ્યાં છે, પરંતુ આખરે ખરો વિજય તો લોકોના પોતાના હાથબળે જ સિદ્ધ થઈ શકે.

પ્રકાશ : રાજકીય અને આર્થિક ઇન્દ્રજાળમાં ફસાઈ પડવાથી આપણા જીવનનાં પ્રધાન મૂલ્યો ભૂલી જઈએ છીએ.

હરિહર : આપણે ધર્મ અને નીતિથી ભ્રષ્ટ થયા છીએ તેમાંથી આપણને બચાવવા અર્થે ગાંધીજી નોઆખાલીનું કાર્ય પતાવી બિહારમાં હવે આવ્યા છે.

સુધીર : અત્યારે તો પંજાબમાં ગાંધીજી વધારે સક્રિય ફાળો આપી શકે. ત્યાં કેમ જતા નથી ?

હરિહર : તે નિર્ણય તમારે કે મારે કરવાનો નથી, તેમના અંતર્નાદનો એ સવાલ છે.

સુધીર : તમારો જવાબ સંતોષકારક નથી. નીતિનાં જે ધોરણો ગાંધીજી લોકોને શીખવે છે તેનું પરિણામ માલિકવર્ગની તરફેણમાં જ આવે છે. એક પ્રકારની આદર્શ પરંતુ તરંગી નીતિને ગાંધીજી વળગી રહ્યા છે.

**સતીન :** જે નીતિ ગાંધીજી આદરી રહ્યા છે તેથી જુદા પ્રકારની નીતિ આદરવાનું તેમના માટે શક્ય નથી. સામાજિક પરિબળો* તેમાં આડે આવે.

" As society has hitherto moved in class antagonisms, morality was always a class morality. We have not yet passed beyond class morality. A really human morality which transcends class antagonisms and their legacies in thought becomes possible only at a stage of society which has not only overcome class *contradictions but has even forgotten them in practical life.* "

( **Engels :** *Anti-Duhring* ch. IX )

**પ્રકાશ :** પરંતુ ગાંધીજીનું નીતિશાસ્ત્ર નિઃસ્વાર્થ, આત્મભોગ, સત્ય અને અહિંસાના સિદ્ધાન્તો ઉપર ઘડાયેલું છે. તો પછી सत्यमेव जयते અનુસાર તેમના નીતિના બોધપાઠ સફળ થતા કેમ નથી ?

**સતીન :** મેં તમને પૂર્વે સમજાવ્યું છે કે તેમાં વૈજ્ઞાનિક અર્થશાસ્ત્ર યા સમાજવાદના મૂળ સિદ્ધાન્તોનો અભાવ છે. વળી ધાર્મિક કે લૌકિક દૃષ્ટિએ આપણે તપાસીએ તો એવું અનુમાન કરવું પડે કે સત્ય શબ્દનો ઉપયોગ થવા છતાં તેમાં સત્યપ્રતિષ્ઠા નથી. કારણ જો સત્યપ્રતિષ્ઠા હોત તો તેનું ફળ ક્યારનું યે સિદ્ધ થયું હોત. પતંજલિ કહે છે:

सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥ યોગસૂત્ર ૨–૩૬

**હરિહર :** ગાંધીજી તો સતત શિખામણ આપી રહ્યા છે, પરંતુ લોકો ક્યાં માને છે ? આપણા ગુજરાતના પ્રખર મુત્સદ્દી રવિશંકર મહારાજે હમણાં સ્ત્રીઓને શિખામણ આપી કે " લોકડામાં સમાસ " કરતાં શીખો અને નોકરોની હાડમારી અને મુસાફરીમાંથી બચવું હોય તો હાથે બધું કામ કરો, કષ્ટ વેઠો. પરંતુ આપણો ઓરમ ક્યાં સાંભળે છે ?

**અલી :** લ્યો, સાંભળો. ખાવાનું, ઓઢવાનું કે રહેવાનું, પૂરતા પ્રમાણમાં મળતાં નથી તેમાંથી પણ સંકોચ કરવો અને જરૂરિયાતો ઓછી કરવી, તેનો અર્થ તો એમ થયો કે પુરાણા યુગના ગુફાનિવાસી જંગલીની માફક આપણે જીવન ગુજારતા થઈ જવું. પરંતુ હું એમ પૂછું છું કે ધનિક વર્ગ દરેક પ્રકારની સુખસગવડતા અને મોજશોખ ભોગવી શકે છે તેના તરફ નેતાઓ અને કાર્યકરો કેમ આંગળી ચીંધતા નથી ? ખુદ નેતાઓ અને કાર્યકરો કાં તો પોતાના બંગલા અને મોટરો વસાવે છે, કાં તો ધનિકોના બંગલા અને મોટરો વાપરે છે. લોકો કરે !

**હરિહર :** લોકોને પણ ધનિકોની જેમ જીવન-ગાળવાની ઇચ્છા થશે તો તેમની માફક અધર્મ અને અનીતિના પાપમાં પડશે.

**સુધીર :** ધર્મ અને નીતિના નામે આપણા લોકો કાલ્પનિક દેવદેવીઓ અને તાત્વિક આદર્શો અપનાવવામાં બેનમૂન બની ગયા છે આવી તરંગી, અવાસ્તવિક મનોદશાને લીધે આપણે ક્રિયાકાંડપારંગત બ્રાહ્મણોની લોભવૃત્તિના ભોગ બન્યા છીએ. રાધાકૃષ્ણન્ ખરું કહે છે:

" The process of Gods-making in the factory of man's mind cannot be seen so clearly anywhere else as in the Rig-Veda. "

( Sir S. Radhakrishnan : *Indian Philosophy I,* Page 73 )

તેમ જ પુરોહિતોની લોકવૃત્તિ સમજાવતાં Rhys David કહે છે:

"The masses of men were addicted to the ceremonies and observances prescribed by those priests, who live on food provided by the faithful, and whom Buddha describes as tricksters, droners out of holy words for pay diviners, exorcists, ever hungering to add gain to gain."

(Rhys David: *Buddhist India* p. 215)

**સતીન :** આ અનિષ્ટ પરિસ્થિતિ મૂડીવાદી સમાજનું અનિવાર્ય અંગ છે.

**સુધીર :** સમાજવાદ આવતાં આ ગંદવાડ ખલાસ થશે.

**સતીન :** આજ સુધી પસીનાની પેદાશથી ઉત્પન્ન થતી સંપત્તિ સામ્રાજ્યવાદીઓ નિર્ભેળ જહાંગીરીના બળથી મંગાવી ટેમ્સ તરફ ઘસડી ગયા. હવે તેનો મૃત્યુઘંટ વાગી રહ્યો છે. આક્રમણશીલ વર્ગના સામ્રાજ્યવાદીઓએ હિન્દને જંગલ જેવું બનાવી દીધું. આ ધીકતી ધરાના સાચા સ્વરૂપમાં વૈજ્ઞાનિક સમાજવાદ લીલા કુંજધામ જેવું બનશે, અને લોકબળ વિકાસ પામતાં લોકવિજય સિદ્ધ થશે જ.

તા. ૧૬–૩–૪૭

卐

# ત્રણ એષણાઓ

બાપાલાલ ગ. વૈદ્ય

[ ગતાંકથી ચાલુ ]

## ૨. ધનૈષણા

ધંધા રોજગાર એવા હોવા જોઇએ કે જેમાં આરોગ્ય સદાચાર આનંદ કુશળતા વગેરે સચવાય. ફુરસદ અને ધંધાને મા-બેનનો સંબંધ છે. કામમાંથી છૂટયા પછી જે મનુષ્ય પોતાની આત્મસંપત માટે વિચાર ન કરી શકે તે કામ વા ધંધો તેટલે અંશે દોષિત જરૂર છે જ.

ચરક ટીકાકર ચક્રપાણિ દત્તે ચોખ્ખું જ કહ્યું છે કે "धनस्य भोगधर्मसाधनार्थमेव उपादमिच्छन्ति, न पुनः कृपणस्य विनियोगशून्यस्य सुसंवर्धितमात्रकरणार्थम् ।" ઉપકરણો મેળવવાના પ્રયત્નમાં ધનોપાર્જનનો સમાવેશ થાય છે, પરંતુ એ ધન ભોગ અને ધર્મસાધનાના અર્થે ઉપયોગમાં આવે એટલા પૂરતું જ હોવું જોઇએ, નહિ કે કૃપણની માફક તેનો સંઘરો કરવા માટે. કૃપણનું ધન વિનિયોગશૂન્ય (જેને 'લિક્વિડ મની' કહેવાય છે તેવું નહિ) હોય તે કેવળ સંગ્રહ માટે જ હોય છે. મુનિ જીનવિજયજીએ ગુજરાતીઓને 'અર્થદાસ' કહ્યા છે. અર્થદાસો છે માટે ગુજરાતીઓનાં શરીરો જુઓઃ ઢીલાં, પોચાં, નિસ્તેજ, માયકાંગલાં, પૈસાની જ વાતોમાં રચ્યાપચ્યાં રહેનારાં!

ધનોપાર્જનનું પણ અનોખું શાસ્ત્ર છે. ગીતામાં જેને 'અનાસક્તિ' કહી છે તે હોય તો પછી ભલેને લાખો રૂપિયા માણસ કમાતો હોય. હું સમાજ પાસેથી જે કમાઉં તે સમાજ અર્થે મારે પાછું આપવું જ રહ્યું. પૈસાનું સમાજશાસ્ત્ર છે—પૈસાની ફિલસૂફી છે. પહેલાના ઋષિમુનિઓ સ્ત્રીઓ સાથે રહેતા હતા, વિપુલ ઉપકરણવાળા હતા, પરંતુ તે બધા પાછળ સામાજિક દૃષ્ટિ અને અનાસક્તિ હતી. એટલે જ સમાજજીવનને તે પ્રેરણા પાતા અને સમાજજીવન નીરોગી રહેતું. વિદ્યા અને ત્યાગ પૂજાતાં, આજની માફક પૈસાની પૂજા થતી ન હતી. ધનિકો પોતાનો ધર્મ સમજે, પોતાના ધનને સમાજના 'ટ્રસ્ટ' તરીકે લેખે, પોતાના જેવા જ પોતાના આશ્રયે રહેલા સૌને જુએ, તો આજે જે Class Warfareના વાયરા વાઈ રહ્યા છે તે ન વાય.

જેમ પ્રાણૈષણામાં કામૈષણાને સમાવી શકાય તેમ ધનૈષણામાં કામૈષણાને સમાવી શકાય.

કામને પ્રેમમાં રૂપાંતરિત કરવાને બદલે જ્યારે પ્રેમ જ કામમાં રૂપાંતરિત થાય છે ત્યારે, સમાજમાં જબરી અરાજકતા ઊભી થાય છે અને તેને પરિણામે સંસ્કૃતિઓનાં કચ્ચરઘાણ નીકળે છે. ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે કે "ધર્મથી અવિરોધી એવો કામ હું પોતે છું." કામની નિંદા કરવાની સે જ નહિ. સ્ત્રી અને પુરુષ-ઉભય એક બીજાનાં પૂરક છે. સુંદર સુશીલ સ્ત્રી પૂર્વજન્મનાં પુણ્ય સિવાય પ્રાપ્ત થતી નથી એમ ચરકમાં કહેવામાં આવ્યું છે. ભર્તૃહરિએ પણ યોગ્ય જ કહ્યું છે કે જો સુંદર મુખારવિંદ અને પ્રત્યેક અંગમાંથી

